ગુર્જર બંધુભગિનિઓને ભાગ લેતા કરવાની મારી ધારણા અત્યારે સંપૂર્ણ થતી જોઇ મને અતિશય આનંદ થાય છે.

આ ત્રીજો ભાગ ઘણા લાંબા કાળે પ્રસિદ્ધ થાય છે; પરંતુ એ માટે ગુર્જર વાચક વર્ગની માગણી તાજી રહી છે, તેથી મને સંતોષ થાય છે..

અમદાવાદ
જેઠ વદ ૧૦, સં. ૧૯૮૭

મહાશંકર ઈંદ્રજી દવે.

## પ્રકાશકનું નિવેદન.

આ ગ્રન્થનો પહેલો ભાગ ઇ. સ. ૧૯૨૩માં અને બીજો ૧૯૨૪માં ત્ર્યંબક સ્મારક ગ્રન્થ તરીકે પ્રસિદ્ધ થએલ તેને ઘણાં વર્ષો થઇ ગયાં.

આ ગ્રન્થના શરૂઆતના ૧૧ ફરમા સને ૧૯૨૪માં અમારે ત્યાં છપાએલા ને પછી ગ્રન્થમાળાના સંચાલકની માંદગી અને મૃત્યુને લઇને ગ્રન્થ અધુરો જ અમારે ત્યાં આજ દિન સુધી પડી રહ્યો.

આ ગ્રન્થ ઐતિહાસિક છે અને ભારતના ઇતિહાસમાં એક ઘણી જ મોટી સ્મરણીય ઉત્ક્રાન્તિનું વર્ણન કરતો હોઇ અપ્રગટ ન રહેવો જોઈએ. તેમજ આ ગ્રન્થનો સારો ઉઠાવ થાય તેટલા માટે અમે આગલા ભાગો કરતાં તેની કિંમત ઓછી રાખી છે, અને શ્રીયુત જીવનલાલ અમરશી મહેતાની સૂચનાને સ્વીકારી આ આવૃત્તિને "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"ના એક પુસ્તક તરીકે પ્રસિદ્ધ કરી છે.

આ યોજનાને અનુકૂળ રીતે પુસ્તકના લેખક શ્રીયુત મહાશંકર ઇન્દ્રજિત દવેએ અધુરું પુસ્તક પૂરૂં કરી આપ્યું તેની ખાસ અમે અહીં સાભાર નોંધ લઇએ છીએ.

# અનુક્રમણિકા

## ખંડ પહેલો.

## ખંડ બીજો.

# સંવાદગુચ્છ

(જરૂરી શબ્દકોષ સાથે) પુંઠું પાકું. કીંમત રૂ. અઢી.
આમાં નીચેના ધાર્મિક, ઐતિહાસિક અને કાલ્પનિક ૨૧ સંવાદો છે.

(૧) કર્ણ અને કૃષ્ણ. (૨) પ્રતાપ અને શક્તસિંહ.
(૩) રાવણ અને મંદોદરી. (૪) રામદાસ અને શિવાજી.
(૫) કૃષ્ણ અને સુદામા. (૬) ચન્દ્રાવત અને વિજયા.
(૭) સિદ્ધરાજ અને જસમા. (૮) મીરાં અને રાણો.
(૯) યુધિષ્ઠિર અને ભીમ. (૧૦) ધ્રુવ અને સુનીતિ.
(૧૧) સીકંદર અને પોરસ. (૧૨) પ્રતાપ અને માનસિંહ.
(૧૩) મદાલસા અને ઋતુધ્વજ. (૧૪) હમીર અને મુંજો.
(૧૫) ગોરખ અને ભર્તૃહરી. (૧૬) રામ અને હનુમાન.
(૧૭) ઈંદ્રજીત અને સુલોચના. (૧૮) પરશુરામ અને ભીષ્મ.
(૧૯) કચ અને દેવયાની. (૨૦) નળ અને કળી.
(૨૧) માતૃગુપ્ત અને પ્રવરસેન.

# હિન્દુ ધર્મની પાઠમાળા

કાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૪૩૦ સોનેરી નામનું સુશોભિત પુંઠું.
કિંમત રૂ. સાડા ત્રણ.

મૂળ લેખક-લાલા બૈજનાથ: બી. એ. રીટાયર સેશનજજ; આગ્રા. ઉત્તર હિન્દુસ્તાનની શાળાઓમાં ટેક્સ્ટ બુક તરીકે ચાલતા હિન્દી ગ્રન્થ ઉપરથી આવશ્યક ફેરફાર તથા ઉપયુક્ત વિષયો–ચરિત્રો વગેરેનો વધારો કરી આ ગ્રન્થ તૈયાર કરેલ છે. આ પુસ્તકના ૧૩ ભાગ અને ૧૨૨ પાઠ છે.

# "वसन्त"

## રજતમહોત્સવ સ્મારક ગ્રન્થ.

આચાર્ય આનંદશંકર બા. ધ્રુવ સંપાદિત "वसन्त" માસિકને ૨૫ વર્ષ થયાં તે પ્રસંગે ગુજરાત પત્રકારમંડળે તથા ગુજરાત સાહિત્ય સભાએ એકત્ર મળી એ માસિકનો રજત–મહોત્સવ ઉજવ્યો, અને એ રજત–મહોત્સવ પ્રસંગે ખાસ લેખો વિદ્વાનો પાસે લખાવેલા તેનો આ ગ્રંથ તેમને અર્પણ કર્યો. આ ગ્રંથમાં ગુજરાતના લગભગ બધા તેમજ ગુજરાત બહારના કેટલાક વિદ્વાનોએ લેખો લખ્યા છે.

"આ ગ્રંથમાં ગુજરાતી ઉપરાંત સંસ્કૃત, અંગ્રેજી અને **હિંદી વિભાગો પણ છે. અંગ્રેજી વિભાગના લેખો ઘણા ખરા ઉત્કૃષ્ટ પ્રકારના છે.** હિંદી વિભાગમાં એક જ લેખ છે; અને તે ઉત્કૃષ્ટ પ્રકારનો છે. એકંદરે આ ગ્રંથમાંના ઘણાખરા લેખો ઉંડા અભ્યાસના પરિણામે લખાયેલા છે.

"આ ગ્રંથના કાગળ, છપાઈ, બાંધણી, પૂંઠું, ઉઠાવ વિગેરે ઘણું સંતોષકારક છે. આર્ટપેપર ઉપર છાપેલાં કેટલાંક ચિત્રો છે, તે પણ સારાં છે. આ પુસ્તકનાં 'ફ્લાય–લીફ' (પૂઠાંને ચોંટાડેલાં પાન) બીજા પુસ્તકોની માફક સાદાં કે જાહેર ખબર છાપેલાં નથી; પરંતુ સુંદર નૈસર્ગિક છે. ( એ નિસર્ગતા પણ આપણા ભારતવર્ષના જ દૃશ્યથી અંકિત છે.) આ દૃશ્યના ચિત્રકાર રા. રવિશંકર રાવળ છે. **આ ગ્રંથની કિંમત રૂ. ૪–૦–૦** છે તે આ બધું તથા ગ્રંથનું કદ જોતાં કંઈક ઓછી કહેવાય. પ્રાચીન વિદ્યાના અભ્યાસીઓએ તેમજ પુસ્તકાલયોએ આ ગ્રંથ ખરીદવો જોઈએ એમ અમે માનીએ છીએ."

—("પુસ્તકાલય" ફેબ્રુઆરી, ૧૯૨૮).

# સિપાહીઓના બળવાનો ઇતિહાસ.



## ખંડ ૧ લો.

## પ્રકરણ ૧ લો.

### વાયવ્ય પ્રાંત.

વિષય નિર્દેશ:—વાયવ્ય પ્રાંત-લેફ્ટેનેન્ટ ગવર્નર કેલ્વિન સાહેબ આગ્રા—અલીગઢ-ઇટાવા-હિંદીઓનું વિશ્વાસુપણું અને કાર્યદક્ષતા-મૈનપુરી આગ્રાના ખ્રિસ્તીઓની સ્થિતિ-કેલ્વિન સાહેબનું જાહેરનામું એ બાબતમાં ગવર્નર જનરલનો અભિપ્રાય-મથુરા—આગ્રાના સિપાહીઓનાં હથિયારો લઇ લેવાયાં.

ગંગા અને યમુનાના મૂળથી માંડીને કર્મનાશ નદી સુધીનો વિશાળ પ્રદેશ વાયવ્ય પ્રાંતને નામે ઓળખાય છે,[1] બળવા

---

૧. હાલમાં એ પ્રદેશ આગ્રા અયોધ્યાના સંયુક્ત પ્રાંતોના નામથી ઓળખાય છે: અનુવાદક.

વખતે એ પ્રાંત એ નામથી ઓળખાતો હતો, ભૌગોલિક પરિસ્થિતિ સાથે એ નામને કંઇ સંબંધ નથી. કારણકે હિંદના સામ્રાજ્યનો વાયવ્ય પ્રદેશ એ પ્રાંત સાથે જોડાએલો નહોતો. પંજાબ જીત્યા પહેલાં બ્રિટિશ સરકાર જે પ્રદેશને વાયવ્ય પ્રાંત કહેતી હતી તે હજુ સુધી એજ નામે ઓળખાતો હતો: આ પ્રદેશ વિશાળતામાં ને હિંદના ગીચમાં ગીચ વસ્તીવાળા પ્રાંતોમાંનો એક ગણાય છે. બળવા વખતે તે પ્રદેશમાં લગભગ ૩૦ લાખ માણસો રહેતાં હતાં.[૧] ઉત્તર હિંદનાં જે નગરો ઇતિહાસમાં પ્રસિદ્ધ થયાં છે, તેમાંનાં ઘણાંખરાં આ પ્રદેશમાં આવેલાં હતાં. એક વખતે મહાન મોગલ પાદશાહોએ આ પ્રદેશને ધન ધાન્યથી ભરપૂર કરી દીધો હતો. આગળ જતાં અંગ્રેજોને પણ આ પ્રદેશમાં પોતાનું રણકૌશલ્ય અને રાજનીતિ બતાવી સત્તા જમાવવી હતી. લડાઇથી કે પછી રાજનીતિની ચાલાકીથી બ્રિટિશ કંપનિએ આ પ્રદેશના એક પછી એક વિભાગો કબજે કર્યાં હતા. સમયના પરિવર્તનથી અને ઘટના પરંપરાના આવિર્ભાવથી પણ એ વિશાળ પ્રદેશના રહેવાશીઓ પરસ્પર છુટા છુટા થઇ ગયા નહોતા. આચાર, ભાષા, અને ચહેરામાં એ પ્રદેશના બધા લોકો એક જ હતા. બધા એક જ જાતની રાજનીતિને પોતપોતાના સામાજિક રીત રિવાજો પાળતા હતા. તેઓનાં વિશાળ શરીર, વિશાળ સ્કન્ધ, વિશાળ છાતી, લાંબા હાથ અને તેજ મારતાં મુખમંડલો નિહાળી પરદેશી લોકો પ્રથમ દૃષ્ટિપાતે જ તેઓને લડાયક જાતિ તરીકે ઓળખી લેતા હતા. લોકો અનુકંપાની લાગણી ધરાવતા હોવાથી જુદી જુદી નાતો

૧ *Raikes, Notes on the Revolt in the N. W. P. of India. P. 4. Kay Sepoy War vol. III P. 194.*

વચ્ચે કજીઆ ટંટા થતા નહોતા. હિંદનો એવો બીજો એકેય પ્રાંત નહોતો કે જ્યાં આ પ્રાંતની પેઠે ખેડુતો અને લડાયક વર્ગના લોકો વચ્ચે ગાઢ મિત્રતા હોય? આથી અહીં લડાયક વર્ગ ખેડુતોમાં અશાન્તિ ફેલાવવામાં ફાવી જાય તેમ હતું. વળી આ પ્રદેશની ગાઢી શક્તિ એકતાના તાંતણુથી સંકળાએલી છતાં કંપનિ બહાદુર તરફ જરાયે અસંતોષ બતાવતી નહોતી. લોકો શાંતપણે પોતપોતાના કાર્યમાં મશગુલ હતા, અને પોતાનું જીવન અને સંપત્તિ સુરક્ષિત માની નચિંતપણે કાળ ગુજારતા હતા. જો કે કંપનિના કારભારથી તેઓ બધી રીતે સંતોષી થઇ શકયા નહોતા. પોલિસની કાર્ય પદ્ધતિથી તેઓ ભારે કંટાળ્યા હતા. મહેસુલી ખાતા તરફથી પણ તેઓને પુરતો સંતોષ મળ્યો નહોતો.[૧] પરંતુ આ અસંતોષ અને કંટાળો તેઓની શાંતિમાં ખલેલ કરતો નહોતો. તેઓનો વેપાર ખિલતો જતો હતો, વસ્તી વધતી હતી, સર્વત્ર વ્યવસ્થા અને શાંતિ વિરાજતી હતી.

આ વિશાળ પ્રાંતના ઉપરિ તરીકે એક લેફટેનેન્ટ ગવર્નર હતો. આ પ્રદેશમાં જે સૈન્ય હતું તે સરકારી કાગળપત્રોમાં સામાન્ય રીતે બંગાળના સિપાહીઓના નામથી ઓળખાતું હતું. સૈનિક વિભાગોમાંના મીરત, કાનપુર અને સાગર વિભાગ આ પ્રદેશમાં ગણાતા. મીરત વિભાગમાં મીરત, દિલ્હી, રોહિલખંડ અને આગ્રાની છાવણીઓ હતી. કાનપુર વિભાગમાં અલ્હાબાદ, બનારસ અને હમણાં જ અધિકારમાં આવેલા અયોધ્યા પ્રાંતના સૈનિકોની ગણતરી થતી હતી. જબલપુર અને ઝાંસી સાગર વિભાગની

૧ *Raikes, Notes on the Revolt in the N. W. P. on India P. 7.*

છાવણીયો ગણાતી હતી. એ સિવાય ઘણેખરે સ્થળે દિવાની વિભાગનાં મથકો હતાં. કમિશ્નર, જજ, મેજિસ્ટ્રેટ, કલેક્ટર વિગેરે રાજપુરુષો જુદા જુદા સ્થાનોમાં રહી કર્તવ્ય બજાવતા હતા. દિલ્હી, મીરત, રોહિલખંડ, આગ્રા, અલાહાબાદ અને ઝાંશીમાં એકેક કમિશ્નર રહેતો હતો. આગ્રા મુખ્ય મથક હતું. વાયવ્ય પ્રાંતનો લેફ્ટેનેન્ટ ગવર્નર અહીંથી આખા પ્રાંતપર હકુમત ચલાવતો હતો.

આ વખતે કેલ્વિન સાહેબ વાયવ્ય પ્રાંતના લેફ્ટેનેન્ટ ગવર્નર હતા. રાજ્યવ્યવસ્થા વિષે તેઓને સારો અનુભવ હતો. તેઓ જ્યારે લોર્ડ ઑકલેન્ડના પ્રાઇવેટ સેક્રેટરી હતા, ત્યારે અફગાનિસ્તાન સાથેની લડાઇમાં અંગ્રેજોની બુરી દશા થઇ હતી. કેલ્વિન સાહેબે આ દુર્ગતિજનક યુદ્ધમાં ગવર્નર જનરલનો પક્ષ લીધો હોવાથી તેઓ પ્રજામાં અપ્રિય થઇ પડયા હતા. એ ખાતર તેઓની કીર્તિ થોડા વખત માટે રાખમાં ઢંકાએલા અંગારાની માફક છુપી રહી હતી. પણ થોડા વખત બાદ તેઓએ પોતાની શક્તિ અને અનુભવના જોરે રાજ્યનીતિ ક્ષેત્રમાં સ્થાન મેળવી લીધું. ઇ. સ. ૧૮૫૩ માં ટામ્સન સાહેબની જગાએ આ નીતિમાન રાજપુરુષની વાયવ્ય પ્રાંતના લેફ્ટેનેન્ટ ગવર્નર તરીકે નિમણુક થઇ. કેલ્વિન સાહેબ બળવા વખતે એ વિપત્તિનું સ્વરૂપ સમજવામાં પાછા પડયા નહોતા. છતાં તેને પોતાની શક્તિ પર પુરેપુરો વિશ્વાસ હતો. આ વિશ્વાસને લીધે તેઓ કોઇપણ બાબતમાં ભયભીત બનતા નહિ. લૉર્ડ કેનિંગની માફક તે પણ જાણતા હતા કે હિંદના એક ખુણામાં નાનું વાદળું પેદા થયું છે તે ધીમે ધીમે મોટું થઇ મોટું વાવાઝોડું પેદા કરશે. પરંતુ એથી એકાએક કંપનિની સત્તા નાશ પામશે, અંગ્રેજોનો ગૌરવસ્તંભ ધૂળ ભેગો થશે અને જે જે સ્થળે બ્રિટિશોનું પ્રાધાન્ય લાંબા કાળથી ટકી રહ્યું હતું

તે તે સ્થળે તેઓની પુરેપુરી દુર્દશા થશે, એવું તેમણે કદી ધાર્યું નહોતું. આથી જ્યારે તેમની પાસે મીરતના સમાચાર આવી પહોંચ્યા, ત્યારે તેઓ પારણામ કેવું ભયંકર આવવાનું છે તે સમજી શક્યા નહિ. મીરતના બંડખોર સિપાહીઓ દિલ્હી આવી પહોંચી શહેર કબજે કરશે, મોગલોની સત્તા ફરી સ્થાપશે અને સર્વત્ર અંગ્રેજોની સત્તા નાશ પામી છે એવું જાહેર કરી સાધારણ પ્રજાને ઉશ્કેરી મૂકશે, તેને અવ્યવસ્થિત અને કંપનિ સરકારની શક્તિ પણ અનાસ્થાવાળી બનાવી મુકશે એ વિચાર તેમના મગજમાં પેઠો નહિ. પરંતુ તેઓની આ ધારણા લાંબો વખત ટકી નહિ. જ્યારે દિલ્હીના સમાચાર તેમની પાસે આવી પહોંચ્યા ત્યારે તેઓએ જાણ્યું કે સિપાહીઓએ વૃદ્ધ બહાદુરશાહને સમગ્ર હિંદનો શહેનશાહ જાહેર કર્યો છે, દિલ્હીમાં અંગ્રેજોની સત્તા નાશ પામી છે, ત્યાંના અંગ્રેજો નાસી ગયા છે, કોઇ કોઇ બંડખોરોના હાથે માર્યા ગયા છે, ત્યારે તેઓ સમજ્યા કે સામ્રાજ્ય પર કડકતી વિજળી પડી છે, જેઓ એકસો વર્ષ થયાં બીનઅટચણે પોતાની સત્તાનો દોર ચલાવ્યા કરતા હતા, તેઓ અકસ્માત અણચિન્તવ્યાં કારણે અદૃશ્ય થયા છે. લેફટેનેન્ટ ગવર્નર જોન કેલ્વિન આ ભયંકર સમય બરાબર સમજી ગયો છતાં હિંમત હાર્યો નહિ. હવે તેઓએ પોતાનું લક્ષ રક્ષણ કરવા યોગ્ય સ્થળો બચાવવા તરફ દોડાવ્યું. ગંગાના કિનારા પર જે મોટાંમોટાં શહેરો હતાં તેમાં અને જે સ્થળો ગંગાથી બહુ દૂર હતાં તેમાં યુરોપીઅન સૈન્ય નહોતું. ત્યાં અંગ્રેજ અમલદારો દેશી સૈનિકોની મદદથી શાંતિ જાળવતા હતા. અત્યારે એ બધા અમલદારોની શી સ્થિતિ થશે એ બાબત લેફટેનેન્ટ ગવર્નરને ચિંતા થવા લાગી. તેમની ખાત્રી

હતી કે એ સ્થળે જે જે સિપાહીઓ છે તેઓ બંડ ઉઠાવી અમલદારોને મુશ્કેલીમાં મૂક્યા સિવાય નહિ રહે. બનારસ અને અલાહાબાદમાં ગોરૂં લશ્કર નહોતું. ત્યાંના અમલદારોને સિપાહીઓએ જ મુશ્કેલીમાં મૂક્યા હતા, તે અમે અગાઉ જણાવી ગયા છીએ. બનારસ અને અલાહાબાદ સિવાય વાયવ્ય પ્રાંતમાં બીજાં અનેક મોટાં શહેરો હતાં, ત્યાં દિવાની અને સૈનિક વિભાગના અમલદારો રહેતા હતા, અને શાંતિ જાળવતા હતા. આ વખતે તેઓ કેવી મુશ્કેલીમાં આવી પડ્યા હતા, અને તેઓનાં મુખ્ય મથકોમાં વ્યવસ્થા કેટલી ને કેવી રીતે જળવાઇ રહી હતી તે હવે અમે ક્રમે ક્રમે દર્શાવીએ છીએ.

મે માસમાં મીરત અને દિલ્હીના સમાચાર સાંભળી આગ્રાના યુરોપિયનો જેટલા શંકાશીલ બની ગયા તેટલી જ પ્રજા પણ ઉશ્કેરાઇ ગઇ. મોગલોના જમાનામાં આગ્રાએ પણ જાહોજલાલીનો ભપકો જોયો હતો. એ નગર સમૃદ્ધિમાં દિલ્હીથી ઉતરતું ગણાતું, છતાં સૌન્દર્યની બાબતમાં એક વખતે દિલ્હી કરતાં પણ શ્રેષ્ઠ ગણાતું હતું. ત્યાંનો અતુલનીય તાજમહેલ જગતમાં આજે પણ પોતાનું ગૌરવ જાળવી રહ્યો છે. યમુના નદી હજુ અગાઉની પેઠે તેને ઘસાઇને ચાલી જાય છે. જ્યારે યમુનાના કિનારાપરથી તાજનું અનુપમ સૌન્દર્ય દૃષ્ટિગોચર થાય છે, ત્યારે જોનાર લાગણીના પ્રચંડ પ્રવાહમાં ભૂતકાળ તરફ ઘસડાઇ જાય છે, તેની નજર આગળ એ સમૃદ્ધિમય પ્રાચીન દેખાવ તરવરી રહે છે. મહાન અકબરે બાદશાહે જ્યાં પોતાનું અપાર ગૌરવ ફેલાવી પ્રસિદ્ધ મોતી મસ્જીદ બંધાવી એ સ્થળનું સૌંદર્ય વધારી મૂક્યું છે. શાહજહાને જ્યાં પોતાની પ્રિયતમ પ્રણયિનીની છેવટની ઇચ્છા પુરવા માટે લખો રૂપીઆ ખર્ચી શિલ્પકળાની હદ બતાવી છે, તે સ્થળ

અગાઉની માફક અત્યારે પણ પોતાની આબરૂ જાળવી રહ્યું છે. તાજ તરફ અંગ્રેજોની લશ્કરી છાવણી હતી. એ સ્થળે યુરોપિઅન લશ્કર અને સિપાહીઓનાં મકાનો હતાં. છાવણી પાસે ઓફિસરોના બંગલા અને પ્રોટેસ્ટંટ ધર્મ પાળનારાનું ઉપાસના મંદિર હતું. શહેર બ્હાર લેફટેનેન્ટ ગવર્નરનો બંગલો, ગવર્નમેન્ટ ઓફીસ, જેલ, કોલેજ, રોમન, કેથોલિક ધર્મ પાળનારાનું ઉપાસના મંદિર અને મુખ્ય મુખ્ય અમલદારોનાં મકાનો આવી રહ્યાં હતાં. સરકારની ઓફિસ એક છેડે ને સિપાહીઓનાં મકાનો બંને છેડે હતાં. કિલ્લા અને શહેરની વચ્ચે, યમુના નદી ઉપર પુલ હતો. એ પુલ ઉતરતાં કાનપુર અને અલીગઢના રસ્તાપર જઇ પહોંચાતું હતું.

આ વખતે આગ્રાની છાવણીમાં ગોરૂં અને દેશી એમ બંને જાતનું લશ્કર હતું. ગોરા લશ્કરની ૩ ળ્ પાયદળ પલ્ટણ અને એક ગોલંદાજ ટુકડી ત્યાં રહેતી હતી. દેશી લશ્કરની ૪૪ મી અને ૬૭ મી પલ્ટણ ત્યાં પડાવ નાખી પડી હતી. બ્રિગેડિયર પોલ હોવેલ આ બધી પલ્ટણોનો અધિનાયક હતો.

મીરત અને દિલ્હીના સમાચાર ૧૨ મી અને ૪૩ મી મેએ આગ્રા આવી પહોંચ્યા. સમાચાર મળ્યા તેને આગલે દિવસે યુરોપિઅનો સાવચેત થઇ ગયા હતા. ગોરા સૈનિકોની એક ટુકડીને કિલ્લામાં રહેવાનો હુકમ મળ્યો હતો: અંગ્રેજોએ પણ પોતપોતાની પિસ્તોલો તૈયાર રાખી હતી. આગ્રામાં દેશી લશ્કરની બે પલ્ટણો હતી. તેની સામે ગોરા લશ્કરની એક પલ્ટણ અને તોપખાનું ટકી શકે તેમ હતું; પણ જો શહેરના લોકો અને આજુબાજુના સિપાહીઓ આવી મળે તો ત્યાંના યુરોપિઅનોને બહુ સોસવું પડે એ સ્વાભાવિક હતું.

જ્યારે મીરતના સિપાહીઓ દિલ્હી જઇ પહોંચ્યા, દિલ્હી તેઓએ હસ્તગત કર્યું ત્યારે વાયવ્ય પ્રાંતની રાજધાની એ બંડખોરોનું ધ્યાન નહિ આકર્ષે એવું કોઇપણ અંગ્રેજ માની શકે નહિ. જેના પર આ વિશાળ પ્રાંતની જવાબદારી હતી, તે પણ સિપાહીઓનો હલ્લો થવાની શંકાથી આકુલવ્યાકુલ થઇ રહ્યો હતો. આ વખતે આગ્રાનો બચાવ કરવો એ તેનું મુખ્ય કર્તવ્ય થઇ પડયું હતું. આ મહાન કાર્ય પાર પાડવા માટે તેણે ૧૩ મી મેએ આગ્રાના મુખ્ય મુખ્ય અંગ્રેજોને બોલાવ્યા [૧]દિવાની અને લશ્કરી વિભાગના અમલદારો, પાદરીઓ અને બીજા યુરોપિઅનો લેફ્ટેનેન્ટ ગવર્નર સાથે મસલત કરવા એકત્ર થયા. લેફ્ટેનેન્ટ ગવર્નરે આ વખતે બધા ખ્રિસ્તીઓને કિલ્લામાં લઇ જવાનો અભિપ્રાય આપ્યો. પરંતુ યુરોપિઅનોને એકાએક ડરી ગયા જેવો દેખાવ કરવો યોગ્ય ન લાગ્યો. તેઓ આ અભિપ્રાય સામે પડયા તેથી લેફ્ટેનેન્ટ ગવર્નરને નમતું મૂકવું પડયું. જેઓ મસલત કરવા આવ્યા હતા તેઓ ત્યારે આવેશમાં આવી પોતપોતાનો મત દર્શાવવા લાગ્યા. જેઓને નિમંત્રણ આપવામાં આવ્યું નહોતું, તેઓ પણ અહીં આવી ઉશ્કેરણીનાં ચિહ્નો બતાવવા લાગ્યા. એક જણે કહ્યું કે આ વખતે બધાએ કિલ્લામાં જઇ રહેવું જોઇએ. બીજા એક જણે કેદખાનાનું શું કરવું એ પ્રશ્ન પૂછયો. ત્રીજા એક માણસે ખોરાકીનો બંદોબસ્ત કરવાની સૂચના આપી. ચોથાએ છાવણીમાંના સિપાહીઓપર તીક્ષ્ણ નજર રાખવાનો અભિપ્રાય આપ્યો. આ પ્રમાણે દરેક મરજી પ્રમાણે વાતચીત કરવા લાગ્યા. દરેક પોતપોતાનો મત દર્શાવતી

૧ *Raikes, Notes on the Revolt in the N. W. P. of India P. G.*

વેળા આગ્રહ અને ઉશ્કેરણીની હદ દર્શાવતા હતા. આ રીતે સભાસ્થાનમાં ભારે ગરબડ મચી રહી. છેવટે નક્કી થયું કે બધા લશ્કરને ક્વાયતના મેદાનપર એકત્ર કરવું. લેફ્ટનેન્ટ ગવર્નરે સિપાહીઓને સમયોચિત ઉપદેશ આપવો. યુરોપિઅન અને ફિરંગીઓની એક નવી ટુકડી ઉભી કરવી. ચોકીદારોએ શહેરના જુદા જુદા વિભાગોમાં જઇ લોકોને શાંત પાડવા અને તેઓની શંકાઓ દૂર કરવી.

મસલત સભા વિસર્જન થઇ. ક્વાયતના મેદાનપર લશ્કરને એકત્ર થવાના હુકમ છુટયા. બીજે દિવસે સવારમાં બધું લશ્કર મેદાનપર એકત્ર થયું. દિવાની વિભાગમાં બધા મુખ્ય અમલદારો એ સ્થળે હાજર થયા હતા. લેફ્ટેનેન્ટ ગવર્નર કેલ્વિન સાહેબ ગાડીમાં બેસી ત્યાં આવી પહોંચ્યા. તેઓને યોગ્ય સન્માન આપવામાં આવ્યું. તોપોના અવાજ થવા લાગ્યા. યુરોપિઅન સ્ત્રીઓ આ સન્માનસૂચક તોપ ધ્વનિથી બહડી. તેઓ ધારવા લાગી કે અંગ્રેજોને સિપાહી વચ્ચે લડાઇ શરૂ થઇ ચૂકી. લેફ્ટેનેન્ટ ગવર્નર ગાડીપર ઉભા રહી પ્રથમ ગોરા સૈનિકોને સંબોધી કહેવા લાગ્યા કે તમારે તમારા ભાઇબંધ સિપાહીઓપર અવિશ્વાસ ન રાખવો, પરંતુ જે દુષ્ટ લોકોએ દિલ્હીમાં પાદરીની પુત્રીનું ખુન કર્યું છે, તેઓ નજરે પડે તો તમારે તેમને જતા કરવા નહિ." લેફ્ટેનેન્ટ ગવર્નર આ મતલબનાં વાકયો બોલતો હતો ત્યારે ગોરા લશ્કરીઓ આવેશમાં આવી જઇ પોતાની બંદુક દ્રઢતાપૂર્વક પકડતા હતા. તેઓનો તે વખતનો આવેશ જોઈ એવું જણાતું હતું કે લેફ્ટેનેન્ટ ગવર્નર જેઓનાપર વિશ્વાસ રાખવાનું જણાવતા હતા તેઓનાપર તેઓ ગોળી ચલાવવા માગે છે. ત્યારબાદ કેલ્વિન સાહેબે સિપાહીઓને સંબોધી હિંદી ભાષામાં જણાવ્યું કે "તમારાપર અમને સં-

પૂર્ણ વિશ્વાસ છે. જો કોઇને કોઇપણ જાતની ફરિયાદ હોય તો તે અત્યારે મને જણાવી શકશે, અથવા તો કોઇને કંપનિ બહાદુરનાં હથિયારો છોડવાં હોય તો તેમ પણ કરી શકશે." લેફટેનન્ટ ગવર્નરનું ભાષણ પુરૂં થયું. કોઇપણ સિપાહી ફરિયાદ કરવા અગર હથિયારો છોડવા તૈયાર થયો નહિ. તેઓ ધર્મભ્રષ્ટ થવાને બહાને વારંવાર ઉશ્કેરાતા હતા. બ્રિટિશ સરકાર પ્રત્યેનો દ્વેષ તેના હૃદયને સળગાવી નાંખતો હતો. તેઓએ આ વખતે તો કંઇ ઉશ્કેરણી ન બતાવી. પરંતુ હાજર રહેલા યુરોપિઅનો તેઓનાં મુખપર પલટાતા જતા ભાવો જોઇ સમજી ગયા કે હજુ ભય દૂર થયો નથી.

લેફટેનન્ટ ગવર્નરે હવે દિલ્હી અને આગ્રા વચ્ચેનો ધોરી રસ્તો સુરક્ષિત રાખવાનો બંદોબસ્ત કર્યો. એ માટે એક અંગ્રેજ અમલદાર નીમ્યો. એ અમલદારને એવો હુકમ કરવામાં આવ્યો કે તમારે રસ્તાની આજુબાજુનાં ગામડાંના લોકોને શાંત પાડવા; સિપાહીઓ દિલ્હીથી આગ્રા તરફ દોડે તો આગ્રાના સૈનિકો તેઓને અટકાવવા માટે બીન અડચણે આગળ વધી શકે તે માટે બધી સગવડ તૈયાર રાખવી; અને આજુબાજુનાં સ્થળોએ કંઇપણ નવીન બનાવ બને તે સત્તાવાળાઓને જણાવવું. આ બંદોબસ્ત કરી કોલ્વિન સાહેબે બીજી બાબતોમાં ધ્યાન પરોવ્યું.

આ વખતે હિંદના દેશી રાજાઓની મદદ ગ્રહણ કરવાનું જરૂરી થઇ પડયું હતું. તેઓના રાજ્યમાં કેટલીક લડાયક જાતો રહેતી હતી. તેઓના તાબામાં ઘણા સિપાહીઓ હથિયારબંધ થઇ રહેતા. તેઓના હુકમથી ઘણા લોકો અસાધ્યને સાધ્ય કરવા મથતા હતા. આવા શક્તિમાન રાજાઓની મદદ વગર

અંગ્રેજો આ વખતે કૃતકૃત્ય થઇ શકત નહિ. આ રાજાઓ પોતાના રાજ્યના બચાવ માટે લશ્કર રાખતા તેપર બનતાં સુધી દેશી માણસોની જ સત્તા ચાલતી હતી. એ સિવાય બ્રિટિશ સરકારે કેટલાંક મિત્રરાજ્યોમાં પોતાના લશ્કરની એકેક ટુકડી રાખી હતી. એ ટુકડીનું ખર્ચ દેશી રાજાઓ જ ઉપાડતા હતા. એ સહાયકારી લશ્કર હમેશાં ગોરા લોકોના અધિકાર તળે રહેતું અને કેળવાતું. મહારાજા સિંધીયાની રાજધાનીમાં આવું એક લશ્કર રહેતું હતું. કોટા રાજ્યમાં પણ એવી જ એક ટુકડી રહેતી હતી. એ સિવાય ભરતપુરમાં જાટ સૈનિકોની સારી સંખ્યા હતી, ભરતપુર આગ્રાની પાસે જ આવેલું હતું. ગ્વાલિયરપર પણ આગ્રાને બહુ આધાર રાખવો પડતો હતો. આ બન્ને રાજ્યોનું લશ્કર આગ્રાના અંગ્રેજોની શક્તિ વધારી અથવા ઘટાડી શકે તેમ હતું. આથી કેલ્વિન સાહેબે પોતાનું બળ વધારવા માટે ભરતપુર અને ગ્વાલિયરના રાજાઓ પાસે મદદ માગી. આ માગણી બંને રાજાઓએ સ્વીકારી. બને રાજાઓએ વિલંબ કર્યા વિના, પોતપોતાનાં લશ્કરો લેફ્ટેન્ટ ગવર્નરની મદદે મોકલ્યાં. ભરતપુરની એક ટુકડી ૧૫ મી મેએ કપ્તાન નિક્સન નામના એક યુરોપીઅન સેનાનાયકની સરદારી નીચે મથુરા આવી પહોંચી. બીજે દિવસે ગ્વાલિયરથી ઘોડેસ્વાર અને ગોલંદાજ સૈન્ય આગ્રા આવી પહોંચ્યું. સિંધિયા સરકારે તો પોતાનું શરીરરક્ષા સૈન્ય પણ લેફ્ટેનેન્ટ ગવર્નરની મદદે મોકલી દીધું. આ વખતે બીજાની મદદ માગવી એ અશક્તિનું લક્ષણ ગણાય એ સંભવિત હતું. ઉત્તર હિંદનાં રજવાડામાં અંગ્રેજોને મદદ માટે ભટકતાં જોઇ લોકો સરકારને સત્તા વિનાની માનતા હતા. પરંતુ લેફ્ટેન્ટ ગવર્નરે એ બાબતપર લક્ષ આપ્યું નહિ. લોકો સરકારને શક્તિ-

માન કે અશક્તિમાન માને કે ન માને તેની કંઇ પરવા ન કરતાં તેઓ દેશી રજવાડા પાસે મદદ માગવા લાગ્યા. તેમની ખાત્રી થઇ હતી કે આ વખતે જો રજવાડાએ હથિયાર ઉપાડયાં, તો કોઇપણ પાર્થિવ સત્તા કંપનિને બચાવી શકે તેમ નથી. આથી આ વખતે મરાઠા, જાટ અને રજપુતોને શરણે જઇ તેને સંપૂર્ણ વિશ્વાસમાં લેવા એ તેમનું મુખ્ય કાર્ય થઇ પડયું હતું. આ વખતે તેમને આ નીતિ સર્વોત્તમ લાગી હતી.

દિવસો જવા લાગ્યા. આગ્રામાં તરતમાં તો કંઇ ચિન્હો જણાતાં હોય એવો ભાસ ન થયો. એક અઠવાડીઉં આ રીતે પસાર થઇ ગયું. રાજ્યવ્યવસ્થા જાળવવા માટે જે જરૂરનું હતું તે બધું બીન અડચણે પાર પડતું હતું. પ્રજા પણ પોતાનો ધંધો-રોજગાર શાંતિથી કરતી હતી. કોરટોમાં નિયમસર કામ ચાલતું હતું. મહેસુલી અમલદારો નિયમસર કર ઉઘરાવતા હતા. મેજિસ્ટ્રેટો પોતાનું કામ નિયમિત રીતે કર્યે જતા હતા. સરકારી અને મિશનરિઓની નિશાળોમાં અગાઉની પેઠે વિદ્યાર્થીઓ ભણી રહ્યા હતા. શિક્ષકો અગાઉની પેઠે ભણાવતા હતા. દિવાની વિભાગના કોઇ કોઇ અમલદારો આ વખતે પોતાનાં દૂરનાં સગાં પર જુલમ ગુજર્યાના સમાચાર સાંભળી ગુસ્સે થતા હતા; કોઇ કોઇ ભવિષ્યના ભયભીત બની ગયા હતા. પરંતુ આવી બીકનાં કાંઇ પણ ચિન્હો લશ્કરી ખાતામાં દૃષ્ટિગોચર થતાં નહોતાં. લશ્કરી વિભાગના તરૂણ ઓફિસરો અગાઉની પેઠે પોતાનું કર્તવ્ય બજાવતા હતા, નિયમીત રીતે ઘોડેસ્વાર થઇ ફરવા જતા હતા. બિલિયર્ડ ખેલતા હતા, નદીમાં તરવાની કસરત કરતા હતા અને રાતે સિપાહીઓ સમક્ષ નિશ્ચિંતપણે ઉંઘતા હતા.

બળવાખોર સિપાહીઓ પોતાનું સત્યાનાશ વાળવા તૈયાર થયા છે, એ વાતની તેઓને ખબર જ ન હોય એવી દશા તેઓ અનુભવતા હતા. યુરોપિઅનો આટલા બધા નચિંત છતાં અમલદાર વર્ગ આકસ્મિક બંડ ઉઠતું અટકાવવાને યોગ્ય ઉપાયો લેતા હતા. યુરોપિઅનો અને પોર્ટુગીઝોનું એક વોલંટિઅર સૈન્ય ઉભું કરવામાં આવ્યું હતું. જેઓને સંસારનું બંધન નહોતું. તેઓ રાજીખુશીથી ઘોડેસ્વાર થઇ શહેર બહાર ચોકી કરતા હતા. જેઓ કુટુંબવાળા હતા તેઓને નગરની અંદર વ્યવસ્થા જાળવવાનું કામ સોંપવામાં આવ્યું હતું. શહેર અને આજુબાજુનાં સ્થળોના શાંત લોકોને નિર્ભય કરવા અને ઉદ્ધત સ્વભાવવાળા લોકોને બીક બતાવવી એ તેઓનું મુખ્ય કર્તવ્ય ગણાતું હતું.

૨૧ મી મે સુધી આગ્રાના યુરોપિઅનો શાંત રીતે દિવસો ગુજારતા હતા. પરંતુ એ દિવસે એકાએક શહેરમાં ગડબડ મચી. અલીગઢથી સમાચાર આવ્યા કે ત્યાંના સિપાહીઓએ હથિયાર ઉપાડયાં છે.

અલીગઢ આગ્રાથી ૫૦ માઇલ દૂર જમના નદીને કિનારે આવેલું છે. જ્યાં અદાલત, બજાર, છાવણી વગેરે આવી રહ્યાં છે તે ભાગ કોટોલના નામથી પ્રસિદ્ધ છે અને જ્યાં કિલ્લો છે તે ભાગ અલીગઢના નામથી ઓળખાય છે. કોટોલ અલીગઢની દક્ષિણે થોડે દૂર આવેલું છે. આ વખતે કોટોલમાં ૯ મી પાયદળ પલટણના કેટલાક સિપાહીઓ રહેતા હતા. આ પલટણના જુદા જુદાં ભાગ મૈનપુરી, ઇટાવા, બુલંદશહેર વગેરે ઠેકાણે હતા. મે માસના મધ્યભાગમાં અલીગઢમાં અશાંતિનાં ચિન્હો જણાવા લાગ્યાં. આજુબાજુનાં સ્થળોએથી ભયજનક સમાચારો આવવા લાગ્યા. એક અંગ્રેજ સેનાનાયક કેટલાક સિપાહીઓ સાથે એ

સમાચારો ખરા છે કે ખોટા તે જાણવા માટે અને કંઈ અશાંતિ હોય તો દાબી દેવા માટે શહેર તરફ રવાના થયો. દિવાની વિભાગનો એક તરુણ અમલદાર અને કેટલાક સ્વારો તેની સાથે ગયા. તેઓની તપાસમા જણાયુ કે મળેલા સમાચારો અતિશયોક્તિથી ભરપૂર છે. તેઓ જ્યારે કસાઇખાના આગળથી પસાર થતા હતા ત્યારે ઉશ્કેરાએલા લોકોનું ટોળું તેમની નજરે પડ્યુ. પરંતુ લોકોની આ ઉશ્કેરણીમાથી કંઇ અનિષ્ટ પરિણામ ન આવ્યુ. આથી એ સૈનિક ટુકડી તપાસ કરી પાછી વળી.

પરંતુ ગડબડ શાંત ન પડી. નગર, બજાર છાવણી અને શહેરમાં ગભીર ઉશ્કેરણીને લીધે અશાંતિ ન પ્રગટી પણ બીજે સ્થળેથી એક તણખો ઉડયો. એ તણખાએ છેવટે ભયંકર આગ પ્રગટાવી અને ચોતરફ વાવાઝોડું ફેલાવ્યુ. પાસેના એક ગામડામાથી અશાન્તિનો ઉદ્દ્ભવ થયો. એ ગામડામા એક બ્રાહ્મણ રહેતો હતો. ગામમા ને આજુબાજુના સ્થાનોમા એની સત્તા, આબરૂ અને ચારિત્ર વખણાતું હતું. એવું કહેવાય છે કે એ બ્રાહ્મણ સાથે જેલરને કંઇ સંબંધ હતો, એ સંબંધ ખાતર જેલર એ બ્રાહ્મણનું કહ્યુ માનવા સર્વદા તત્પર રહેતો આ વખતે અલીગઢની તેજુરીમા સાત લાખ રૂપીઆ રોકડા હતા. આ વાત લોકોથી અજાણી નહોતી. એ જિના પૈસે બ્રાહ્મણ પણ જાણતો હતો. બ્રાહ્મણે ધાર્યું કે સિપાહીઓ અને ગામડિઆઓ સરકાર વિરૂદ્ધ હથિયાર પકડે તો એ રૂપીઆ સિપાહીઓની સાથે તેઓને પણ મળે આ ઉદ્દેશ પાર પાડવા માટે તેણે એ ત્રણ સિપાહીઓને એવું જણાવ્યુ કે જો તમે તમારી ટુકડીના સિપાહીઓને સરકાર વિરૂદ્ધ ઉશ્કેરશો તો મારા કહેવાથી ૨૦૦૦ ગામડિઆઓ

તમારી મદદમાં આવી ઉભા રેહેશે. બ્રાહ્મણને સિપાહીઓ સાથે મસલત કરતો જોઇ એક દેશી ઓફિસરને વહેમ પડ્યો. તેણે બધી વાત જાણી લીધી. પછી બ્રાહ્મણને જણાવ્યું કે આ બાબતની ચર્ચા કોઇ છુપી જગાએ કરીએ તો ઠીક. જો તમે મારી સાથે કોઇ છુપી જગાએ આવો તો આ બાબતમાં કંઇ નક્કી કરી શકાય. બ્રાહ્મણ કબુલ થયો. છુપે સ્થળે સિપાહીઓ ગોઠવાઇ ગયા. બ્રાહ્મણે આવી પોતાની યોજના રજૂ કરી કે તરત ઓફિસરના ઇસારાથી સિપાહીઓએ તેને કેદ કર્યો.[૧] સિપાહીઓએ અગાઉથી આ વાત પોતાના અંગ્રેજ અધિનાયકને જણાવી હતી. અધિનાયકે બ્રાહ્મણને પકડવાનો હુકમ આપ્યો હતો. સિપાહીઓએ આ પ્રમાણે પોતાના અધિનાયકનો હુકમ પાળ્યો. તે જ દિવસે લશ્કરી અદાલતમાં દેશી ઓફિસરો આગળ બ્રાહ્મણનું કામ ચાલ્યું. ન્યાયાધીશે તેને ફાંસીએ લટકાવવાનો હુકમ આપ્યો. તે જ દિવસે સંધ્યાકાળ વખતે સિપાહીઓ સમક્ષ બ્રાહ્મણનું શરીર ફાંસીને લાકડે લટક્યું. અંત્યાર સુધી સિપાહીઓ શાંત હતા. જેઓએ કાવતરાની વાત પોતાના અધિનાયકને જણાવી હતી, જેના હુકમથી એ કાવતરાખોરને પકડ્યો હતો, તેઓ એકાએક ઉશ્કેરાઇ જઇ અંગ્રેજો સામે બંડ ઉઠાવી બેસશે એ વિચાર સત્તાવાળાઓને આવ્યો નહોતો. બ્રાહ્મણનું અકાળમોત થએલું જોઇ હિંદુ સિપાહીઓ દિગ્મૂઢ બની ગયા. તેઓમાંનો એક સિપાહી આગળ આવી બૂમ પાડી બોલ્યો કે "જુઓ, આપણા ધર્મને ખાતર એક જણે કેવા હસતાં મોંએ દેહત્યાગ કર્યો!" દારૂના ઢગલામાં આગનો તણખો પડે ને

૧. *Chambers Indian Revolt. P. 112*

જેવી દશા થાય, તેવી સ્થિતિ આ વાકય સાંભળી સિપાહીઓની થઇ. સિપાહીઓની વફાદારી એક ક્ષણમાં ઉડી ગઇ. સિપાહીઓની ઉશ્કેરણીથી યુરોપિઅનો ભાન ભૂલી ગયા. તેઓ પોતાને સ્થળે ટકી શકયા નહિ. અંગ્રેજ ઓફિસરો નાઠા. દિવાની વિભાગના અમલદારો અને ખ્રિસ્તિઓ આત્મ-રક્ષણ ખાતર કોઇ સુરક્ષિત સ્થળે જવાની તૈયારી કરવા લાગ્યા. થોડીવારમાં યુરોપિઅનો અલીગઢમાંથી નાસી ગયા. એમાંના કોઇ આગ્રા તરફ અને કોઇ મીરત તરફ નાઠા. જેઓ આગ્રા તરફ નાઠા હતા તેઓ તો બીન અડચણે ત્યાં જઇ પહોંચ્યા. પણ મીરત તરફ નાસનારાને બહુ મુશ્કેલી વેઠવી પડી. અલીગઢથી જતી વેળા કોઇના પર હુમલો થયો નહોતો. સિપાહીઓએ તેઓને અક્ષત શરીરે જવા દીધા હતા. દેશી ઓફિસરો રૂદન કરતા કરતા તેઓની પાછળ ગયા.

યુરોપિઅનો ગયા એટલે સિપાહીઓ અને ગામડાંના લોકો પોતપોતાનું કામ કરવા લાગ્યા. તેઓએ ખજાનામાંથી ૭ લાખ રૂપીઆ હસ્તગત કર્યા. કારાગારના કેદીઓને છોડી દેવામાં આવ્યા. યુરોપિઅનોના બંગલા બાળી નાખવામાં આવ્યા. જે કંઇ યુરોપિઅનોના કામમાં આવતું હતું તે બધું નાશ પામ્યું. અલીગઢમાં અંગ્રેજોની સત્તાનું નામનિશાન રહ્યું નહિ. સિપાહીઓ પૈસા લઇ દિલ્હી તરફ ગયા. ગામડાંના લોકો રૂપીઆ અને લૂટનો સામાન લઇ પોતપોતાને ધંધે વળગ્યા. આ વખતે તેઓમાં શાંતિ ફેલાવવા માટે કોઇ અંગ્રેજ અમલદાર આવ્યો નહિ. જ્યારે અહીં અંગ્રેજોની સત્તાનું પુનઃસ્થાપન થયું ત્યારે અહીંની અવસ્થા જોઇ અંગ્રેજો નવાઇ પામ્યા હતા. એક અંગ્રેજે ... સ્થિતિ વિષે લખ્યું છે કે "અમારી આગળ અલીગઢ

એ વિસ્મયકર દૃશ્યનું સ્થળ થઇ પડ્યું છે. બંગલા, કારાગાર વગેરે બધું બાળી નાખવામાં આવ્યું છે. × × અમે આવી પહોંચ્યા એટલે સ્થાનિક લોકોએ લૂંટનો સામાન આમનેમ ફેંકી દીધો છે. શહેરથી કેટલાક માઇલ દૂર સુધીના રસ્તાની બંને બાજુએ આવેલાં જંગલમાં, કુવામાં અને તળાવોમાં વાસણકુસણ તથા શેમ્પેનથી માંડીને હોલવેલની ગોળિઓ સુધીની દરેક ચીજ મળી આવે છે. એ સિવાય મૂલ્યવાન કિનખાબથી માંડીને જુનામાં જુનાં વસ્ત્રો પણ આમતેમ વીખરાઇ પડેલાં જોવામાં આવે છે." ૧

૨૦ મી મેએ અલીગઢમાં આ બનાવ બન્યો. અગાઉ કહ્યું છે તેમ ૯ મી પલટણના કેટલાક સિપાહીઓ બુલંદ શહેરમાં, ઇટાવામાં અને મૈનપુરીમાં રહેતા હતા. અલીગઢના સમાચાર થોડી મુદ્દતમાં ત્યાં જઇ પહોંચ્યા. એ શહેરોના સિપાહીઓ પણ પોતાના મિત્રોની ઉશ્કેરણીથી અધીરા બની ગયા. બુલંદ શહેરમાં બહુ નુકસાન ન થયું. સિપાહીઓ કેવળ તેજુરી લૂટી ચાલ્યા ગયા; પરંતુ ઇટાવા અને મૈનપુરીમાં જુદા જ બનાવ બન્યા.

ઇટાવા મીરતના રસ્તા પર આગ્રાથી લગભગ ૭૩ માઇલ નૈરૂત્યમાં આવેલું છે. અહીંના રહેવાસીઓ શાંતિપૂર્વક દિવસો ગુજારતા હતા. અંગ્રેજ અમલમાં અહીં સર્વત્ર ઉન્નતિનાં દર્શન થઇ રહ્યાં હતાં. મે માસની શરૂઆતમાં આ વિભાગમાં સર્વત્ર શાંતિ અને વ્યવસ્થા જણાતી હતી. ચોરી, લૂટફાટ વગેરે ઉપદ્રવો મોટા પ્રમાણમાં ઘટી ગયા હતા. મહેસુલ ઉઘરાવવાનું કામ શાંતિપૂર્વક થતું હતું. સંખ્યાબંધ નિશાળો સ્થપાઇ હતી. જુદે જુદે સ્થળે આવજા કરવાના

---

*Kaye, Sepoy War, Vol. III 217, note.*

રસ્તા બંધાયા હતા. નહેરના પાણીથી જમીન ફળદ્રુપ બની હતી. વસ્તી સાધારણ રીતે સંતુષ્ટ હતી. આવા સંતોષમાં એકાએક મહાવિપ્લવ ફાટી નીકળ્યો. એ બંડને લીધે બધી વ્યવસ્થા ઉલટસુલટ થઇ ગઇ.

આગ્રાથી મીરત અને દિલ્હીના સમાચાર પહોંચ્યા, એટલે ત્યાંના મેજિસ્ટ્રેટ હ્યુમ સાહેબે બળવાખોરોને હઠાવવાનો નિશ્ચય કર્યો. કારણ કે એ સિપાહીઓ ચેપી રોગની પેઠે ચોતરફ અશાન્તિ ફેલાવે એવો સંભવ હતો. એ માટે ચોકીદારોને ચોતરફ બાતમી લેવા મોકલવામાં આવ્યા. ૧૬ મી મેએ રાતને વખતે તેઓએ મીરતની ત્રીજી ઘોડેસ્વાર પલટણના સાત સ્વારોને અટકાવ્યા. એ સ્વારો પાસે તરવાર ને બંદુક હતી. તેઓ જ્યારે ઇટાવાની છાવણી પાસે આવી પહોંચ્યા ત્યારે તેઓએ અટકાયત કરનારાને અટકાવી એક અંગ્રેજ ઓફિસર પર ગોળી છોડી અને એક બીજાને મારી નાખવાની તૈયારી કરી. ૯ મી પલટણના એક સિપાહીએ અને શહેરના કોટવાળે એ હુલ્લડખોર સ્વારને મારી નાખ્યો. એ દરમિયાન ચોકીદારોએ બીજા સ્વારો પર હુમલો કર્યો. એક સ્વાર મરણ પામ્યો, બે સ્વારો તરવારના મારથી મરણતોલ થઇ પડયા. બે જણા નાસી ગયા. તેઓમાંનો એક પોલિસના હાથમાં પકડાયો. આ સ્વારો ફતેહપુર વિભાગમાં રહેતા પરોણા હતા.

ત્યાર બાદ કેટલાક દિવસે એ જ ઘોડેસ્વાર પલટણના કેટલાક સ્વારો ઇટાવાના મુખ્ય મથકથી ૧૦ માઇલ દૂર આવેલા યશવંતનગર નામના ગામ આગળ આવી પહોંચ્યા. તેઓ પણ હથિયારબંધ હતા. તેઓ જે બળદગાડી પર ચઢી પસાર થતા હતા, તે ગાડીને

ચોકીદારોએ અટકાવી, અને સ્વારોને હથિયાર છોડી દેવાનું જણાવ્યું. સ્વારોએ હથિયાર છોડના હોય એવો દેખાવ કરી એક ચોકીદાર તરફ ગોળી છોડી, ચોકીદાર મરણ પામ્યો. ત્યાર બાદ તેઓ એક દેવાલયમાં જઇ આત્મરક્ષણ કરવા તૈયાર થયા. દેવાલય નાનું હતું, છતાં મજબૂત હતું. તેની આગળ એક દિવાલથી ઘેરાએલી કુંજ હતી.

સ્વારો એક સ્થળે જઇ ભરાયા છે એવી બાતમી મળતાં મેજિસ્ટ્રેટ સાહેબે પોતાની ગાડી સજ્જ કરવાનો હુકમ આપ્યો. તેઓ તથા તેમનો સહકારી હથિયારથી સજ્જ થઇ યશવંતનગર આવી પહોંચ્યા. સ્વારો ભરાઇ રહ્યા હતા તે સ્થળે જઇ જોતાં જણાયું કે એ સ્થળ હસ્તગત કરવું મુશ્કેલ છે. ચોમેર હલકી જાતના મુસલમાનોની વસ્તી હતી, પણ તેઓએ મેજિસ્ટ્રેટને કંઇ મદદ કરી નહિ. જે સિપાહીઓને ઇટાવાથી અહીં આવવાનો હુકમ આપવામાં આવ્યો હતો તેઓ રસ્તો ભૂલ્યા ને વખતસર આવી પહોંચ્યા નહિ. મેજિસ્ટ્રેટની સાથે હથિયારબંધ પોલિસ હતી, પણ તેણે કંઇ કુશળતા બતાવી નહિ. એક પહેરગીર દેવાલયના બારણા આગળ જઇ પહોંચ્યો. પણ એ બિચારો પોતાની વફાદારી બતાવવા જતાં સ્વારોના હથિયારનો ભોગ થઇ પડ્યો. મેજિસ્ટ્રેટ સાહેબનો મદદગાર પણ ઘવાયો. આથી મેજિસ્ટ્રેટને નિરૂપાયે પોતાના ઘાયલ મદદગારને લઇ ઇટાવા પાછું જવું પડ્યું. સ્વારો રાતના વાવાઝોડાનો લાભ લઇ નાશી ગયા.

આ બનાવ બન્યા પછી બીજે દિવસે અલીગઢના સિપાહીઓએ બંડ ઉઠાવ્યું. આ સમાચાર ત્રીજે દિવસે ઇટાવા. મેજિસ્ટ્રેટ સાહેબે ઇટાવાના સિપાહીઓના અધ્યક્ષ સાથે વાતચીત કરી એવું ઠરાવ્યું કે આ સમાચાર સિપાહીઓ ન જાણી શકે એ ખાતર તેઓને

કોઇ બીજે સ્થળે મોકલી દેવા. પરંતુ એ સમાચાર લાંબો વખત છૂપા રહે તેવું નહોતું. મેજિસ્ટ્રેટ ઉપરિ અમલદારો પાસે મદદગાર લશ્કર માગ્યું હતું. પણ એ સૈન્ય આવી પહોંચે એ દરમિઆન અહીં કંઇનું કંઇ બને તેમ હતું. આ કારણોને લીધે ઇટાવાના સિપાહીઓને બરપુરા નામના સ્થળે જવાનો હુકમ થયો. સિપાહીઓ પહેલાં તો આનંદિત ચહેરે ત્યાં જવા રવાના થયા, પરંતુ બે માઇલ દૂર જતાં તેઓના વિચાર ફર્યા. તેઓ અધિનાયકનો હુકમ ન માનતાં પાછા ઇટાવા આવ્યા. કેટલાક સિપાહીઓ અને તેઓના દેશી ઑફિસરો શાંત રહ્યા. તેઓ યુરોપિઅન અમલદારોને કુટુંબ સહિત સહિસલામત બરપુરા લઇ ગયા. ઉશ્કેરાએલા સિપાહીઓ ઇટાવા આવ્યા. ઉચ્છૃંખલ લોકો તેઓની મદદમાં આવી ઉભા રહ્યા, તેઓએ મળી ચોતરફ ભાંગફોડ શરૂ કરી. મેજિસ્ટ્રેટ સાહેબ છુપે વેષે નાસી છૂટ્યા.[૧] ત્રણ ચાર દિવસને માટે ઇટાવામાં અંગ્રેજી સત્તાનાં બધાં ચિહ્નો નાશ પામ્યાં.

ઇટાવાના બળવાનો ઉલ્લેખ કરતાં હ્યુમ સાહેબે હિંદીઓના મહાન ગુણોની ખાસ તારીફ કરી છે. એ પ્રસંગની તેમની નોંધ વાંચતાં હિંદીઓની વફાદારી સાથે રાજ્ય ચલાવવામાં જોઇતી દક્ષતા,

૧. માર્ટિન સાહેબે જણાવ્યું છે કે મેજિસ્ટ્રેટ સ્ત્રીના વેશમાં નાસી છૂટ્યો. પરંતુ હ્યુમ સાહેબે જાતે જુદુંજ જણાવ્યું છે–*Martin, India Empire Vol. II. P. 192* મેજિસ્ટ્રેટ હ્યુમ સાહેબને ધીમે ધીમે ઉંચી પદવી મળી હતી. તેઓ નેશનલ કોંગ્રેસના મુખ્ય - મદદગાર હતા, તેઓ સજ્જન અને હિંદ હિતેચ્છુ હતા. હિંદીઓના ભલા માટે તેઓ સર્વદા મંડયા રહેતા હતા.

નિર્ભયતા અને આત્મત્યાગ વિષે બહુ જાણવાનું મળે છે. હ્યુમ સાહેબ પોતાની નાસભાગ વિષે લખે છે, કે " હું રાતને વખતે નાઠો, ચોતરફ ચાંદની રેલાઇ રહી હતી. મારા પોશાક અને પાઘડી પર એક ચાદર હતી. પાટલુન કાઢી નાખવામાં આવ્યું હતું. પગમાં દેશી જોડા હતા. ગયાદીન નામનો એક ચપરાશી અને એક શહેરી મારી સાથે આવતા હતા. સિપાહીઓ જો મને કલેક્ટર તરીકે ઓળખત તો મારૂં આવી બનત. મારા સોબતીઓ પણ માર્યા જાત. પરંતુ રસ્તામાં મારા વિશ્વાસુ ચપરાશી અને શહેર બંધુ સિપાહીઓ મારી સાથે નાના પ્રકારની વાતો કરતા હતા. આવી વાતચીતમાં રોકાયા હોવાથી સિપાહીઓ મને ઓળખી શક્યા નહિ. ૯ મી પલટણના ઘણાખરા સિપાહીઓ દિલ્હી ગયા હતા. જોકે તેઓ વધારે પૈસા મેળવી શક્યા નહોતા; કારણ કે મેં મારા મિત્ર કુમાર લક્ષ્મણસિંહ અને કુમાર નરસિંહની ( આ બંને પ્રતાપનેર નામના સ્થળના ચોહાણવંશી રજપુત હતા. લક્ષ્મણસિંહ છેવટે રાજા થયો હતો. ) મદદથી ઘણા ખરા રૂપીઆ આગ્રા મોકલી દીધા હતા. ૯ મી પલટણના બધા સિપાહીઓ બંડખોર નીવડયા નહોતા. એ પલટણના કેટલાક દેશી ઓફિસરો અને વીશ સિપાહીઓ એક આહીર જાતિના સુબેદાર નીચે હતા. તેઓની વફાદારી કાયમ રહી હતી. તેઓએ હું નાઠો ત્યારે બીજા નાસતા યુરોપિઅનોનું રક્ષણ કર્યું હતું."

ગ્વાલિયરનું લશ્કર આવી પહોંચ્યું ત્યારે જે હિંદીઓ હ્યુમ સાહેબનો પક્ષ લેતા હતા તેઓએ કહ્યું હતું કે આ સિપાહીઓ જરૂર સરકાર સામે હથિયાર ઉપાડશે. આ વખતે ત્રીશ સ્ત્રીઓ અને બાળકો હ્યુમ સાહેબ પાસે હતાં. હ્યુમ સાહેબે તેઓને આગ્રા મો-

તૈયારી કરી. ચોતરફ બદમાસ લોકો ફર્યા કરતા હતા. ગામો ભંગાતાં હતાં, ઘરો બળતાં હતાં. હથિયારબંધ સિપાહીઓ ફિરંગીઓના જીવના ભૂખ્યા બની ભટકતા હતા. આવા સમયમાં રાજા લક્ષ્મણસિંહ તથા તેના ભાઇઓ અનુપસિંહ અને નરસિંહ એ અસહાય બૈરાં છોકરાંને સાથે લઇ આગ્રા આવી પહોંચ્યા, આ બનાવ જુન માસમાં બન્યો. જુલાઇ માસમાં હુમ સાહેબ પોતાના વિભાગમાં આવી શક્યા નહિ, એ વખતે ઇટાવા વિભાગમાં શાંતિ અને વ્યવસ્થા જાળવવા માટે ઘણા લોકોએ હુમ સાહેબને વિનંતિ કરી. હુમ સાહેબનો વિભાગ પાંચ મોટી તહશીલોમાં વહેંચાએલો હતો. દરેક તહશીલમાં અકેક મુખ્ય અમલદાર રહેતો હતો. એ અમલદારો હિંદી હતા. કુમાર નરસિંહ, રાજા યશવંતસિંહ ( આ બ્રાહ્મણ હતો ), કાયસ્થ ચૌધુરી ગંગાપ્રસાદ, લાલા બહાદુરસિંહ અને મથુરા નિવાસી વૈશ્ય જાતિનો એક વૃદ્ધ તહશીલદાર આ તહશીલો પર અમલ ચલાવતા હતા. આ પ્રમાણે કુળવાન બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને કાયસ્થના હાથમાં ઇટાવા વિભાગનો રાજકારભાર મુકાએલો હતો. તેઓ પોતપોતાના વિભાગની વ્યવસ્થા નિયમિતપણે કર્યે જતા હતા. ભયંકર બળવા વખતે પણ એ વિભાગોની વ્યવસ્થા તૂટી નહોતી. પાંચ માસ સુધી તેઓએ અંગ્રેજ સરકારને નામે પોતાના વિભાગમાં શાંતિ જાળવી રાખી. દર અઠવાડિએ તેઓ પોતાના કામકાજનો રિપોર્ટ હુમ સાહેબને મોકલતા હતા. તેઓના કાર્યવિરુદ્ધ કોઇએ કંઇ ફરયાદ કરી નહોતી કોઇએ પોતાની સત્તાનો દુરૂપયોગ કર્યો નહોતો. બીજે સ્થલે શું બને છે તેની પણ બાતમી મેળવતા હતા. કાનપુરના સેનાપતિ નીલના સમાચાર એ લોકો મારફતે જ દૂરના યુરોપિઅનોને

મળ્યા હતા. તેઓની મહેનતને લીધે લશ્કરને માટે સાતસો ઉંટ એકત્ર કરી શકયા હતા. આ બધાં ઉંટો મળતાં લખનૌર પર હલ્લો લઇ જવાનું સુગમ થઇ પડ્યું હતું. આવા ભયંકર સમયમાં, આવા ઉશ્કેરણીના સમયમાં લોકોને શાંત રાખી આવી વ્યવસ્થા જાળવવાનું કામ કોઇ અંગ્રેજ અમલદાર પણ આથી સારી રીતે ન જ બજાવી શકે. હ્યુમ સાહેબે ખુલ્લા શબ્દોમાં જણાવી દીધું છે કે કોઇ પણ અંગ્રેજ આ લોકોના જેવી હોશિયારી બતાવી ગામડાંઓ પર શાસન ચલાવી શકયો નથી. તેમાં પણ અહિંયા તહશીલના વૃદ્ધ વૈશ્ય તહશીલદારના જેવી નિર્ભયતા અને વફાદારી બતાવી આપવા કોઇ શક્તિમાન નિવડયો નથી.

આ વૃદ્ધ વૈશ્યની અપૂર્વ વફાદારી વિષે અહીં સંક્ષેપમાં જણાવીએ છીએ. ઝાંસીના બંડખોર સિપાહીઓ જ્યારે તેની તહશીલ તરફ આવ્યાં ત્યારે તેણે જરૂરી કાગળ-પત્રો ને તેજુરી ખીજે ખસેડી નાંખી હતી. તેના એકાદ બે વિશ્વાસુ માણસો સિવાય આ વાત બીજું કોઇ જાણતું નહોતું. પરંતુ દૈવયોગે કેટલાક દુરાચારી માણસોને આ બાબતની ખબર પડી. એટલે તેઓએ સિપાહીઓને એ બાતમી આપી. જો તેઓએ બંડખોરોને આ વાત ન જણાવી હોત તો સિપાહીઓ તહશીલદારને કંઇ કરત નહિ. કારણ કે તેઓ ધારી લેત કે બીજા તહશીલદારોની માફક આ તહશીલદાર પણ લૂટાયો હશે. પણ સિપાહીઓને બાતમી મળી એટલે તેઓએ તહશીલદારને પકડયો અને રૂપીઆ બતાવવાનું કહ્યું.—પરંતુ એ વફાદાર માણસે કોઇ પણ રીતે છુપી વાત જાહેર ન કરી; સિપાહીઓએ તેને ફાંસીએ લટકાવવાની ધમકી આપી. પરંતુ તેથી પણ એ ગભરાયો નહિ. છેવટે

તેઓએ તેને એક પિત્તળની તોપ સાથે બાંધ્યો. વૃદ્ધ તહશીલદાર એ તોપ સાથે બંધાયો છતાં દસ્તાવેજો ને પૈસા ક્યાં છે તે ન જ જણાવ્યું. સિપાહીઓ એને તોપ સાથે ધસડતા ધસડતા ઇટાવા લાવ્યા. તહશીલદાર પોતાની બંધન દશામાં બેભાન થઇ પડયો હતો. ઇટાવાના લોકોએ તેની દુર્દશા જોઇ તેને છોડી મૂકવાની માગણી કરી: લોકોએ એ વફાદાર તહશીલદારને છોડાવી મથુરામાં તેને ઘેર પહોંચાડયો. આવી દારૂણ પીડા ભોગવવાથી તે ત્યાં મરણ પામ્યો. અંગ્રેજો જે વૈશ્ય લોકોને બાયલા માને છે, તેજ વૈશ્ય જાતિનો આ માણસ હતો. વફાદારી અને રાજભક્તિ બતાવતાં જાન જાય તો જવા દેવો એ ઉચ્ચ આદર્શ તે સમજતો હતો. પૃથ્વીના કોઇપણ દઢ પુરુષે આ કરતાં વધારે રાજભક્તિ અને વફાદારી બતાવી છે કે નહિ તે ઇતિહાસે આજ સુધી બતાવ્યું નથી.

અગાઉ રાજા લક્ષ્મણસિંહની ઓળખાણ આપેલી છે. સપ્ટેમ્બર અને અકટોબર માસમાં બળવાખોરોએ આગ્રા પર હલ્લો કરવાની તૈયારી કરી. એ લોકો પાસે કેટલું બળ છે, તે જાણવા માટે અંગ્રેજો ઉંચા નીચા થઇ રહ્યા હતા. પરંતુ જાસુસો જોઇતા સમાચાર લાવી આપવામાં સફળ નીવડયા નહિ. તેઓમાંના કોઇ ફાંસીને લાકડે લટક્યા ને કોઇ નિષ્ફળ નીવડી પાછા આવ્યા. ધારેલું કાર્ય સિદ્ધ ન થવાથી અમલદારો ચિંતામાં પડયા. એ વખતે રાજા લક્ષ્મણસિંહે જોઇતા સમાચાર લાવી આપવાનું બીડું ઝડપ્યું. આ કાર્ય ભારે વિપત્તિજનક અને સાહસિક હતું. રાજા લક્ષ્મણસિંહ આગ્રાનો રહેવાશી હતો: આગ્રાના લોકો તેને ઓળખતા હતા. આગ્રાના લગભગ ૨૦૦૦ બદમાસો બંડખોરોની છાવણીમાં હતા. જો તેઓમાંનો કોઇ તેને ઓળખે

તો જાન જાય તેવું હતું. પરંતુ લક્ષ્મણસિંહે પાછું પગલું ન જ ભર્યું. તે સંન્યાસીના વેશમાં સિપાહીઓની છાવણીમાં જઇ પહોંચ્યો; બેત્રણ દિવસ ત્યાં રહી બધી સ્થિતિ જાણી લઇ પાછો આગ્રા આવ્યો. અમલદારોએ આ સાહસિક રજપુત પાસેથી બંડખોરોની સ્થિતિ વિષે પુરેપુરૂં જાણી લીધું.

અહીં અસાધારણ બહાદુરી અને સાહસનાં બીજાં બે દૃષ્ટાંતો આપીએ છીએ. આ ઇતિહાસમાં અનેક સ્થળે દિવાની વિભાગના અંગ્રેજ અમલદારોનું સાહસ વર્ણવવામાં આવ્યું છે. મેજિસ્ટ્રેટ, કલેક્ટર વગેરે દિવાની ખાતાના અમલદારોએ આગ્રાને બચાવવા માટે કેટલી મહેનત કરી હતી તે આ ઇતિહાસ વાંચનારને અજાણ્યું નથી. પરંતુ આવાં દૃષ્ટાંતો કેવળ અંગ્રેજોમાંથી જ મળી આવે છે એવું કંઇ નથી. દિવાનીખાતાના દેશી અમલદારોએ પણ આવું જ સાહસ દર્શાવ્યું હતું, એટલું જ નહિ પણ કેટલાંક દૃષ્ટાંતોમાં અંગ્રેજો કરતાં પણ વધારે સાહસ બતાવી તેઓએ ઇતિહાસમાં કાયમનું સ્થાન મેળવ્યું છે. વજીર-અલી નામનો એક કુલિન મુસલમાન દેશની અદાલતમાં વકિલાત કરતો હતો. છેવટે તેણે વકિલાત છોડી સરકારી નોકરી સ્વીકારી હતી. મેજિસ્ટ્રેટ હુમ સાહેબે તેને ધીમે ધીમે ચડતે દરજ્જે ચઢાવી છેવટે મહેસુલી ખાતાનો મદદનીશ શિરસ્તદાર બનાવ્યો હતો. ઇટાવામાં બળવો થયો ત્યારે બદમાસ ગુજરો જિલ્લામાં ચોતરફ લુટફાટ કરતા હતા. ત્યારે વજીરઅલીને આ લુટ બંધ પાડવાના કામ પર નીમ્યો. લુટારાઓના હાથમાં એક કિલ્લો હતો. વજીરઅલી એ કિલ્લો કબજે કરવા ગયો લુટારાઓએ તેને અટકાવ્યો. હલ્લો કરતી વેળા વજીર-અલીનાં કેટલાંક માણસો મરાયાં. છતાં તે પાછો હઠયો નહિ. લુટારાઓ

પાસે વજીરઅલીનાં માણસો કરતાં ઉત્કૃષ્ટ હથિયારો હતાં. પરંતુ એથી એ હતાશ થયો નહિ. તે સૌ પહેલો સીડી વડે કિલ્લા પર ચઢ્યો. તેનું અપાર સાહસ અને વીરત્વ નિહાળી ગુર્જરો નાઠા, કિલ્લો કબજે થયો.

•હ્યુમ સાહેબ અલીગઢના મેજિસ્ટ્રેટ હતા, ત્યારે રામપુરનો એક પઠાણ ત્યાં જેલર તરીકે કામ કરતો હતો. પહેલવાન તરીકે તે પંકાતો. હ્યુમ સાહેબ વારંવાર જેલ તપાસવા જતા અને જેલની સ્થિતિ જોઇ પુરતો સંતોષ બતાવતા. આ પ્રમાણે એ જેલર સાથે તેમને મિત્રતા બંધાઇ. મૈનપુરી અને દિલ્હી વચ્ચેના રસ્તામાં ચોરોની લુટફાટ વધી પડી એટલે હ્યુમ સાહેબ એ લોકોની તપાસ કરવા માટે નીમાયા. તેણે આ વખતે પેલા પઠાણને ચોર લોકોની તપાસ કરનારા જાસુસોનો ઉપરિ બનાવ્યો. પઠાણના પ્રયત્નથી ચોરો પકડાયા ને દંડાયા. આ કાર્યના ઇનામ બદલ એ પઠાણને મુજફરનગર જિલ્લાના એક વિભાગનો તહસીલદાર બનાવ્યો. જ્યારે બળવો ફાટી નીકળ્યો ત્યારે હ્યુમ સાહેબે આ માણસને વફાદાર રહેવાનું લખી મોકલ્યું હતું. આ વખતે રસ્તા બંધ થઇ ગયા હતા. કાગળપત્રો એક બીજે સ્થળે જઇ શકતા નહોતા. પરંતુ આવી અંધાધુંધીમાં પણ એ પઠાણનો એક પત્ર હ્યુમ સાહેબને મળ્યો. તેમાં લખ્યું હતું કે "હું કદી નિમકહરામ થઇશ નહિ. મારાથી બનશે તેટલું હું કરી છુટીશ. ત્યાર પછી તો જેવી ભગવાનની ઇચ્છા." એ સાહસિક તહસીલદારે આ વખતે પોતાની તહશીલ સુરક્ષિત કરવામાં ધ્યાન પરોવ્યું હતું. બંડખોર સિપાહીઓએ બે ત્રણ વાર એ તહશીલ પર હલ્લો કર્યો પણ એ પઠાણે તેને હરાવી નસાડયા. છેવટે ઘણા સિપાહીઓએ મળી તહશીલ ઘેરી. ઘેરનારાઓમાં

૩ જી ઘોડેસ્વાર પેલ્ટણનાં ઘોડેસ્વારો હતા. તહશીલદાર એ લોકોને ઓળખતો હતો. એ લોકો તેની મલ્લયુદ્ધની યુક્તિઓથી બરાબર વાકેફ હતા. આથી તેઓ તેને બચાવવા તત્પર થયા. તેઓએ પઠાણ પાસે જઇ કહ્યું કે કંપનિનું રાજ્ય ગયું છે; માટે હવે દિલ્હીના બાદશાહની તાબેદારી સ્વીકારવી એ જ શ્રેયસ્કર છે. તમે અગાઉ કંપનિને નામે જે રીતે તહશીલ સાચવતા હતા તે જ રીતે હવે બાદશાહને નામે સાચવો. જો તમે ઇચ્છશો તો તમને દિલ્હીમાં એકાદ મોટી જગા મળશે અથવા જો તમારે નિવૃત્તિ ભોગવવી હોય તો અમારા હાથમાં તહશીલની જવાબદારી સોંપી દો એટલે અમે તમને બૈરાં છોકરાં અને ધનદોલત સાથે સહીસલામત રામપુર પહોંચાડીશું. પરંતુ સાહસિક પઠાણે આ વાત ન સ્વીકારી. સિપાહીઓની વાક્ચાતુરી, વચન અને ક્રોધ તેની આગળ નિષ્ફળ નીવડયાં. તે અંગ્રેજોની અધીનતા છોડવા તૈયાર થયો નહિ, દિલ્હીના મોગલ ભૂપતિના તાબાની કોઇ ઉંચા દરજ્જાની પદવી લેવા તૈયાર થયો નહિ, અથવા પોતાની ધનદોલત લઇ રામપુર જવા તૈયાર થયો નહિ; તે કર્તવ્ય બજાવવાની દૃઢ પ્રતિજ્ઞા લઇ બેઠો હતો. એની પ્રતિજ્ઞા ન ફરી એટલે સિપાહીઓએ તહશીલ પર હુમલો કર્યો. ધીમે ધીમે સિપાહીઓની સંખ્યા વધતી ગઇ. તહશીલદારે પોતાની તહશીલને બચાવવાને પુરતો બંદોબસ્ત કર્યો હતો છતાં સિપાહીઓની સંખ્યા ઘણી હોવાથી કંઇ ન ફાવ્યું. સિપાહીઓએ તેના મકાન પર હુમલો કર્યો. તોપોના ગોળાથી દરવાજો ઉડી ગયો. બહાદુર પઠાણ હાથમાં તરવાર લઇ એ દરવાજા વચ્ચે ઉભો રહ્યો. તેની પાછળ તેનાં કુટુંબીઓ અને નોકરો હથિયારો લઇ ઉભાં હતાં. સંખ્યાબંધ સિપાહીઓ તેનો જાન લેવા તલપી રહ્યા

છે એ તરફ તેનું લક્ષ જ નહોતું. તલશીલદારની તરવાર શત્રુઓને હઠાવવાનો પ્રયત્ન કરવા લાગી, પણ તેનો પ્રયાસ સફળ થયો નહિ, તો પણ તે પાછો ન ફર્યો. એ દરવાજાની વચ્ચોવચ્ચ એ વફાદાર પઠાણ પોતાનું ઇમાન જાળવવા ખાતર પોતાનાં કુટુંબીજનો સાથે કપાઇ મુવો. ચપરાશી વગેરે નોકરો પણ પોતાના માલીકની સાથે અનંત નિદ્રામાં પોઢયા. કેવળ થોડા જ માણસો આ ભયંકર હલ્લામાંથી બચી શકયા. સાહસિક તહશીલદારે આ પ્રમાણે પોતાની વફાદારીનું અપૂર્વ દષ્ટાંત ઇતિહાસનાં પૃષ્ઠો પર સુવર્ણના અક્ષરોથી લખાવ્યું. તેના નોકરો પણ તેના દષ્ટાંતથી એટલા બધા ઉશ્કેરાઇ ગયા હતા કે તેઓ તે જ સ્થળે મરી ખૂટયા પણ નાઠા નહિ. અમને લાગે છે કે કોઇ પણ સાહસિક, કાર્યકુશલ અંગ્રેજ આથી વધારે મહત્તા મેળવી શકે નહિ. અને આ વફાદાર તહસીલદારના જેવો ભોગ આપી કર્તવ્યપરાયણતાની પરાકાષ્ઠા બનાવી શકે નહિ.

આ અતિ ઉજળી કીર્તિની પાસે એકાદ અપકીર્તિની છાંયા પડી છે. જ્યારે આ તહશીલદારના મરણના સમાચાર મુજફ્ફરનગર પહોંચ્યા ત્યારે સાહેબ એટલા બધા ગભરાયા કે તરત જલદી ગાડી પર ચઢી મીરત તરફ રવાના થઇ ગયા. તેમના નોકરોએ આ વાત સિરસ્તદાર ને તહશીલદારને જણાવી. સિરસ્તદારે ધાર્યું કે કલેકટર સાહેબની નાસભાગની વાત બહાર પડશે તો બદમાસ લોકોનું ચડી વાગશે, ઘરબાર લુટાશે, સર્વત્ર અશાંતિ ફેલાઇ જશે. આથી તે બંને જણા એકદમ ઘોડેસ્વાર થઇ કલેકટર સાહેબને પાછા લાવવા દોડયા. તેઓ કલેકટર સાહેબને માંડ માંડ સમજાવી શહેરમાં પાછા લાવ્યા. કલેકટર વળી ન નાસી જાય તેનો બંદોબસ્ત કરી એ રાજભક્ત

અમલદારોએ શહેરમાં શાંતિ જાળવવા માટે કલેકટરને નામે એક જાહેરનામું બહાર પાડયું અને આ બધી ઘટના લખી જણાવી એક યોગ્ય અમલદાર મોકલવા માટે સહરાનપુરના કલેકટર પાસે દૂત મોકલ્યો. એ અમલદાર ને આવી પહોંચે ત્યાં સુધી આ લોકોએ દૃઢતાપૂર્વક શહેર સાચવ્યું. બીજા અંગ્રેજ અમલદારે આવી જગો સાચવી લીધી એટલે પેલા બીકણ કલેકટરને મીરત મોકલી દીધો. કલેકટર સાહેબ ત્યાંથી નિરાંતે સ્વદેશ રવાના થયો. જે વખતે હિંદી અમલદારો તેમને માટે પ્રાણની પરવા કરતા નહોતા તે વખતે એક અંગ્રેજ પોતાની મહત્તા અને સત્તા વિસરી જઇ આવી બાયલાઇ બતાવે એ ખરેખર દિલગીર થવા જેવું છે.

આવાં દૃષ્ટાંતો પરથી હ્યુમ સાહેબ સાર કાઢે છે કે મનુષ્યને લાયક સદ્‌ગુણોમાં હિંદીઓ અને અંગ્રેજોમાં કંઇ જુદાઇ નથી. કાર્યક્ષેત્ર પર બંને જાતિ સરખી દક્ષતા અને સરખી યોગ્યતા બતાવી શકે છે. બંને જાતિ ગુણોની અધિકતાએ કરીને ગૌરવ પ્રાપ્ત કરે છે અને સુશિક્ષાને અભાવે પાપને વશ થઇ જાય છે. જો પક્ષપાત તજી વિચાર કરીએ તો બંને જાતિમાં ગુણ અને દોષ બંનેનું અસ્તિત્વ જણાય છે. જો કેળવાએલા અને સદ્‌ગુણ સંપન્ન હિંદીની સાથે બિનકેળવાએલ સાધારણ અંગ્રેજનો મુકાબલો કરવામાં આવે તો મહાન પુરુષોને આ બેલ્લો તો લગભગ વાંદરા જેવો જ જણાય. અને જો કાર્યક્ષેત્ર પર લાંબા કાળ સુધી પરિશ્રમ વેઠી દીર્ઘદર્શી બનેલા ભારતવાસી અંગ્રેજ સાથે ટુંકી નજરના હિંદીની તુલના કરવામાં આવે તો પહેલો માણસ સાધારણ માણસની પાસે દેવતાના જેવો જણાશે. પરંતુ જો પ્રત્યેક

જાતિના અત્યુત્કૃષ્ટ ગુણ વાળા માણસોની તુલના કરવામાં આવે તો બંને અત્યુત્કૃષ્ટ જણાશે. × × × ભારતવર્ષમાં રહેનો અંગ્રેજ હંમેશાં હિંદીઓના દોષો જ જોતો ફરે છે. એથી ઉલટું પોતાની જાતિના ગુણો જ તેની નજર આગળ તરવરે છે. એથી તેનામાં એવી ખોટી ધારણા પેદા થઇ છે કે હિંદીઓ બહુ હલકા ચારિત્રના છે અને અંગ્રેજ તેના કરતાં ઘણા જ ઉંચા છે. ૧

આવી ભ્રાંતિમય ધારણાને લીધે અંગ્રેજોએ આ બળવા વખતે હિંદીઓને કુતરાં બિલાડાં જેવા ગણ્યા હતા. અને એ ચોપગાં પશુનું લોહી રેડતાં તેઓને જરાએ લાગણી થઇ નહોતી. તેઓનામાં જો હ્યુમ સાહેબ જેટલી અંતર્દષ્ટિ હોત તો તેમને જણાત કે હિંદના વિપત્તિમય કાર્યક્ષેત્ર પર અમારી બાજુએ કેટલાક નરના આકારમાં દેવો આવી રહ્યા છે. અને એ નરદેવોના ગુણોથી જ અમે જીવ્યા છીએ, અમારી પ્રતિષ્ઠાનું પુનઃસ્થાપન થયું છે, અમારૂં સૌભાગ્ય પુનરૂદિત થયું છે.

૨૪ મી મેએ રાત્રે ગ્વાલિયરથી સહાયકારી સૈન્ય બરપુરા આવી પહોંચ્યું. ત્યાંના યુરોપિઅનો એ સૈન્યને આવેલું જોઇ આનંદ પામ્યા. બીજે દિવસે સવારમાં એ સૈન્યે ઇટાવા જઇ એ શહેર ફરી કબજે કર્યું. પરંતુ ગામડાંઓમાં તો લોહી રેડયા સિવાય શાંતિ ફેલાઇ નહિ. દિવાની અદાલતના ફેંસલાથી જે જુના જમીનદારોના હકકો લુટાયા હતા તેઓ અત્યારે જુના હકકો પાછા મેળવવા તૈયાર થયા હતા. એક ગામમાં એવા એક જમીનદારે સરકારી અમલદારને હાંકી કાઢ્યો.

---

૧ *A. O. Hume–A good word for the Indian, quoted in the Statesman June 28, 1891.*

તે સાહસપૂર્વક સરકાર સામે થયાં. પરંતુ એનો નાનો કિલ્લો તોડી નાંખવામાં આવ્યો અને એનું નાનું સૈન્ય લશ્કર મારું ગયું. આ પ્રમાણે રીતસર લડાઇ ચલાવ્યા બાદ બુંદાવા વિભાગમાં અંગ્રેજોની સત્તા પાછી સ્થપાઇ.

અગાઉ કહ્યું છે તેમ અલીગઢના સિપાહીઓનો થોડો ભાગ મૈનપુરીમાં રહેતો હતો. મૈનપુરી આગ્રાથી ૭૬ માઇલ પૂર્વમાં આવેલ છે. ૨૨ મી મેએ સંધ્યા વખતે અલીગઢના સમાચાર અહીં આવી પહોંચ્યા. સમાચાર મળતાં જ મેજિસ્ટ્રેટે તરત કમિશનર સાથે આ બાબતની ચર્ચા કરી. બૈરાં છોકરાંને આગ્રા મોકલી દેવાનો નિશ્ચય થયો. અને સિપાહીઓને ભાઓગામ નામના સ્થળે લઇ જવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો. બૈરાં છોકરાં સરકારી મેજિસ્ટ્રેટની સાથે આગ્રા રવાનાં થયાં. સરકારી મેજિસ્ટ્રેટ થોડે દૂર ગયા બાદ પોતાની જવાબદારી એક વિશ્વાસુ મુસલમાન પર નાંખી. મુસલમાન તેઓને સહીસલામત આગ્રા લઇ ગયો. સરકારી મેજિસ્ટ્રેટ પાછો મૈનપુરી આવ્યો.

લેફટેનન્ટ ક્રૉફર્ડ અને ડી. કન્ટેજ મૈનપુરીના સિપાહીઓના અધિનાયક હતા. તેઓએ સિપાહીઓને ભાઓગામ તરફ આવવાનું જણાવ્યું. તેથી તેઓ એ સ્થળ તરફ આગળ વધ્યા, પરંતુ કવાયતના મેદાન પાસે જતાં જતામાં તો ચક્કર થયું. હવે સિપાહીઓએ આગળ જવાની ચોકખી ના પાડી અને પોતાના અધિનાયકોને નાસી જવાનું જણાવ્યું. સિપાહીઓની આ ઓચિંતી ગરબડથી ભારે અવ્યવસ્થા પેદા થઇ. એ વખતે ડી. કન્ટેજ ઘોડા પરથી નીચે

ઉતર્યો. ક્રોફર્ડે તેને ન જોયો એટલે ધાર્યું કે જરૂર તેનું ખુન થયું હોવું જોઇએ. તે તરતજ મેજિસ્ટ્રેટને ખબર આપવા દોડયો. ક્રોફર્ડે આવી જોયું કે મેજિસ્ટ્રેટ ને કમિશનર સાથે જ બેઠા છે. તેણે તેઓને સિપાહીઓની ઉશ્કેરણીની વાત કહી અને પોતાના મદદગારના પરિણામ વિષે પોતે જે માન્યું હતું તે જણાવ્યું. તેણે પોતે ઘોડાપર જ આગ્રા જવાની ઇચ્છા દર્શાવી. કમિશનર સાહેબ પણ મૈનપુરી છોડવા તૈયાર થયા. તેઓ પણ આવા સમયમાં મૈનપુરી રહેવું સહીસલામતી ભર્યું નથી એમ માની એક પાદરી સાથે ગાડીમાં બેસી આગ્રા તરફ નાઠા. પરંતુ મેજિસ્ટ્રેટ આવી દશામાં પણ પોતાનું કર્તવ્ય બજાવવા શહેરમાંજ રહ્યો. તેનો નાનો ભાઇ આ વખતે તેનો મદદગાર હતો. બંને ભાઇની મદદમાં બીજા ત્રણ યુરોપિયનો ટકી રહ્યા. એ સિવાય એક બીજો સાહસિક પુરુષ તેઓની મદદમાં આવી પહોંચ્યો.

મૈનપુરી રાજ્યનો કુટુંબી રાઓ ભવાનીસિંહ કેટલાક ઘોડેસ્વાર અને પાયદળ સૈન્ય સાથે મૈનપુરી આવી પહોંચ્યો તેથી મેજિસ્ટ્રેટ સાહેબની ચિંતા ઓછી થઇ. બીજા સેનાનાયકની શી દશા થઇ છે તે મેજિસ્ટ્રેટના જાણવામાં આવ્યું નહોતું. તેથી તે તેની ચિંતા કરવા લાગ્યા. એ સેનાનાયક બહુ મુશ્કેલીમાં આવી પડયો હતો, તે ઘોડા પરથી નીચે ઉતર્યો કે તરત સિપાહીઓ તેને વીંટી વળ્યા, ત્યાર બાદ જ્યારે તેઓ નગર બણી દોડયા ત્યારે તે તેઓને કોઈ પણ રીતે સમજાવી શકયો નહિ. સિપાહીઓએ શહેરમાં અસ્ત્રાગાર લૂટયું અને કોઇની મના ન સાંભળતાં ફાવે તેમ ગોળીબાર શરૂ કરી દીધો. સેનાનાયક તેને એમ કરવાની મના કરવા લાગ્યો, તિરસ્કાર કરવા લાગ્યો, વિનંતિ કરવા લાગ્યો, પરંતુ કોઇ પણ રીતે એ લોકોને ભાન ન જ આવ્યું,

સેના નાયકે કહ્યું કે તમે મારો જીવ લેશો. તો તે બહેતર છે પણ હું જીવતો છું ત્યાં સુધી તમને આમ કરવા નહિ દઉં. પણ સિપાહીઓએ તેનાપર ગોળીઓ ન છોડી. તેઓ પોતાના અધિનાયકના વચનો પર લક્ષ ન આપતાં કારાગાર પાસે આવી પહોંચ્યા. સેનાનાયક હજુ તેઓની સાથે હતો. તે ત્રણ કલાક થયાં સિપાહીઓ વચ્ચે રહી તેઓને શાંત પાડવાનો પ્રયત્ન કરી રહ્યો હતો, મેજિસ્ટ્રેટ તેની મુશ્કેલી સમજી ગયા, અને જાતે ઘટના સ્થળે આવવાની માગણી કરી, પણ પેલા સેનાનાયકે કહાવી મોકલ્યું કે તમે જાતે અહીં આવશો તો કદાચ સિપાહીઓ આપના શરીરને ઇજા કરી બેસશે: સિપાહીઓ તેને સાથે લઇ કંપનિની તેજુરી લૂંટવાના આશયથી ધનાગાર આગળ આવી પહોંચ્યા. ધનાગાર–રક્ષકો ગોળીબાર ચલાવવા તૈયાર થયા પણ સેનાનાયકે તેઓને તેમ કરતા અટકાવ્યા. સેનાનાયકની આવી ધીરજ આ વખતે બહુ કામ આવી. ધનરક્ષક સિપાહીઓ બંડખોરોને જોઇ ઉશ્કેરાઇ જાય અને ગોળીબાર કરવા મંડે તો સૌ પહેલાં પેલા સેનાનાયકનો જીવ ભયમાં આવી પડે તેમ હતું. કારણ કે આ ગોળીબાર સેનાનાયકના હુકમથી થાય છે એમ માની બંડખોરો —કે જે અત્યાર સુધી પોતાના સેનાનાયક તરફ કંઇ લક્ષ નહોતા આપતા તેઓ–તેને મારી નાખત. સેનાનાયકના હુકમથી ધનાગાર રક્ષકોએ ગોળીબાર ન કર્યા એટલે સિપાહીઓએ પણ ગોળીબાર બંધ પાડયા. પરંતુ તેઓ સરકારી પૈસો લૂંટવાનો લોભ તજી શક્યા નહિ- આવે વખતે પણ પેલો સેનાનાયક અગાઉની પેઠે તે લોકોને સમજાવવા લાગ્યો. પરંતુ તેની વારંવાર મના છતાં સિપાહીઓ શાંત ન [illegible] તેથી તે હતાશ થઇ ગયો. આ વખતે રાઓ ભવાનીસિંહ [illegible]

પહોંચ્યો. તેણે સિપાહીઓને શાંત રાખવાની ચેષ્ટા કરી. તેનો પ્રયત્ન સફળ થયો. સિપાહીઓ તેની સૌમ્ય આકૃતિ, શાંત પ્રકૃતિ અને વાક્ચાતુરીથી મુગ્ધ બની ગયા. તેઓએ કહ્યું કે જો રાઓ ભવાનીસિંહ અમારી સાથે આવે તો અમે પાછા ફરવા તૈયાર છીએ. રાઓ ભવાનીસિંહ તેઓની સાથે જવા તૈયાર થયો. સિપાહીઓ તેની સાથે ચાલ્યા ગયા. તેજુરીને કંઇ અડચણ ન આવી. સિપાહીઓ મૈનપુરીથી રવાના થયા. જુવાન સેનાનાયકના શરીરને કંઇ ઇજા ન થઇ. રાઓ ભવાનીસિંહને લીધે મૈનપુરીમાં શાંતિ સ્થપાઇ. પેલા તરુણ સેનાનાયકે પોતાની જિંદગી જોખમમાં નાખી સિપાહીઓને શાંત પાડવાનો પ્રયત્ન કર્યો હતો એ ખાતર ગવર્નર જનરલે તેનાપર પત્ર લખી તેના સાહસની પ્રશંસા કરી.

આ બનાવોના સમાચાર આગ્રા પહોંચ્યા, એટલે ત્યાંના ખ્રિસ્તીઓ બહુ શંકાશીલ બની ગયા. જે મકાનો ટકી શકે તેવાં હતાં તે તરફ તેઓની નજર પડી. એ વખતે એક અંગ્રેજે પોતાના ભાઇ પર પત્ર લખ્યો હતો તેમાં આગ્રાના ખ્રિસ્તીઓ વિષે આ પ્રમાણે લખ્યું છે;–" ત્રાસનું પરિમાણ એટલું બધું વધી ગયું છે કે આવું દશ્ય કદી મારી નજરે પડયું નથી. ઘરનો સરસામાન, બિછાનું, વાસણકુસણ વગેરે એક્કાપર, ગાડીપર કે વહાણ પર ચઢાવી બૈરાં છોકરાં કિલ્લા તરફ દોડયાં જાય છે. યુરોપિઅનો અલીગઢથી નાસી ગયા છે. સેનાપતિ આઉટ્રામની સ્ત્રી થોડો રસ્તો ઘોડા પર ને બાકીનો પગે કાપી અહીં આવી પહોંચી છે. × × × એકાદ બે સિવિલિયનોએ બહુજ શરમ ભરેલું કૃત્ય કર્યું છે. તેઓમાંના એક તો પોતાની

ઓફિસમાં હાજર થઇ બધા નોકરોને જણાવ્યું હતું કે હવે તમને જે રીતે ઠીક લાગે તે રીતે જીવન બચાવો." [1]

એક બીજા અંગ્રેજે પણ આ વિષય પર લેખિની ચલાવી છે. તેણે આગ્રાની આ વખતની સ્થિતિનું વર્ણન કરતાં લખ્યું છે કે "દરેક અંગ્રેજના હાથમાં તરવાર કે બંદુક નજરે પડે છે. રસ્તો ગાડીથી ખદબદે છે. લોકો કંદહારી બાગમાં દોડયા જાય છે. શહેરના બીજા લોકો બળવાખોરો અલીગઢથી નદી ઉતરી આવ્યા છે, એવા બરાડા પાડતા પાડતા જીવ બચાવવા દોડે છે. બદમાસો મુછોપર હાથ નાંખતા નાંખતા પોતાનાં દુષ્ટ કૃત્યો નિહાળી રહ્યા છે. મિશનરીઓની કોલેજના બહારના ભાગમાં સર્વવ્યાપી ત્રાસને લીધે પેદા થયેલી ગડબડ મચી રહેલી છે. પરંતુ અંદરના ભાગમાં મિશનરીઓ શાંતિપૂર્વક બેઠા બેઠા સેંકડો વિદ્યાર્થીઓને કેળવણી આપી રહ્યા છે. × × જે દેશી અમલદારોને વધુ પગાર મળતો હતો તે બધા આપણી વિરૂદ્ધ પડયા છે, પણ આ વિદ્યાર્થીઓ હજુ પોતપોતાના વર્ગોમાં બેસી ઉપદેશ સાંભળે છે. જ્યારે બીજા બધાં પોતાના જીવને માટે આકુળ વ્યાકુળ થઇ રહ્યા હતા ત્યારે આ લોકો પોતાના શિક્ષક પર વિશ્વાસ રાખી રહ્યા હતા, અને જાહેરમાં ખ્રિસ્તીઓનો પક્ષ લેતા હતા." [2]

આવા ત્રાસમાંથી રાજધાનીને મુક્ત કરવી એ બહુ જરૂરનું હતું. લેફટેનેન્ટ ગવર્નરે આ તરફ ખાસ લક્ષ આપ્યું. અગાઉ કહ્યું છે તેમ શહેરીઓની ચિંતા દૂર કરવા માટે અને શહેરની ચોતરફ પહેરો

૧. *Kaye, Sepoy War. Vol. III P. 227-228.*

૨. *Raikes, Notes on the revolt in the N. W. P. of India. P. 14-15.*

ભરવા માટે ચોકીદારો નીમવામાં આવ્યા હતા. હવે બીજો પણ બંદોબસ્ત થવા લાગ્યો. આગ્રાનો કિલ્લો સાચવવા યુરોપિયન સૈનિકો નીમાયા. ત્યાં છ માસ ચાલે તેટલી ખોરાકી સંઘરવાનો પ્રયત્ન શરૂ થયો. સરકારને શંકા પડી હતી કે જો સિપાહીઓ લડાઇ મચાવે તો શહેરના અને આજુબાજુના લોકો તેમને મદદ કરે તેવું છે. બીજે સ્થળે જેવું બન્યું હતું તેવું અહીં પણ બને. યુરોપિઅનોનાં ઘરો છુટાં છવાયાં હતાં. એ છુટાંછવાયાં ઘરોનો બચાવ થઇ શકે તેમ નહતું. વળી મિશનરીઓની નિશાળમાં, ખ્રિસ્તીઓના આશ્રમમાં, અને વિવાહિત સિવિલિઅનોના બંગલામાં બૈરાં છોકરાં રહેતાં હતાં. આ બધી વાતનો વિચાર કરી આ કામ બજાવવા માટે એક કર્મકુશલ અમલદારની નીમણુક કરી.

એ અમલદારે જેમ બને તેમ જલદી આ બાબતની એક યોજના નક્કી કરી. શહેરની વચ્ચે આત્મરક્ષણનું સ્થળ નક્કી કરવું અને બહારના ભાગમાં ચોકીઓ સ્થાપવી કે જેથી આજુબાજુથી આવતા સિપાહીઓ વિષે બાતમી મળી શકે ને બાતમી મળે કે તરત લડાઇ ન કરી શકે તેવા લોકો સુરક્ષિત સ્થળે આવી પહોંચી શકે. લેફટેનેન્ટ ગવર્નરનો બંગલો, ટપાલ ઑફિસ આગ્રા બેંક, મેડિકલ કોલેજ, કંદહારી બાગ (આ ધોરાથી બાંધેલ મોટું મકાન ભરતપુરના રાજાના તાબામાં હતું. આ વખતે ત્યાં એક અંગ્રેજ અમલદાર રહેતો હતો.) વગેરે મોટાં મકાનો આશ્રય સ્થળ તરીકે નક્કી કરવામાં આવ્યાં. તાજ અને સરકારી કચેરીની વચ્ચે આ બધાં સ્થળો હતાં. માટે એ સ્થળનો બંદોબસ્ત કરવાનો નિર્ણય કરવામાં આવ્યો. ખાસ અમલદારે આ યોજના ઘડી કાઢી તો ખરી પણ તેની યોજના સર્વાંશે સ્વીકારાઇ નહિ. વિપત્તિ

વખતે બધા પોતાની ઇચ્છા મુજબ બચાવ કરવાની યોજના અમલમાં મૂકવાનો આગ્રહ કરે એ સ્વાભાવિક છે. આ વખતે પણ એવુંજ બન્યું. યોજનાઓનો પાર રહ્યો નહિ. આગ્રાના યુરોપિઅનો યોજના ઘડવા માટેજ પોતાની બધી શક્તિ વાપરતા હતા. આથી એ અમલદારની કાર્યપદ્ધતિ સર્વાંશે અમલમાં ના મૂકાઇ. તે યોજનાનો કેટલોક ભાગ છોડી દેવામાં આવ્યો ને કેટલોક ભાગ કાયમ રાખવામાં આવ્યો. આગ્રાના મેજિસ્ટ્રેટે પોલિસોને સૈનિક બનાવવાની શરૂઆત કરી. પોલિસોના એક ભાગનું ઘોડેસ્વાર સૈન્ય અને બીજા ભાગનું પાયદળ સૈન્ય બન્યું. આ પ્રમાણે પોલિસો પણ અસ્ત્રશસ્ત્રથી સજ્જ થઇ યુરોપીઅનોના બચાવ માટે તૈયાર થઇ રહ્યા.

જ્યારે આગ્રાના યુરોપિઅનો સંદેહવશ થઇ આત્મરક્ષણના ઉપાયો શોધતા હતા, ત્યારે લેફ્ટેનેન્ટ ગવર્નરે પોતાને વધારે સુરક્ષિત કરવા ખાતર એક બીજી યુક્તિ અમલમાં મૂકવાનો ઠરાવ કર્યો. સિપાહીઓની પલટણમાં ઘણા સમયથી કામ કરતા એક વૃદ્ધ અધિનાયકે તેને લખી જણાવ્યું કે "હું ૩૬ વર્ષ થયાં સરકારની નોકરી બજાવું છું. આટલાં બધાં વર્ષો સિપાહીઓ સાથે વીતાડયાં હોવાથી મને તેમના સ્વભાવ તથા ગતરિવાજોનું સારૂં જ્ઞાન પ્રાપ્ત થયું છે. મને દૃઢ વિશ્વાસ છે કે સિપાહીઓ કેવળ સંદેહવશ થઇ આવી ઉશ્કેરણી બતાવી રહ્યા છે. જો આપ આવી મતલબનું જાહેરનામું પ્રગટ કરો કેઃ "સિપાહીઓના જુના અપરાધો માફ કરવામાં આવશે, અત્યારે જેઓ સરકારને વફાદાર રહ્યા છે, તેઓની વફાદારી સરકાર કદી નહિ વીસરે, એક વિચારક સમિતિ દ્વારા સિપાહીઓની ફરિયાદોનાં કારણોનો નિર્ણય કરવામાં આવશે, એ સમિતિમાં અંગ્રેજ અને હિંદીઓ બંને વર્ગના

ઓફિસરોને સ્થાન આપવામાં આવશે; અને ભવિષ્યમાં તેઓના અધિકાર અને ભોગવટા પેર અનિષ્ટકારી વ્યક્તિઓને હાથ નાંખવા દેવામાં નહિ આવે." આમ કરો તો આ જાહેરનામું દશહજાર યુરોપિઅન સૈનિકો કરતાં પણ વધારે કામ બજાવશે. પરંતુ જો આપના પોતાના નામે આવું જાહેરનામું પ્રગટ થઇ શકે તેમ ન હોય તો પછી કંઇ ફાયદો થવાની સંભાવના નથી." દીર્ઘદૃષ્ટિવાળા સેનાનાયક કોલિનટ્રપેની આ વાત લેફટેનેન્ટ ગવર્નરને રૂચી ગઇ. તેને ખાત્રી થઇ કે કોલિનટ્પ જે કંઇ કહે છે તે અક્ષરશઃ સત્ય છે. વેર વાળવાની લાગણી કરતાં ધર્મભ્રષ્ટ થવાનો સંદેહ સિપાહીઓમાં પ્રબળપણે વિદ્યમાન છે. જેઓ ભયથી ગાંડા બની ઘેટાંનાં ટોળાંની પેઠે આંખોમીચીને ઝંપલાવે છે તેને નિરૂદ્વેગ કરવા એ સરકારને માટે ઉદારનીતિ સંમત કાર્ય છે. કોલ્વિન સાહેબ આવી ધારણાને વશ થઇ આ કાર્ય કરવા તત્પર થયા. તેમણે પોતાના મંત્રીઓની સલાહ લીધા સિવાય ૨૫ મી મે એ નીચે લખ્યાં મુજબ જાહેરનામું પ્રગટ કર્યું:—

"જે સિપાહીઓ બંડમાં જોડાયા છે તેઓ જો પોતપોતાને ઘેર જવા માગતા હોય તો તે સરકારનાં પાસેમાં પાસે દિવાની અગર લશ્કરી મથકે જઇ હથિયારો સોંપી દેશે તો સરકાર તેને કંઇ ઇજા કર્યા સિવાય ઘેર જવા દેશે.

કેટલાક વિશ્વાસુ સિપાહીઓને સરકાર સામે બંડ ઉઠાવવાની ફરજ પડી છે. કારણ કે તેઓ પોતાની પલટણની શરમ તોડી શક્યા નથી. વળી સરકાર અમારા ધર્મ અને જાતિગત સન્માન પર હાથ નાંખે છે એવો વહેમ તેઓના દિલમાંથી દૂર થયો નથી. આ ધારણા ભૂલભરેલી છતાં તેઓનાં મનમાં એ ભરાઇ પેઠી છે. હમણાં ગવર્નર

જનરલે જે જાહેરનામુ પ્રગટ કર્યું છે તે પરથી એ શંકા દૂર થશે. દુષ્ટ કાવતરાખોરો અને લોકોની વિરુદ્ધ ભયંકર પાપકાર્યો કરનારા અપરાધીઓ સજા ભોગવશે. આ જાહેરનામુ પ્રગટ થયા પછી જેઓ સરકાર વિરુદ્ધ હથિયારો પકડશે, તેઓની સાથે શત્રુની સાથે જેવું વર્તન ચલાવવું જોઇએ તેવું વર્તન ચલાવવામાં આવશે."

પરંતુ આ જાહેરનામું હિંદી સરકારને ન રૂચ્યું. લોર્ડ કેનિંગને સ્પષ્ટ જણાયું કે આવા જાહેરનામાથી અનેક સજા પામવા લાયક માણસો છુટી જશે. આથી કેનિંગે એવું એક જાહેરનામુ તૈયાર કર્યું કે "કોઇ પણ પલટણનો કોઇ પણ સિપાહી જો તેણે ભયંકર ગુનો નહિ કર્યો હોય તો પોતાનું મથક છોડયા છતાં માફી પાત્ર ગણાશે, અને તે માણસ જો દિવાની અગર સૈનિક વિભાગના મથકે જઇ ત્યાંના મુખ્ય અમલદારને હથિયારો સોંપી દેશે તો તેને પોતાને ઘેર જવાની રજા મળશે, પરંતુ જે સૈનિકોએ પોતાના ઓફિસરો અથવા બીજાં માણસોનાં ખૂન કર્યાં કે તેઓને ઘાયલ કર્યા છે, અથવા બીજાં કોઇ પણ જાતનાં અમાનુષી કૃત્યો કર્યાં છે, તેઓને આ રીતે મુક્ત કરવામા આવશે નહિ. આવા માણસો સરકારને શરણે આવે તો પણ સરકાર તેના સંબંધમા ખાત્રી આપી શકતી નથી."

ગવર્નર જનરલે જે જાહેરનામુ તૈયાર કર્યું હતું તેના અને લેફ્ટનન્ટ ગવર્નરે તૈયાર કરેલા જાહેરનામાના મુખ્ય મુદ્દામાં કંઇ ભેદ ન હોતો. લેફ્ટેનન્ટ ગવર્નરના મત મુજબ ખાસ માણસોને સજા કરવાનું ઠરાવવામા આવ્યું હતું. ત્યારે ગવર્નર જનરલના મત મુજબ આખી પલટણ સજાને લાયક ઠરી હતી. જેઓએ પોતાની પલટણના ઓફિસરોને અથવા બીજા ખ્રિસ્તિઓને માર્યા હતા તેઓ કોઇ પણ રીતે

મુક્ત ન થઇ જાય એ જ સરકારનો ઉદ્દેશ હતો. ગવર્નર જનરલે આ ઉદ્દેશ પાર પાડવા માટે લેફ્ટેનેન્ટ ગવર્નરના જાહેરનામામાં ફેરફાર કર્યો હતો. હિંદી સરકારે જે જાહેરનામું તૈયાર કર્યું તેથી કંઇ ફેરતા જાહેર થઇ નહોતી. લોર્ડ કેનિંગે તો આ જાહેરનામા વડે કેલ્વિન સાહેબનું માન જાળવ્યું હતું. પરંતુ કલકત્તાના ગવર્નર જનરલના મહેલમાં અને બીજે સ્થળે લેફ્ટેનેન્ટ ગવર્નરનાં આ જાહેરનામા વિરૂદ્ધ ચર્ચા થવા લાગી. ઉંચામાં ઉંચા દરજ્જાના યુરોપિઅનોથી માંડીને હલકામાં હલકા દરજ્જાના યુરોપિઅનો સુધી કેલ્વિન સાહેબના આ કાર્ય પર ટિકા થવા લાગી. આવી ટિકાથી કેલ્વિન સાહેબ બહુ કંટાળી ગયા. જ્યારે શક્તિવાળો માણસ પોતાના તાબાના પ્રાંતમાં શાંતિ ફેલાવવા માટે તનતોડ મહેનત કરતો હોય ત્યારે તેના જ સ્વદેશબંધુઓ તેની નિંદા કરે ત્યારે તેને માઠું લાગે એ સ્વાભાવિક છે. તેમાં વળી માંદગીને વખતે આવી નિંદા તો હજારોગણી પીડાકારક થઇ પડે છે. લેફ્ટેનેન્ટ ગવર્નર કેલ્વિન સાહેબ અત્યારે માંદા પડયા હતા, મંદવાડને લીધે તેનો ઉત્સાહ નરમ પડયો હતો; તેનું શરીર કાયર બની ગયું હતું, તેની શ્રમ કરવાની આસક્તિ, ઉત્સાહ અને ઉદ્યોગ પણ થોડા પ્રમાણમાં શિથિલ થઇ પડયાં હતાં. આવે વખતે પોતે પ્રગટ કરેલા જાહેરનામા વિરૂદ્ધ યુરોપિઅનોને બબડતા જોઇ તેમને બહુ માઠું લાગ્યું. પોતાના પ્રાંતમાં ચોતરફ અશાન્તિ મચી રહી હતી, દરરોજ સેંકડો અશાન્તિજનક સમાચારો આવી લેફ્ટેનેન્ટ ગવર્નરને વધારે ને વધારે ચિંતાતુર કરી નાખતા હતા. તેમનાં મંત્રીઓ સાથે વારંવાર મતભેદ પડતો, આથી તેમની માનસિક શાંતિ કાયમને માટે દૂર થઇ હતી. આ પ્રમાણે નાના પ્રકારની વિપત્તિથી ઘેરાએલા મનુ-

બની સ્થિતિ કેવી થઇ પડે તે સહેલાઇથી સમજી શકાય તેવું છે. આ તખતે કેલ્વિન સાહેબ જે દશા ભોગવતા હતા તેનું વર્ણન થઇ શકે તેમ નથી. તેમનું શરીર અને મન નિસ્તેજ બની ગયાં હતાં તેનું સામર્થ્ય આ ભયંકર વાવાઝોડા સામે ઝૂઝવા પુરતું રહ્યું નહોતું. તેમનામાં દીર્ઘદૃષ્ટિ અને બુદ્ધિની તીક્ષ્ણતા હતી. પરંતુ જવાબદારીને યોગ્ય ઉત્સાહ તેમનામાં રહો નહોતો. તેમનું મગજ તદ્દન દુર્બલ પડી ગયું હતું. આ વખતે તેમને જાણે સ્પષ્ટ જણાયું કે આ અશાન્તિ દૂર કરવા માટે અને તાબાના અમલદારોને દોરવા માટે હવે હું વધુ વખત જીવીશ નહિ.

ધીમે ધીમે ત્રણ અઠવાડિઆં પસાર થયાં. વાયવ્ય પ્રાંતની રાજધાનીમાં તરત વેળાએ તો કંઇ મુશ્કેલી રહી નહિ. સિપાહીએ પોતાના અધિનાયકની આજ્ઞા નીચે શાંતિથી દિવસો ગુજારતા હતા. બહારથી તેમનામાં અશાંતિનાં ચિન્હો જણાતાં નહોતાં. સેનાનાયકો અને દિવાની વિભાગના અમલદારો શાંતિપૂર્વક કર્તવ્ય બજાવતા હતા. લેફ્ટેનેન્ટ ગવર્નર સિપાહીઓની શાંતિથી રાજી થયો. આગ્રા અગાઉની માફક શાંતિસાગરમાં ગળકાં ખાવા લાગ્યું.

પરંતુ આ વખતે તો બધી ઘટના ઇંદ્રિજાળના ખેલ જેવી જણાતી હતી. જે સ્થાન આજે શાંતિનું ધામ જણાતું હોય તે જ સ્થાન કાલે અશાન્તિનું ધામ બની જતું હતું. બે માસ પૂરો થતાં ન થતામાં વળી આગ્રામાં ગડબડ જણાવા લાગી. આગ્રાથી ૩૫ માઇલ દૂર મથુરા આવેલું છે. હિંદુરાજાઓના વખતમાં મથુરા એક સમૃદ્ધિશાળી નગર ગણાતું હતું. તેની સમૃદ્ધિએ અનેક લોભીની ભોગવાસનાને ઉશ્કેરી મૂકી હતી. સુલતાન મહમુદ તેની શોભાથી મુગ્ધ થઇ ગયો

હતો અને તેની સંપત્તિથી પોતે સંપત્તિવાન બનવા માટે બધું લૂંટી ગયો હતો. એક વખત એવો હતો કે મથુરાની હવેલીઓના નમુનાપર ગિજનીનો મહેલ બાંધવામાં આવ્યો હતો, મથુરાના મૂલ્યવાન મણિ માણિકયથી ગિજની સમૃદ્ધ નગરી તરીકે જગતમાં મશહૂર થઇ હતી. બહુ જુના વખતથી મથુરા હિંદુ ધર્મનું મથક ગણાતું આવ્યું છે. આ વખતે પણ મથુરાની મહત્તા નાશ પામી નહોતી. લૂટારાઓની લૂંટફાટથી શોભાહીન થયેલું છતાં એ હિંદુઓમાં પોતાની મહત્તા જાળવી રહ્યું હતું.

મે માસની આખર તારીખોમાં મથુરામાં બંડ ઉઠયું. આગ્રાની ૪૪મી પલ્ટણના કેટલાક સિપાહીઓ મથુરામાં રહેતા હતા. એ પલ્ટણના બીજા કેટલાક સિપાહીઓને મથુરા મોકલવાનો બંદોબસ્ત થયો. એ લોકો સાથે ૬૭ મી પલ્ટણના કેટલાક સિપહીઓને મોકલવાની તૈયારી થઇ. મથુરા જે સૈનિકો હતા તેને બદલે કામ કરવા માટે અને ત્યાંની તેજુરીના રૂપીઆ આગ્રા લાવવા માટે આ સિપાહીઓને મોકલવામાં આવ્યા હતા. આ વખતે મથુરાની તેજોરીમાં ૬ લાખ ઉપરાંત રૂપીઆ હતા. અંમલદારોએ લેફ્ટેનૅન્ટ ગવર્નરને અલીગઢ અને મથુરાના બધા રૂપીઆ આગ્રા લઈ જવાનો આગ્રહ કર્યો હતો. પરંતુ આ વખતે સરકાર દરેક બાબતમાં બહુ જ સાવચેતીથી ડગલાં ભરતી હતી. સિપાહીઓના મનમાં કોઇ પણ જાતની શંકા ન ઉદ્ભવે તે તરફ ખાસ લક્ષ આપવાનું હોવાથી અત્યાર સુધી સરકારને આ બાબતમાં ચુપ રહેવું પડયું હતું. એકાએક તેજુરી બીજે સ્થળે જાય તેથી લોકો પણ સંદેહવશ થાય તેવું હતું. જેઓના પર પૈસા સાચવવાની જવાબદારી મૂકવામાં આવી હોય તેઓ પણ કંપનિ બહાદુર અમારો વિશ્વાસ રાખતી નથી એવી શંકાથી ઉશ્કેરાય એ સ્વાભાવિક હતું.

આવા આવા અનેક વિચારોને લીધે સરકાર આ વખતે બહુ જ સાવચેતીથી કાર્ય કરતી હતી. પરંતુ અત્યારે મથુરાના સિપાહીઓ બંડ ઉઠાવવાની તૈયારીમાં હતા. પ્રજા પણ વિફરી હતી. દિલ્હી અને બીજા સ્થળોના સિપાહીઓ કંપનિ બહાદુર સામે બંડ ઉઠાવી આગ્રા ભણી દોડ્યા છે, એવા સમાચાર મથુરામાં ફેલાયા હતા. મથુરાના યુરોપિઅનોએ એ ખાતર બૈરાં છોકરાંને અગાઉથી આગ્રા મોકલી દીધાં હતાં. મે માસના મધ્ય ભાગમાં કપ્તાન નિકસન ભરતપુરનું સૈન્ય લઇ ત્યાં આવી પહોંચ્યો, એટલે ગોરા લોકોને શાંતિ વળી સિપાહીઓ પણ જરા ડરવા લાગ્યા.

પરંતુ સરકાર મથુરાનો ખજાનો આગ્રા લઇ જવાનું વિસરી ગઇ નહોતી. ૩૦ મી મેએ સૈનિકોની બે ટુકડી મથુરાથી આગ્રા તરફ રવાના થઇ તે વખતે ત્યાંના સિપાહીઓની સંખ્યા એ ટુકડીઓને પહોંચી વળી ખજાનો લૂટી લઇ શકે તેવું હતું. મથુરાના અમલદારોએ સ્થાનિક બંદોબસ્ત કર્યા બાદ ખજાનો આગ્રા પહોંચાડવાની તૈયારી કરી. એ માટે બળદગાડીઓ તૈયાર કરવામાં આવી. રૂપીઆની કોથળીઓ ગાડીઓ પર ચઢાવવામાં આવી. લેફટેનન્ટ બોલ્ટન નામના એક અધિનાયકે ઘોડેસ્વાર થઇ ગાડીઓ ચલાવવાનો હુકમ કર્યો. એક દેશી ઓફિસરે આગળ આવી પૂછ્યું. "આ પૈસા ક્યાં લઇ જવાના છે?" બોલ્ટને કહ્યું. "આગ્રામાં". ઓફિસરે કહ્યું, "ના ના, દિલ્હી લઇ જઇએ એ જ ઠીક છે." ઓફિસરની વાત સાંભળતાં જ બોલ્ટન રાતોપીળો થઇ બોલી ઉઠયો, "તું વિશ્વાસઘાતી છે." આ વચનો મોંમાંથી બહાર પડે કે તરત બોલ્ટન ઘોડા પરથી ઉછળી પડ્યો અને મરણ પામ્યો. એક સિપાહી તેની પાછળ ઉભો હતો,

તેણે બોલ્ટનનાં વચનો સાંભળતાં જ ગોળીબાર કર્યો. બોલ્ટનની છાતી વિંધાઇ ગઇ. ૧

ત્યાર બાદ સિપાહીઓએ ખુલ્લી રીતે સરકાર સામું બંડ ઉઠાવ્યું. દિવાની વિભાગના અમલદારો નાસી ગયા. સિપાહીઓએ ખજાનાના પૈસા હસ્તગત કર્યા. પછી તેઓ યુરોપિઅનોના બંગલા બાળી નાખવા ગયા. મથુરાના આબરૂદાર રહેવાસીઓ ઘરબાર છોડી કોઇ સુરક્ષિત જગાએ જઇ ભરાયા. સિપાહીઓએ સરકારી કચેરીનાં ટેબલ, ખુરશી વગેરેનો ઢગલો કરી તે પર ઘાસના પુળા ખડકયા. પછી તેની એક જબરી હોળી પ્રગટાવી પોતે બગલમાં રૂપીઆની કોથળીઓ લઇ દિલ્હી તરફ રવાના થયા. જતી વેળા તેઓએ હલકી જાતના લોકોમાં પૈસા વેર્યા. મથુરાની જેલ બહુ મજબુત હતી. પહેરગીરો બંદુકો લઇ ત્યાં આગળ પહેરો ભરતા હતા. તેઓએ ધાર્યું હોત તો બંડખોરો સામે ટકાવ કરી શકત કારણ કે જેલની ચોતરફ ઉંચી દિવાલ હતી. ફક્ત થોડો જ ભાગ ખુલ્લો હતો. પરંતુ કર્તવ્ય બજાવવા તરફ તેઓનું લક્ષ જ નહોતું. સિપાહીઓ આવી પહોંચ્યા એટલે તેઓએ જેલનો દરવાજો ઉઘાડી નાખ્યો. સિપાહીઓ અંદર પેઠા. કેદીઓને છોડી મૂકવામાં આવ્યા.

આ વખતે ભરતપુરનું સૈન્ય હુડલ નામના સ્થળ આગળ પડયું હતું. પ્રથમ તો તેના પર સરકારને સંદેહ પડયો નહોતો. ભરતપુરના રાજાએ મિત્રતા ખાતર એ સૈન્ય સરકારની મદદે મોકલ્યું હતું. કામશનર હાર્વિ સાહેબ એ સૈન્યની સાથે હતા.. ૩૧ મી મેએ સવારમાં તેને ખબર મળ્યા કે મથુરાના સિપાહીઓ બંડ ઉઠાવી દિલ્હી ભણી નાઠા છે. આ ખબર મળતાં જ તેણે તેઓને અટકાવવાનો નિશ્ચય

1. *Thornhill, Indian Mutiny, P. 83.*

કર્યો. સૈન્ય સાથે તોપો હતી તે દિલ્હી જવાના રસ્તાની બાજુએ ગોઠવી દેવામાં આવી. પરંતુ કમિશનરની આશા ફલિભૂત ન થઇ. તોપ ચલાવનારા પુરૂબિયા સિપાહીઓ એક વખતે સરકારના પાયદળ લશ્કરમાં નોકરી કરતા હતા. તેઓએ પોતાના સ્વદેશ બંધુઓ પર ગોળાઓ ફેંકવાની પ્રવૃત્તિ ન બતાવી. તેઓના ઉપરીએ અંગ્રેજ ઓફિસરોને કહ્યું કે “ આવે વખતે આ લોકો પર વિશ્વાસ રાખવો નકામો છે.” ભરતપુરના લશ્કરની છાવણી પણ યુરોપિઅનોને માટે સુરક્ષિત નથી. એમ ધારી યુરોપિઅનોએ કોઇ સુરક્ષિત સ્થળે જવાનું યોગ્ય ધાર્યું. પરંતુ એકાએક છાવણી છોડવી એ ઉચિત ન હોવાથી સિપાહીઓને કર્તવ્ય બજાવવાનો ઉત્સાહ ચઢાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તેઓએ બ્રિટિશ સરકાર તરફથી યોગ્ય ઇનામ અપાવવાનાં વચનો આપ્યાં. ઓફિસરોએ ખુલ્લા શબ્દોમાં સંભળાવ્યું કે “ મહારાજાએ તમને અંગ્રેજોની મદદે મોકલ્યા છે, ભરતપુર રાજ્યને અંગ્રેજો સાથે મિત્રાચારી છે, માટે તમે આ વખતે ઉદાસીનતા દર્શાવશો તો મહારાજાની આબરૂ જશે. મહારાજાનું નામ વગોવવું એ તમને ન છાજે. તમે મહારાજાનું લુણ ખાધું છે, હવે લુણહરામ થશો તો તમારી દુર્દશા થશે.” પરંતુ આ વચનોનું પરિણામ કંઇ ન આવ્યું. ભરતપુરના તોપચીઓએ તો અંગ્રેજો સામે તોપો માંડી. ઓફિસરો પોતાની શિખામણનું આવું પરિણામ આવેલું નિહાળી દિગ્મૂઢ બની ગયા. અંગ્રેજોને છાવણી છોડવી પડી. ૩૦ ગોરાઓ ઘોડેસવાર થઇ નાસી છૂટયા. હથિયારો સિવાય તેઓ બીજું કંઇ ન લઇ શક્યા. યુરોપિઅનો ગયા એટલે ભરતપુરના સૈન્યે ખુલ્લી રીતે બંડ ઉઠાવ્યું. જોત જોતામાં અંગ્રેજોના તંબુ બળી ભસ્મ થઇ ગયા. સરકારી નોકરોના બંગલા તરફ ગોળીઓ ફેંકાવા લાગી. નોકરો ઘરબાર

—

નાસી ગયા, સૈનિકોએ તેઓનું બધું લૂટી લીધું. ભરતપુરના સૈનિકોએ આ રીતે અંગ્રેજોને મદદ કરી. આગ્રાના કમિશનર હાર્વિ સાહેબની ચેષ્ટા વ્યર્થ ગઇ.

ભરતપુરના સિપાહીઓ એક વખતે આગ્રાની પલ્ટણમાં હતા. આગ્રાની પલ્ટણ એ સિપાહીઓનું દૃષ્ટાંત ગ્રહણ કરી બંડ ઉઠાવશે એવી શંકાથી સરકાર બહુ ચિંતામાં પડી. તેણે ધારી લીધું કે ભરતપુરના સૈનિકોના બંડના સમાચાર આગ્રામાં ભારે ઉથલપાથલ મચાવશે. કદાપિ આગ્રાની પલ્ટણ પણ એ જ માર્ગે જશે. મથરાને ઊંટની ટપાલમાં ભરતપુરના સિપાહીઓના સમાચાર આગ્રાના મેજિસ્ટ્રેટને મળ્યા. લેફટેનેન્ટ ગવર્નર એ વખતે મેજિસ્ટ્રેટના બંગલામાં જ સુતો હતો. મેજિસ્ટ્રેટે તેને જગાડી આ બધી વાત જણાવી અને સવારના પહોરમાં આગ્રાના સિપાહીઓને નિઃશસ્ત્ર કરવાની રજા માગી. કેલ્વિન સાહેબ એકાએક ડ્રેન્ડ સાહેબની આ માગણી સાંભળી ચમકયા. પરંતુ હવે વિચારવા જેટલો વખત નહોતો. લેફટેનેન્ટ ગવર્નરે મેજિસ્ટ્રેટના આગ્રહને વશ થઇ એ માગણી સ્વીકારી. તરત જ યોગ્ય સ્થળે હુકમ મોકલવામાં આવ્યો. ૩૧ મી મેએ સવારમાં ૩ છ ગોરી પલ્ટણ કવાયતના મેદાન પર ગોઠવાઇ ગઇ. ગોલંદાજ સૈન્ય તોપો સજ્જ કરી પોતાના અધિનાયકના હુકમની રાહ જોતું ઉભું. સિપાહીઓએ આ પરિસ્થિતિમાં આનાકાની કરવાનું ઉચિત ધાર્યું નહિ. બ્રિગેડિયર ઘોડેસ્વાર થઇ આવી પહોંચ્યો એટલે સિપાહીઓ ધીરજપૂર્વક હથિયારો તજી છાવણી તરફ રવાના થયા. કોઇ કોઇ રજા લઇ પોતાને ઘેર ગયા, કોઇ રજા સિવાય દિલ્હી રવાના થયા. આ પ્રમાણે કંપનિની બીજી બે પલ્ટણોનાં હથિયારો લઇ લેવામાં આવ્યાં.



## અધ્યાય ૨ જો

વિષય નિર્દેશઃ—વાયવ્ય પ્રાંતની સ્થિતિ-મીરત ને રોહિલખંડ વિભાગ-મુજફ્ફરનગર ને સહરાણપુર-મોરાદાબાદ-બરેલી-શાહજહાનપુર-બદાયુન.

મે માસ પુરો થયો. જુન માસના પ્રખર તાપ સાથે વાયવ્ય પ્રાંતના લોકોની પ્રચંડ પ્રકૃતિ અને ઉંડી અશાન્તિ પ્રગટ થવા લાગી. જે સિપાહીઓ નિઃશસ્ત્ર થયા હતા તેઓમાંના અનેક દિલ્હી ન જતાં પોતપોતાને ગામ જઇ રહ્યા હતા. પરંતુ તેઓએ જતી વેળા નાના પ્રકારની વાતો કરી લોકોને ઉશ્કેરી મૂકયા હતા. તેઓની કલ્પનાએ અંગ્રેજોના નઠારા ઇરાદા વિષે તથા રાજ્ય પરિવર્ત્તન વિષે નાના પ્રકારની વાતો ઉપજાવી કાઢી અને તે પર આધાર રાખી દુષ્ટ લોકોએ સર્વત્ર પોતાની સત્તા ફેલાવવાનો નિશ્ચય કર્યો.

ઉદ્ધત લોકોની આવી ઉશ્કેરણીને પરિણામે જે અવ્યવસ્થા અને અરાજકતા ફેલાઈ રહેલી તે સરકારથી અજાણ્યું નહોતું. મે માસની આખરે વાયવ્ય પ્રાંતના લેફટેનન્ટ ગવર્નરે ગવર્નર જનરલને લખ્યું કે:—"ગામડાંઓમાં અરાજકતા ફેલાઇ છે. ઉશ્કેરાએલા લોકો જુદે-જુદે સ્થળે અશાન્તિ ફેલાવી રહ્યા છે. લોકોને ખાત્રી થઇ ગઇ છે કે અંગ્રેજોનું રાજ્ય હવે વધારે વખત ટકવાનું નથી, એ ખાત્રીને લીધે તેઓ આપણું કામ છોડી બીજાને લૂંટી પૈસાદાર થવા માગે છે. મીરતની ઉત્તર બાજુએ આવેલાં ગામડાં સાહસિક લોકોને કબજે

થયાં છે. એ સ્થળે અનેક નિર્દોષ સ્વભાવના માણસો આપણા પક્ષમાં છતાં દુર્ગુણી અને સાહસિક લોકોને લીધે શાંતિ સ્થપાતી નથી. અલીગઢ અને ઇટાવા નાના પ્રકારના અત્યાચારોથી અવ્યવસ્થિત બની ગયાં છે. આપણાં મથકોથી ૩૦-૪૦ ગાઉસમાં નિર્દોષ પ્રજા જુલમ સહી રહી છે. જેના ભલા માટે આપણે અતિશય પરિશ્રમ કર્યો છે તેઓની દશા અત્યારે શોચનીય થઇ પડી છે એમાં કંઇ સંદેહ નથી. ત્રણ માસ પહેલાં જે ગાઢી-વસ્તીવાળા પ્રદેશો માટે હું અભિમાન લેતો હતો તે પ્રદેશોની અત્યારે આવી દશા થઇ છે." કોલ્વિન સાહેબની આ વાત અક્ષરશઃ સત્ય હતી તે નીચેના વિવરણ પરથી જણાશે.

વાયવ્ય-પ્રાંતનાં જે સ્થળો દિલ્હીની પાસે આવેલાં હતાં, તે સ્થળો બીજાં સ્થળો કરતાં અધિક અશાંત જણાતાં હતાં. બધાં મનુષ્ય મથકો પર સરકારી ખજાનો અને બીજી સંપત્તિ જાળવવા માટે દેશી પાયદળ સૈન્ય નીમાયું હતું. આ વખતે જુદાં જુદાં સ્થળોએ કર ઉઘરાવાતો હતો. દરેક તેજુરી પૈસાથી તર હતી. આ પૈસો જ અનર્થનું મૂળ થઇ પડશે એવું બે માસ પહેલાં કોઇ પણ અંગ્રેજે ધાર્યું નહોતું. તેઓ સ્વદેશના ખજાનાની માફક આ ખજાનો પણ સુરક્ષિત ધારી બેઠા હતા. પરંતુ બે માસ વીતતાં ન વીતતાં તો તેઓની ધારણા ખોટી પડી. સિપાહીઓએ જ્યારે કંપનિ વિરુદ્ધ હથિયાર પકડયાં ત્યારે પૈસો સાચવવો તો દૂર રહ્યો પણ પ્રત્યેક અંગ્રેજ પોતપોતાના જાન બચાવવા માટે ભારે ચિંતાતુર બની ગયો. જેઓ અત્યાર સુધી વફાદારીથી ધનાગાર અને સરકારની બીજી મિલ્કતનો બચાવ કરતા હતા, તેઓજ અત્યારે બેવફા બની પોતાના

રક્ષણ નીચેની મિલ્કતનું ભક્ષણ કરવા તૈયાર થયા. બદમાસ લોકોએ આ વખતે તક સાધી તેઓનો પક્ષ લીધો હતો. ઉશ્કેરાએલા સિપાહીઓની જેમ આ બદમાસ લોકોએ પણ ત્રાસ વર્તાવવામાં બાકી રાખ્યું નહોતું. મુજફ્ફરનગર સહરાણપુર મોરાદાબાદ વગેરે શહેરોમાં આવો ભયંકર બળવો ફાટી નીકળ્યો.

મુજફ્ફરનગર મીરતની ઉત્તરે આવેલું છે. મીરતની ૨૦ મી પલ્ટણે સરકારની વિરૂદ્ધ બંડ ઉઠાવ્યું હતું, એ પલ્ટણના કેટલાક સિપાહીઓ મુજફ્ફર નગરની તેજુરી સાચવતા હતા, મીરતના સમાચાર સાંભળી તેઓ નિશ્ચિંત રહેશે નહિ એવો ઘણા અમલદારોને વહેમ પડયો હતો. પરંતુ તેઓમાં એકદમ અવ્યવસ્થા ફેલાઇ નહિ. મીરતના સમાચાર મુજફ્ફર નગર આવી પહોંચ્યા. ધનાગાર રક્ષકોએ પોતાની પલ્ટણે બંડ ઉઠાવ્યું છે એ સાંભળ્યું, પરંતુ એ સમાચાર મળતાં જ તેઓ બંડ ઉઠાવવા તત્પર થયા નહિ. તેઓ ત્રણ દિવસ સુધી શાંત રહ્યા. પરંતુ તેઓની આ શાંતિ કાયમ ટકી નહિ. વળી એ વખતે જેનાપર શાંતિ જાળવવાની જવાબદારી હતી, તેણે પોતાનું કર્તવ્ય બજાવવામાં ગફલત કરી. મુજફ્ફરનગરનો અંગ્રેજ મેજિસ્ટ્રેટ સ્વજાતિના ઉત્તમ ગુણોથી વિભૂષિત નહોતો. મીરતના સમાચાર સાંભળી તે બધી ઓફિસો બંધ કરી નગરના સીમાડા પર જઇ છુપાયો. જેઓ ધનાગારનું રક્ષણ કરતા હતા તેઓ તેના શરીરને બચાવવા રોકાયા. બરફોર્ડ સાહેબ આ પ્રમાણે પોતાને સુરક્ષિત માની નિશ્ચિંત થઇ બેઠા. આ તરફ શાન્તિ રક્ષક મેજિસ્ટ્રેટની સંતાકુકડીથી ચોતરફ અશાંતિ ફેલાઇ રહી. જેઓ સરકાર તરફ કોઇ પણ કારણસર અસંતુષ્ટ થયા હતા તેઓ હવે પોતાના સ્વભાવ મુજબ વર્તવા તૈયાર થયા. તેઓએ કંપનિની ઓ-

ફિસો બંધ જોઇ, મેજિસ્ટ્રેટને નિર્જન જંગલમાં છુપાઇ રહેલા જોયા એટલે ધારી લીધું કે કંપનિની સત્તા જવા બેઠી છે. તેઓ આ વિશ્વાસને વશ થઇ ઇચ્છિત કાર્ય કરવા તૈયાર થયા. ધનાગાર રક્ષક સિપાહીઓ હજુ શાંતિપૂર્વક પોતાનું કર્તવ્ય બજાવતા હતા. તે દરમિયાન આવા દુષ્ટ લોકોએ ખુલ્લી રીતે સરકાર સામે બંડ ઉઠાવ્યું. મેજિસ્ટ્રેટ સાહેબ પણ જંગલમાં છુપાયા છતાં નિર્ભય થઇ શક્યા નહિ. તેણે પોતાને વધારે સુરક્ષિત કરવા માટે જેલના રક્ષકોને બોલાવ્યા. આથી જેલ ચોકીદારો વિનાની થઇ ગઇ. કેદીઓ છુટી ગયા. શાંતિ રક્ષક મેજિસ્ટ્રેટ સાહેબની કર્ત્તવ્ય દક્ષતા પર સોનાનો કળશ ચઢયો. મુખ્ય રાજપુરુષ જ્યારે શહેર બહાર જંગલમાં છુપાઇ રહ્યા હતો, સશસ્ત્ર રક્ષકો તેની આજુબાજુ પહેરો ભરતા હતા ત્યારે સરકારની ઓફિસો, સરકારી નોકરોનાં મકાનો અને સરકારી કાગળ પત્રોનો નાશ થતો હતો; કેદીઓ મુક્ત થઇ આનંદ કરતા હતા. બદમાસ લોકોએ જેલનાં બારી બારણાં તોડી નાખ્યાં હતાં. જિલ્લાના એક છેડાથી બીજા છેડા સુધી જાહેર કરવામાં આવ્યું હતું કે અંગ્રેજોનું રાજ્ય ગયું છે. ફિરંગીઓ જીવ બચાવવા નાઠા છે. હવે બધા પોતપોતાની મરજી મુજબ વર્તી શકે છે. જિલ્લાના લોકોને ઇચ્છા મુજબ વર્તવાનો અધિકાર મળી ગયો. દરેકને મરજી મુજબ વર્તવાનો અને ઇચ્છામાં આવે તે ચીજ લઇ લેવાનો પરો મળી ગયો. બંડખોર લોકો જ્યારે આ રીતે મોજ ઉડાવતા હતા ત્યારે ધનરક્ષક સિપાહીઓ શાંત રહી શક્યા નહિ. ૧૪ મી મેએ ધનાગારનો પૈસો કોઇ વધારે સુરક્ષિત સ્થળે લઇ જવાનો ઠરાવ થયો. પરંતુ સિપાહીઓએ આ ઠરાવ અમલમાં મૂકવા ન દીધો. તેઓએ પૈસાની પેટીઓ લઇ જવા ન દેતાં ભાંગી નાખી

અને જેટલા લેવાય તેટલા રૂપીઆ લઇ મોરાદાબાદ તરફ કુચ કરી. આ પ્રમાણે કંપનિના ૮૫૦૦૦ રૂપીઆમાંનો એક તૃતિયાંશ સિપાહીઓના હાથમાં આવ્યો. બાકીના પૈસા બદમાસ લોકો અને મેજિસ્ટ્રેટના નોકરોએ હસ્તગત કર્યા. કોઇ આ અરાજકના નિવારવા તૈયાર ન થયું. કોઇ આ ૩૫ સિપાઇઓને હઠાવવા અને બદમાસ લોકોને દૂર કરવા આગળ ન ધસ્યું. દરેકની બુદ્ધિ બહેર મારી ગઇ હતી. બધા બેબાકળા બની આકુળ વ્યાકૂળ બની ગયા હતા.

મુજફર નગરના રહેવાશીઓની પેઠે સહરાણપુરના રહેવાશીઓમાં પણ એવોજ વિશ્વાસ બેસી ગયો હતો. પરંતુ મુજફર નગરની ઘટનાનો સહરાણપુરમાં પુનરાવિર્ભાવ થયો નહિ. અહીંના મેજિસ્ટ્રેટનો સ્વભાવ મુજફર નગરના મેજિસ્ટ્રેટ જેવો નહોતો. મેજિસ્ટ્રેટ સ્પાંકિએ પોતાની જાતિના સ્વભાવસિદ્ધ ગુણોને જતા ન કર્યા. બરફોર્ડ સાહેબ મીરતના સમાચારથી બ્હી જઇ જંગલમાં જઇ છુપાયા હતા ત્યારે સ્પાંકિ સાહેબ મુજફર નગરના સમાચાર સાંભળી પોતાનું મથક બચાવવા તૈયાર થયા.

સહરાણપુર મુજફરનગરની ઉત્તરે અને મીરતથી ૭૦-૮૦ માઇલ દૂર આવેલું છે. ગંગા અને જમાનાનો પ્રવાહ આ વિભાગની પૂર્વ ને પશ્ચિમ બાજુએ વહો જાય છે. ઉત્તર બાજુએ નિર્જન પર્વતોની હાર આવેલી હોવાથી આ વિભાગ શીતળ અને પ્રાકૃતિક સૌંદર્યથી વિભૂષિત બની રહ્યો છે. ઇશાન ખુણામાં શિલાલિક પહાડ હિમાલયથી જન્મોત્રિ શિખર સુધી ફેલાઇ રહ્યો છે. સહરાણપુર શહેર એક નાની નદીને કિનારે આવેલું છે. આ વખતે તેની વસ્તી ૩૫૦૦૦ થી ૪૦૦૦૦

ની હતી. રહેવાશીઓનો મોટો ભાગ મુસલમાન હતો.[1] ઘણાં વર્ષો પહેલાં સહરાણપુર અંગ્રેજી રાજ્યની સીમાનું મુખ્ય મથક હતું. તેથી શહેરની ઉત્તર બાજુએ એક કિલ્લો બાંધેલો હતો. વખત જતાં સરહદ વધી એટલે એ કિલ્લાને કેદખાનું બનાવવામાં આવ્યું હતું. ધીમે ધીમે એની આજુબાજુની ખાઇ સુકાઇ પુરાઇ ગઇ હતી. જ્યારે મીરતમાં બંડ ઉઠયું ત્યારે સહરાણપુરમાં ૬–૭ થી વધારે યુરોપિઅનો નહોતા. ફિરંગીઓની સંખ્યા એ કરતાં વધારે હતી. મોરાદાબાદની ૨૯ મી પલટણના ૭૦–૮૦ સીપાહીઓ અહીંની તેજુરી સાચવતા હતા. એક દેશી ઓફિસર એ લોકો પર દેખરેખ રાખતો હતો. લગભક ૧૦૦ હથિયાર બંધ રક્ષકો જેલ અને યુરોપિઅન અમલદારોના બંગલાપર ચોકી કરતા હતા. એ સિવાય આખા વિભાગમાં જોઇતા પોલિસો સાધારણ પ્રજામાં વ્યવસ્થા જાળવતા હતા.[2]

મુજફ્ફરનગરની પેઠે સહરાણપુરમાં પણ ઉશ્કેરણીનાં ચિહ્નો જણાતાં હતાં. તેજુરીનું રક્ષણ કરનારા સિપાહીઓ શાંતિથી કર્તવ્ય બજાવતા હતા ખરા. પણ લોકો શાંત નહોતા. જુદા જુદા વર્ગના લોકો લડાઇ ઝગડો મચાવ્યા કરતા હતા. બળવાન માણસ દુર્બળપર સરજોરી ભોગવતો હતો. દેણદાર લેણદારને છેતરવાનો પ્રયત્ન કરતો હતો. ટુંકામાં કહીએ તો સર્વ પ્રકારના કાયદાનું અહીં પ્રત્યેક ક્ષણે ખૂન થઇ રહ્યું હતું, ચો તરફ સ્વાર્થનું સામ્રાજ્ય ફેલાયું હતું.

---

૧. *Robertson District Duties during the Revolt in India*, P. II

૨. *Robertson, District Duties during the Revolt in India* P. II

આવી અરાજકતામાં પણ એક વિષયમાં બધા એકમત હતા. તેઓની એવી ધારણા બંધાઇ ગઇ હતી કે કંપનિનું રાજ્ય ગયું છે. માટે હવે સાહેબ લોકોની સત્તા રહી નથી. જ્યાં જ્યાં ગોરાઓ નજરે પડે ત્યાં ત્યાં તેમનાપર હુમલો કરવાથી આપણે આપણો સ્વાર્થ સારી રીતે જાળવી શકીશું; આવી ખાત્રીને વશ થઇ તેઓ ગોરાઓ સામે હથિયાર ઉંચકતા ડર્યાં નહિ. સહરાણપુરના જોઇન્ટ મેજિસ્ટ્રેટ રોબર્ટસન સાહેબ લખી ગયા છે કે સિપાહીઓ સરકાર સામે હથિયાર ઉપાડે એ સંભવિત છે પણ શાંત સ્વભાવવાળા ગામડાંના લોકોનો સ્વભાવ આટલો બધો ફેરવાઇ જશે એ જાણવું મુશ્કેલ હતું. ૨૦ મે પહેલાં જાણવામાં આવ્યું હતું કે કેટલાંક મોટાં ગામડાંના લોકોએ અમારા પર હલ્લો કરવાની એકસંપી કરી હતી.[૧] રોબર્ટસને જે બાબતનો ઉલ્લેખ કર્યો છે તે બાબત સહરાણપુરના નિર્દોષ રહેવાશીઓના કાર્યથી વધારે ખુલ્લી થતી હતી. શહેરના દુકાનદારોએ પોતાની દુકાનો બંધ કરી હતી, અને કોઇ ન જાણે તેમ પોતાની મિલ્કત જમીનમાં દાટી દીધી હતી. જે રાજમાર્ગ પર દરરોજ માણસોનો પ્રવાહ રેલાતો ત્યાં અત્યારે કાગડાં ઉડતાં હતાં. વેપાર ધંધો બંધ પડ્યો હતો. લોકો પોતાના જીવન અને સંપત્તિના બચાવ માટે વ્યાકુળ થઇ રહ્યાં હતા. કાયદો અને વ્યવસ્થાનું નામનિશાન રહ્યું નહોતું છતાં આવે વખતે પણ સિપાહીઓના સ્વભાવમાં કંઇ ફેર પડ્યો નહોતો. ધનાગાર રક્ષક સિપાહીઓ અગાઉની માફક વફાદાર રહી પૈસો સાચવતા હતા. તેનો અધિનાયક પણ અગાઉની પેઠે શાંતિપૂર્વક કર્ત્તવ્ય બજાવતો હતો. કારાગાર રક્ષકો પણ તેજ રીતે શાંત હતા.

---

૧. *Ibid* P. 32.

પરંતુ આવી અશાંતિમાં પણ અમલદારોએ પોતાની દૃઢતા અને કર્તવ્યનિષ્ઠા બતાવી આપી હતી. ૧૪ મી મેએ મીરતના સમાચાર સહરાણપુર આવી પહોંચ્યા. તેને બીજે દિવસે દિલ્હીના ખબરો આવ્યા. ખબર મળ્યા બાદ મેજિસ્ટ્રેટ સ્પાંકિએ પોતાના મદદનીશો સાથે કર્તવ્ય રેખા નક્કી કરવા મસલત કરી. એ મસલતને પરિણામે બૈરાં છોકરાંને મસુરી મોકલી દેવાનું ઠર્યું. ત્યારબાદ પોતાનું બળ વધારવા માટે અને શહેરનું રક્ષણ કરવા માટે સરકારી અમલદારોએ એકજ સ્થળે ભેગા રહેવાનો ઠરાવ કર્યો. નોકરો અને ફિરંગીઓ પહેલાં તો આ ઠરાવની સામા થયા. પણ છેવટે તેઓએ પોતાનો મત ફેરવ્યો. રોબર્ટસન સાહેબે અસંતોષી લોકોને સજા કરવાનો નિશ્ચય કર્યો. જે જે ગામડાંમાં એવા લોકો વસતા હતા ત્યાં જવા માટે તેમણે ૨૯ મી પલટણના સુબેદાર પાસે કેટલાક સૈનિકોની માગણી કરી. સુબેદારે થોડી હા ના કર્યા પછી છેવટે રોબર્ટસન સાહેબને ૨૦ સૈનિકો આપ્યા. રોબર્ટસન આ સિપાહીઓ અને પોલિસનાં માણસો સાથે ઉદ્ધત ગામડિઆઓને સજા કરવા રવાના થયો. તેના આવવાથી ઘણાખરા ગામડિઆઓ આમ તેમ નાસી ગયા. વળી એક પ્રતિષ્ઠિત જમીનદાર તેમની મદદે આવી હાજર થયો. રોબર્ટસનને પોતાના કામમાં જશ મળ્યો. તેની સાથે ૫ મી અને ૨૯ મી પલટણના સિપાહીઓ હતા. તેઓએ છેવટે સરકાર વિરુદ્ધ હથિયાર ઉપાડ્યાં છતાં[1] રોબર્ટસને બદમાસ લોકોને શિક્ષા કરવાનો પ્રયત્ન કર્યો.

રોહિલખંડ વિભાગની પણ એ જ દશા હતી. આ વખતે વાયવ્ય પ્રાંત કરતાં વધારે ચિંતા કરાવે એવો પ્રાંત બીજો કોઈ

૧. *Malleson, Indian Mutiny Vol. I. P. 300*

નહોતી. વાયવ્ય પ્રાંતના રોહિલખંડ વિભાગમાં બહાદુર મુસલમાનોની વસ્તી હતી. રોહિલા લોકો લડાઇના મેદાન પર વીર તરીકે પંકાએલા હતા. પૂર્વની જાહોજલાલી હજુ તેમની સ્મૃતિમાંથી ખસી નહોતી. તેમના પૂર્વજોનું અલૌકિક સાહસ હજુ તેમને સ્વાધીનતા પ્રાપ્ત કરવાને ઉશ્કેરી રહ્યું હતું. તેઓ લૂટફાટ કરવા ન વળગે તો પણ સિપાહીઓને પોતાના પક્ષમાં લઇ મોગલ સામ્રાજ્યની પુનઃસ્થાપના કરવાનો પ્રયત્ન કરે એ સંભવિત હતું.

રોહિલખંડમાં બરેલી એક મુખ્ય સ્થળ છે. બરેલીથી ૪૮ માઇલ વાયવ્યમાં મોરાદાબાદ આવેલું છે. અહીં ૨૯ મી દેશી પાયદળ પલટણ અને દેશી ગોલંદાજ સૈન્યના કેટલાક સિપાહીઓ રહેતા હતા. બીજા જિલ્લાઓની માફક અહીં પણ જજ, મેજિસ્ટ્રેટ અને સિવિલ સર્જન રહેતા હતા. ક્રાફ્ટ વિલ્સન સાહેબ અહીં ઘણાં વર્ષો થયાં જજનું કામ કરતા હતા. તેથી તેઓ મોરાદાબાદ વાસીઓમાં બહુ પ્રિય થઇ પડયા હતા. આ વૃદ્ધ પુરુષ કેવળ ન્યાય ખાતાનું જ કાર્ય કરતો હતો, બીજા કોઇ પણ કાર્ય સાથે તેને કંઇ સંબંધ નહોતો. આ વખતે તેણે પોતાની સત્તા વધારવા માટે લેફટેનેન્ટ ગવર્નર પાસે માગણી કરી. તેની માગણી મંજુર થઇ. વિલ્સન સાહેબ હવેથી ન્યાયાધીશના કાર્ય ઉપરાંત શાંતિ જાળવવી વગેરે બીજાં કાર્યો પણ કરવા લાગ્યા. મીરતના શોચનીય સમાચાર ૧૬ મી મેએ મોરાદાબાદ પહોંચ્યા. સમાચાર મળતાં જ વિલ્સન સાહેબ સૈનિક સત્તાવાળાની રજા લઇ સિપાહીઓનાં મકાનો પાસે આવ્યા અને ત્યાં રહેતા દેશી ઓફિસરો સાથે વાતચીત કરી સમજાવ્યું કે " તમારા સાથીઓ ખોટી ગેરસમજણથી ઉશ્કેરાયા છે અને તેથી જ આવું ભયંકર પગલું

બર્યું છે. તેમને માર્ગે જતાં તમારૂં સત્યાનાશ વળશે માટે હું તમને અગાઉથી ચેતાવી રાખું છું." વિલ્સનના ઉપદેશ મુજબ સિપાહીઓ શાંતિપૂર્વક પોતાનું કામ બજાવવા લાગ્યા. શહેરના કાવતરા ખોરો પણ તેમના પર કંઇ અસર કરી શક્યા નહિ. સરકારના એક અમલદારે ( એ હિંદુ હતો; મુકદ્દમાનાં કાગળોનો તરજુમો કરવો એ તેનું કામ હતું. ) આ બાબતમાં જણાવ્યું છે કે "નવાબ નિમતુલ્લાખાન અગાઉ સરકારી નોકર હતો. મુન્સફનું કામ બજાવી તે હવે પેન્શન ભોગવતો હતો. આ ધોળા વાળવાળા વૃદ્ધ પુરુષે મોરાદાબાદના સિપાહીઓને ઉશ્કેરવાનો પ્રયત્ન કર્યો હતો. વિશ્વાસઘાતી નવાબે શહેરીઓને એવું જણાવ્યું કે 'હું જુના નવાબોના વંશનો છું. અત્યારે દિલ્હીના સમ્રાટ્‌ને નામે રોહિલખંડ પર રાજ્ય ચલાવવાનું મને ફરમાન થયું છે. મારા અમલ નીચે અહીંની કોઇ પણ જાતિને અન્યાય નહિ થાય! આવું જણાવી તેણે સિપાહીઓને પોતાના પક્ષમાં લાવવા માટે રોટલી ને બીજી ખાવાની વસ્તુઓ વહેંચી. સિપાહીઓએ આભાર પૂર્વક આ ચીજો સ્વીકારી; અને તેને પોતાને ઘેર જવાનું જણાવ્યું. તેમ નહિ કરવામાં આવે તો તમારૂં મોત થશે એ પણ સાથે સાથે જણાવી દીધું. વિશ્વાસઘાતી નવાબ આ પ્રમાણે નિમકહરામ બનવા જતાં લાયક ઇનામ મેળવી ઘેર સિધાવ્યો. ઉંડી નિરાશાથી તેને એટલી બધી દીલગીરી થઇ કે તે ખુલ્લી રીતે રાજી બની દિલ્હી રવાના થયો. ત્યાં સામા પક્ષની ગોળીથી વીંધાઇ જતાં તેની બધી ચિંતા જતી રહી."

મે માસની ૧૫ મી સુધી મોરાદાબાદના સિપાહીઓ વફાદાર રહ્યા. એ વખત રોહિલખંડના રસ્તાઓ ગુજરોના ત્રાસથી બંધ થઇ

ગયા હતા. ઠેકઠેકાણે બંડખોરો ફરતા હતા. મોરાદાબાદની ૨૯ મી પલટણના સિપાહીઓ આ ઉપદ્રવ શાંત પાડવા માટે તત્પર હતા. છેવટે તેઓ સમક્ષ કરોકટીનો વખત આવ્યો. આ કરોકટીના વખતે તેઓએ શું કર્યું તે હવે અમે જણાવીએ છીએ.

૧૮ મી મેએ સંધ્યાકાળે મોરાદાબાદના સત્તાવાળાઓએ સાંભળ્યું કે ૨૦ મી પલ્ટણના સિપાહીઓ લૂંટફાટના સામાન સાથે શહેરથી પાંચે માઇલ દૂર ગંગા નદીને કિનારે આવી પડયા છે. આ પલ્ટણે મીરતમાં બંડ ઉઠાવ્યું હતું. મુજફ્ફરનગરમાં પણ આ પલ્ટણના સિપાહીઓએ જ બંડ ઉઠાવ્યું હતું. આ બંડખોરોના આગમન સમાચાર સાંભળી સત્તાવાળાઓ શાંત રહી શક્યા નહિ. બે સાહસિક અને કર્તવ્ય નિષ્ઠ ઓફિસરો ૩૦ ઘોડેસવારો અને કેટલાક પાયદળ સૈનિકો લઇ રાતના ૧૧ વાગ્યાને સુમારે એ સિપાહીઓના આશ્રયસ્થાન તરફ રવાના થયા. વિલ્સન વગેરે અમલદારો તેઓની સાથે ચાલ્યા. ચોતરફ ઘોર અંધકાર છવાઇ રહ્યો હતો. આવી અંધારી રાત્રે ઓફિસરોએ નિશ્ચિત સ્થળે આવી પહોંચી સ્વારોને શત્રુઓને અટકાવવા ખાતર યોગ્ય સ્થળે ગોઠવી દીધા. ત્યાર બાદ તેઓ પાયદળ સૈનિકો લઇ શત્રુઓની છાવણી તરફ વળ્યા. શત્રુઓ ભર ઉંઘમાં પડયા હતા. અંગ્રેજોના સૈનિકોએ ચોકીદારોને પકડી લીધા. ગડબડ થતાં સિપાહીઓની ઉંઘ ઉડી ગઇ. તેઓ ઓચિંતા હલ્લાથી ગભરાઇ ગયા. અંધકારમાં કંઇ જણાતું નહોતું. છેવટે અંધકારની મદદ લઇ સિપાહીઓ નાસી જવાને શક્તિમાન થયા ખરા પરંતુ તેઓનાં બધાં હથિયારો અને વાહનો અંગ્રેજોના હાથમાં જપ્ત પડયાં. એક સ્વારની ગોળીથી સામા પક્ષના એક સૈનિકનો જીવ ગયો. સિપાહીઓના ૮૦૦૦ રૂપીઆ કબજે થયા અને ૮-૧૦ બંડખોરો પકડાયા.

આ હલ્લા વખતે ૨૯ મી પલ્ટણના સિપાહીઓ કર્તવ્યનિષ્ઠ નીવડયા હતા. તેઓ અત્યાર સુધી વફાદાર રહ્યા હતા. કોઇ કોઈ જણાવે છે કે આ વખતે તેઓની કર્તવ્યનિષ્ઠા બરાબર પ્રગટ થએલી જણાતી નહોતી. પરંતુ આ વખતે જે ઓફિસરો હાજર હતા તેઓ આ મતનું સમર્થન કરતા નથી. અંધકારને લીધે સિપાહીઓ બંડખોરોને જોઇ શકયા નહોતા. તેથી જ તેઓ અનાયાસે નાસી જઇ શકયા હતા.

૨૯ મી પલ્ટણના સિપાહીઓ સરકાર તરફ આટલી વફાદારી દર્શાવતા હતા છતાં ૨૦ મી પલ્ટણના સિપાહીઓ તેને પોતાના તરફ બીન વફાદાર ધારતા નહોતા. તેઓને ખાત્રી થઇ ગઇ હતી કે ૨૯ મી પલ્ટણના સિપાહીઓ પણ અમારી પેઠે બંડ ઉઠાવવા તૈયાર છે. આ ખાત્રીને લીધે તેઓમાંના કોઇ કોઇ બીજે દિવસે સવારમાં એકાએક મોરાદાબાદની લશ્કરી છાવણીમાં આવી પહોંચ્યા. પરંતુ એ વખતે પણ ૨૯ મી પલ્ટણના સિપાહીઓ ડગ્યા નહિ. એ પલ્ટણના એક શિખ સિપાહીની ગોળીથી એ આવનારા સિપાહીઓમાંનો એક મરાયો ને બાકીના બંદીવાન બન્યા. બંદીવાનોને જેલમાં પુરવામાં આવ્યા. પરંતુ અવશ્ય આવી પડનારી વિપત્તિ શાંત ન થઇ. આવી સાવચેતી છતાં એ વિપત્તિ આવી પડી. માર્યા ગએલા સિપાહીનો એક સગો ૨૯ મી પલ્ટણમાં હતો. તેણે જ્યારે જાણ્યું કે મારો સગો માર્યો ગયો છે; ત્યારે તેણે પોતાની પલ્ટણના ઉદ્ધત સિપાહીઓને સરકાર સામે ઉશ્કેરવાનું બીડું ઝડપ્યું. તેનો પ્રયત્ન સફળ થયો. તે તેઓને સાથે લઇ કેદખાના તરફ ગયો. ૨૦ મી પલ્ટણના કેટલાક બંદીવાનો સાથે ૬૦૦ કેદીઓ છૂટયા.

વિલ્સન આ બાતમી મળતાં જ, ઘોડેસ્વાર થઇ કારાગૃહ ભણી દોડયો. છુટેલા કેદીઓ આનંદના પોકારો કરતા કરતા ચોતરફ દોડયા જતા હતા. આવા બદમાસ લોકો આગળ જવું ઠીક ન લાગવાથી વિલ્સન સાહેબે દિશા બદલી. મોરાદાબાદથી ૧૮ માઇલ દૂર રામપુરનું દેશી-રાજ્ય આવેલું છે. ત્યાંના નવાબના કેટલાક સ્વારો એ વખતે મોરાદા-બાદ પાસે રહેતા હતા. વિલ્સન સાહેબે જરા પણ વિલંબ ન કરતાં તેઓની મદદ માગી. પરંતુ સ્વારોએ તેમની માંગણી ન સ્વીકારી. ૨૯ ની પલ્ટણના કેટલાક સિપાહીઓ હજુ વફાદાર રહ્યા હતા. તેઓ હજુ સરકારના હુકમો પાળવા તત્પર હતા. તેઓમાંના કેટલાકને સાથે લઇ એક યુરોપિઅન અધિનાયકે કેદીઓની પૂઠ પકડી. વિલ્સન સાહેબ પણ એક બીજી ટુકડી લઇ એ જ કાર્ય કરવા દોડયા. તેઓનો પ્રયત્ન સફળ થયો. દોઢસો કેદીઓ પાછા જેલમાં પુરાયા. વિલ્સન એક કલાક પછી પાછો ફર્યો, એ વખતે નગર શાંત હતું. પણ એ શાંતિ તોફાન પછીની શાંતિ હતી. મોરાદાબાદ નિશ્ચલ અને નિશ્ચેષ્ટ જણાતું હતું. દુકાનો બંધ હતી, રસ્તાઓ ખાલીખમ હતા અને શેરીઓમાં કાગડા ઉડતા હતા. શહેરીઓ હવે શું થશે તેની ચિંતામાં પડયા હતા. જેઓ શાંતિ ચાહનારા હતા તેઓ ભવિષ્યમાં શું બનશે તેની અનિશ્ચિત-તાથી ગભરાઇ ગયા હતા અને જેઓએ આ અશાન્તિ ઉત્પન્ન કરવામાં ભાગ લીધો હતો તેઓ પકડાઇ જવાની બીકથી દિગ્મૂઢ બની ગયા હતા. છાવણીમાં પણ ઉંડો સંદેહ દરેકના હૃદયને વલોવી રહ્યો હતો. તે દિવસે કોઇએ રાંધ્યું નહિ, કોઈએ કંઇ ખાધું નહિ, આખો દિવસ આમ તેમ ટહેલવામાં પસાર થયો. ઉંડા વિષાદનાં ચિહ્નો દરેકના મુખ પર જણાતાં હતાં. વિલ્સન સાહેબે આ ભયંકર અશાન્તિ

દૂર કરવાનો પ્રયાસ કર્યો. પહેલાં તેણે મુખ્ય મુખ્ય શહેરીઓને શાંતિ પાળવામાં મદદ આપવાનું કહ્યું. ત્યારબાદ તેઓ ઘોડેસ્વાર થઇ છાવણીમાં જઇ પહોંચ્યા. સિપાહીઓને શાંતિ જાળવવાનો ઉપદેશ આપી તેઓ ગોલંદાજ સૈન્ય સમક્ષ જઇ પહોંચ્યા. આ સૈનિકો સૌથી વધારે ઉશ્કેરાયા હતા. ભયંકર કાર્ય સાધવા માટે તેઓ પોતાની તોપો યોગ્ય સ્થળે ગોઠવતાં અચકાયા નહોતા. પરંતુ વિલ્સન સાહેબની નિર્ભયતાથી તેઓએ પોતાનું કાર્ય બંધ રાખ્યું. ત્યારબાદ સિપાહીઓના હૃદયમાં પેસી ગએલી ખોટી શંકા દૂર કરવા માટે અને તેઓના પર સરકારને વિશ્વાસ છે એ જણાવવા માટે તેમણે સિપાહીઓમાં ટોટા વહેંચ્યા અને તેમને હથિયારબંધ થઇ પોતાની પાસે આવવાનું જણાવ્યું. સિપાહીઓ શસ્ત્રબદ્ધ થઇ ગોળાકારમાં ઉભા રહ્યા. વિલ્સન સાહેબે તેઓની વચ્ચે ઉભા રહી ગંભીરતાપૂર્વક ઉપદેશ આપ્યો. તેમણે કહ્યું કે 'તમારે શાંત રહેવું જોઇએ. કેટલાક ઉદ્ધત અને ઉછાંછળા બાળકોના વ્યવહારથી તમારે તમારી વફાદારી કલંકિત ન કરવી જોઇએ. તમારે તમારી ધોળી દાઢીની આબરૂ એ જુવાનિઆઓ આગળ જવા ન દેવી જોઇએ. જેઓ ભવિષ્યને માટે વફાદાર રહેવાની પ્રતિજ્ઞા લેશે તેના બધા અપરાધો માફ કરવા માટે હું ગવર્નર જનરલને લખીશ. એ બાબત હું તમને અત્યારે વચન આપું છું." આ વચનો સાંભળી દેશી ઓફિસરોએ પૂછ્યું કે આ બાબતમાં તમે તમારૂં ધર્મ પુસ્તક હાથમાં લઇ પ્રતિજ્ઞા લેવા તૈયાર છો? વિલ્સન સાહેબે તરત જ એ બાબતની હા પાડી. ઓફિસરોને હવે કંઇ શક ન રહ્યો. બંને પક્ષ તરફથી એક બીજાને વફાદાર રહેવાની પ્રતિજ્ઞાઓ લેવાઇ. થોડા વખત માટે બંને પક્ષ વચ્ચે વળી સુલેહ થઇ. મોરાદાબાદમાં

શાંતિ સ્થપાઇ. દુકાનોનાં બારણાં ઉઘડયાં. રાજમાર્ગ માણસોની અવર જવરથી છવાઇ ગયો. શહેરીઓ પ્રફુલ્લ ભાવે આમતેમ ફરવા લાગ્યા. યુરોપિયન બૈરાં પોતાનું નિર્જન સ્થાન તજી બહાર નીકળ્યાં. દરેકના મન પરથી ભારે બોજો દૂર થયો. પણ શહેરમાં શાંતિ થઇ તો વિભાગમાં અશાન્તિ સળગી. બળવાનો ચેપી પવન દરેક સ્થળે પોતાનું કામ કર્યે જતો હતો, તણખા વેર્યે જતો હતો. સમાજમાં કોઇ વિષયમાં કાર્યતત્પરતાની શક્તિ સંચાર પામે તો તેની અસરથી આખો સમાજ ખળભળી ઉઠે છે. અને વખતે એક માણસનું અનુકરણ બીજો ને બીજાનું અનુકરણ ત્રીજો કરે છે. એક જણની કાર્યપદ્ધતિ બીજાની કાર્યપદ્ધતિ સાથે એક સૂત્રે જોડાય છે. આથી ઉત્કૃષ્ટ વિષય સમાજની ઉન્નતિ કરે છે, તે જ રીતે અપકૃષ્ટ વિષય સમાજને અવ્યવસ્થિત કરી પડતીને રસ્તે દોરી જાય છે. આ વખતે પણ હંમેશાં સંદેહવશ રહેતા અને કૌતુહલને વશ રહેવા માગતા સિપાહીઓ જે કાર્ય સાધવા તત્પર થયા હતા તેથી લોકસમાજ અશાંતિમય બની ગયો હતો, તે સાથે રાજ્યશાસન તંત્ર પણ અવ્યવસ્થિત બની ગયું. આ અશાન્તિ અને અવ્યવસ્થિતપણું સમાજના બદમાસ લોકોની વાસના તૃપ્ત કરવામાં આગેવાની ભર્યો ભાગ લે છે. જેઓ પારકું પોતાનું કરવામાં જ બહાદુરી માને છે. તેઓ આ તકનો લાભ લે છે. એક વ્યવસ્થિત વિભાગને અવ્યવસ્થિત થતો જોઇ તેઓ પોતાનું વંચિત કાર્ય કરવા તત્પર બને છે અને પોતાનાં કાર્યથી સમગ્ર પ્રદેશની વ્યવસ્થા તોડી પાડે છે.

મોરાદાબાદ વિભાગમાં પણ આવું જ નાટક ભજવાઇ રહ્યું હતું. લૂટારા ગુજરો ચોતરફ ઉત્પાદ મચાવી રહ્યા હતા. ૨૦ મી મેએ ૮૦

ગુજરો પકડાયા હતા. ત્યારબાદ તેને બીજે દિવસે વિલ્સન સાહેબે સાંભળ્યું છે કે એક મોલવીએ રામપુરના કેટલાક બદમાસ મુસલમાનોને એકત્ર કર્યા છે. તેઓ નીલવર્ણી પતાકા ઉડાડતા ઉડાડતા શહેર લુટવા આવે છે. બાતમી મળતાં જ તેઓ કેટલાક સ્વારો સાથે તેઓને અટકાવવા રવાના થયા. તેમણે સિપાહીઓ સાથે બરેલીના ઘાટ આગળ રામગંગા ઉતરી મુસલમાનોને અટકાવ્યા. એક જમાદારના આઘાતથી એ ટોળાનો અધિનાયક મોલવી મરણ પામ્યો. તેના કેટલાક મુખ્ય અનુચરો પકડાયા, બીજા બધા નાસી છૂટયા. આ કાર્યમાં પણ ૨૯ મી પલ્ટણના સિપાહીઓએ વફાદારી બતાવી.

ત્યારબાદ બે દિવસ પછી ૨૯ મી પલ્ટણના સિપાહીઓને એક બીજી પરીક્ષા પસાર કરવાની આવી. જે સૈનિકો કુચ કરતાં લશ્કરનો રસ્તો તૈયાર કરે છે, કિલ્લાઓ બાંધે છે અગર છાવણી ગોઠવે છે, તેઓની બે ટુકડીઓ સમાચાર સાંભળી સરકાર સામે ઉઠી. તે ટુકડીઓના સિપાહીઓ રૂડકી છોડી લૂટફાટનો સામાન લઈ મોરાદાબાદ તરફ આવતા હતા. આ સમાચાર ૨૩ મી મે એ મોરાદાબાદ પહોંચ્યા. તરત જ સિપાહીઓની બે ટુકડી અને ૬૦ સિપાહીઓને સજ્જ થવાને હુકમ મળ્યો. કપ્તાન હુઇસ તેનો આગેવાન બન્યો. તે આ સૈનિકો અને બે તોપો લઇ બંડખોરો સામે ગયો. પરંતુ તે નિશ્ચિત સ્થળે જઇ પહોંચે તે પહેલાં બંડખોરોને બાતમી મળી ગઇ. આથી તેઓ મોરાદાબાદનો રસ્તો છોડી તેરાઇ તરફ રવાના થયા. પરંતુ એ રસ્તે પણ ત્યાંના સ્થાનિક અમલદારે તેઓને અટકાવ્યા. એ દરમિઆન કપ્તાન હુઇસ ત્યાં જઇ પહોંચ્યો. બંડખોરોઓનાં હથિયારો લઇ લેવામાં આવ્યાં. તેઓનો સરસામાન પડાવી લેવામાં આવ્યો. તેઓ

ભિખારી જેવા બની ગયા. તેમાંના ઘણા ખરા એવી દશામાં ખરેખર તરફ નાઠા.

આ બનાવ બન્યા પછી મેરાદાબાદની છાવણીમાં તરત વેળાએ તો કંઇ ગડબડનાં ચિહ્નો ન જણાયાં. સત્તાવાળાઓએ ધાર્યું કે ર૯ મી પલ્ટણના સિપાહીઓ તો જરૂર રાજભક્ત રહેશે. પરંતુ તેઓનો આ વિશ્વાસ લાંબો વખત ટક્યો નહિ. કાળે ઘટનાચક્ર ફેરવી નાંખ્યું. મોરાદાબાદ વિભાગમાં બદમાસ લોકોનો તોટો નહોતો. તેઓ તક સાધી લૂટફાટ કરવા ચોતરફ ભટકતા હતા. મોરાદાબાદના સિપાહીઓ ત્રાસ નિવારવા પુષ્કળ મહેનત કરતા હતા. પરંતુ જ્યારે કોઇ ભયાનક સમાચાર જાહેર થાય છે. ત્યારે ટુંકી નજરવાળા કૌતુહલી લોકોમાં ભારે ધમાધમી મચી રહે છે. જેઓ કલ્પના કરવામાં કુશળ હોય છે તેઓએ ભયંકર સમાચાર અતિશયોક્તિમય કરી બીજાને વ્યાકુળ કરી મૂકે છે. દીર્ઘદૃષ્ટિ અને જ્ઞાન ન હોવાથી તેઓ પોતાના માનસપટ પર સત્યાનાશનું ભયંકર દૃશ્ય ખડું કરે છે. ધર્મ, જાતિ અને આબરૂ કરતાં વધારે પ્રિય વસ્તુ હિંદીઓને માટે બીજી એકે ય નથી. તેઓ પોતાના ધર્મ ખાતર; જાતિ ખાતર અને આબરૂ ખાતર જાન આપતાં પણ અચકાતા નથી. મોરાદાબાદમાં જ્યારે ધર્મભ્રષ્ટ થવાનો ગપગોળો ઉડયો ત્યારે લોકો શાંત રહી શક્યા નહિ. દરેક માણસ પોતાનો ધર્મ અને જાતિ જવાની બીકથી વિહ્વળ બની ગયો. દરેક માણસ પોત-પોતાના સંબંધીને અથવા ઓળખીતા માણસને આ સત્યાનાશની વાત રસભેર કહેવા લાગ્યો. કંપનિના રાજ્યમાં બાપદાદાનો ધર્મ ને બાપદાદાની જાતિ ગુમાવી બેસીશું, એ વાત દરેકના હૃદયમાં સજ્જડ

ચોંટી ગઇ. જેઓ સારી સ્થિતિના માણસો હતા તેઓએ આ વાત કહી મોરાદાબાદના સિપાહીઓને ઉશ્કેરવાનો પ્રયત્ન કર્યો. ૨૯ મી પલ્ટણના સિપાહીઓ આ ભયાનક વાતથી અશાંત બની ગયા. અને એકબીજા એકબીજાને અધીરપણે પૂછવા લાગ્યા કે બરેલીના શા સમાચાર છે?

વૈશાખ માસ આવ્યો. વૈશાખના પ્રચંડ તાપથી યુરોપિઅનો ઉકળી રહ્યા હતા. તેવામાં આ ચિંતાજનક સ્થિતિ તેઓનાં કલેજાંને કોરી ખાવા લાગી. બરેલી રોહિલખંડ વિભાગનું મુખ્ય મથક હતું; તેથી એ શહેરની શાંતિ પર બીજાં સ્થળોની શાંતિ આધાર રાખતી હતી. મોરાદાબાદના અમલદારો બરેલીના સમાચાર જાણવા આતુર થઇ રહ્યા હતા. તેઓને ખાત્રી હતી કે જો બરેલી શાંત રહે તો મોરાદાબાદને કંઇ અડચણ નહિ આવે, પરંતુ જો બરેલીમાં બંડ ઉઠે, ત્યાંના લોકો સરકાર સામે હથિયાર પકડે તો મોરાદાબાદની શાંતિ અને વ્યવસ્થા અતળ સાગરમાં ડુબી જશે. આવા વિશ્વાસને લીધે તેઓ બરેલી માટે આતુર થઇ રહ્યા હતા, પણ તેઓની આ ચિંતા કેમે કરી ખસતી નહોતી; બરેલી ડામાડોળ સ્થિતિમાંથી પસાર થતું હતું. ૧ લી જુને એકાએક બરેલીની ટપાલ બંધ થઇ ગઇ. તે દિવસે સવારે બરેલીથી એકેય કાગળ પત્ર મોરાદાબાદ પહોંચ્યો નહિ. મોરાદાબાદની છાવણીમાં અને સરકારી ઓફિસોમાં વાત ચાલી કે બરેલીના સિપાહીઓએ બંડ ઉઠાવ્યું છે. રાતના બે પહોર વીત્યા બાદ રામપુરના નવાબે મોકલેલો એક માણસ બરેલીના સમાચાર લાવ્યો. આ માણસના આગમન સમાચાર સાંભળી વિલ્સન સાહેબ જાગ્યા. પેલા માણસે તેમને જણાવ્યું કે બરેલીના સિપાહીઓએ હથિયાર પકડયાં

છે. યુરોપિઅનોમાંના ઘણા ખરા માર્યા ગયા છે. આવી સ્થિતિમાં આપે અહીંથી નાસી છૂટવું એ જ શ્રેયસ્કર છે. વિલ્સને ગંભીરપણે આ દૂતની વાત સાંભળી. તેમની ઉંઘ ઉડી ગઇ. તેઓ તરત જ લશ્કરના ઉપરી પાસે જઇ પહોંચ્યા. ૨ છી જુને સવારમાં દેશી ને ગોરા ઓફિસરો એકત્ર થયા. વિલ્સન સાહેબે તેમને બધી વિગત સરલ ભાવે કહી બતાવી અને કહ્યું કે હવે વાવટા, તોપો અને ખજાનો લઇ મીરત જવું એ જ વધારે સારૂં છે. દેશી ઓફિસરોએ ઠરાવ સ્વીકાર્યો. પરંતુ સિપાહીઓ વિરૂદ્ધ પડયા. તેઓએ ધાર્યું કે મીરત જતાં જ અમારૂં આવી બનશે. અમારે કદાપિ ફાંસીને લાકડે લટકવું પડશે અગર કેદ થવું પડશે. આથી તેઓને મોરાદાબાદ છોડવાનો વિચાર ન રૂચ્યો.

બીજે દિવસે સવારે સિપાહીઓ વધારે ઉશ્કેરાયા. તેઓએ પ્રથમ તેજુરી હસ્તગત કરવાનો પ્રયત્ન કર્યો. અમલદારો ધન બચાવવાનો કંઇ ઉપાય ન જોતાં રૂપીઆની કોથળીઓ લઇ જવા માટે ગાડીમાં ચઢાવી એ ગાડીઓ ધનાગાર રક્ષક સિપાહીઓને સોંપવા તૈયાર થયા. વિલ્સન સાહેબ ધનાગારમાં જઇ રૂપીઆના થેલા બહાર કાઢવા લાગ્યા. એ દરમિઆન મેજિસ્ટ્રેટ અને કલેક્ટર સેન્ડર્સ સાહેબે છુપી રીતે સ્ટામ્પના કાગળોનો નાશ કર્યો. બધા મળીને ૭૦ હજાર રૂપીઆ ધનાગારમાંથી બહાર કાઢી સિપાહીઓને સોંપવામાં આવ્યા. આટલા થોડા રૂપીઆ જોઇ સિપાહીઓમાં નિરાશા ફેલાઇ ગઇ, તેઓ ખજાનચી પર બહુ જ ગુસ્સે થયા. તેઓએ ખજાનચીને પકડી તોપ પાસે લઇ જઇ બાકીના રૂપીઆ બતાવવાનું કહ્યું, અને ન બતાવે તો તોપ વડે ઉડાડી મૂકવાની ધમકી આપી. ક્પ્તાન ફૈરિ

નામના એક સૈનિકે આ વખતે આગળ આવી ખજાનચીને બચાવ્યો. જજ અને મેજિસ્ટ્રેટ સાહેબ ઘોડેસ્વાર થઇ જવાની તૈયારી કરતા હતા. ચાર જુવાન સિપાહીઓ તેઓના પર ગોળીબાર કરવા તૈયાર થયા. પરંતુ સુબેદાર ભવાનીસિંહ અને હવાલદાર બળદેવસિંહે તેઓને કઠોર ભાષામાં કહ્યું કે " આપણે અંગ્રેજોનાં શરીરને ઇજા ન કરવાની પ્રતિજ્ઞા લીધી છે, હવે એ પ્રતિજ્ઞા વિસરી જઇ અંગ્રેજો પર ગોળી ફેંકવા તૈયાર થતાં લાજ આવતી નથી?" આ શબ્દો સાંભળી સિપાહીઓએ બંદુક નમાવી દીધી. વિલ્સન અને સેન્ડર્સ સાહેબ અક્ષત શરીરે રવાના થયા.

યુરોપિઅન દિવાની અમલદારો મોરાદાબાદ તજી મીરત તરફ રવાના થયા. સૈનિક ઓફિસરો પોતાના કુટુંબ સાથે નૈનીતાલ ગયા, કારણ કે તે મીરત કરતાં વધારે નજીક હતું અને તે તરફનો રસ્તો પણ વધારે સુરક્ષિત હતો. આ રીતે દિવાની ને લશ્કરી વિભાગના મુખ્ય અમલદારોએ તો જીવ બચાવ્યો, પણ ફિરંગિ અમલદારોએ એ પંથ ન સ્વીકાર્યો. તેઓએ માન્યું કે યુરોપિઅનોની પેઠે અમે ભયમાં નથી. સિપાહીઓ અમારા પર હાથ નહિ ચલાવે. પરંતુ તેઓની એ ધારણા ખોટી પડી. તેઓ યુરોપિઅનોની પેઠે નાઠા હોત તો ઠીક હતું. પરંતુ તેમ ન કરતાં તેઓએ હાથે કરીને ઉપાધી વહોરી લીધી. તેમાંના કોઇ સિપાહીઓનાં હથિયારોના ભોગ થઇ પડ્યા; કોઇ મુસલમાન ધર્મ સ્વીકારી કેદીની અવસ્થામાં દીલ્હી મોકલાયા. અને દિલ્હીમાં એજ સ્થિતિમાં માર્યા ગયા હોય એ સંભવિત છે.

બરેલી રોહિલખંડ વિભાગનું મુખ્ય મથક હતું. વેપાર અને બીજી સગવડોને લીધે અહીં જુદી જુદી જાતના ઘણા લોકો રહેતા

હતા. રોહિલખંડનો જુનો ઇતિહાસ તપાસતાં બરેલીના રહેવાશીઓનો સ્વભાવ સારી રીતે સમજી શકાય છે. મોગલ સામ્રાજ્યની પડતી વેળા રોહિલખંડ અફગાનોના કબજામાં હતો. અઢારમી સદીના ઉત્તરાર્દ્ધમાં હાફેજ રહેમતની સરદારી નીચે પઠાણ રોહિલાઓ પોતાની સ્વતંત્રતા જાળવી રહ્યા હતા. અયોધ્યાના નવાબના છળથી અને અંગ્રેજ સૈનિકોનાં બળથી એ સ્વાધીનતાપ્રિય જાતિનું શી રીતે અધઃપતન થયું તે ઇતિહાસપ્રિય વાચકોથી અજાણ્યું ન જ હોય. ઇ. સ. ૧૭૭૪ ના એપ્રિલમાં કામાની લડાઇમાં હાફેજ રહેમત માર્યો ગયો. ત્યાર બાદ લોર્ડ લેકે રોહિલખંડ અંગ્રેજોના હાથમાં મૂક્યો. એ વિશાળ પ્રદેશ વાયવ્ય પ્રાંતો સાથે જોડાઇ ગયો. રોહિલા અફગાનોનો આ બહાદુર સ્વભાવ હજુ બરેલીના રહેવાશીઓમાં ઝળહળી રહ્યો હતો. ઇ. સ. ૧૮૧૬ માં રોહિલાઓએ વધારે કર ભરી ન શકવાથી સરકાર સામે બંડ ઉઠાવ્યું. એ લોકોને શાંત કરતાં સરકારને ખુબ પરિશ્રમ વેઠવો પડયો હતો. બરેલીના રહેવાશીઓનો મોટો ભાગ હિંદુ હતો, છતાં મુસલમાનોની સંખ્યા પણ કંઇ થોડી નહોતી. તેઓનાં વિશાળ શરીર જોતાંજ તેઓ વીર સંતાનો તરીકે ઓળખાઇ આવતા હતા.

આ વખતે બરેલીમાં એકેય યુરોપિઅન પલટણ નહોતી. દેશી પલટણોમાંની ૧૮ મી અને ૬૮ મી પાયદળ પલટણ અને ૮ મી અનિયમિત ઘોડેસવાર પલટણ તથા ગોલંદાજ સૈન્યની એક ટુકડી બરેલીમાં રહેતી હતી. બ્રિગેડિયર સિબલ્ડ એ સૈન્યનો અધ્યક્ષ હતો. કમિશનર, જજ, મેજિસ્ટ્રેટ વગેરે અમલદારો પોતપોતાનું કામ કરતા હતા. એ સિવાય અનેક યુરોપિઅન તથા ફિરંગી લોકો વેપાર માટે ત્યાં વસતા હતા. બધા મળીને ૧૦૦ ખ્રિસ્તીઓ બરેલીમાં વિદેશી તરીકે રહેતા હતા. તે સિવાય યુરોપિઅનનાં બૈરાં છોકરાં પણ પુષ્કળ હ...

મે માસમાં મીરત અને દિલ્હીના સમાચાર બરેલી આવ્યા ત્યારે ત્યાંની પલ્ટણોની વર્ત્તણુક અસંતોષકારક નહોતી. ઘોડેસ્વારો વફાદારીની પરાકાષ્ઠા બતાવતા હતા. સત્તાવાળાઓએ ધાર્યું હતું કે એ લોકોએ પકડેલી તરવારની માફક તેઓની વફાદારી પણ દઢ રહેશે. આ પલ્ટણમાં રોહિલખંડ અને દિલ્હીના પઠાણો વધારે સંખ્યામાં હતા. તો પણ મે માસમાં તેઓની શાંતિ ન ડગમગી. વખત જવા લાગ્યો. નાના પ્રકારનાં ગપ્પાં ચોતરફ ફેલાવા લાગ્યાં. અણકેળવાયેલા અને ટુંકી નજરવાળા લોકોની બુદ્ધિ જે કલ્પના કરી શકે તે કલ્પનાએ સિપાહીઓના હૃદયમાં ભયંકર શંકા ઠસાવી દીધી. સિપાહીઓની આવી અસ્થિરતા જોઇ અંગ્રેજ સેનાપતિ પણ ગભરાવા લાગ્યો. ૨૧ મે એ સિપાહીઓ કવાયતના મેદાનપર એકત્ર થયા. સેનાપતિએ તેઓને શાંત રહેવાનો ઉપદેશ આપ્યો. સેનાપતિના ઉપદેશથી સિપાહીઓ સંતોષ પામ્યા અને કહેવા લાગ્યા કે "આજે અમે નવું જીવન પ્રાપ્ત કર્યું છે." ૮ મી અનિયમિત ઘોડેસ્વાર પલ્ટણે આ શબ્દો ઉચ્ચાર્યા હોવાથી સત્તાવાળાઓને તેમના પર વિશ્વાસ બેસી ગયો. સરકારે તે પલ્ટણના ઘોડેસ્વારોની સંખ્યા બમણી કરવાનો હુકમ આપ્યો. તે રોજથી દરરોજ ૨૦–૨૫ નવા લોકો પલ્ટણમાં જોડાવા લાગ્યા. સરકાર તેઓની સાજ સજ્જા અને ઘોડાનું ખર્ચ આપવા લાગી. સેનાપતિ સિપાહીઓની આવી શાંતિ જોઇ બહુ સંતોષ પામ્યો. તેણે લેફ્ટેનેન્ટ ગવર્નરને જાહેરમાં સિપાહીઓ પ્રતિ વિશ્વાસ બતાવવાની માગણી કરી. તેની માગણી મુજબ લેફ્ટેનેન્ટ ગવર્નરે બ્રિગેડિઅરને લખી મોકલ્યું કે બંડ ઉઠયા પછી એવું કંઇ બન્યું નથી કે જેથી સિપાહીઓની વફાદારી વિષે લેફ્ટેનેન્ટ ગવર્નરનો અગાઉનો વિશ્વાસ

સહેજ પણ ઓછો થાય. આ કાગળ ૩૦ મી મેએ લખાયો. પરંતુ એ બરેલી પહોંચ્યો તે પહેલાં ત્યાંના સિપાહીઓએ બંડ ઉઠાવ્યું, અને યુરોપિઅનોનું અસ્તિત્વ લોપ પામી ગયું.

સેનાપતિએ કવાયતના મેદાનપર સિપાહીઓને ઉપદેશ આપ્યા બાદ થોડા દિવસો સુધી છાવણીમાં શાંતિ જણાઇ. સિપાહીઓ પોતપોતાનું કર્ત્તવ્ય બજાવવા લાગ્યા. સર્વત્ર શાંતિ વિરાજવા લાગી. પરંતુ આ શાંતિ લાંબો કાળ ન ટકી. બળવાનો ચેપ ધીમે ધીમે પોતાનું કાર્ય કર્યે જતો હતો. ૨૯ મી મેએ દેશી પલટણના ઓફિસરોએ બરેલીના એક સેનાનાયક કર્નલ ટુપને જણાવ્યું કે, અમે જ્યારે નદીમાં નહાતા હતા ત્યારે ૧૮ મી અને ૬૮ મી પાયદળ પલટણના સિપાહીઓને અમે પ્રતિજ્ઞાપૂર્વક બોલતાં સાંભળ્યા છે કે, આજે બપોરે કંપાન વિરૂદ્ધ બંડ ઉઠશે, અને યુરોપિઅનોની કતલ કરી નાંખશે. કર્નલ ટુપે આ સમાચાર કપ્તાન મેકેંઝિને કહ્યા. તરતજ તેના તાબાના ઘોડેસ્વારો સજ્જ થઇ આ ભયંકર વખતે યુરોપિઅનોની બાજુએ આ રહેવાનો નિશ્ચય કરી ગોઠવાઇ ગયા.[1]

દિવસ ચઢવા લાગ્યો. જેઠ માસનો તાતો સૂર્ય આકાશના મધ્યભાગમાં સ્થિર થઇ અગ્નિના કણો વેરવા લાગ્યો. યુરોપિઅનો આવા પ્રચંડ તાપમાં ચિંતાતુર બની બેઠા હતા. પરંતુ તે દિવસે તો કંઇ ન બન્યું. સૂર્ય પોતાનાં કિરણો શીતલ કરવા લાગ્યો,

---

૧. કોઇ કોઇ કહે છે કે ૩૧ મી મેએ ૧૧ વાગે આ બનાવ બન્યો. ઘોડેસ્વારોના એક હિંદુ રસાલદારે આ બાબત પોતાના અધિનાયક કપ્તાન મેકેંઝિને જણાવી હતી.

—*Mallison, Indian Mutiny Vol. I. P. 311*

યુરોપિઅનોનાં અંતઃકરણમાં પણ શાંતિ સ્ફુરવા લાગી. પરંતુ બરેલીના સિપાહીઓ શાંત રહ્યા છતાં બીજે સ્થળે અશાન્તિનાં ચિહ્નો જણાવા લાગ્યાં. ફિરોજપુરના સિપાહીઓનાં ટોળેટોળાં બરેલીમાં આવી નાના પ્રકારનાં ગપ્પાં મારવા લાગ્યાં. બરેલીના સિપાહીઓએ તેઓને મોઢે સાંભળ્યું કે ઘોડેસવાર, પાયદળ અને ગોલંદાજ સૈન્યના સેંકડો ગોરા સૈનિકો તમારું સત્યાનાશ વાળવા થોડે દૂર સજ્જ થઇ ઉભા છે, આ વચનો સાંભળી સિપાહીઓનાં દિલાં ધડકવા લાગ્યાં. આ ગપ્પાં એ બરેલીની છાવણી પર કંઇ જાદુઇ અસર કરી. બધાં યુરોપિઅનોનું લોહી રેડવાનો નિશ્ચય કરી બેઠા. સિપાહીઓના આવા નિશ્ચયથી યુરોપિઅનોના બંગલામાં વિષાદનું દશ્ય ફેલાઇ રહ્યું. ઘોડેસ્વારો યુરોપિઅનોના વિશ્વાસપાત્ર હતા. બરેલીના સેનાનાયકે ધાર્યું હતું કે આવે વખતે ઘોડેસ્વારોની મદદથી બચાવ કરી શકાશે પરંતુ છેવટે એ આશા પણ નિર્મૂળ થઇ. એક આબરૂદાર મુસલમાને એ વખતે કમિશનર અલેકઝાંડર સાહેબને કહ્યું કે સિપાહીઓ કંપનિ સામે બંડ ઉઠાવવા તૈયાર થયા છે, માટે હવે તમારે તમારો બચાવ કરવાનો પ્રયત્ન કરવો એ શ્રેયસ્કર છે. યુરોપિઅન અધિનાયકો ધારતા હતા કે ઘોડેસ્વારો પાયદળ વિરૂદ્ધ હથિયારો ન ચલાવે તો પણ તે તટસ્થ તો રહેશેજ. આવા વિચારથી તેઓએ નક્કી કર્યું હતું કે જ્યારે પાયદળ સેના આપણી સામે હથિયાર ઉઠાવે ત્યારે આપણે ઘોડેસ્વારોના મથક પર જઇ રહેવું.

૩૦ મી મે ખીન ગડબડે પસાર થઇ. ૩૧ મી મે ને રવિવાર આવ્યો. બળવો પુરો થયા બાદ કેટલાક ઇતિહાસકારોએ એવું ધાર્યું હતું કે આ તારીખે આખા હિંદના સિપાહીઓએ બળવો ઉઠાવવાનું નક્કી

કર્યું હતું. આવા સર્વધ્વંસના સાક્ષીભૂત દિવસે કંઇ અશાન્તિ જણાઇ નહિ. વળી મુખ્ય આધનાયકોમાંના કેટલાક એમ માનતા હતા કે અમારા સિપાહીઓ તો કંપાન વિરૂદ્ધ બંડ જગાવી ખ્રિસ્તીઓની કતલ નહિ જ કરે. આવી ખાત્રીને લીધે તેઓ સંતોષપૂર્વક દિન ગુજારતા હતા. ૩૧ મી તારીખના ૧૦ વાગ્યા સુધી તેઓની આવી ખાત્રી કાયમ રહી ખરી પરંતુ તેઓ જે ભયમાં હતા એ ભય દૂર ન થયો. ૧૧ વાગે એકાએક ગોલંદાજ સૈન્યની છાવણી તરફ તોપનો શબ્દ થયો. યુરોપિઅનો આવા આકસ્મિક શબ્દથી ચમકયા, આ શબ્દ દ્વારા સિપાહીઓને બંડ ઉઠાવવાનો સંકેત કરવામાં આવ્યો છે એ વાત કોઇથી છાની ન રહી. યુરોપિઅનો દિગ્મૂઢ બની ગયા. જેઓ પોતાના તાબાના માણસોપર દૃઢ વિશ્વાસ રાખી બેઠા હતા, તેઓ વિસ્મય પામ્યા. તોપનો અવાજ થયા પહેલાં ઘણા યુરોપિઅનો વિપત્તિ આવી પડવાની છે એવી બાતમી મળતાં ઘોડેસ્વારોની છાવણીની પાછળ આવેલાં આંબાવાડીઆમાં જઇ ભરાયા હતા. ઘોડેસ્વારો તેઓની પાસેજ રહ્યા હતા. જોત જોતામાં ભયંકર કાર્યની શરૂઆત થઇ. ૬૮ મી પલટણના કેટલાક સિપાહીઓ યુરોપિઅનોના બંગલાપર ગોળીબાર કરવા દોડયા. ઉનાળાના પચંડ તાપથી બંગલાનાં કમ્પાઉન્ડો સુકાં વેરાન બની ગયાં હતાં. આથી ગોળીબાર થતાંજ આગ પ્રગટી. આ તરફ વાયુદેવ તો કહે મારૂંજ કામ. તેમણે તો પ્રચંડ વાવાઝોડું ખડું કરી દીધું, આગનો વિસ્તાર વધ્યો. જોતજોતામાં બંગલા બળી ભસ્મ થઇ ગયા. ત્યાર બાદ સિપાહીઓ યુરોપિઅનોના જીવ લેવા દોડયા. જે કોઇ ગોરો નજરે પડે તેના પર ગોળીબાર થવા લાગ્યા. બ્રિગેડિયર સિબલ્ડ સાહેબે સિપાહીઓનો સંકેતધ્વનિ સાંભળતાંજ ઘોડે-

સ્વાર થઇ ઘોડેસ્વાર સિપાહીઓની છાવણી તરફ જતા હતા. એ ઘોડેસ્વાર પટાવાળા તેમની પાછળ જતા હતા. એ દરમિઆન સિપાહીઓએ સાહેબને જોઇ ગોળીબાર કર્યા. બ્રિગેડિયરની છાતીમાં ગોળી વાગી, તેઓ ઘવાયા છતાં ઘોડેસ્વાર સિપાહીઓની છાવણી સુધી ઘોડા પર બેઠા રહ્યા. નિશ્ચિત સ્થળે પહોંચતાંજ એ વૃદ્ધ સેનાપતિ મરણ પામ્યો અને ઘોડાપરથી જમીન પર પડયો.

બ્રિગેડિયર માર્યો ગયો એટલે કર્નલ કુપે સેનાપતિની જવાબદારી હાથમાં લીધી. અત્યાર સુધીમાં કેવળ ૬૮ મી પાયદળ પલટણ અને ગોલંદાજ સૈનિકોએ ખુલ્લી રીતે બંડ ઉઠાવ્યું હતું. બીજા સિપાહીઓ હજુ ચુપચુ થઇ રહ્યા હતા. તેઓના મિત્રો જ્યારે યુરોપિઅનોનું સત્યાનાશ વાળવા તૈયાર થયા હતા, ત્યારે તેઓ તટસ્થ વૃત્તિ ધારણ કરી ઉભા હતા. તેઓ પોતાના સાક્ષીઓના આકસ્મિક બંડથી દિગ્મૂઢ બની ગયા હતા. જેઓએ તેમને રણકૌશલ્ય શીખવ્યું હતું, જેઓએ તેમને તથા તેમનાં કુટુંબને અત્યાર સુધી ખાવાનું આપ્યું હતું, તેઓ પર હુમલો કરતાં તેઓની છાતી ચાલતી નહોતી. એથી ઉલટું જેઓની સાથે તેઓ રહ્યા હતા, શીખ્યા હતા, સુખદુઃખ વેઠયાં હતાં તેઓને બંડ ઉઠાવતા જોઇ તેઓએ શું કરવું તેના વિચારમાં પડયા હતા. એક તરફથી વફાદારી તેમને આકર્ષી રહી હતી, બીજી તરફથી સ્વજાતિ પ્રીતિ અને બંધુસ્નેહ તેમના હૃદયને ડોલાવતો હતો. હવે સેનાપતિએ ઘોડેસ્વારોની પરીક્ષા કરવાનો ઠરાવ કર્યો. એ ટુકડી સુ[illegible], બહાદુરી અને વફાદારીમાં બહુ પ્રસિદ્ધ હતી. ઇ. સ. ૧૮૫૨ માં બ્રહ્મી વિગ્રહ વખતે ૩૮ મી પલટણે ધર્મભ્રષ્ટ થવાને બ્હાને સમુદ્રને પેલે પાર જવાની ના પાડી હતી, ત્યારે આ ઘોડેસ્વારોએ

પોતાના માલીકની આજ્ઞા માથે ચડાવી હતી. ઘણી વિગ્રહમાં તેઓએ બહુ બહાદુરી બતાવી હતી. આવા સાહસિક, વીર અને વફાદાર સૈનિકો પર તેના અધિનાયકોને વિશ્વાસ હોય એ સ્વાભાવિક છે. આંબાવાડિઆમાં ભરાઇ રહેલા ઓફિસરોએ નૈનીતાલ તરફ જવાનો નિશ્ચય કરી તે તરર ઘોડા મારી મૂકયા. ઘોડેસ્વારો થોડે સુધી તેમની સાથે ગયા. પછી મહમ્મદ સફિએ કહ્યું કે "સાહેબોની સાથે તે પહાડમાં કયાં ભટકીએ. તેઓની સાથે આપણે કામ નથી, ચાલો આપણે આપણા ભાઇઓ સાથે જઇ મળીએ." તેનાં વચનો સાંભળી ઘણાખરા ઘોડેસ્વારો પાછા ફર્યા. કેવળ ૨૨-૨૩ જણા યુરોપિઅનો સાથે ગયા. ઓફિસરોએ ધાર્યું હતું કે આ ઘોડેસ્વારો તો અખીરી સાથે આવશે જ. પણ જ્યારે તેઓ ૬૮ મી પલટણ આગળ ચઢને પસાર થતા હતા ત્યારે મુસલમાનોની લીલી પતાકા ઉડતી જોઇ એ ઘોડેસ્વારોની વફાદારી ઉડી ગઇ. તેઓ પોતાના અધિનાયકોની આજ્ઞા તોડી એ સિપાહીઓ સાથે જઈ ભળ્યા. પરંતુ તેઓના દેશી ઓફિસરો સંપૂર્ણ વફાદાર રહ્યા. તેઓ નાસભાગ કરતાં અંગ્રેજો સાથે જવા તૈયાર થયા. આ વખતે તેઓના આ સાહસની કિંમત કેટલી આંકવી જોઇએ તે ઇતિહાસકારો નક્કી કરી શકે તેમ છે. આવા ભયંકર સમયમાં આવો આત્મત્યાગ દર્શાવી જુદા દેશના, જુદી જાતિના લોકોની શ્રદ્ધા અને ભક્તિ મેળવવી એ સહેલું કામ નથી. સિપાહીઓમાંના ૨૩ સૈનિકો અંગ્રેજોના પક્ષમાં રહ્યા હતા. તેમાંના ૧૨ ઓફિસરો હતા. રસાલદાર મહમ્મદ નિજામખાન પોતાની બધી મિલ્કત અને ૩ છોકરાં તજી નાસેલ અંગ્રેજો સાથે ગયો. કેપ્તાન મેકેંઝિનો પરાવાળો ૬ માઇલ સુધી પોતાના શેઠની સાથે ગયો હતો. ત્યારબાદ

એકેંઝિ સાહેબનો ઘોડો મરી ગયો એટલે તેણે તેમને પોતાનો ઘોડો આપ્યો, અને પોતે પગપાળો ચાલવા લાગ્યો. મુસલમાન સૈનિકો સરકારની વિરૂદ્ધ પડયા હતા છતાં આ બધા વફાદાર મુસલમાનોએ વફાદારી બતાવવામાં હદ કરી નાંખી હતી.

અંગ્રેજો આત્મરક્ષણ ખાતર નૈનીતાલ તરફ નાઠા. હવે બંડખોર સિપાહીઓ પોતાનું કાર્ય કરવા તૈયાર થયા. તેઓ બધા સિપાહીઓને પોતાના પક્ષમાં લેવાનો પ્રયત્ન કરવા લાગ્યા. ૧૮ મી પલટણ હજુ શાંત હતી. બંડખોરોએ તેઓના તરફ તોપો ગોઠવી ધમકી આપી કે જો તમે સ્વધર્મ બચાવવા માટે અંગ્રેજો સામે નહિ પડો, તો આ તોપોના ગોળા તમારાં શરીરના ચુરેચુરા કરી નાંખશે. આ ધમકીએ બરાબર કામ બજાવ્યું. આખી પલટણ ફરી બેઠી. તેના ઓફિસરોએ ખુબ પ્રયત્ન કર્યો પણ બધું નિષ્ફળ ગયું. તેઓ અત્યાર સુધી ૧૮ મી પલટણ પર આધાર રાખી રહ્યા હતા. અત્યારે તેઓનું છેલ્લું અવલંબન પણ ગયું. પોતાના સૈનિકોએ અગાઉથી બંડ ઉઠાવ્યું હોત તો તેઓ બીજા અંગ્રેજો સાથે નૈનીતાલ જઇ શકત. પરંતુ હવે કંઇ સગવડ રહી નહોતી. ઓફિસરો જીવ લઇ નાઠા ખરા પણ બધાનાં અદૃષ્ટમાં જીવન લખ્યું નહોતું. તેમાંના કોઇ કોઇ ગામડાંના લોકોને હાથે માર્યા ગયા. બાકીના મહામહેનતે, ઘણાં કષ્ટો વેઠયા બાદ મોરાદાબાદના જજ વિલ્સન સાહેબની કૃપાથી બચ્યા.

બરેલીના બીજા યુરોપિઅનોમાંના કેટલાક બહુ મહેનતે જીવતા રહ્યા, બાકીના બળવાખોરોને હાથે માર્યા ગયા. બંડ વખતે અવશ્ય બનનારાં કૃત્યો અહીં પણ બન્યાં. કેદખાનાના પહેરગીરોએ થોડીવાર તો ટક્કર લીધી પણ છેવટે બળવાખોરો આગળ પરાજય સ્વીકારવો

પડયો. કેદીઓ જેલમાંથી છુટી સ્વતંત્ર રીતે વર્ત્તવા લાગ્યા. બરેલીના બંદમાસો પણ સિપાહીઓને આવી મળ્યાં. તેઓને હાથે અનેક અંગ્રેજોનાં ખુન થયાં. અંગ્રેજોની સત્તાનું નામનિશાન બરેલીમાં ન રહ્યું.

હવે મુસલમાનો રોહિલખંડમાં પોતાનું રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન કરવા લાગ્યા. રોહિલખંડનો સુબો કોને નીમવો એ બાબત ચર્ચા થવા લાગી. બે માણસો આ પદવી લેવા માટે તૈયાર થયા હતા. બંને રોહિલખંડના જુના પઠાણ–વંશના હતા. અયોધ્યાના નવાબ જેઓનું રાજ્ય પચાવી પડયો હતો, વોરન હેસ્ટિંગ્સની લોભ વૃત્તિથી જેઓનું સત્યાનાશ વળ્યું હતું, તેઓના આ બંને વંશજો અત્યારે પણ રોહિલખંડમાં પ્રસિદ્ધ હતા. તેમાંના એકનું નામ હતું ખાન બહાદુરખાન, બીજાનું નામ હતું મુબારકશાહ. છેલ્લો ઉમેદવાર વંશગૌરવમાં પહેલા ઉમેદવાર કરતાં વધારે ઉંચો હતો તેમ કાર્યકુશળતા અને ચારિત્રમાં પણ ચઢીઆતો હતો. પહેલો ઉમેદવાર વૃદ્ધ હતો, તેથી પોતાના હરિફ જેટલો કાર્યકુશળ નહોતો. છતાં બીજી બધી બાબતમાં સ્વજાતિમાં પ્રખ્યાત હતો. ખાન બહાદુરખાન રોહિલખંડના પ્રથમ અને મુખ્ય શાસનકર્ત્તા હાફેજ રહેમતના વંશનો હતો. હાફેજ રહેમતની વીરતા હજુ રોહિલાઓના કાનમાં ગુંજારવ કરી રહી હતી. પોતાના બધા પ્રયત્ન નિષ્ફળ ગએલા જોઇ વીર હાફેજ રહેમત નિર્ભયપણે શોભીતા અને બળવાન ઘોડા પર બેસી એકલો અંગ્રેજોની સંગીનો તરફ દોડયો અને ગોળીઓના આઘાતથી અનંત નિદ્રાવશ થયો, એ રોહિલાઓ વિસરે તેમ નહોતું. ઘણાં વર્ષો વીતી ગયાં હતાં છતાં હાફેજનો આ સ્વદેશ પ્રેમ, આ સ્વાર્થત્યાગ રોહિલખંડમાં સર્વત્ર નવીન રૂપમાં વિરાજતો હતો. આથી રોહિલાઓએ ખાન બહાદુર-

ખાનનું પ્રાધાન્ય સ્વીકાર્યું. બરેલીના ઘણાખરા મુસલમાનો હાફેજ રહેમતના વંશજો આગળ શિર ઝુકાવવા તૈયાર થયા. મુબારકશાહને આ પદવી લેવાની ઇચ્છા હતી છતાં બહાદુરખાન તરફ પસંદગીનું પલ્લું નમ્યું એ જોઇ તેને મિત્રભાવે જઇ મળ્યો. પરંતુ ઇચ્છિત વસ્તુ ન મળવાથી તેના હૃદયમાંથી બહાદુરખાને પ્રત્યેનો દ્વેષ ન ખસ્યો. આથી તેની મિત્રતા સરલભાવ બતાવનારી ન નીવડી.

નવો સુબેદાર ખાન બહાદુરખાન પ્રજાપ્રિય અને વૃદ્ધ હોવાથી યુરોપિઅન અને દેશી લોકોમાં આબરૂદાર ગણાતો હતો. તે રોહિલખંડના સુબેદારનો વંશજ હોવા છતાં સરકારી પેન્શન પર આધાર ન રાખતાં સરકારી નોકરી કરી ગુજરાન ચલાવતો હતો. તે સદર અમીનની પદવી ભોગવી હમણાં પેન્શન પર હતો. આથી તેને હાફેજ રહેમતના વંશજ તરીકેનું અને સરકારી નોકરીનું-એમ બે પેન્શનો મળતાં હતાં. ખાન બહાદુરખાન બધી રીતે સરકારના પક્ષમાં હતો. તે દરરોજ કમિશનર, જજ, મેજિસ્ટ્રેટ વગેરે ઉંચા દરજ્જાના અમલદારોને મળી શાંતિ જાળવવાના કાર્યમાં ટેકો આપતો હતો. સરકારી પેન્શન ખાનારો માણસ જિંદગીની આખરે બળવાખોરોને આશ્રય આપશે એ સરકારી અમલદારોએ સ્વપ્નમાં પણ ધાર્યું નહોતું. મેજિસ્ટ્રેટ તેની આગળ કહેતો કે દિલ્હી એક અઠવાડિઆમાં કબજે થશે, લોકો કંઇ ઉશ્કેરણી ન બતાવતાં અમારા પક્ષમાં રહેશે, ઘોડેસ્વારોની ટુકડી અમારા પર વિશ્વાસ રાખશે, ત્યારે બહાદુરખાન હસતા મોંએ એ બધું સાંભળી રહેતો. [1] એ પરથી જણાય છે કે એ માણસે બળવાની શરૂઆતમાં જ સરકાર સામે લડવાનો નિશ્ચય કર્યો હતો.

---

1. *The Mutiny of the Bengal Army P. 98.*

એમ કહેવાય છે કે ખાન બહાદુરે મહમ્મદખાન નામના એક રસાલદારની મદદથી ધોડેસ્વારોને પોતાના પક્ષમાં ખેંચવાનો પ્રયત્ન કર્યો હતો.[1]

બહાદુરખાન સુબેદાર બન્યા પછી ખ્રિસ્તીઓની કત્તલ કરવા તત્પર થયો. જેઓ છુપે સ્થળે છુપાઇ રહ્યા હતા તેને સુબેદાર સમક્ષ હાજર કરવામાં આવ્યા. અંગ્રેજોની પદ્ધતિ મુજબ તેઓ પર કામ ચલાવવામાં આવ્યું. ખાન બહાદુર પોતે ન્યાયાધીશ બન્યો. બિચારા નાસેડુઓને દેહાંતદંડની શિક્ષા થઇ. ખાન બહાદુરે એ લોકો તરફ જરાએ દયા ન બતાવી. જે જે પકડાયા તે સર્વેની આ દશા થઇ.

યુરોપિઅનોનો નાશ કર્યા પછી ખાનબહાદુર રાજકીય કાર્યમાં ગુંથાયો, તેણે જાહેર ઢંઢેરો પીટાવી પોતાને સુબેદાર તરીકે જાહેર કર્યો. બરેલીના રાજમાર્ગ પર હાથીપર બેસી સરઘસના આકારમાં ફર્યો. અનુચરો છત્ર, દંડ, ચામર વગેરે વિવિધ રાજચિહ્નો લઇ તેની પાછળ ચાલવા લાગ્યા. રોહિલખંડના દરેક વિભાગો પર અમલદારો નીમાયા. દિલ્હીના મોગલ બાદશાહના નામથી મહેસુલ ઉઘરાવા લાગ્યું. પરંતુ આથી સર્વત્ર શાંતિ ન ફેલાઇ. બળવાન માણસો નબળા માણસો પર જુલમ ગુજારવા લાગ્યા. શાંતિપ્રિય લોકો અંગ્રેજોનું રાજ્ય ગયું એ ખાતર નિસાસા નાંખવા લાગ્યા.

સુબેદાર વ્યવસ્થા ન ફેલાવી શક્યો એટલે રોહિલખંડમાં ભયંકર અત્યાચારો પુરેપુરા પ્રમાણમાં ગુજરવા લાગ્યા. અંગ્રેજોની દિવાની અદાલતની સત્તાના ઉધઃ વ્યવહારથી ઘણા માણસો પાયમાલ થઈ ગયા હતા. દેવું થઇ જવાથી ઘણાખરાને પોતાની વંશપરંપરાની મિલ્કત

1. The Mutiny of the Bengal Army P. 198

ગુમાવવી પડી હતી. જેઓ એક વખતે જમીનદાર ગણાતા હતા તેઓ અત્યારે માંડ માંડ ગુજરાન ચલાવતા હતા. અદાલતના ફેંસલાથી તેઓની અવસ્થા ફરી ગઈ હતી છતાં તેઓ હજુ પોતાના પૂર્વ ગૌરવની સ્મૃતિ હૃદયમાં જાળવી રહ્યા હતા. આવાં લોકો અત્યારે સરકારના સામાવાળીઆઓને પોતાના કરી પોતાનો પક્ષ બળવાન બનાવવા લાગ્યા. બળવા પહેલાં એક વર્ષ પૂર્વે એક ઉંચા દરજ્જાના અંગ્રેજ અમલદારે દિવાની અદાલતની સત્તાનો આવો ખોટો વ્યવહાર, અને તેને લીધે ભવિષ્યમાં અનિષ્ટ થવાની બાબતપર વિચારો દર્શાવ્યા હતા. પરંતુ તે વખતે તે શંકાશીલ ગણાયો હતો અને તેના મતની ઉપેક્ષા કરવામાં આવી હતી.[૧]

બરેલીમાંના સિપાહીઓના અમુક ભાગે પોતાની સત્તા જાળવવા માટે કંઇ કરી બતાવ્યું નહોતું, આથી બાહાદુરખાનને બહુ ચિંતા થતી હતી. તેઓ બરેલીમાં હોય તો બહાદુરખાનના હકમાં નુકસાન થાય તેમ હતું. વળી બ્રિગેડિયર બખતખાં[૨] બહાદુરખાનના હરિફ મુબારકશાહના પક્ષમાં હતો. મુબારકશાહે બખતખાંને પોતાના સૈન્ય સાથે દિલ્હી જવાની સલાહ આપી, અને બાદશાહ સમક્ષ પોતાને રોહિલખંડનો સુબો બનાવવાની માગણી કરનારી એક અરજી પોતાના એક મિત્ર સાથે રવાના કરી પોતે બરેલીમાં રહેવા લાગ્યો.

---

૧. *Edward. Personal adventures during the Indian Rebellion P. 14.*

૨. બખતખાં ગોલંદાજ સૈન્યનો સુબેદાર હતો. આ વખતે તે અંગ્રેજોની સામે બંડ ઉઠાવી બ્રિગેડિયર બન્યો હતો.

રવિવારે સવારમાં બરેલીમાં આવો પ્રકાર બનતો હતો ત્યારે શાહજહાનપુરમાં પણ એવો જ ભયંકર બનાવ હતો. શાહજહાનપુર બરેલીથી ૪૭ માઇલ દૂર આવેલું છે. એ સ્થળે ૨૮ મી પલટણ પડેલી હતી. કપ્તાન જેમ્સ એ પલટણનો અધિનાયક હતો. ત્યાં સ્થાનિક મુખ્ય અમલદારો ઉપરાંત થોડા યુરોપિયન વેપારીઓ વેપાર કરતા હતા. મીરતના સમાચાર ૧૫ મી જુને શાહજહાનપુર આવી પહોંચ્યા. આ સમાચારથી શાહજહાનપુરના લોકો બહુ જ ઉશ્કેરાઇ ગયા. પરંતુ સત્તાવાળાઓ-આ આકસ્મિત પરિવર્તન નિરખી બીધા નહિ. સિપાહીઓ પર તેઓને વિશ્વાસ હતો. તેઓએ ધાર્યું હતું કે શહેરના બદમાસો આપણા વિરોધી બની કંઇ આગળ પગલાં લેશે તો સિપાહીઓની મદદથી આપણે તેમને પહોંચી વળી શકીશું. આવા વિશ્વાસને લીધે તેઓ નચિંત હતા. ૩૦ મી મે ને રવિવારને રોજ ઘણાખરા યુરોપિઅન અમલદારો ને ઓફિસરો ઉપાસના મંદિરમાં એકત્ર થયા હતા. તેઓ જ્યારે ઉપાસના કરતા હતા ત્યારે સિપાહીઓએ બંડ ઉઠાવ્યું. અહીં પણ સર્વત્ર જેવું થયું હતું તેવું જ બન્યું. એ વૈચિત્ર્યહીન વર્ણન વખતોવખત કરવાથી વાંચકોને કંટાળો આવે એ સ્વાભાવિક છે. તો પણ અહીં એ સંબંધમાં બહુ ટુંકામાં પણ કંઇ જણાવવું જોઇએ. યુરોપિઅનોના બંગલા ભસ્મીભૂત થયા, જેલ તૂટી, તેજુરી લુંટાઇ, શહેરના લોકો સિપાહીઓની મદદે આવ્યા, ગામડાંના લોકોએ ખુલ્લી રીતે સરકાર સામે જંગ માંડયો. એક અંગ્રેજની ખાંડ સાફ કરવાની મિલ લુંટાઇ. રાત પડે તે પહેલાં શાહજહાનપુરમાં નવી સરકાર સ્થપાઇ, ગોરાઓનું પ્રાધાન્ય નષ્ટ થયું.

શાહજહાનપુરના અંગ્રેજો આ બળવા વખતે જીવતા નાસી છુટયા નહિ. તેઓનાં ખૂન કરવામાં આવ્યાં. અણકેળવાએલા ટુંકી બુદ્ધિવાળા અને બદમાસ લોકો જ્યારે પોતાના ધર્મ અને આચાર-વિચારનો નાશ થવાનો છે એવા સંદેહથી ઉશ્કેરાય ત્યારે તેને કંઇ ભાન રહેતું નથી. તેઓ સ્વધર્મનાશક અને સ્વદેશી રીતરિવાજોને વિલોપ કરનાર તરીકે જેના પર સંદેહ લાવે છે, તેનું લોહી રેડવા તત્પર થાય છે. હિંદી લોકો ધર્મ અને રીતરિવાજો જાળવી રાખવા માટે જાન આપવા તૈયાર થાય છે. વળી આવે વખતે લૂટફાટ કરનારાઓને સુંદર તક મળે છે. તેઓને તો જેમ બને તેમ અવ્યવસ્થા વધારવામાં જ લાભ મળે છે. આવાં આવાં અનેક કારણોને લીધે યુરોપિઅનોનાં જીવન સંશયમાં આવી પડયાં હતાં. જ્યાં જ્યાં બળવો થયો ત્યાં ત્યાં બળવાખોરોનું લક્ષ યુરોપિઅનોના જાનમાલપર પહેલું પડયું હતું. એક સ્થળે જે બન્યું તે સર્વત્ર બન્યું હતું. સર્વ સ્થળોના બનાવો એક જ સરખા હતા, એક જ ઉદ્દેશ પાર પાડનારા હતા. તેજુરી લૂટવી, કેદીઓને છોડી મૂકવા, યુરોપિઅનોના બંગલા બાળવા અને તેઓને મારવા. આ કાર્યો બંડખોરોને માટે શરૂઆતનાં કાર્યો ગણાયાં હતાં. આથી જ્યાં જ્યાં સિપાહીઓએ બંડ ઉઠાવ્યું ત્યાં ત્યાં સૌ પહેલાં આ કાર્યો બન્યાં હતાં. શાહજહાનપુરના સિપાહીઓએ આવાં જ કૃત્યો કર્યાં હતાં. તેઓ હવે પહેલાં ત્રણ કાર્યો કરી ચોથું કાર્ય કરવા તૈયાર થયા. યુરોપિઅનો ઉપાસના કરતા હતા, તે વખતે કેટલાક સિપાહીઓએ તેઓનાપર હલ્લો કર્યો. યુરોપિઅનો આ આકસ્મિક હલ્લાથી દિગ્મૂઢ બની ગયા. કેટલાક બંડખોરોને હાથે માર્યા ગયા, કેટલાક ઉપાસના ગૃહનાં બારણાં બંધ કરી અંદર ભરાઇ પેઠા. સ્ત્રીઓ પ ે જ સ્થળે રહી.

એ દરમિઆન છાવણીમાં ભારે ગડબડ મચી. કપ્તાન જોન્સ પોતાની પલટણને શાંત કરવા જતાં મરાયો. એક અંગ્રેજ ડૉક્ટર ઇસ્પિતાલમાંથી ઘેર જતો હતો, એ વખતે સિપાહીઓએ બંડ ઉઠાવ્યું. ડૉક્ટરે પોતાની સ્ત્રી બાળક અને દાયણને ગાડીમાં બેસાડી પોતે કોચ-બૉક્સ પર બેસી ઉપાસના મંદિર તરફ ગાડી દોડાવી. કેટલાક સિપાહીઓએ તેના પર ગોળીબાર કર્યા. ડૉક્ટર એ ગોળીબારથી જમીન પર પડી મરણ પામ્યો. તેની સ્ત્રી ઘવાઇ છતાં જેમ તેમ કરીને ઉપાસના મંદિરમાં જઇ પહોંચી. આ વખતે યુરોપિઅનોના દેશી નોકરોએ બહુ વફાદારી બતાવી હતી. તેઓએ તેઓને હથિયારો લાવી આપ્યાં હતાં. આ વખતે સિપાહીઓમાં ઐક્ય હોત તો યુરોપિઅનો-માંનું કોઈ બચત નહિ. પણ હજી તેઓ એકત્ર થઇ શક્યા નહોતા. તેઓ બંડ ઉઠાવી બેઠા હતા ખરા પણ ભૂત કે ભવિષ્ય તરફ તેઓની નજર નહોતી. કેવળ વેર વાળવા ખાતર જ કેટલાક સિપાહીઓ ગોરા લોકોનું લોહી રેડવા તૈયાર થયા હતા. પરંતુ આવા વખતમાં પણ કેટલાંક સિપાહીઓએ યુરોપિઅનોને બહુ મદદ કરી હતી. શાહજહાન-પુરના લગભગ ૧૦૦ વફાદાર સિપાહીઓ પોતાના ઑફિસરો પાસે ઉભા રહ્યા હતા. આથી બાકીના યુરોપિઅનોને રાહત મળી. હવે યુરોપિઅનો કોઇ સુરક્ષિત સ્થળે જઇ રહેવાનો વિચાર કરવા લાગ્યા. અયોધ્યાની સરહદપર આવેલાં પૌહાયિન નામના સ્થળે જવાનો ઠરાવ થયો. તેઓને ખાત્રી હતી કે પૌહાયિનનો રાજા આ વખતે આપણને બચાવવાનો બંદોબસ્ત કરશે. તરત જ પેલા વફાદાર સિપાહીઓની મદદથી કેટલાક ઘોડા અને એકાદ બે ગાડીઓ ઉપાસના મંદિર આગળ આવી ખડી થઈ ગઇ. યુરોપિઅનો એ વાહનોની મદદથી પૌહાયિન

તરફ રવાના થયા. પરંતુ ત્યાંના લોકોએ તેઓનું રક્ષણ કરવાની અશક્તિ જણાવી. આથી તેઓ અયોધ્યાની સરહદ પર આવેલા મોહમદી નામના સ્થળે જવા રવાના થયા. તેઓનું શું થયું તે આગળ જોતાં જણાશે.

બરેલીથી ૩૦ માઇલ દૂર બદાયુન આવેલું છે. એડવર્ડસ સાહેબ એ સ્થળના મેજિસ્ટ્રેટ અને કલેકટરની પદવી ભોગવતા હતા. તેમણે લોર્ડ એલેન્બરો અને લોર્ડ હાર્ડિંજના વખતમાં પરદેશ ખાતામાં નોકરી કરી હતી. દિવાની અદાલતની વ્યવસ્થાથી દેશીઓની સ્થિતિ કેવી કફોડી થઇ ગઈ છે, એ તેમનાથી અજાણ્યું નહોતું. આ વિષે તેમનો અભિપ્રાય અમે અગાઉ જણાવી ગયા છીએ. ટુંકામાં એ સ્પષ્ટ સમજી ગયા હતા કે દેશના લોકો તક મળતાં સરકાર સામે બળવો ઉઠાવશે. મિરતના સમાચાર મળતાં જ તેમણે પોતાના કુટુંબને નૈનીતાલ મોકલી દીધું હતું. એડવર્ડસ આ મહાન જવાબદારીમાંથી છૂટી પોતાનું કર્તવ્ય બજાવવાની દૃઢ પ્રતિજ્ઞા લઇ બેઠા હતા. સ્વદેશનો કોઇ પણ માણસ આ વખતે તેમની પાસે નહોતો. તેઓ એકલા આ અસંતુષ્ટ લોકોમાં રહેતા હતા.

૨૫ મીએ મેજિસ્ટ્રેટ સાહેબને સમાચાર મળ્યા કે એ દિવસે અમુક વખતે મુસલમાનો સરકાર સામે બંડ ઉઠાવવાના છે. આ વખતે મુસલમાનો ઇદનો ઉત્સવ ઉજવતા હતા. મેજિસ્ટ્રેટે આ બાતમી મળતાં મુસલમાન આગેવાનોને પોતાની પાસે બોલાવ્યા. નિશ્ચિત સમય વીતી ગયો ત્યાં સુધી તેણે આગેવાનો સાથે મસલત કરી. બોલાવેલા મુસલમાનોમાંના કેટલાક અતિશય ઉશ્કેરાઇ ગયા હતા. ઘણાખરાએ ઉદ્ધતાઇ દર્શાવી હતી. મંત્રણાસભા ગરમાગરમ ચર્ચાથી ગરમ થઇ ગઇ હતી.

એ દિવસે તો નિશ્ચિત સમય વીતી ગયો. કંઇ નવાજુની ન બની. મુસલમાનોની આવી ઉગ્રપ્રકૃતિ વચ્ચે એકજ ગોરો પોતાનું કર્તવ્ય બજાવવા ખાતર દૃઢતા અને નિર્ભયના બતાવવા લાગ્યો. તે જાણતો હતો કે લોકો અમારી રાજનીતિના દોષથી અતિશય અસંતોષી બની ગયાં છે. આ વખતે તેઓનો અસંતોષ દૂર કરવો એ સહેલી વાત નથી; જ્યારે ધુંધવતી આગ સળગી ઉઠી કે ત્યારે પછી તે સર્વત્ર ફેલાશે. આ વખતે તેને બીજે કોઇ સ્થળેથી મદદ મળે તેવું પણ ન હોતું. મેજિસ્ટ્રેટ સાહેબના મનમાં આ પ્રમાણે અનેક ચિંતા ઉછળવા લાગી છતાં તેઓ પોતાના કાર્યક્ષેત્રમાં કેવળ પોતાની હિંમત પર આધાર રાખી બેઠા રહ્યા. બે દિવસો વીત્યા ત્યાં સુધી આ સાહસિક વીર એકલો વિપત્તિના સાગરમાં ટકી રહ્યો. તેની લાગણીને લીધે હો કે પછી એક નિઃસહાય ન્યાયી અંગ્રેજને ન મારવો એવા ઇરાદાથી હો પણ એ દરમિઆન મુસલમાનોએ કંઇ તોફાન ન કર્યું. બરેલીની ૬૮ મી પલટણના કેટલાક સિપાહીઓ ત્યાં હતા. પણ મેજિસ્ટ્રેટને તેઓના પર વિશ્વાસ ન હોતો. પોલિસ પર પણ પુરતો વિશ્વાસ રાખવાનું કંઇ કારણ ન હોતું. મેજિસ્ટ્રેટે ધાર્યું હતું કે બરેલીથી કંઇ સંકેત આવી પહોંચશે કે તરત અહીં બંડ ફાટી નીકળશે.

ત્રીજે દિવસે એડવર્ડસ સાહેબ ભોજન કરતા હતા. તે વખત એક યુરોપિઅન કેટલાક ઘોડેસ્વારો સાથે ત્યાં આવી પહોંચ્યો. એડવર્ડસ સાહેબ આ માણસને જોઇ આનંદ પામ્યા. તે ઇટાનો મેજિસ્ટ્રેટ ફિલિપ્સ સાહેબ હતો. આગ્રા વિભાગમાં આવેલા ઇટામાં બંડ ઉઠયું હતું ત્યાંથી ફિલિપ્સ સાહેબ કેટલાક ઘોડેસ્વારોની મદદથી પોતાના સંબંધી એડવર્ડસ સાહેબ પાસે મદદ માગવા આવ્યા હતા. રસ્તામાં

તરફ રવાના થયા. પરંતુ ત્યાંના લોકોએ તેઓનું રક્ષણ કરવાની અશક્તિ જણાવી. આથી તેઓ અયોધ્યાની સરહદ પર આવેલા મોહમદી નામના સ્થળે જવા રવાના થયા. તેઓનું શું થયું તે આગળ જોતાં જણાશે.

બરેલીથી ૩૦ માઇલ દૂર બદાયુન આવેલું છે. એડવર્ડસ સાહેબ એ સ્થળના મેજિસ્ટ્રેટ અને કલેકટરની પદવી ભોગવતા હતા. તેમણે લોર્ડ એલેન્બરો અને લોર્ડ હાર્ડિજના વખતમાં પરદેશ ખાતામાં નોકરી કરી હતી. દિવાની અદાલતની વ્યવસ્થાથી દેશીઓની સ્થિતિ કેવી કફોડી થઇ ગઈ છે, એ તેમનાથી અજાણ્યું નહોતું. આ વિષે તેમનો અભિપ્રાય અમે અગાઉ જણાવી ગયા છીએ. ટુંકામાં એ સ્પષ્ટ સમજી ગયા હતા કે દેશના લોકો તક મળતાં સરકાર સામે બળવો ઉઠાવશે. મિરતના સમાચાર મળતાં જ તેમણે પોતાના કુટુંબને નૈનીતાલ મોકલી દીધું હતું. એડવર્ડસ આ મહાન જવાબદારીમાંથી છુટી પોતાનું કર્તવ્ય બજાવવાની દૃઢ પ્રતિજ્ઞા લઇ બેઠા હતા. સ્વદેશનો કોઇ પણ માણસ આ વખતે તેમની પાસે નહોતો. તેઓ એકલા આ અસંતુષ્ટ લોકોમાં રહેતા હતા.

૨૫ મીએ મેજિસ્ટ્રેટ સાહેબને સમાચાર મળ્યા કે એ દિવસે અમુક વખતે મુસલમાનો સરકાર સામે બંડ ઉઠાવવાના છે. આ વખતે મુસલમાનો ઇદનો ઉત્સવ ઉજવતા હતા. મેજિસ્ટ્રેટ આ બાતમી મળતાં મુસલમાન આગેવાનોને પોતાની પાસે બોલાવ્યા. નિશ્ચિત સમય વીતી ગયો ત્યાં સુધી તેણે આગેવાનો સાથે મસલત કરી. બોલાવેલા મુસલમાનોમાંના કેટલાક અતિશય ઉશ્કેરાઇ ગયા હતા. ઘણાખરાએ ઉદ્ધતાઇ દર્શાવી હતી. મંત્રણાસભા ગરમાગરમ ચર્ચાથી ગરમ થઇ ગઇ હતી.

એ દિવસે તો નિશ્ચિત સમય વીતી ગયો. કંઇ નવાજૂની ન બની. મુસલમાનોની આવી ઉગ્રપ્રકૃતિ વચ્ચે એકજ ગોરો પોતાનું કર્તવ્ય બજાવવા ખાતર દ્રઢતા અને નિર્ભયતા બતાવવા લાગ્યો. તે જાણતો હતો કે લોકો અમારી રાજનીતિના દોષથી અતિશય અસંતોષી બની ગયા છે. આ વખતે તેઓનો અસંતોષ દૂર કરવો એ સહેલી વાત નથી. જ્યારે ધુંધવતી આગ સળગી ઉઠી છે ત્યારે પછી તે સર્વત્ર ફેલાશે. આ વખતે તેને બીજે કોઇ સ્થળેથી મદદ મળે તેવું પણ ન હોતું. મેજિસ્ટ્રેટ સાહેબના મનમાં આ પ્રમાણે અનેક ચિંતા ઉછળવા લાગી છતાં તેઓ પોતાના કાર્યક્ષેત્રમાં કેવળ પોતાની હિંમત પર આધાર રાખી બેઠા રહ્યા. બે દિવસો વીત્યા ત્યાં સુધી આ સાહસિક વીર એકલો વિપત્તિના સાગરમાં ટકી રહ્યો. તેની લાગણીને લીધે હો કે પછી એક નિઃસહાય ન્યાયી અંગ્રેજને ન મારવો એવા ઇરાદાથી હો પણ એ દરમિઆન મુસલમાનોએ કંઇ તોફાન ન કર્યું. બરેલીની ૬૮ મી પલ્ટણના કેટલાક સિપાહીઓ ત્યાં હતા. પણ મેજિસ્ટ્રેટને તેઓના પર વિશ્વાસ ન હોતો. પોલિસ પર પણ પુરતો વિશ્વાસ રાખવાનું કંઇ કારણ ન હોતું. મેજિસ્ટ્રેટે ધાર્યું હતું કે બરેલીથી કંઇ સંકેત આવી પહોંચશે કે તરત અહીં બંડ ફાટી નીકળશે.

ત્રીજે દિવસે એડવર્ડ્સ સાહેબ ભોજન કરતા હતા. તે વખત એક યુરોપિઅન કેટલાક ઘોડેસ્વારો સાથે ત્યાં આવી પહોંચ્યો. એડવર્ડ્સ સાહેબ આ માણસને જોઇ આનંદ પામ્યા. તે ઇટાનો મેજિસ્ટ્રેટ ફિલિપ્સ સાહેબ હતો. આગ્રા વિભાગમાં અવેલા ઇટામાં બંડ ઉઠ્યું હતું ત્યાંથી ફિલિપ્સ સાહેબ કેટલાક ઘોડેસ્વારોની મદદથી પોતાના સંબંધી એડવર્ડ્સ સાહેબ પાસે મદદ માગવા આવ્યા હતા. રસ્તામાં

તરફ રવાના થયા. પરંતુ ત્યાંના લોકોએ તેઓનું રક્ષણ કરવાની અશક્તિ જણાવી. આથી તેઓ અયોધ્યાની સરહદ પર આવેલા મોહમદી નામના સ્થળે જવા રવાના થયા. તેઓનું શું થયું તે આગળ જતાં જણાશે.

બરેલીથી ૩૦ માઇલ દૂર બદાયુન આવેલું છે. એડવર્ડ્સ સાહેબ એ સ્થળના મેજિસ્ટ્રેટ અને કલેકટરની પદવી ભોગવતા હતા. તેમણે લોર્ડ એલેન્બરો, અને લોર્ડ હાર્ડિંજના વખતમાં પરદેશ ખાતામાં નોકરી કરી હતી. દિવાની અદાલતની વ્યવસ્થાથી દેશીઓની સ્થિતિ કેવી કફોડી થઇ ગઈ છે, એ તેમનાથી અજાણ્યું નહોતું. આ વિષે તેમનો અભિપ્રાય અમે અગાઉ જણાવી ગયા છીએ. ટુંકામાં એ સ્પષ્ટ સમજી ગયા હતા કે દેશના લોકો તક મળતાં સરકાર સામે બળવો ઉઠાવશે. મિરતના સમાચાર મળતાં જ તેમણે પોતાના કુટુંબને નૈનીતાલ મોકલી દીધું હતું. એડવર્ડ્સ આ મહાન જવાબદારીમાંથી છુટી પોતાનું કર્તવ્ય બજાવવાની દૃઢ પ્રતિજ્ઞા લઇ બેઠા હતા. સ્વદેશનો કોઇ પણ માણસ આ વખતે તેમની પાસે નહોતો. તેઓ એકલા આ અસંતુષ્ટ લોકોમાં રહેતા હતા.

૨૫ મીએ મેજિસ્ટ્રેટ સાહેબને સમાચાર મળ્યા કે એ દિવસે અમુક વખતે મુસલમાનો સરકાર સામે બંડ ઉઠાવવાના છે. આ વખતે મુસલમાનો ઇદનો ઉત્સવ ઉજવતા હતા. મેજિસ્ટ્રેટ આ બાતમી મળતાં મુસલમાન આગેવાનોને પોતાની પાસે બોલાવ્યા. નિશ્ચિત સમય વીતી ગયો ત્યાં સુધી તેણે આગેવાનો સાથે મસલત કરી. બોલાવેલા મુસલમાનોમાંના કેટલાક અતિશય ઉશ્કેરાઇ ગયા હતા. ઘણાખરાએ ઉદ્ધતાઇ દર્શાવી હતી. મંત્રણાસભા ગરમાગરમ ચર્ચાથી ગરમ થઇ ગઇ હતી.

એ દિવસે તો નિશ્ચિત સમય વીતી ગયો. કંઇ નવાજુની ન બની. મુસલમાનોની આવી ઉગ્રપ્રકૃતિ વચ્ચે એકજ ગોરો પોતાનું કર્તવ્ય બજાવવા ખાતર દૃઢતા અને નિર્ભયતા બતાવવા લાગ્યો. તે જાણતો હતો કે લોકો અમારી રાજનીતિના દોષથી અતિશય અસંતોષી બની ગયા છે. આ વખતે તેઓનો અસંતોષ દૂર કરવો એ સહેલી વાત નથી. જ્યારે ધુંધવતી આગ સળગી ઉઠી છે ત્યારે પછી તે સર્વત્ર ફેલાશે. આ વખતે તેને બીજે કોઇ સ્થળેથી મદદ મળે તેવું પણ ન હોતું. મેજિસ્ટ્રેટ સાહેબના મનમાં આ પ્રમાણે અનેક ચિંતા ઉછળવા લાગી છતાં તેઓ પોતાના કાર્યક્ષેત્રમાં કેવળ પોતાની હિંમત પર આધાર રાખી બેઠા રહ્યા. બે દિવસો વીત્યા ત્યાં સુધી આ સાહસિક વીર એકલો વિપત્તિના સાગરમાં ટકી રહ્યો. તેની લાગણીને લીધે હો કે પછી એક નિઃસહાય ન્યાયી અંગ્રેજને ન મારવો એવા ઇરાદાથી હો પણ એ દરમિઆન મુસલમાનોએ કંઇ તોફાન ન કર્યું. બરેલીની ૬૮ મી પલ્ટણના કેટલાક સિપાહીઓ ત્યાં હતા. પણ મેજિસ્ટ્રેટને તેઓના પર વિશ્વાસ ન હોતો. પોલિસ પર પણ પુરતો વિશ્વાસ રાખવાનું કંઇ કારણ ન હોતું. મેજિસ્ટ્રેટે ધાર્યું હતું કે બરેલીથી કંઇ સંકેત આવી પહોંચશે કે તરત અહીં બંડ ફાટી નીકળશે.

ત્રીજે દિવસે એડવર્ડસ સાહેબ ભોજન કરતા હતા. તે વખત એક યુરોપિઅન કેટલાક ઘોડેસ્વારો સાથે ત્યાં આવી પહોંચ્યો. એડવર્ડસ સાહેબ આ માણસને જોઇ આનંદ પામ્યા. તે ઇટાનો મેજિસ્ટ્રેટ ફિલિપ્સ સાહેબ હતો. આગ્રા વિભાગમાં અવેલા ઇટામાં બંડ ઉઠયું હતું ત્યાંથી ફિલિપ્સ સાહેબ કેટલાક ઘોડેસ્વારોની મદદથી પોતાના સંબંધી એડવર્ડસ સાહેબ પાસે મદદ માગવા આવ્યા હતા. રસ્તામાં

તેમને પુષ્કળ મુશ્કેલી પડી હતી. બંડખોરોએ બહુ સતામણી કરી હતી. પણ સાથેના ઘોડેસ્વારો વફાદાર નીવડ્યાથી મહા મુસીબતે તેઓ અહીં આવી પહોંચ્યા હતા.[1] એડવર્ડ્સ આવા ભયંકર સમયમાં પોતાના સ્વદેશબંધુ તથા નજીકના સગાના સમાગમથી સંતોષ પામ્યા હતા પણ તેને સુરક્ષિત રાખવાનાં કંઇ પગલાં લઇ શક્યા નહિ. બંડખોરોના પંજામાંથી નાસી છુટેલા યુરોપિઅનો બીજા કોઇ તરફથી મદદની આશા રાખતા હતા. પણ આ વખતે તો કોઇ સ્થળેથી મદદ મળવાની આશા ન હોતી. એડવર્ડ્સે પોતાના સંબંધીને કહ્યું કે બરેલીથી મદદ મળવાની આશા થોડીજ છે, પણ જ્યારે તેમના જાણવામાં આવ્યું કે બંડખોર લોકો બિલસા નામના એક મુખ્ય વેપારી મથક પર હલ્લો કરવાની તૈયારી કરે છે, ત્યારે તેમણે ખાસ આગ્રહપૂર્વક બરેલીના કમિશનર પાસે મદદ માગી. ૩૧ મી મે એ રાતના ૯ વાગે કમિશનર તરફથી જવાબ આવ્યો કે સિપાહીઓની એક ટુકડી એક યુરોપિઅન અમલદારની સરદારી નીચે તમારી મદદ માટે રવાના થઇ ચુકી છે. આ ઉત્તર મળતાં બદાયુન અને ઇટાના મેજિસ્ટ્રેટોનાં મોં પ્રફુલ્લ

---

૧. રસ્તામાં ફિલિપ્સ સાહેબ મુશીબતમાં આવી પડ્યા હતા. ખાસગંજ નામના સ્થળે કેટલાક બદમાસોએ બંદુકો, લાકડીઓ વગેરે હથિયારો વડે તેમના પર હલ્લો કર્યો. તેની સાથેના ઘોડેસ્વારોના જમાદારે આ વખતે ખાસ બહાદુરી બતાવી. હલ્લો કરનારાઓમાંના કેટલાક માર્યા ગયા. એમ કહેવાય છે કે ખુદ ફિલિપ્સ સાહેબે ત્રણ માણસોને મારી નાખ્યા હતા. આ પ્રમાણે એક બારે મુશીબતમાંથી બચી સાહેબ બદાયુન આવી પહોંચ્યા હતા. *William Edwards, Personal adventures p. 7.*

થઇ ગયાં. એડવર્ડસ સાહેબે મદદગાર લશ્કરના અધિનાયકને જલદી લાવવા માટે એક સ્વાર મોકલ્યો હતો. રાતના ત્રણ વાગે ફિલિપ્સ સાહેબે પાછા ઘટા જવાનો નિશ્ચય કર્યો. મદદગાર લશ્કર આવી પહોંચવાનું હોવાથી બન્ને જણાએ નિરાંતે ઉંઘ લીધી. પરંતુ મધરાત વીત્યા બાદ તેમની ઉંઘમાં ખલેલ પડી. રાતના ૨॥ વાગે બદાયુનના મેજિસ્ટ્રેટ સાહેબ ઉઠી ફિલિપ્સ સાહેબને જણાવવા જતા હતા એ દરમિઆન એક ચપરાશીએ આવી કહ્યું કે ' આપે જે સ્વાર મોકલ્યો હતો તે પાછો ફર્યો છે. ' સ્વારને બોલાવી સમાચાર પૂછતાં જણાયું કે બરેલીના સિપાહીઓએ બંડ ઉઠાવ્યું છે. યુરોપિઅનોનાં ખૂન કરવામાં આવ્યાં છે. કેદીઓ મુક્ત થયા છે. બરેલીથી બદાયુન તરફની દિશામાં લગભગ ૮ માઇલ સુધીનો રસ્તો કેદીઓથી છવાઇ ગયો છે. બરેલીના બંડખોર સિપાહીઓની એક ટુકડી ધનાગાર લૂટવા માટે, કેદીઓને છોડવા માટે, અને યુરોપિઅનોને મારી નાખવા ખાતર બદાયુન તરફ રવાના થઇ ચુકી છે.

આ સમાચાર સાંભળી એડવર્ડસ સાહેબ બહુ ચિંતાતુર બની ગયા. તેમણે ફિલિપ્સ સાહેબને જગાડી આ સમાચાર કહ્યા. ફિલિપ્સ સાહેબ વધારે વખત ન ગુમાવતાં બદમાસ લોકો પોતાનો રસ્તો બંધ ન કરે તે પહેલાં પોતાના મથકે જવા માટે ઘોડેસ્વાર થઇ ગંગા નદીના કિનારા તરફ દોડયા. એડવર્ડસ સાહેબ કર્તવ્ય બજાવવા માટે બદાયુનમાં જ રહ્યા. ફિલિપ્સ સાહેબ ગયા એટલે બે અગ્રેજ ગળીવાળા અને એક યુરોપિઅન અમલદાર એડવર્ડસ સાહેબ પાસે આવી પહોંચ્યા. આ વખતે પણ એડવર્ડસ સાહેબે નાસી છૂટવાની ઇચ્છા ન બતાવી. કારણ કે હજુ સુધી તેમના જિલ્લામાં શાંતિ વિરાજતી

હતી; બદાયુનના સિપાહીઓના દેશી અધિનાયકે તેમને જણાવ્યું હતું કે મારા સિપાહીઓ છેવટ સુધી ધનાગારનું રક્ષણ કરશે, તેઓ કદી પણ બરેલીના સિપાહીઓની વાતોથી ફોસલાશે નહિ, અથવા તેમના માર્ગનું અનુકરણ કરી શાંતિ તોડશે નહિ. પરંતુ તેની આ વાત છેવટે ખોટી કરી. જે દિવસે આ દિલાસો આપવામાં આવ્યો તે જ દિવસે સંધ્યાકાળ વખતે ઘટનાચક્ર ફર્યું. બરેલીના સિપાહીઓએ પોતાના બદાયુનમાંના સાથીઓને ફિરંગીઓ વિરૂદ્ધ બંડ ઉઠાવવાની માગણી કરી મોકલી. આથી તરત જ ભયંકર કાર્યો થવા લાગ્યાં. બદમાસ લોકો લૂટફાટ કરવા લાગ્યા. લગભગ ૩૦ છૂટેલા કેદીઓ મેજિસ્ટ્રેટના બંગલાની ચો તરફ ભયંકર બરાડા પાડતા ફરવા લાગ્યા. બરેલીના બંડખોરોમાંના કોઇ કોઇ અહીંના સિપાહીઓને સમજાવવા આવી પહોંચ્યા. આવી સ્થિતિમાં મેજિસ્ટ્રેટે નાસી જવાનું શ્રેયસ્કર માન્યું. તેઓ ત્રણ યુરોપિઅનો સાથે ઘોડેસ્વાર થઇ બંગલા બહાર નીકળ્યા. પ્રથમ તો તેમનો મોરાદાબાદ તરફ જવાનો વિચાર હતો. એ માટે તેઓ એ તરફ જવા લાગ્યા. એ વખતે એક મુસલમાન ગૃહસ્થે આવી જણાવ્યું કે એ રસ્તો બંડખોર લોકોથી છવાઇ ગયો છે, માટે આ વખતે આપ લોકો બીજે ક્યાંય ન જતાં મારે ઘેર આવી રહો. એ ગૃહસ્થ સાથે કેટલાક અનુચરો પણ હતા. આ મુસલમાન સરદારનું ઘર બદાયુનથી લગભગ ત્રણ માઇલ દૂર આવેલ શેરપુરા નામના ગામમાં હતું. મેજિસ્ટ્રેટે આ સલાહ સ્વીકારી લીધી. તેમણે પોતે લખ્યું છે કે 'અમે જ્યારે શેરપુરા તરફ રવાના થયા, ત્યારે બદમાસ લોકો લૂટફાટ કરતા હતા, અમારા નોકરો પણ એ લૂટફાટમાં મદદગાર બન્યા હતા.' એડવર્ડસ્ ચોતરફ આવી લુટફાટ થતી જોઇ બહુ જ દિલગીર થયા. તેમાં પણ

પોતાના નોકરોની આવી વર્તણુક જોઇ તેમને બહુ ક્રોધ ચડયો. પરંતુ આ વખતે ક્રોધ કરવાનો વખત નહોતો, અપરાધીઓને સજા કરવાની સગવડ નહોતી. મેજિસ્ટ્રેટ સાહેબને પોતાના જાનની આવી પડી હતી. આથી તેઓ કોઇ બાજુ તરફ લક્ષ ન આપતાં જીવ બચાવવા માટે શેખપુરા તરફ જવા લાગ્યા; બધા નિર્દિષ્ટ સ્થળે જઇ પહોંચ્યા. ત્યાં જઇ ઘોડા પરથી ઉતરવા જતા હતા, ત્યાં પેલા મુસલમાનના ભાઇએ આવી તેઓને વિનયપૂર્વક જણાવ્યું કે આટલા માણસો અહીં રહેશે તો સિપાહીઓને ખબર પડી જશે. આથી ગંગાને ડાબે કિનારે અહીંથી લગભગ ૧૮ માઇલ દૂર આવેલાં એક ગામડાંમાં જઇ રહેવું એ જ ઠીક છે. એ ગામ પણ આ સરકારના કબજામાં હતું. એડવર્ડસ સાહેબ પ્રથમ તો આ વાત સાંભળી ગુસ્સે થયા અને આવી રીતે પોતાને હેરાન કરવા માટે પેલા શેખને બૂમ બોલવા લાગ્યા. પરંતુ શેખ તો પોતાના વચનને વળગી રહ્યો. તેણે કહ્યું કે "કેવળ આપ એકલા અહીં રહો તેમાં કંઇ વાંધો નથી પણ આપના સોબતીઓ અહીં રહી શકશે નહિ. જો બધાને સાથે રહેવું હોય તો મેં કહ્યું છે ત્યાં રહેવાનો બંદોબસ્ત કરી આપું. મેજિસ્ટ્રેટ પોતના સાથીઓને છોડવા માગતો નહોતો માટે શેખની ઇચ્છાને વશ થઇ તેને પેલા ૧૮ માઇલ દૂર આવેલા ગામ તરફ કુચ કરવી પડી આ વખતે તેને હિંદુસ્થાની માણસનો પોશાક પહેરવો પડયો. પોતાની સત્તા, શક્તિ, પદગૌરવ અને સંપત્તિ–બધું તજી કેવળ જીવ બચાવવાને માટે પોતાનો જાતીય પોશાક પણ તજવો પડયો. ત્યારપછી શું બન્યું તે આગળ ઉપર જણાવવામાં આવશે.

મેજિસ્ટ્રેટના ગયા પછી બદાયુનમાં શું બન્યું તે ટુંકામાં જોઇ

જોઈએ. અગાઉ કહ્યું છે તેમ બંડખોરોએ કેદીઓને છોડી મૂક્યા હતા. છુટેલા કેદીઓ લૂંટફાટ કરવા મંડયા હતા, યુરોપિયનોને મારી નાંખવાની આશાથી ચોતરફ ઘૂમતા હતા. સરકારી તેજુરી પર સૌ પહેલાં તેમની નજર પડી હતી. પરંતુ મેજિસ્ટ્રેટે અગાઉથી ચેતી જઈ જમીનદારો પાસેથી મહેસુલ ઉઘરાવ્યું નહોતું. આથી લૂટારાઓ તેજુરીમાં પુરતો પૈસો ન નીકળવાથી હતાશ થઇ ગયા. છતાં તેઓએ લૂટફાટ કરવાનું ન છોડયું. આખો જિલ્લો અરાજક અવસ્થામાં આવી પડયો. હલકા વર્ગના લોકો પોતાની સત્તા જમાવવા તૈયાર થયા. સિપાહીઓ દિલ્હી તરફ ગયા છતાં અશાંતિ દૂર થઇ જ નહિ. ખાન બહાદુરનો અમલ જાહેર કરવામાં આવ્યો. રાજ્યકારભાર ચલાવવા માટે નવા અમલદારો નીમાયા. નવા સુબાના નામે મહેસુલ ઉઘરાવવું શરૂ કર્યું. સમગ્ર વિભાગ કોઇ અચિંત્ય શક્તિને લીધે અંગ્રેજોના અધિકારમાંથી જતો રહી જુદું જ રૂપ ધારણ કરી રહ્યો.

આ વખતે ખાનબહાદુર પોતાની હકુમત દઢ કરવાની ચેષ્ટા કરવા લાગ્યો. રોહિલખંડમાં મુસલમાનો કરતાં હિંદુઓની વસ્તી વધારે હતી. ખાનબહાદુરે પ્રથમ આ હિંદુ લોકોને મેળવી લેવાનો પ્રયત્ન કર્યો. તેણે ઢંઢેરો પ્રગટ કર્યો કે ' જો હિંદુઓ ફિરંગીઓને મારી નાખવાંમાં અગર દેશમાંથી હાંકી કાઢવાંમાં અમને મદદ કરશે. તો અમે તેના બદલા તરીકે ગૌહત્યા કરવાનો રિવાજ બંધ કરશું. જો કોઇ હિંદુ આ બાબતમાં ઉદાસીનતા બતાવશે તો એ રિવાજ ફરી ચાલુ થશે; અને જો કોઇપણ હિંદુ આ ફરમાન વિરૂદ્ધ વર્ત્તશે તો તેને છ માસની કેદ તથા જામીનગીરી આપવાની શિક્ષા થશે. ' રોહિલખંડના હિંદુઓ સંખ્યામાં વધારે હતા છતાં મુસલમાનો જેવા

લડાઇખોર નહોતા. તેઓમાંના ઘણા શાંતિપૂર્વક ખેતી, કારીગીરી કે વેપાર કરતા હતા. તેઓના આચાર વિચારમાં ખેડુતોનો નિર્દોષ સ્વભાવ જણાઈ આવતો હતો. પરંતુ મુસલમાનોમાં આથી ઉલટાંજ ગુણો હતા. તેઓ ઉદ્ધત અને ભયંકર સ્વભાવના હતા, હથિયારો વાપરવામાં પાવરધા હતા. આથી મુસલમાનોએ કંઇ બાધા ન ગણકારતાં સર્વત્ર પોતાનો ઢંઢેરો ફેલાવ્યો.

હવે બહાદુરખાને કેવળ પોતાના બળ પર આધાર ન રાખતાં દ્રઢ રાજનીતિનો આશ્રય લઇ પોતાની હકુમત દ્રઢ કરવાનો પ્રયત્ન આદર્યો. આ સંબંધમાં કે સાહેબે પોતાના ઇતિહાસમાં જણાવ્યું છે, કે "ખ્રિસ્તીઓ હિંદુઓ સાથે એવા જ કરાર કરી તેઓને પોતાના પક્ષમાં ખેંચવાનો પ્રયત્ન ન કરે, તે ખાતર બહાદુરખાને વળી બીજું જાહેરનામું કાઢયું કે 'જો અંગ્રેજો અમારી માફક ગૌવધ ન કરવાનો રિવાજ દાખલ કરવાની શરતે હિંદુઓની સહાનુભૂતિ ખેંચવાનો પ્રયત્ન કરે તો બુદ્ધિમાન હિંદુઓએ જાણવું જોઇએ કે, એથી તેઓ પોતાની જાતને છેતરશે. અંગ્રેજો કદી પણ પોતાનું વચન પાળશે નહિ. તેઓ લુચ્ચા અને કપટી છે. એ કપટી લોકો આપણા સ્વદેશબંધુઓ દ્વારા સર્વદા પોતાનું કામ સાધી લેતા આવ્યા છે. આપણા લોકોએ આ તક ગુમાવવી ન જોઇએ. આ વખતે આપણે આપણું ઇચ્છિત કાર્ય પાર પાડવું જ જોઇએ.' કે સાહેબે પોતાના ઇતિહાસમાં આ બાબતપર વિચાર દર્શાવતાં જણાવ્યું છે કે "આપણી પદ્ધતિ મુજબ આ બધાં જાહેરનામાં પ્રગટ કરવામાં આવ્યાં હતાં. સાધારણ રીતે અંગ્રેજોને એવો વિશ્વાસ બેસી ગયો છે કે હિંદીઓ જૂઠા છે. હિંદીઓએ આ ખોટા આરોપના બદલામાં આપણને એવાજ

આરોપથી દુષિત ઠરાવ્યા છે, તેમાં આપણે ફરિયાદ કરવા જેવું કંઇ નથી. આપણે હિંદુઓને વારંવાર બનાવી આપીએ છીએ કે મુસલમાની અમલ દરમિઆન તમારા પર પુષ્કળ જુલમ ગુજર્યો હતો, કેવળ અમારા રાજ્યના સ્થાયીપણા ઉપર જ તમારી આશા અને સુખનો આધાર છે. આની જ યુક્તિ પર આધાર રાખી મુસલમાનો હિંદુઓને કહે કે અમારા રાજ્યથી જ તમારૂં ભલું છે, તો તે સ્વાભાવિક અને ક્ષમ્ય ગણાવું જોઇએ. આપણા પર ઘણા આરોપો મૂકવામાં આવ્યા છે. એવું જાહેર કરવામાં આવ્યું છે કે અંગ્રેજો બીજી જાતિઓના રીતરિવાજોનો નાશ કરે છે. આના દષ્ટાંતમાં હિંદુઓને યાદ કરાવવામાં આવ્યું છે કે અંગ્રેજોએ હિંદુઓની વિધવાઓના વિવાહને અનુમોદન આપ્યું છે, જોરજુલમથી સતિ થવાનો ચાલ બંધ પાડયો છે; હલકી શ્રેણીના હિંદુઓને ઉન્નતિ થવાની લાલચે ખ્રિસ્તી ધર્મમાં વટલાવ્યા છે; આ ઉપરાંત તેઓએ એવો પણ નિયમ કર્યો છે કે કોઇ રાજા મરણ પામે તો તેની વિધવા રાણી દત્તક લઇ શકે નહિ. તેની બધી દોલત અંગ્રેજ સરકાર લે, આ પરથી સ્પષ્ટ જણાય છે કે અંગ્રેજોની દાનત રાજ્ય હજમ કરવાની જ છે. એ ખાતર જ તેઓએ એ કાયદો કર્યો છે. એ કાયદા મુજબ તેઓએ નાગપુર અને લખનૌર કબજે કર્યાં છે. હે રાજાઓ! આપણા ધર્મનો નાશ કરવાનો આ કાયદામાં સ્પષ્ટ નિર્દેશ છે. આ પરથી આપે જાણવું જોઇએ કે જો આ અંગ્રેજોને હિંદમાં રહેવા દેવામાં આવશે તો તેઓ આપનું સત્યાનાશ વાળશે, આપણો ધર્મ ભ્રષ્ટ કરી નાંખશે."[૧] મુસલમાનો આવાં જાહેરનામાં પ્રગટ કરી

૧. *Kaye, Sepoy War. vol. III. p. 289-91.*

સ્વજાતિનાં લોકોને ઉશ્કેરતા હતા અને હિંદુઓને પોતાનાં પક્ષમાં ખેંચવાનો પ્રયત્ન કરતા એટલું જ નહિ પણ તેઓ આ ઉદ્દેશ પાર પાડવા માટે બધાને એવું સમજાવતા હતા કે જેઓ આ કાર્યમાં ઇચ્છા પૂર્વક એક પૈસો આપશે, તેઓ ક્યામતને દિવસે ઇશ્વર પાસેથી ૭૦૦ પૈસા મેળવશે અને જેઓ એક રૂપીઓ આપશે તેને ૭૦૦ રૂપીઆ મળશે.[૧] કે સાહેબ આ જાહેરનામા વિષે જણાવે છે કે નવાબ સુબાને પૈસાની જરૂર પડી હતી, તેજુરી ખાલી હતી, માટે ઇશ્વરને હાથે ઇનામ મેળવવાની આશા આપી લોકો પાસેથી પૈસો મેળવવાની ઇચ્છા રાખી હતી. પરંતુ આમાં કંઇ સરલતા મળી હોય એવું જણાતું નથી. કારણકે પ્રજા આ જાહેરનામાથી ઉત્સાહમાં આવી ગઇ નહોતી. તેજુરીમાં પૈસાની રેલ ચાલી નહોતી. આ પ્રમાણે રોહિલખંડમાં નવીન શાસન પદ્ધતિ મુજબ કારભાર ચાલવા લાગ્યો. અંગ્રેજોમાંના જેઓ હજુ જીવતા હતા, તેઓ અહીં તહીં છુપે વેશે છુપાઇ રહી દેશી લોકોની અપાર દયાથી આત્મરક્ષણ કરવા લાગ્યા.

એ દરમિઆન ફરૂકાબાદમાં ભયંકર બનાવ બન્યો. ફરૂકાબાદ આગ્રા વિભાગમાં આવેલું છે. ગંગા નદીએ આ પ્રદેશને રોહિલખંડથી જુદો પાડયો છે. પરંતુ ભૌગોલિક સીમા મુજબ તે રોહિલખંડમાં જ ગણાતો હતો. જોકે રાજકીય વિભાગ તરીકે તે રોહિલખંડના તાબામાં નહોતો છતાં સામાજિક રીતરિવાજોમાં એ રોહિલખંડનો વિભાગ હોય એવું જણાતું હતું. રોહિલખંડની માફક ફરૂકાબાદમાં મુસલમાનોનો જોર

૧. *Ibia, p. 291.* એવું કહેવાય છે કે આ જાહેરનામું ખાનબહાદુરના દફતરમાંથી મળ્યું હતું. મોરાદાબાદના જજ વિલ્સન સાહેબે તેનો તરજુમો કર્યો હતો.

પર હતા. જ્યારે અંગ્રેજી સત્તા સ્થપાઇ ત્યારે આ સ્થાન તદ્દન અવ્યવસ્થિત હતું. ચોરી લૂટફાટ ને ખૂન તો ત્યાંના સાધારણ બનાવ ગણાતા હતા. અંગ્રેજોની સત્તા જામી એટલે એ બધું શાંત પડ્યું, પરંતુ લોકોનો સ્વભાવ ન બદલાયો. ઉદ્દત મુસલમાનો અંગ્રેજોને આહત હોવાથી અંગ્રેજોને ન ચાહે એ સ્વાભાવિક છે. સ્વદેશમાંથી ગોરા લોકોને હાંકી કાઢવા માટે તેઓ બહુ આતુર હતા. તેઓ પોતાની ઇચ્છા પાર પાડવા માટે સમયની રાહ જોઇ બેઠા હતા. આ વખતે તેઓને તક મળી. બે માસ પૂરા થતાં ન થતાંમાં તો આખો વિભાગ અરાજક બની ગયો. ફરૂક્કાબાદમાં જુના નવાબ વંશના ઘણા લોકો રહેતા હતા. અત્યારે તેઓ કંગાલ જીવન ગુજારતા હતા. પરંતુ આવી દશામાં પણ તેઓ પોતાની પૂર્વ જાહોજલાલીની સ્મૃતિ જાળવી રહ્યા હતા. તેઓ હજુ પુરાતન દશાના કેફમાં એટલા બધા મશગુલ બની રહ્યા હતા કે સાધારણ મહેનત કરવી એ પણ તેઓને હલકું લાગતું હતું. આવા આળસુ લોકો પોતાની ઇચ્છા પાર પાડવા માટે શાંતિ તોડવા તૈયાર થયા. ફરૂક્કાબાદમાં ૧૦ મી પલટણ રહેતી હતી. એ પલટણે પહેલાં તો શાંતિ જાળવી રાખી પણ જ્યારે જુન માસના પહેલા અઠવાડિઆમાં બદમાસ લોકો લૂટફાટ કરવા લાગ્યાં, ગામડાંઓ બાળવા લાગ્યા ત્યારે એ પલટણે સરકાર સામે બંડ ઉઠાવ્યું, અહીં સિપાઇઓએ બંડ ઉઠાવ્યા પહેલાં એક મહિનો થયાં બદમાસ લોકો ચોતરફ લૂટફાટ કરી રહ્યા હતા.

જે સ્થળે સંખ્યાબંધ બદમાસો રહેતા હોય, ત્યાંની શાન્તિ કાચા સુતરને તાંતણે બંધાઇ રહી હોય છે. તેને સ્થળે સહેજ ગડબડ મચતાંજ દુરાચારી લોકો પોતાની કલ્પનાને સીરે ચોતરફ હો હો કરી

મૂકે છે. જેઓ બીજાનો પૈસો પોતાની વપરાશમાં લેવા માગે છે તેઓ અગાઉના દ્વેષને લીધે, વૈરવૃત્તિ સંતોષવા ખાતર અગર પોતાનો સ્વાર્થ પાર પાડવા ખાતર સમગ્ર પ્રદેશને ઉપદ્રવમય કરી મૂકે છે. નાના પ્રકારની જૂઠી વાતો ફેલાવી લોકોને ઉશ્કેરવા એજ તેઓનું પ્રથમ ને પ્રધાન કર્તવ્ય થઇ પડે છે. ફરૂકાબાદ આવા બદમાસ અને દુષ્કૃત્ય કરવામાં હોશિયાર લોકોની કલ્પનાનું ક્ષેત્ર બની ગયું. ઇ.સ. ૧૮૫૭ ની શરૂઆતમાંજ આ વિભાગમાં અદ્ભુત ગપ્પાં ઉડયાં હતાં. અણકેળવાએલા લોકોને ભયભીત કરવા માટે કલ્પના જ્યાં સુધી ચાલી શકે ત્યાં સુધી ચલાવીને બદમાસ લોકોએ ફરૂકાબાદને અશાંતિ પૂર્ણ કરી મૂક્યું હતું. બળવાની શરૂઆતમાં બજારમાં, ગામડાંમાં, અને બેચાર માણસો ભેગાં થાય ત્યાં એજ વાત ચાલતી હતી કે ફિરંગીઓએ પ્રજાને વટલાવવા ખાતર આટામાં હાડકાંનો ભુકો મેળવ્યો છે, અને પીવાનું પાણી ભરવાના કુવામાં ગાય અને ડુક્કરનું માંસ નાખ્યું છે. આ અપવિત્ર ખોરાક અને પાણીની વાત ફરૂકાબાદ જીલ્લામાં જેટલી સફળ નીવડી હતી તેટલી સફળ બીજે કોઇ સ્થળે નીવડી ન હોતી. એ ઉપરાંત ફરૂકાબાદમાં એક એવી અદ્ભુત વાત ફેલાઇ હતી કે અંગ્રેજ સરકારે રૂપાનો ઢોળ ચઢાવેલા ચામડાના રૂપીઆ બહાર પાડયા છે. વેલર નામનો એક ઇજનેર માર્ચ માસમાં ફતેહગઢમાં રહેતો હતો. એક વેપારી આ ગપ્પાંના ખુલાસો મેળવવા માટે તેની પાસે જઇ પહોંચ્યો. ઇજનેર સાહેબે તેને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કે આ ગપ્પાં તદ્દન ખોટાં છે. પરંતુ આથી એ વેપારીનો શક દૂર થયો નહિ. તેણે ઇજનેર સાહેબને દઢતા–પૂર્વક જણાવી દીધું કે " આપ જાણો છો કે સરકારે ચામડાના રૂપીઆ બહાર પાડયા છે, અને તેમ કરી દેશમાં જેટલું રૂપુ

તે બધું લઇ જવાનો વિચાર રાખ્યો છે." વેલર સાહેબ આ વચનો સાંભળી હસી પડયા, પરંતુ પેલા વેપારીએ કહ્યું કે એવા રૂપીઆ મેં નજરોનજર જોયા છે, અને તેમાંના કેટલાક મારી પાસે છે પણ ખરા. વેપારીની આ વાત સાંભળી ઇજનેરે કહ્યું કે "આપ એવા રૂપીઆ જેટલા મળે તેટલા લાવી આપો એ દરેક રૂપીઆ બદલ હું આપને ચૌદ આના આપીશ," વેપારી રજા લઇ ચાલ્યો ગયો. ત્યાર બાદ તે પાછો જણાયો નહિ. ચામડાના રૂપીઆ પણ ઇજનેર સાહેબની નજરે ન પડયા. [1] આ ગપ્પાંનું મૂળ કારણ જણાયું નથી. કારણ ગમે તે હોયે પણ એટલું તો ખરૂં કે આ કલ્પના કરનાર બહુ હોશિયાર હોવો જોઇએ. આવાં ગપ્પાં ફેલાવી તેણે વેપારમાં અવ્યવસ્થા ફેલાવવાની યુક્તિ કરી હતી. આથી વેપારીઓની પેઠે સાધારણ પ્રજા પણ આવા અપવિત્ર પદાર્થના સ્પર્શ થવાની બીકથી ઉશ્કેરાઇ ગઇ હતી.

આગ્રા વિભાગમાંના એક બીજા શહેરમાં પણ બળવો ફાટી નીકળ્યો હતો. આ શહેર શાહજહાનપુરથી ૨૫ માઇલ દૂર ગંગાકિનારે આવેલું હતું. એનાથી ૬ માઇલ દૂર પઠાણ નવાબોની રાજધાની ફરૂકાબાદ આવેલું છે. ફરૂકાબાદના પઠાણોની ઉશ્કેરણીથી ઉશ્કેરાઇ એ નગરના લોકોએ ભયંકર કૃત્યો કર્યાં.

ફતેહગઢ જિલ્લામાં દશલાખ કરતાં વધારે માણસો વસતાં હતાં. તેમાંનો એક દશાંશ ભાગ મુસલમાનો હતા. આ મુસલમાનોજ મુખ્યત્વે કરીને બ્રિટિશ સરકારને મુશ્કેલીમાં મૂકવા તૈયાર થયા હતા. આ શહેર તોપોની ગાડી બનાવવાના કારખાનાને લીધે પ્રસિદ્ધ થયું

1. *Kaye, Sepoy War, Vol. III. p. 293.*

હતું. ગોલંદાજ ટુકડીનો એક અંગ્રેજ સૈનિક આ વખતે આ કારખાનાનો વ્યવસ્થાપક હતો. ૧૦ મી પલ્ટણના સિપાહીઓ અને ગોલંદાજ સૈન્યની એક ટુકડી અહીં રહેતી હતી. કર્નલ સ્મિથ પાયદળ સૈન્યનો ઉપરિ હતો. કર્નલ સ્મિથને ખાત્રી હતી કે મારા સૈનિકો જાતિભ્રષ્ટ થયા છે, તેથી બીજા સિપાહીઓની નજરે તિરસ્કાર પાત્ર ગણાયા છે. કારણ કે તેઓએ બ્રહ્મદેશની લડાઇમાં ભાગ લઇ પરદેશગમન કર્યું છે. તેઓએ પોતાનામાં ચાલતો રિવાજ તોડયો હોવાથી તેઓ જરૂર બીજા સિપાહીઓથી દૂર જ રહેશે. પણ આ ખાત્રી ખોટી ઠરી. આ વખતે આચાર વિચારની કોઇ પણ જુદાઇ સિપાહીઓની એકતા તોડવામાં સફળ નીવડી નહોતી. કોઇ અચિન્ત્ય હેતુએ જુદાઇ છતાં બધાને એકજ ઉદ્દેશ પાર પાડવા એકત્ર કર્યા હતા. જેઓ જાતિ, આચાર, અને ધર્મની જુદાઇ જોઇ સિપાહીઓને વિચ્છિન્ન માનતા હતા, તેઓ આ વિચ્છિન્ન લોકોને એકજ કર્તવ્ય ખાતર એકસંપ થએલા જોઇ નવાઇ પામ્યા અને જે વિચ્છિન્ન ભાવ ઉપર આધાર રાખી તેઓ આશાતુર બની બેઠા હતા, તે વિચ્છિન્ન ભાવ આ અભાવનીય કારણોથી દૂર થઇ ગયો.

૧૦ મી મેએ મિરતના સમાચાર ફતેહગઢના સિપાહીઓએ સાંભળ્યા. આ સમાચાર સાંભળી તેઓ ઉશ્કેરાઇ ગયા પણ એ ઉશ્કેરણીનાં ચિન્હો બહાર પાડી બતાવ્યાં નહિ. મે માસ વીત્યો, ૩ જી જુને તેઓએ બરેલી અને શાહજહાનપુરના ખબર સાંભળ્યા. આ સમાચારથી તેઓનાં હૃદય ખળભળી ઉઠયાં. તેના અધિનાયકે પણ જોયું કે સમગ્ર અયોધ્યા પ્રદેશ વિપ્લવ સાગરથી રેલાઇ રહ્યા છે,

રોહિલખંડની પણ એવીજ દશા છે. આવે વખતે ફરૂકાબાદની શી આશા ? આવે વખતે નચિંત થઇ બેસવું એ યોગ્ય નથી. આવા વિચારથી તેણે બૈરાં છોકરાંને વહાણમાં બેસાડી કાનપુરે મોકલી દેવાનો ઠરાવ કર્યો તેને એવી બાતમી મળી હતી કે કાનપુરની છાવણી સહીસલામત છે. એ સ્થળે યુરોપિઅન લશ્કર આવી પહોંચ્યું છે ને બીજું વધારે લશ્કર આવી પહોંચવાનું છે. આથી કર્નલ સ્મિથે પોતાનો નિશ્ચય અમલમાં મૂકવાનો ઠરાવ કર્યો. નાની મોટી તેર હોડીઓ તૈયાર રાખવામાં આવી. અધિનાયકે બધાંને એ નૌકાઓમાં જવાની આજ્ઞા કરી. ૪ થી જુને રાતના એક વાગે ૧૭૦ માણસો હોડીઓ પર ચઢયાં. મધરાતે ગાઢ અંધકારમાં બૈરાં છોકરાં અને લડાઇ ન કરી શકે એવા નિર્દોષ પુરુષો પોતાનું જીવન સુરક્ષિત કરવા ખાતર સુરક્ષિત સ્થળે જવાની આશાથી વિપત્તિમય ફતેહગઢ તરફ ચાલ્યા.

ફતેહપુરના સિપાહીઓ હજુ શાંત હતા. પરંતુ બધી બાજુનો વિચાર કરી તેના અધિનાયકે નચિંત રહેવું યોગ્ય ન ધાર્યું. તે સમજતો હતો કે એક ક્ષણમાં સિપાહીઓની શાંતિ અશાંતિના રૂપમાં ફેરવાઇ જાય તેમ છે. જે દિવસે અસહાય માણસોને કાનપુર રવાના કર્યા તેજ દિવસ કર્નલ સ્મિથે તેજુરીના રૂપીઆ કિલ્લામાં લઇ જવાનો પ્રયત્ન કર્યો પણ સિપાહીઓએ અડચણ કરવાથી એ કાર્ય પાર પડયું નહિ. જોકે આ બધા સિપાહીઓ બહારથી તો બહુજ સુજનતા અને વફાદારી બતાવતા હતા. ૧૬ મી જુને સિપાહીઓએ પોતાના અધિનાયકના હાથમાં એક પત્ર મૂક્યો. એ પત્ર અયોધ્યામાંના સીતાપુર નામના ગામ આગળ પડેલી ૪૧ મી પલ્ટણના સુબેદારે લખ્યો હતો. સુબેદારે આ પત્રમાં જણાવ્યું હતું કે " હું અને મારી પલ્ટણ

કંપનિનો સંબંધ તોડી ફતેહપુરથી થોડા માઇલ દૂર આવી પહોંચ્યાં છીએ હવે ૧૦ મી પલ્ટણ પોતાના ઓફિસરોને મારી, ધનાગારનો પૈસો હસ્તગત કરી, અમને આવી મળશે એવી આશા છે." ૧૦ મી પલ્ટણના જે ઓફિસરે આ પત્ર કર્નલ સ્મિથને બતાવ્યો હતો તેણે તેને જણાવ્યું કે આ પત્રનો એવો જવાબ વાળવામાં આવ્યો છે, કે "અમે ઘણાં વર્ષોથી કંપનિનું કામ કરીએ છીએ, માટે વિશ્વાસઘાતી થઈ શકતા નથી. ૪૧ મી પલ્ટણના સિપાહીઓ જો અમારી તરફ આવશે તો અમે તેની સામે મુકાબલો કરવા તૈયાર છીએ." ત્યાર બાદ કર્નલ સ્મિથે ગંગાનદીપરનો પુલ તોડી નાંખવાનો વિચાર કર્યો. એ પુલ દ્વારા અયોધ્યા સાથે ફતેહગઢ જોડાયું હતું. અયોધ્યા બંડખોરોથી ભરપૂર હતું. માટે એ પ્રદેશથી ફતેહપુરને છુટું પાડવા માટે આ પુલ તોડી નાખવો અવશ્યનો હતો. કર્નલ સ્મિથને આ કાર્ય કરવામાં સિપાહીઓએ સારી મદદ આપી. પરંતુ જુન માસનું બીજું અઠવાડિયું પૂરૂં થતાં બધી આશા અદૃશ્ય થઇ ગઇ. પ્રચંડ વિપ્લવનાં મોજાં ફતેહગઢમાં ઉછળવા લાગ્યાં. ૧૦ મી પલ્ટણના સિપાહીઓ આ મોજાં સામે ન ટકી શકયા. તેઓ એ મોજાં સાથે સમાઇ ગયા. પુલનો નાશ થયા બાદ એ પલ્ટણના દેશી ઓફિસરોએ કર્નલ સ્મિથને કહ્યું કે હવે વખત પલટયો છે, આપે હવે કિલ્લામાં જઇ રહેવું એજ ઠીક છે.

સિપાહીઓએ જ્યારે સ્પષ્ટ રીતે આમ જણાવ્યું ત્યારે કર્નલસ્મિથ પોતાના તાબાના અમલદારો સાથે કિલ્લામાં જઇ રહ્યો. તેણે ધાર્યું હતું કે અમારે કિલ્લામાં રહી સંખ્યાબંધ લોકોનો હલ્લો અટકાવવો પડશે; પરંતુ કિલ્લો મજબુત ન હોતો. તેમાં પુરતા પ્રમાણમાં

હથિયારો ન હોતાં, ખોરાકી પણ જુજ હતી. મહામહેનતે ૧૧ મી પલ્ટણના એક સિપાહીની મદદથી ૪૦–૫૦ ઘેટાં કિલ્લામાં લઇ જવામાં આવ્યાં. ૧૨૦ ખ્રિસ્તીઓ કિલ્લામાં જઇ રહ્યા હતા. એમાંનો ચોથો ભાગ લડી જાણતો હતો. બાકીનાં બૈરાં છોકરાં હતાં. કર્નલ સ્મિથ હથિયારો પકડી શકે તેવાં મણસોને યોગ્ય સ્થળે ગોઠવી આત્મરક્ષણ કરવા તૈયાર થયો.

કર્નલસ્મિથ આ ગોઠવણ કરી રહ્યો હતો ત્યારે ૧૦ મી પલ્ટણના સિપાહીઓએ ખુલ્લી રીતે બંડ ઉઠાવ્યું. ફરૂકાબાદનો નવાબ તફજુલહુસેનખાં અગાઉથી સરકાર સામે ઉઠયો હતો, હવે એ નવાબની આગેવાની તળે સિપાહીઓ અંગ્રેજો સામે લડવા લાગ્યા. તેઓએ નવાબને માટે તોપોના સન્માન સૂચક અવાજો કર્યા. નવાબનો રાજ્યાભિષેક કર્યો. પોતાનું બળ વધારવા કેદીઓને છોડી મૂકયા. પોતાની ઉદ્દામ લાલસા તૃપ્ત કરવા ખાતર ખજાનો હસ્તગત કર્યો. પંજાબકેસરી રણજીતસિંહનું ઝવેરાત અહીંની તેજુરીમાં હતું એ પણ એ લોકોના હાથમાં આવ્યું. આ પ્રમાણે તેઓની ઇચ્છા પૂર્ણ થઇ. તેઓએ નવાબની તાબેદારી સ્વીકારી હતી ખરી છતાં તેજુરીનો એક પૈસો પણ નવાબને ન આપ્યો. આ તરફ સીતાપુરની ૪૧ મી પલ્ટણના સિપાહીઓ હોડીઓ વડે ગંગા નદી ઉતરી ફરૂકાબાદ આવી પહોંચ્યા. ૧૦ મી પલ્ટણના સિપાહીએ તેઓને પણ ધનાગારની લૂંટનો ભાગ આપવાની ના પાડી. આથી ૪૧ મી પલ્ટણવાળાઓએ ગુસ્સે થઇ તમે યુરોપિઅનોને જતાં કર્યાં છે એવાં આળ નીચે તેઓનો ખૂબ તિરસ્કાર કર્યો. પરંતુ ૧૦ મી પલ્ટણના સિપાહીઓએ એ તિરસ્કાર તરફ લક્ષ ન આપ્યું. તેઓ પૈસાની લાલચથી બંડ ઉઠાવવા તૈયાર

થયા હતા. એ આકાંક્ષા તૃપ્ત થવાથી તેઓ શાંત બની બેઠા હતા. તેઓએ યુરોપિઅનોને મારી નાંખવાનો કે અમલદારો પર હુમલો લઇ જવાનો પ્રયત્ન ન કર્યો. યુરોપિઅનોના બંગલો લુટવા તરફ પણ તેઓની નજર ન ગઇ, તેઓએ પૈસા ખાતર ધનાગાર પોતાને કબજે રાખ્યું હતું. હવે પૈસા મળતાં તેઓ પોતપોતાને ઘેર સિધાવ્યા. જેઓ પાછળ રહ્યા તેઓની સાથે દૈવયોગે કવાયતના મેદાનમાં ૪૧ મી પલ્ટણના સિપાહીઓને લડાઇ થઇ. આ લડાઇમાં બંને પક્ષના કેટલાક માણસો મરાયા. ૧૦ મી પલ્લટણના જીવતા રહેલા સિપાહીઓએ ત્યાર બાદ કંઇ ઉપાય ન જોતાં ૪૧ મી પલ્ટણના સિપાહીઓનું આમંત્રણ સ્વીકાર્યું. આ પ્રમાણે બંને પલ્ટણના એકત્ર સિપાહીઓ હવે કિલ્લા પર હુમલો કરવાનો શુભ દિન નક્કી કરવા લાગ્યા. તેઓએ ૨૫ મી જુને કિલ્લાપર હુમલો કરવાનો ઠરાવ કર્યો.

ફરૂકાબાદમાં હવે ૪૧ મી પલ્ટણ કર્ત્તાહર્ત્તા થઇ પડી. નવાબ તે પલ્ટણનો ઉત્સાહદાતા થયો. તે એ પલ્ટણનું બળ વધારવા માટે ખોરાકી મેળવવા લાગ્યો, અસ્ત્રશસ્ત્ર એકત્ર કરવા લાગ્યો, અને વ્યવસ્થા જાળવવા માટે યોગ્ય હુકમ આપવા લાગ્યો. નવાબની સત્તા જે કંઇ કરી શકે તે બધું પાર પડયું પણ સિપાહીઓ કિલ્લા પર હુમલા કરવા તૈયાર થયા નહિ. તેઓ તો ૨૫ મી તારીખની રાહ જોઇ બેઠા. આથી અંગ્રેજોને બહુ સરળતા થઇ, એ દરમિઆન અંગ્રેજો આત્મરક્ષણ માટે બધી તૈયારી કરી રહ્યા.

૨૫મી જુને સિપાહીઓ કિલ્લાનું સમારકામ કરતા હતા. તેઓના પર ગોળીબાર કર્યો. બીજે દિવસે સવારમાં તેઓએ બે તોપોમાંથી ગોળા ફેંકવા શરૂ કર્યા. પરંતુ એથી કંઇ ફાયદો ન થવાથી

મદદે મોકલવાનો ઠરાવ થયો. મેજર વેલર આ સૈનિકોની સરદારી લેવા તૈયાર થયો. પરંતુ આ ઠરાવ અમલમાં મૂકી શકાયો નહિ. કર્નલ સ્મિથ આશાતુર હૃદયે આગ્રાના રસ્તા સામે જોઇ રહ્યો. પરંતુ મદદગાર લશ્કર આવ્યું નહિ. હવે તે હતાશ થઇ ગયો. ત્યાં આત્મરક્ષણ થાય તેવું ન હોવાથી નાસી છૂટવાની તક ખોળવા લાગ્યો.

સુભાગ્યે એ વખતે નાસવાની તક મળી આવી. વર્ષાઋતુ ચાલતી હોવાથી ગંગા નદીમાં પૂર આવ્યું હતું. આથી કર્નલ સ્મિથે જળમાર્ગે કાનપુર જવાનો નિશ્ચય કર્યો. ત્રણ મોટી મોટી હોડીઓ તૈયાર કરવામાં આવી. ૩ જી જુલાઇએ મધરાતે ગાઢ અંધકારમાં બાલક બાલિકા સહિત ૧૦૦ ખ્રિસ્તીઓ નૌકા પર ચઢ્યા. આ પ્રમાણે ફતેહગઢમાંથી નાસેડુઓનું બીજું ટોળું નાસી છૂટ્યું. પહેલા ટોળાનું શું થયું તે જણાયું નથી. ઘણા ઇતિહાસકારો એમ માને છે કે કાનપુરના ભયંકર બનાવમાં તે ટોળું માર્યું ગયું હતું. આ બીજું ટોળું પણ એજ દશાને પામ્યું. આ ટોળાએ જે દુઃખ ભોગવ્યું તે દુઃખ ઉંડી મર્મવેદના જગાડનારૂં, અને આ ભયંકર સમયના ભયંકર બનાવોને ઉશ્કેરનારૂં હતું. રાતના બે વાગે નૌકાઓ છૂટી. કર્નલ સ્મિથ, કર્નલ ગોલ્ડિ અને મેજર રોબર્ટસન એક એક નૌકાના અધ્યક્ષ બન્યા. નાસેડુઓથી ભરપૂર ત્રણ નૌકા આ ત્રણ અંગ્રેજ સૈનિકોની દેખરેખ નીચે ફતેહગઢથી રવાના થઇ. થોડે દૂર ગયા બાદ કર્નલ ગોલ્ડિની નૌકા ખરાબે ચઢી ગઇ અને તેનાં હલેસાં તૂટી ગયાં. ઉતારૂઓએ તેને તરતી કરવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યો. એ દરમિયાન સુંદરપુર નામના ગામડાંના લોકો ટોળાબંધ થઇ યુરોપિયનો પર હુમલો કરવા આવ્યા. કેટલાક યુરોપિયનોએ નૌકા પરથી કૂદી

તેઓ હથોડી, રૂ, ચપ્પુ. લોઢાના કકડા વગેરે તોપોના કારખાનાનો સામાન ગોળીઓ તરીકે વાપરવા લાગ્યા. તેઓના જથ્થામાં લડાઇ કરવાની ટેવ હોય એવા સૈનિકોની સંખ્યા થોડી હતી. પરંતુ એથી તેઓ નિરાશ થતા નહોતા. શાંતિના સમયમાં જેઓ સંસારનાં અન્ય કાર્યોમાં જીવન ગુજારતા હતા તેઓ અત્યારે સૈનિકો બન્યા હતા. દિવાની વિભાગના અમલદારો અસ્ત્રશસ્ત્રથી સજ્જ થઇ, સિપાહીઓનો હલ્લો અટકાવવા લાગ્યા હતા, પાદરીઓ ધર્મોપદેશનું કામ છોડી બંદુકો લઇ ઉભા હતા, એટલું જ નહિ પણ કુલીન સ્ત્રીઓ પોતાની સ્વાભાવિક કોમળતા તજી હથિયાર લઇ સામા પક્ષના લોકોને મારી નાખવા લાગી હતી.[૧] આ પ્રમાણે તેઓ સિપાહીઓ સામે અસાધારણ બહાદુરી બતાવવા લાગ્યા. પરંતુ આવી અસાધારણ બહાદુરી બતાવ્યા છતાં તેઓ લાંબો કાળ કિલ્લામાં રહી શક્યા નહિ. તેઓની આત્મરક્ષાની સામગ્રી ખૂટી, તોપોના કારખાનાનો સામાન પણ ખૂટ્યો, હવે ગોળીબાર કરવો શાથી ? સિપાહીઓની ગોળીઓથી કિલ્લાની દિવાલ જમીનદોસ્ત થવા લાગી. કર્નલ રિમયે મદદ માટે ફ્રેંચ ભાષામાં પત્ર લખી આગ્રા મોકલ્યો. તેનો પત્ર આગ્રા પહોંચ્યો. ત્યાંના સિપાહીઓ નિઃશસ્ત્ર થયા હતા, માટે કેટલાક ગોરા સોલ્જરોને

૧. સૈનિકોના કાપડના કારખાનાનો એક માણસ મરાયો. તેની સ્ત્રી પતિ વિયોગથી અધીરી ન બનતાં લડાઇ કરવા લાગી. તેની ગોળીઓથી ઘણા સિપાહીઓ મરાયા. કોઇ કોઇ એવું જણાવે છે, કે આ વિધવા સ્ત્રી સિપાહીઓની ગોળીથી છેવટે મરણ પામી. કોઇ કહે છે કે તે કાનપુરમાં મરણ પામી હતી. એનું નામ હતું મિસિસ અહારન. *Kaye Sepoy War III P.*

મદદે મોકલવાનો ઠરાવ થયો. મેજર વેલર આ સૈનિકોની સરદારી લેવા તૈયાર થયો. પરંતુ આ ઠરાવ અમલમાં મૂકી શકાયો નહિ. કર્નલ સ્મિથ આતુર હૃદયે આગ્રાના રસ્તા સામે જોઇ રહ્યો. પરંતુ મદદગાર લશ્કર આવ્યું નહિ. હવે તે હતાશ થઇ ગયો. ત્યાં આત્મરક્ષણ થાય તેવું ન હોવાથી નાસી છૂટવાની તક ખોળવા લાગ્યો.

સુભાગ્યે એ વખતે નાસવાની તક મળી આવી. વર્ષાઋતુ ચાલતી હોવાથી ગંગા નદીમાં પૂર આવ્યું હતું. આથી કર્નલ સ્મિથે જળમાર્ગે કાનપુર જવાનો નિશ્ચય કર્યો. ત્રણ મોટી મોટી હોડીઓ તૈયાર કરવામાં આવી. ૩ જી જુલાઇએ મધરાતે ગાઢ અંધકારમાં બાલક બાલિકા સહિત ૧૦૦ ખ્રિસ્તીઓ નૌકા પર ચડયા. આ પ્રમાણે ફતેહગઢમાંથી નાસેડુઓનું બીજું ટોળું નાસી છુટયું. પહેલા ટોળાનું શું થયું તે જણાયું નથી. ઘણા ઇતિહાસકારો એમ માને છે કે કાનપુરના ભયંકર બનાવમાં તે ટોળું માર્યું ગયું હતું. આ બીજું ટોળું પણ એજ દશાને પામ્યું. આ ટોળાએ જે દુઃખ ભોગવ્યું તે દુઃખ ઉંડી મર્મવેદના જગાડનારૂં, અને આ ભયંકર સમયના ભયંકર ભાવોને ઉશ્કેરનારૂં હતું. રાતના બે વાગે નૌકાઓ છુટી. કર્નલ સ્મિથ, કર્નલ ગોલ્ડિ અને મેજર રોબર્ટસન એક એક નૌકાના અધ્યક્ષ બન્યા. નાસેડુઓથી ભરપૂર ત્રણ નૌકા આ ત્રણ અંગ્રેજ સૈનિકોની દેખરેખ નીચે ફતેહગઢથી રવાના થઇ. થોડે દૂર ગયા બાદ કર્નલ ગોલ્ડિની નૌકા ખરાબે ચઢી ગઇ અને તેનાં હલેસાં તૂટી ગયાં. ઉતારૂઓએ તેને તરતી કરવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યો. એ દરમિઆન સુંદરપુર નામના ગામડાંના લોકો ટોળાબંધ થઇ યુરોપિઅનો પર હુમલો કરવા આવ્યા. કેટલાક યુરોપિઅનોએ નૌકા પરથી ઉતરી

તેઓ હથોડી, સ્ક્રૂ, ચપ્પુ, લોઢાના કકડા વગેરે તોપોના કારખાનાનો સામાન ગોળીઓ તરીકે વાપરવા લાગ્યા. તેઓના જથ્થામાં લડાઇ કરવાની ટેવ હોય એવા સૈનિકોની સંખ્યા થોડી હતી. પરંતુ એથી તેઓ નિરાશ થતા નહોતા. શાંતિના સમયમાં જેઓ સંસારનાં અન્ય કાર્યોમાં જીવન ગુજારતા હતા તેઓ અત્યારે સૈનિકો બન્યા હતા. દિવાની વિભાગના અમલદારો અસ્ત્રશસ્ત્રથી સજ્જ થઇ, સિપાહીઓનો હલ્લો અટકાવવા લાગ્યા હતા, પાદરીઓ ધર્મોપદેશનું કામ છોડી બંદુકો લઇ ઉભા હતા. એટલું જ નહિ પણ કુલીન સ્ત્રીઓ પોતાની સ્વાભાવિક કોમળતા [illegible]

[illegible] ગંગાના [illegible]
[illegible] નાસેડુઓના પર લાગી. [illegible]
[illegible] ફેંકવામાં આવી. નદીના બન્ને કિનારા પર
પર [illegible] તોપ [illegible] અતિશય ઉશ્કેરાઇ જઇ નાસેડુઓ પર આવેલાં ગામડાંના લોકો અતિશય ઉશ્કેરાઇ જઇ નાસેડુઓ પર હુમલો કરવા લાગ્યા. મુસલમાન લોકોનાં ગામડાંઓ આ બાબતમાં બહુ જ ઉત્સાહ દર્શાવવા લાગ્યાં. આ બધા લોકો સમક્ષ નાસેડુઓને નાસવું ભારે થઇ પડયું. એ દરમિઆન મેજર રોબર્ટસનની નૌકા સિંહરામપુર આગળ ખરાબે ચઢી ગઇ. એ વખતે પૂઠે પડેલા સિપાહીઓ ત્યાં આવી પહોંચ્યા. કાનપુર પાસે ગંગા નદીના ઘાટ પર જે બન્યું હતું તેવું જ અહીં બન્યું. સ્ત્રીઓ બીજો કંઇ ઉપાય ન સુઝવાથી પોતાનાં બાળકોને લઇ ગંગામાં કુદી પડી. તેઓમાંની કેટલીક ડુબી ગઇ, કોઇ ગોળીથી વિંધાઇ ગઇ ને કોઇ તરવારના આઘાતથી મૃત્યુના ખોળામાં જઇ સુતી. રોબર્ટસન વગેરે ત્રણ માણસો કોઇપણ ઉપાયે બચ્યા. પાદરી ફિશર સાહેબે ફતેહગઢના કિલ્લામાં બહુ બહાદુરી બતાવી હતી, તે ઘવાયા છતાં પોતાની સ્ત્રી અને બાળકને બાથમાં લઇ ગંગામાં કુદી પડયો અને એ જ સ્થિતિમાં ડુબકી મારી દૂર

જઈ નીકળ્યો. તેની બાથમાં જ તેની સ્ત્રી અને બાળક મરણ પામ્યાં. તે પોતે કોઈ પણ રીતે જીવ બચાવી રાતે છુપાઈ રહ્યો અને સવારમાં કર્નલ સ્મિથની હોડી પર ચઢ્યો. નૌકા પર ચઢી તે રડતો રડતો બોલવા લાગ્યો કે "મારી સ્ત્રી અને બાળક મારી બાથમાં જ મરણ પામ્યાં." જીવતો રહ્યો છતાં રોબર્ટસન સાહેબની સ્થિતિ બહુ શોચનીય થઈ પડી હતી. તેની સ્ત્રી અને બાળક નદીમાં ડુબી મુવાં હતાં. તે પોતાના ઘાયલ સાથીને એક હલેસાંની મદદ વડે તરાવતો તરાવતો આગળ ચાલ્યો. રાત્રે તેઓ કિનારે ઉતરી કોલહર નામના ગામડામાં જઈ છુપાઈ રહ્યા. ત્યાંના સરળ સ્વભાવના ખેડુતોએ તેઓને આશ્રય આપ્યો, ખાવાનું પીવાનું આપ્યું. રોબર્ટસન સાહેબના ઘા બહુ ઊંડા હતા, તેથી તેનો સાથી તેમને છોડી જઈ શક્યો નહિ. બે માસ પછી તે મરણ પામ્યો. તેનો સાથી તેઓના શબને દાટી કાનપુર ગયો. હોડીમાંના જે નાસેડુઓ પકડાયા હતા તેને નવાબના હુકમથી તોપને મોંએ બાંધી ઉડાડી નાંખવામાં આવ્યા. એ દરમિઆન કર્નલ સ્મિથની હોડી બાકીના યુરોપિઅનોને લઈ કાનપુર તરફ જતી હતી. રસ્તામાં દયાળુ ગામડિઆઓ તેઓને યથાશક્તિ મદદ કરતા હતા. તેઓ ગામડાંના લોકોના સરળ સ્વભાવથી ચંકાશૂન્ય બની તેમના ઘરમાં આશ્રય લેવા લાગ્યા. આ લોકોનું છેવટે શું થયું તે નોંધાયું નથી. ઘણા ઇતિહાસકારો અનુમાન કરે છે કે તેઓ કાનપુરના યુરોપિઅનો સાથે માર્યા ગયા. એવું કહેવાય છે કે બૈરાં છોકરાં મળી દોઢસોથી વધુ ખ્રિસ્તીઓ જુન માસની શરૂઆતમાં ફતેહગઢ અને તેની આજુબાજુનાં સ્થળોમાં હતાં. તેઓમાંનાં લગભગ બધાં જળ માર્ગે કોઈ સુરક્ષિત સ્થળે જવાનો વિચાર કરી નીકળ્યાં હતાં, તેઓ રસ્તામાં જ માર્યા ગયાં હતાં.

ફરૂક્ષાબાદ અંગ્રેજોની સત્તામાંથી આ રીતે ખસી પડ્યું. નવાબ તાફઝુજલ હુસેનખાં ફરૂક્ષાબાદની ગાદીએ બેસી રાજ્ય ચલાવવા લાગ્યો. પરંતુ તેનામાં રાજ્ય ચલાવવાને યોગ્ય ગુણો કે સત્તામાંનું કંઇ નહોતું. ઉચ્છૃંખલતા અને ઉડાઉપણાને લીધે તેનું રાજ્ય અવ્યવસ્થિત બની ગયું હતું. અંગ્રેજોએ આવી અવ્યવસ્થિત રાજ્યને વ્યવસ્થિત કર્યું હતું. નવાબ નચિંતપણે ભોગવાસના તૃપ્ત કરતો હતો. ફરૂક્ષાબાદના લોકો તેને બ્રિટિશ સરકારનો તાબેદાર સેવક અને પેન્શનભોગી સિવાય બીજી કોઇ પણ રીતે ઓળખતા નહોતા. તે હવે સ્વાધીન નવાબ બન્યો. જેઓની કૃપાથી તેની સંપત્તિ જળવાઇ રહી હતી તેઓને જ તેણે હાંકી કાઢ્યા, મારી નાખ્યા. આવી કૃતઘ્નતા (!) દર્શાવી અત્યારે તે ફરૂક્ષાબાદની ગાદીએ બેઠો. તેના નામથી હુકમો છૂટવા લાગ્યા, તેના નામથી મહેસૂલ ઉઘરાવવું શરૂ થયું અને તેના નામથી ચોતરફ દોર ચાલવા લાગ્યા. જમાદાર, રસાલદાર વગેરે ઉચ્ચ પદવીના સૈનિકો–વધારે સત્તા મળવાની આશાથી હો કે પછી પૈસાના લોભથી હો–તેની આણ તળે કામ કરવા લાગ્યા. જેઓ મહેસૂલી ખાતામાં હતા તેઓએ પણ નવાબની સત્તા સ્વીકારી. એવું કહેવાય છે કે છ તહસીલદારોમાંના ત્રણે અને અગિયાર મુખ્ય પોલિસ અમલદારોમાંના છ જણે નવાબની નોકરી સ્વીકારી હતી. નવ પેશ્કારમાંના પાંચે અને એક જણ સિવાયના બધા તર્જાડીઓએ નવાબ સરકારની આણ સ્વીકારી હતી. એ સિવાય નાજર અને બરકંદાજ લોકોએ પણ નવાબ સરકારની નોકરી સ્વીકારી હતી. પરંતુ ફોજદારી અને મહેસૂલી વિભાગના શિરસ્તેદારોએ અને ફોજદારીના નાજરોએ નવાબ સરકારની સત્તા ન સ્વીકારી તેથી તેઓને દુઃખ સહન કરવું પડ્યું

હતું. તેઓની સંપત્તિનો કેટલોક ભાગ લૂટાયો હતો. તેઓને જામીન આપવા પડયા હતા. ૧ અંગ્રેજોને હાંકી કાઢયા અને તેઓનું નામ-નિશાન રહ્યું નહોતું છતાં ફરૂક્કાબાદ જિલ્લામાં શાંતિ ન સ્થપાઇ. જેઓ બાપદાદાની કીર્તિને લીધે અમલ ચલાવવા તૈયાર થયા હતા તેઓની ઇચ્છા પાર ન પડી. તેઓ બધી પ્રજાને રાષ્ટ્રિય ભાવના જગાડી એકત્રે ન કરી શકયા તેથી પ્રજામાં ઐકય કે અનુકંપા પેદા થઇ નહિ. ઘણાં લોકોએ તો કેવળ સ્વાર્થ ખાતર જ નવા નવાબની સત્તા સ્વીકારી હતી. તેઓ પોતાની વાસના તૃપ્ત કરવા સિવાય બીજું કંઇ સમજતા નહોતા. દીર્ઘદૃષ્ટિવાળા, અનુભવી લોકો આ નવી વ્યવસ્થામાં ભળ્યા નહોતા. તેઓ તો કેવળ જાનમાલની સલામતી ખાતર નવી સરકારને તાબે થયા હતા. પરંતુ એ સરકાર પર તેઓને જરાએ આસ્થા નહોતી. તેઓ બ્રિટિશ સરકારને પગભર થતી જોવાને તલપી રહ્યા હતા. અંગ્રેજોએ મુખ્યત્વે કરીને આવા લોકોની મદદ વડે જ આ ભયંકર સમયમાં બચાવ કર્યો હતો અને પોતાની સત્તાની પુનઃ પ્રતિષ્ઠા કરી હતી.[૨]

ફતેહપુરની કથા પુરી કરતા પહેલાં બદાયુનના મેજિસ્ટ્રેટ એડવર્ડસ સાહેબનું શું થયું, તેનો ઉલ્લેખ કરવો જરૂરનો છે. એડવર્ડસ સાહેબ બદાયુન છોડી નાઠા હતા, તેમને રસ્તામાં હિંદુસ્થાની માણસનો પોશાક પહેરવો પડયો હતો. તેઓ એક ગામડેથી બીજે ગામડે ને બીજે ગામડેથી ત્રીજે ગામડે એમ ભટકતા હતા. કેટલાક

*1 Kaye, Sepoy War Vol. III. P. 305, note.*

*2 Syed Ahmed Khan, Causes of the Indian revolt, P. 48.*

દયાળુ હિંદીઓ તેમને મદદ કરતા હતા. એક દિવસ તેઓ સખત તાપથી હેરાન થઇ એક ગામડામાં જઇ પહોંચ્યા. એ સ્થળે સરકારી પેન્શન ભોગવતો એક વૃદ્ધ સિપાહી રહેતો હતો. એ માણસ કલેક્ટર સાહેબની આવી સ્થિતિથી બહુ દિલગીર થયો. કલેક્ટર સાહેબે તેની પાસે પાણી માગ્યું પણ તેણે દૂધ અને રોટલી આપી સાહેબને સંતોષ્યા. સિપાહીની પરિચર્યાથી નાસેલુઓ સંતોષ પામ્યા. એક કલાક પછી બીજે સ્થળે જવા રવાના થયા. જતી વેળા કલેક્ટરે પેલા સિપાહીને થોડા રૂપીઆ આપવા માંડયા. પરંતુ સિપાહીએ એ ન લેતાં કહ્યું કે "અત્યારે મારા કરતાં આપને એની વધારે જરૂર પડશે. હું ઘેર છું ને આપ જંગલમાં ભટકો છો. ભવિષ્યમાં જો આપની સત્તા પાછી જામે તો આ ગુલામને યાદ કરશો તો બસ થશે."[1] આ પ્રમાણે જુદા જુદા ગામડામાં ભટકતા ભટકતા તેઓ અયોધ્યામાંના ધરમપુર નામના ગામડામાં આવી પહોંચ્યા. અહીં હરદેવ બક્ષ નામનો એક આબરૂદાર જમીનદાર હતો. તેણે આ લોકોને આશ્રય આપ્યો. એડવર્ડ્સ અને તેના સાથીઓ તેને ત્યાં થોડા દિવસ રહ્યા. એ દરમિઆન હરદેવ બક્ષ અને ગામના લોકોએ તેમની સારી ખાતરબરદાસ કરી. જ્યારે ફતેહગઢના સિપાહીઓએ બંડ ઉઠાવ્યું ત્યારે યુરોપિઅનોને કિલ્લામાં આશરો લેવો પડયો અને છેવટે જળ માર્ગે કોઇ સુરક્ષિત સ્થળે રવાના થવું પડયું; ફરૂકાબાદના નવાબે યુરોપિઅનોને મારી નાખવા અથવા હાંકી કાઢવા સિપાહીઓને ઉશ્કેર્યા; ત્યાં હરદેવ બક્ષને યુરોપિઅનોને આશરો આપ્યો હોવાથી બહુ ચિંતા થઇ, પરંતુ આશ્રિતોને બંડખોરોના હાથમાં સોંપી

1 *Edwards, Personal Adventures, P. 37.*

દેવાની નબળાઇ તેણે ન બતાવી. નાસેલુઓ ધરમપુરમાં બેઠા બેઠા દરરોજ તોપોના અવાજ સાંભળતા, તેથી તેઓના હૃદયમાં ધ્રુજારી છૂટતી હતી. ધીમે ધીમે તોપોના અવાજો થતા બંધ પડયા પણ તેઓના હૃદયમાં ઉંડી નિરાશા રહી. એ વખતે હરદેવ બક્ષે અગાઉથી ચેતી તેઓને થોડે દૂર આવેલાં નિર્જન સ્થાનમાં મોકલી દીધા. કારણકે ફરૂકાબાદના નવાબે સાંભળ્યું હતું કે હરદેવબક્ષને ત્યાં નાસેલુ યુરોપિઅનો જઇ ભરાયા છે. નવાબે આ સમાચાર સાંભળી તેને કહેવરાવ્યું હતું કે તમારી પાસે આવેલા યુરોપિઅનોને જેમ બને તેમ જલદી અમારી પાસે મોકલી આપો. નહિ તો તમારી જિંદગી ને સંપત્તિ ભયમાં આવી પડશે. પરંતુ હરદેવ બક્ષે એ વાત પર લક્ષ ન આપ્યું. તેણે આશ્રિતોને બચાવવાની દૃઢ પ્રતિજ્ઞા કરી. આ પ્રતિજ્ઞા પાર પાડવા માટે તેણે પોતાનાં માણસોને હથિયારોથી સજ્જ કર્યાં. જ્યાં સુધી નવાબની સત્તા રહી ત્યાં સુધીમાં યુરોપિઅનોએ બહુ કષ્ટ ભોગવ્યું. તેઓના રહેઠાણનું સ્થળ બહુજ ગંદું હતું. ઝુંપડીઓ ગાય અને ભેંસોથી ભરપુર રહેતી; યુરોપિઅનો આ મુંગાં પ્રાણીઓ સાથે રહેતા હતા. હરદેવ બક્ષ કે તેના પાડોશી હિંદુઓ બંડખોરોને શક પડે તે ખાતર તેઓની પાસે આવતા નહિ. તેઓએ કોઇને એ સ્થળ વિષે જણાવ્યું નહોતું. છેવટે ફરૂકાબાદમાં શાંતિ થઇ એટલે આ દયાળુ જમીનદારે બધા યુરોપિઅનોને ફરી ધરમપુર બોલાવી ગમ્યા. આ પ્રમાણે હિંદીઓની અપાર કરૂણાથી આ લોકોનો જીવ બચ્યો.

ફતેહગઢના બંળવાથી ગંગા યમુના વચ્ચેના દોઆબમાંથી અંગ્રેજોની સત્તા નાશ પામી. અંગ્રેજોએ આ પ્રદેશમાં સત્તા જમાવતાં બહુ કુનેહ બતાવી હતી પણ એક ક્ષણમાં એ બધી કુનેહનું ફળ નાશ

પામ્યું. જેઓ એક વખતે અંગ્રેજોના તાબેદાર હતા, તેમને બચાવવા પ્રાણ આપવા તત્પર થતા હતા, તેઓજ અત્યારે અંગ્રેજો સામે હથિયાર લઇ ઉઠયા. રોહિલખંડ અને દોઆબનો બળવો ભયંકર ખુનરેજી અથવા જનસાધારણુની અચિંતનીય શક્તિ માટે ઇતિહાસમાં પ્રસિદ્ધિ પામ્યો છે. વળી તેની અણુધારી વ્યાપકતા પણ ઇતિહાસકારોને વિસ્મય પમાડે છે. ઐતિહાસિક માણસો જો આ બળવાની ઉત્પત્તિ, વિસ્તાર અને સ્થિતિ વિષે વિચાર કરી જોશે તો તેમને જણાશે કે આ મહા વિપ્લવ કેવળ લશ્કરી છાવણીઓમાંજ બંધાઇ રહ્યો નહોતો, જેઓ અંગ્રેજ અમલદારો પાસે અંગ્રેજી પદ્ધતિ મુજબ કેળવાયા હતા, અંગ્રેજોએ આપેલાં હથિયારો અને પોશાકોથી સજ્જ થયા હતા, તેઓએ જ કેવળ અંગ્રેજોને મુશ્કેલીમાં આણી મૂકયા નહોતા. સિપાહીઓ ભયંકર કાર્ય સાધવા તૈયાર થયા હતા ખરા, પણ તેઓનો ઉદ્યોગ લાંબો વખત ચાલ્યો નહોતો. તેઓ અંગ્રેજોની સત્તાનાં મૂળ કાપી શક્યા નહોતા. ઇતિહાસ જણાવે છે કે જ્યાં જ્યાં સિપાહીઓએ બંડ ઉઠાવ્યું હતું ત્યાં ત્યાં ધનાગાર લુટાયાં હતાં, કેદીઓને છોડી મૂકવામાં આવ્યા હતા, અને નજરે પડેલા યુરોપિઅનોને મારી નાખવામાં આવ્યા હતા. ત્યારબાદ પૈસા લઇ તેઓ પોતપોતાને ઘેર જઇ રહ્યા હતા, અથવા દિલ્હી જઇ ત્યાંના સિપાહીઓને જઇ મળ્યા હતા. તેઓ જુદે જુદે સ્થળે રહી અંગ્રેજોની સત્તાનો નાશ કરી પોતાની સત્તા જમાવવા પ્રયત્નશીલ થયા નહોતા, અથવા અંગ્રેજોને સ્વદેશમાંથી હાંકી કાઢવા માટે કોઇ ચોક્કસ પદ્ધતિ સ્વીકારી મેદાને પડયા નહોતા. તેઓમાંના ઘણાખરા આવા વખતે પણ શાંત રહ્યા હતા. બરેલીનું અનિયમિત સૈન્ય પોતાના ઉશ્કે-

રહેલા સ્વદેશ બંધુઓ સાથે એકદમ ભળી ગયું નહોતું. જ્યારે એક પલટણે બંડ ઉઠાવ્યું ત્યારે સંદેહવશ થઇ તેઓએ એ લોકોનું અનુસરણ કર્યું હતું. તેઓએ ધાર્યું હતું કે અંગ્રેજોનો ગુસ્સો તો બધાને શિક્ષા કરવાનો છે. એક પલટણને જે શિક્ષા થશે તે જ બીજી પલટણને પણ થવાની. અમારાં હથિયારો લઇ લેવામાં આવશે અગર તોપના ગોળાથી અમારાં શરીરો અનંત આકાશમાં વિલીન થઇ જશે. આવી શંકાથી તેઓએ અંગ્રેજો સામે બહુ દિલગીરી પૂર્વક હથિયારો પકડયાં હતાં. મીરતના બનાવ પછી સિપાહીઓ આવી શંકાથી જ ઉશ્કેરાતા જતા હતા. તેઓ આવા સંદેહને લીધે અંગ્રેજોએ આપેલાં હથિયારો અંગ્રેજો વિરુદ્ધ વાપરતા હતા, છતાં તેઓને તેમ કરવામાં કેટલું બધું દુઃખ થતું હતું તે સ્પષ્ટ જણાઇ આવતું હતું. અંગ્રેજોએ જ્યારે દિલ્હી પર હલ્લો કર્યો, ત્યારે દિલ્હીની ઉન્નત દિવાલ અને સિપાહીઓની વ્યૂહરચના તેઓને ચિંતાતુર બનાવી રહી હતી, જે સિપાહીઓ અંગ્રેજો સામે લડતા હતા તેઓ કહેતા હતા કે અમારે આ કૃત્ય ફરજિઆત કરવું પડયું છે. અંગ્રેજોની સામે હથિયાર પકડયા સિવાય અમારો છૂટકો થાય તેમ નહોતું. સરકારને અમારા પર વહેમ આવ્યો હતો, અને એ વહેમને લીધે અમારે શી સજા ભોગવવી પડશે એ અનિશ્ચિત હતું.[1] વાયવ્ય પ્રાંતના લેફ્ટેનેન્ટ ગવર્નરે જે પ્રદેશને અત્યાચાર અને હંગાહંગામાથી પરિપૂર્ણ જણાવ્યો હતો, ગવર્નર જનરલે જે પ્રદેશને

1 *Syed Ahmed Khan, Causes of the Indian Revolt, P. 53.*

અધિકાર ભ્રષ્ટ થએલો મણ્યો હતો, એ વિશાળ પ્રદેશ કેવળ સિપાહીઓના બંડથી જ એવી અવસ્થામાં આવી પડયો નહોતો. પણ સરકારની દીર્ઘદૃષ્ટિની ખામીને લીધે, ભૂલને લીધે કે અનુભવની અધુરાશને લીધે સિપાહીઓ સિવાયની એક બીજી શ્રેણીના લોકો અસંતોષી બન્યા હતા. તેઓ કેદીઓને છોડી મૂકવા વિષે, ધનાગારની લોખંડની પેટીઓ તોડવા વિષે કે યુરોપિઅનોનાં ઘરબાર લૂટવા વિષે તેઓના મનમાં વિચાર આવતા નહોતા. તેઓ તો કેવળ એટલું જ વિચારતા હતા કે અંગ્રેજોએ ધીમે ધીમે આપણને મધ્યમ-સ્થિતિના માણસોના વર્ગમાં લાવી મૂકયા છે, અમારી કુલીનતાનું સન્માન નષ્ટ કર્યું છે, અમારા જુના રીતરિવાજોનું અપમાન કર્યું છે. [૧] તેઓની રાજનીતિને લીધે પારકાં રાજ્યો ખાલસા થયાં છે, પારકા હકકો નાશ પામ્યા છે. તેઓના સત્તાલોભે કરીને ઉચ્ચ શ્રેણીના લોકો હલકા વર્ગમાં આવી પડયા છે, અને તેઓથી ન અટકાવી શકાય એવી ભોગલાલસાને લીધે શક્તિવાળા અને બહુ ગુણવાળા હિંદીઓ ઉંચી રાજકીય પદવીઓથી વિમુખ રહ્યા છે. કોઇ દીર્ઘદૃષ્ટિવાળા હિંદીએ આ વખતે હિંદી કારોબારી સભાના સભાસદ બની હિંદની ખરી

---

૧. *Syed Ahmed Khan, causes of the Indian Revolt*, P. 53 સર સૈયદ અહમદખાને લખ્યું છે કે ઉંચી પદવીના ગોરા અમલદારો કારકુનોને કોરટના કાગળ પત્રો વાંચતી વખતે જે કડવાં વચનો કહે છે, તે ઘણાએ સાંભળ્યાં હશે. એ કારકુનોમાંના ઘણાખરા કુલીન હોય છે, તેઓ આવાં વચનો સાંભળી મનમાં એવો વિચાર કરે છે કે આ કરતાં તો ઘાસ વાઢી પેટ ભરવું તે વધારે સારૂં છે.

અવસ્થા અને હિંદીઓનાં આવા વિચારો ગવર્નર જનરલ અથવા તેના સાથીઓને જણાવ્યાં નહોતા. આથી જેઓના પર સામ્રાજ્યનાં રક્ષણની જવાબદારી હતી, તેઓ પ્રજાના વિચારો જાણતા નહોતા. અમલદારો પ્રજાનાં હૃદયના વિચારોથી અજાણ્યા હતા.[1] ઉંડાં મૂળવાળું મોટું વૃક્ષ જેમ સહેલાઇથી ઉખેડી નાખી શકાતું નથી, તેમ સાધારણ પ્રજામાંની આ દૃઢ ધારણા પણ જલદી ભૂંસી શકાઈ નહોતી. આ ધારણામાંથી જે વિષ રળ ઉત્પન્ન થયું તે ચોતરફ અણધારી શક્તિરૂપે જણાવા લાગ્યું. જેઓ વંશપરંપરાથી સન્માન પામતા આવ્યા હોય, જેઓના પૂર્વજોનાં પરાક્રમોના હજુ સુધી ભણકારા વાગતા હોય, તેઓની સત્તા આવા સમયમાં-પછી તે નામની હો કે ખરેખરી હો-સ્વીકારાય એ સ્વાભાવિક છે. હિંદીઓ જાણે છે કે આવું વંશગૌરવ કટોકટીના વખતે ઐક્ય સ્થાપવામાં રામબાણ નીવડે છે. આ વખતે પણ એવી જ સ્થિતિ થઇ હતી. વંશગૌરવથી પ્રસિદ્ધિ પામેલા માણસો જ્યારે કાર્યક્ષેત્ર પર હાજર થયા, ત્યારે હિંદીઓનાં ટોળેટોળાં તેમની સત્તા તળે આવી ખડાં થયાં. કોઇ તેઓના હુકમો પાળવા મહેનત કરવા લાગ્યા, તો કોઇ નામની સત્તા સ્વીકારી પોતાનો સ્વાર્થ સાધવા માટે ચોતરફ અત્યાચારનું સામ્રાજ્ય ફેલાવવા લાગ્યા. કેદખાનામાંથી છૂટેલા કેદીઓ ચોતરફ વેરાઇ ગયા, લૂટારા ગુજરો ચોતરફ ધાડો પાડવા લાગ્યા. વ્યવસ્થા ને શાંતિનાં સુખમય બંધનો તૂટી ગયાં. ખાસિલા લોકો વેર વાળવા માટે બીજા

૧. સર સૈયદ અહમદખાંને જણાવ્યું છે કે કારોબારી સભામાં હિંદીઓને સભાસદ રૂપે ન રાખવા એ જ આ બળવાનું મૂળ કારણ હતું. *Causes of the Indian Revolt, P. 11*

લોકોની સંપત્તિ કે જિંદગી પડાવી લેવા તૈયાર થયા. લોભી બદમાશોને હાથે નિર્દોષ લોકો પીડાવા લાગ્યા. લેણદારોના જુલમથી દેણદારોની જિંદગી ને સંપત્તિ ભયમાં આવી પડી. આ પ્રમાણે જુલમી લોકો નાના પ્રકારના સિતમો ગુજારવા લાગ્યા. અંગ્રેજોની સત્તા જતાં અનેક સ્થળે વંશગૌરવશીલ માણસોના હાથમાં કુલ સત્તા આવી હતી, ઘણે ઠેકાણે તેઓના હુકમથી અંગ્રેજોનું સત્યાનાશ વળ્યું હતું, ઘણે સ્થળે બદમાસ લોકોને હાથે નિર્દોષ લોકોનું સર્વસ્વ લુટાયું હતું. બરેલીના ખાન બહાદુરખાન, અને ફરૂક્ષાબાદના તફઝ્ઝુલ હુસેનખાનની હકીગત પરથી આ બાબત સ્પષ્ટ સમજાશે.

આથી ઉલટું કોઇ કોઇ સ્થળે ઘણા હિંદુઓ આવા ભયંકર સમયમાં અંગ્રેજોના મદદે આવી ઉભા હતા. અંગ્રેજો નાસી ગયા છતાં તેઓએ પોતાની હકુમત વાળા પ્રદેશોમા વ્યવસ્થા જાળવી રાખી હતી. તેઓ પૈસા ખાતર બેવફા બન્યા નહોતા. વળી કેટલાક લોકો કેવળ ભયને લીધે જ બંડખોરો સાથે જોડાયા હતા. અંગ્રેજોનું નુકસાન કરવું એવો તેમનો ઇરાદો નહોતો. સ્વદેશને અંગ્રેજોની સત્તામાંથી છોડવવાનું તેઓએ કદી કર્યું નહોતું. તેઓ તો અંગ્રેજોની સત્તા ફરી જામે તે વખતની રાહ જોઇ બેઠા હતા. કેવળ પરિસ્થિતિને લીધે જ અંગ્રેજોને ખમવું પડયું હતું. જે લોકો એક વખતે બંડખોરો સાથે જોડાયા હતા તે જ લોકો અંગ્રેજોની સત્તા પાછી જામી ત્યારે તેઓને અભિનંદન આપવા તત્પર થયા હતા, અને અંગ્રેજોનું રાજ્ય કાયમ ટકે તે ખાતર અંતઃકરણપૂર્વક ભગવાનની પ્રાર્થના કરતા હતા. અંગ્રેજોએ પોતાની ગેરસમજ અને ટુંકી બુદ્ધિનું ફળ ભોગવ્યું છે. નિરક્ષર હિંદીઓએ પણ ગેરસમજ અને ટુંકી બુદ્ધિથી પ્રેરાઇ અંગ્રેજો સામે બંડ ઉઠાવી યોગ્ય નસિહત મેળવી છે.

## અધ્યાય ૩ જો

### ગ્વાલિયર—ઈન્દોર—રજપુતાના

વિષય નિર્દેશઃ—વાયવ્ય પ્રાંતના લેફ્ટેનેન્ટ ગવર્નરની ચિંતા-મહારાજ જયાજીરાવ સિંધિઆ-તેનું લશ્કર-તેની રાજધાનીનો બનાવ-તેના સૈનિકોનું બંડ-અંગ્રેજોની નાસ ભાગ-મહારાજ તુકાજીરાવ હોલ્કર-ઇન્દોરનો બનાવ-રજપુતાના.

વાયવ્ય પ્રાંતના બનાવોથી કોલ્વિન સાહેબનું હૃદય વ્યથા પામ્યું હતું. થોડીવાર પહેલાં અંગ્રેજો જે પ્રદેશમાં નિરંકુશપણે અમલ ચલાવતા હતા અને ઈંગ્લાંડ અથવા સ્કોટલાંડની પેઠે જે પ્રદેશ બધી રીતે પોતાના કબજામાં રાખી બેઠા હતા, તે પ્રદેશમાં અકસ્માત્ અંગ્રેજોનું આધિપત્ય લુપ્ત થએલું જોઇ કોલ્વિન સાહેબ દિગ્મૂઢ બની ગયા. જેઓ એક વખતે તેમના ઇશારા માત્રથી આજ્ઞા પાળવા તત્પર થતા તેઓના વિરોધથી જ્યારે આવું પરિણામ આવ્યું છે, ત્યારે દેશી રજવાડાં વિરોધી બને તો શું પરિણામ આવે એ લેફ્ટેનેન્ટ ગવર્નરને વિચારવા જેવો પ્રશ્ન થઇ પડ્યો.

આ વખતે મહારાજ જયાજીરાવ સિંધિઆ આગ્રાથી ૬૫ માઇલ દૂર આવેલાં ગ્વાલિયરમાં રાજ્ય કરતા હતા. હિંદના જુદા જુદા વિભાગોમાં જ્યારે અસંખ્ય રજવાડાં પોતપોતાની સ્વતંત્રતા સાચવી રાજ્ય ચલાવી રહ્યાં હતાં ત્યારે એક દૃઢમનનો, રાજનીતિજ્ઞ યુવક ગવર્નર જનરલ બની આવ્યો. સમગ્ર ભારતવર્ષ પર ઈંગ્લાંડની

નિરંકુશ સત્તા જમાવવી એ તેનો મુખ્ય ઉદ્દેશ હતો. આ ઉદ્દેશ સાધવા માટે તેણે પુષ્કળ પ્રયત્ન કર્યો. લોર્ડ મોર્નિંગ્ટનના પ્રયત્નથી અંગ્રેજી અમલ પ્રસર્યો. જુદા જુદા રાજાઓએ અંગ્રેજોની સત્તા આગળ શિર ઝુકાવ્યું અને અંગ્રેજોને મદદ કરવા માટે પોતાને ખર્ચે પોતાના રાજ્યમાં અંગ્રેજ સેનાપતિના તાબા નીચે એકેક ટુકડી સૈન્ય રાખવાનું વચન આપ્યું. ઇ. સ. ૧૮૪૩ માં સિંધિઆના રાજ્યમાં અંધાધુંધી થઇ. એ વખતે જયાજીરાવ મહારાજ નાના હતા. આથી કાવતરા ખોરોએ રાજ્યમાં અવ્યવસ્થા ફેલાવી દીધી. લોર્ડ એલેન્બરો આ વખતે ગવર્નર જનરલ હતો. તેણે સિંધિઆના રાજ્યમાં અંગ્રેજ અમલદારોના ઉપરિપણા નીચે એક લશ્કર રાખ્યું. એ લશ્કરનું ખર્ચ સિંધિઆએ ઉપાડવું એવી આજ્ઞા થઇ.

સિંધિઆના રાજ્યમાં ૮૦૦૦ કરતાં વધારે સૈનિકો અને ૨૬ તોપો અંગ્રેજ ઓફિસરોની સરદારી નીચે તૈયાર હતી. એ સિવાય કેવળ હિંદી અમલદારોની સરદારી નીચે ૧૦ હજારનું લશ્કર હતું. આ બધું લશ્કર આ વખતે ઝંડ નહિ ઉઠાવે એ બાબત કેનિંગ સાહેબને શંકા પડતી લાગતી હતી. મહારાજ જયાજીરાવ પોતાના લશ્કરની મદદથી સ્વતંત્ર થઈ શકે, મહારાજપુર અને પનિયારની લડાઇઓનો બદલો લેવા લશ્કર વધારી શકે એ સંભવિત હતું. તેમને માટે આ બધી બાબતો ખાસ લક્ષચાવનારી હતી. આથી સિંધિઆ વિષે આર્યાનો સત્તાવાળાઓને બહુ વહેમ પેદા થયો. લોકો પણ સંદેહવશ થઇ ગયા હતા. "મહારાજ સિંધિઆ હવે શું કરશે?" એ પ્રશ્ન ચોતરફ પૂછાતો હતો.

આ વખતે જયાજીરાવ સિંધિઆની ઉમર ૨૩ વર્ષની હતી.

વંશપરંપરાથી ઉતરતા આવેલા ગુણો તેમનામાં સંપૂર્ણપણે ઉતર્યા હતા. તેમનામાં લડાયક વૃત્તિ હોય એ સ્વાભાવિક છે, પણ આ વખત એ વૃત્તિ પ્રગટ કરવાને માટે અનુકૂળ નહોતો. આ વખતનું હિંદ પચાસ વર્ષનાં હિંદ કરતાં જુદુંજ હતું. જયાજીરાવ પચાસ વર્ષ પહેલાં જન્મ્યા હોત તો તેમનું જીવન, ઘટના, વૈચિત્ર્યથી પરિપૂર્ણ બન્યું હોત. પરંતુ અત્યારે તો અંગ્રેજોની સાર્વભૌમ સત્તા આગળ દેશી રાજાઓની સત્તા મલિન પડી ગઇ હતી. ખુદ તેમનીજ રાજધાનીમાં, તેમનાંજ કામો પર દેખરેખ રાખવા રેસિડેન્ટ રહેતો હતો. તેમના લશ્કરની સરદારી અંગ્રેજના હાથમાં હતી. સાર્વભૌમ સરકારનો વડો તેમના પ્રત્યેક કાર્ય પર તીક્ષ્ણ નજર રાખતો હતો. આ વખતે તો કેવળ અંગ્રેજો જ નિરંકુશ ભાવે રાજ્ય-અમલ ચલાવતા હતા, કેવળ અંગ્રેજ સૈનિકો જ બધી લશ્કરી સત્તા ભોગવતા હતા. રજપુત, મરાઠા, શિખ, પઠાણ અથવા હિંદની બીજી કોઇ પણ જાતિ પોતાની સત્તા વધારવા માટે અથવા પોતાનો અમલ દૃઢ કરવા માટે પરસ્પર દ્વંદ્વ યુદ્ધમાં ઉતરી શકતી નહિ. અંગ્રેજોએ તેઓની સત્તા સંકુચિત બનાવી પોતે જ સાર્વભૌમ સત્તા હાથમાં લીધી હતી. આથી લશ્કરી માણસો લાયક ગુણોથી અલંકૃત હોવા છતાં, લશ્કરી કાર્યમાં કુશળ હોવા છતાં, મહારાજા સિંધિઆને લડાઇનાં મેદાન પર ઘૂમવાનો પ્રસંગ મળ્યો નહોતો. તેઓ પુસ્તકો વાંચવામાં, ફેન્સી પોશાકો પહેરવામાં, મિત્રો સાથે આનંદ કરવામાં અને સૈનિકો સાથે લશ્કરી રમતો કરવામાં દિવસો ગુજારતા હતા.

લશ્કરી બાબતોનો શોખ હોવા છતાં જયાજીરાવે ગવર્નર જનરલ વિરૂદ્ધ બંડ ઉઠાવવાની તૈયારી કરી નહિ. પૂર્વજોનું લોહી તેમની

નાડીમાં વહેતું હતું, મહારાજપુરની લડાઇની વાત તેમના સ્મૃતિપટ પર અંકાએલી હતી, તેમના સ્વદેશબંધુઓ એક વખતે લડાઇના મેદાન પર ઉતરી પડી "वीरभोग्या वसुन्धरा" એ વાક્ય સાર્થક કરતા હતા, એ બધી વાતો તેમની કલ્પનાને ઉશ્કેરતી હતી. પરંતુ એવી ઉશ્કેરણી અને પૂર્વજોની સ્મૃતિ તાજી હોવા છતાં આ વખતે એ તરણુ રાજા અશાંતિના સાગરમાં કુદી પડયો નહિ. જો તે ઉદ્ધત, ટુંકી નજરના લોકોની શિખવણીએ ચાલ્યો હોત તો તેનું અને તેની પ્રજાનુ અનિષ્ટ થાય એ સંભવિત હતું. પરંતુ સુભાગ્યે આ વખતે એક દીર્ઘદૃષ્ટિવાળો રાજનીતિજ્ઞ તેનો સલાહકાર હતો. શહેનશાહ અકબરે જુવાન વયમાં રાજ્યની લગામ હાથમાં લીધી હતી પરંતુ અબુલ ફઝલ તેનો સલાહકાર હોવાથી તેનું બળ વધ્યું અને સામ્રાજ્યમાં વ્યવસ્થા ફેલાઇ રહી. હિંદમાં આ ઓગણીસમી સદીના ભયંકર સમયે પણ એવા અબુલફઝલનો તોટો ન પડયો. મધ્યહિંદમાં જેમ દિનકરરાવ સિંધિઆને દોરવતો હતો, તેમ દક્ષિણમાં સાલારજંગ નિઝામના રાજ્યને વ્યવસ્થિત કરી રહ્યો હતો. દિનકરરાવમાં અનુભવ, દીર્ઘદૃષ્ટિ અને શક્તિ બહોળા પ્રમાણમાં હતી. તેના પ્રયત્નથી થોડાજ વર્ષોમાં સિંધિઆ સરકારની પ્રજાની આબાદી વધી હતી. તેણે પ્રજાની ગરિબાઇ મટાડી અને સિંધિઆના રાજ્યને એવું વ્યવસ્થિત કરી મૂક્યું કે બ્રિટિશોના ખાલસા મુલકના કોઇ પણ સુવ્યવસ્થિત જિલ્લા કરતાં તે રાજ્ય કોઇપણ અંશે હીન હોય એવું જણાતું નહોતું. પોલિટિકલ એજન્ટે તેને હિંદીઓમાંના સૌથી વધારે શક્તિવાળા અને લાયક પુરુષ તરીકે ઓળખાવ્યો હતો. સિંધિઆના રાજ્યમાં દિનકરરાવનો શરૂઆતનો કારોબાર લાંબો વખત પહોંચ્યો

નહિ. કેટલાક ખટપટિઆ લોકોના પ્રયત્નથી તેને રાજીનામું આપવું પડયું. દિનકરાવે લાંચ લેવાનો રિવાજ બંધ કર્યો હોવાથી આ લોકોને ન ફાવે એ સ્વાભાવિક હતું. એ લોકોએ સિંધિઆના કાન ફુંક્યા. સિંધિઆએ આગળ પાછળનો કંઇ વિચાર ન કરતાં દિનકરરાવને દિવાનની પદવીએથી ખસેડયો. પરંતુ તેના જવાથી રાજ્યમાં અશાંતિ ફેલાઇ. દિનકરરાવે બે વર્ષમાં જે વ્યવસ્થા ફેલાવી હતી તે થોડી મુદતમાં અસ્તવ્યસ્ત થઇ ગઇ. રાજ્યનાં બધાં ખાતાં અવ્યવસ્થિત થઇ ગયાં. મહારાજા ભારે મુંઝવણમાં ફસાઇ પડયો. છેવટે તેણે પોતાની ભૂલ જોઇ. તેને જણાયું કે વિશ્વાસુ દિવાનને કાઢવાનું આ પરિણામ આવ્યું છે. તરત જ દિનકરરાવને બોલાવી રાજ્યની લગામ પાછી સોંપવામાં આવી એજ વેળા મેજર મેક્ફર્સન ગ્વાલિઅરના પોલિટિકલ એજંટ તરીકે નીમાયો. તેણે જંગલી જાતોમાં ચાલતો નરમેધનો રિવાજ બંધ પાડયો હતો. આવો માનવ હિતેચ્છુ માણસ ગ્વાલિયરના વિશાળ રાજ્યનો નિરીક્ષક બન્યો. તેની સાથે જયાજીરાવ અને દિનકરરાવને મિત્રતાનો સંબંધ બંધાયો. તે દિનકરરાવને પોતાનો મિત્ર માની કર્તવ્ય - પ્રદેશપર કુશળતા બતાવવા તત્પર થયો.

આ વખતે જયાજીરાવે કલકત્તા જઇ ગવર્નર જનરલ લોર્ડ કેનિંગની મુલાકાત લીધી હતી. તે કલકત્તામાં અંગ્રેજોની સત્તા અને શક્તિ જોઇ, હિંદના સર્વોપરિ સત્તાધિકારીનો વિનય અને અતિથિ સત્કાર કરવાની કળા જોઇ બહુ સંતોષ પામ્યો. આથી અંગ્રેજો પર સિંધિયા સરકારને કંઇ દ્વેષ રહ્યો નહિ. સિપાહીઓમાં ઉશ્કેરણી ફેલાઇ કે તરત સિંધિઆએ પોતાનું સૈન્ય વાયવ્ય પ્રાંતના લેફટેનેન્ટની મદદે મોકલવા તૈયાર રાખ્યું. પરંતુ એ સૈન્ય પર રેસિડેંટ મેક્ફર્સ-

નને સંદેહ આવ્યો હતો. કારણ કે તે સૈન્ય કંપનીના પાયદળ સૈનિકો સાથે મિજાનવાળું હતું. આથી રેસિડેંટ મહારાજાને તેના પોતાના શરીર રક્ષક સિપાહીઓ મોકલવાની પ્રાર્થના કરી. મહારાજા જયાજીરાવે આ માગણી કબુલ રાખી. તેણે પોતાના સ્વદેશ બંધુઓમાંથી ખાસ પસંદગી કરી શરીરરક્ષક સૈન્ય ઉભું કર્યું હતું. સિંધિઆ તે સૈન્યની કુશળતાથી બહુ જ પ્રસન્ન રહેતો, તેઓને સજ્જ કરવા છુટે હાથે નાણું ખરચતો, અને તેની બહાદુરીમાં પોતાની બહાદુરી માનતો. પોતાનું માનીતું સૈન્ય રાજધાની છોડી જવા નીકળ્યું ત્યારે તે તે સૈન્યને વળાવવા શહેરથી થોડે દૂર સુધી ગયો. ગ્વાલિઅરમાં અંગ્રેજોનું જે લશ્કર હતું તેના પર સિંધિઆને કે રેસિડેંટને વિશ્વાસ નહોતો. કંપનિના સિપાહીઓ તરફ એ લશ્કરને વિશ્વાસ હતો. તે લશ્કરના સિપાહીઓ ઉત્સુકતા પૂર્વક બંડખોરોના સમાચાર સાંભળતા. એવું કહેવાય છે કે આ વખતે તેઓ રાત્રે એકત્ર થતા. પવિત્ર ગંગાજળ હાથમાં લઇ અંગ્રેજો સામે બંડ ઉઠાવવાની પ્રતિજ્ઞા લેતા. કલકત્તા કે દિલ્હીથી કોઇ પણ જાસુસ આવી પહોંચતો તો તેને માનપૂર્વક બોલાવી ખબર અંતર પૂછતા, અને તેની સાથે છુપી મસલત કરતા. તેઓ જાતિભ્રષ્ટ થવાની બીકે ઉશ્કેરાઇ રહ્યા હતા, અને ધર્મભ્રષ્ટ થવા કરતાં મરવું એ બહેતર છે એવા વિચારથી અંગ્રેજો સાથે મુકાબલો કરવાને તત્પર થઇ રહ્યા હતા. મહારાજા જયાજીરાવને તેમના પર વહેમ આવ્યો હતો. રેસિડેંટ મેકફર્સન પણ તેઓના પર વિશ્વાસ રાખવાની ના પાડતો હતો. તોપણ તેઓનો બ્રિગેડિયર રામ્સે અને ઓફિસરો એવો વહેમ રાખતા નહોતા. પરંતુ રેસિડેંટે સાવચેતી ખાતર યુરોપિઅન બૈરાં છોકરાંને કોઇ સુરક્ષિત સ્થળે ખસા-

વાનો નિશ્ચય કર્યો. રેસિડેંટનું મકાન આ કાર્ય માટે નક્કી કરવામાં આવ્યું. ગ્વાલિયરમાંના કંપનિના સિપાહીઓ એ સ્થળના રક્ષક હતા. તેઓને બદલે દરબારના ખાસ સૈનિકોને એ કામ સોંપવાનો નિશ્ચય થયો. રેસિડેન્ટે આ બાબતમાં બ્રિગેડિયરની સલાહ લીધી. બ્રિગેડિયરે જણાવ્યું કે આમ કરવાથી સિપાહીઓ પર આપણે વિશ્વાસ રાખતા નથી એ સ્પષ્ટ જાહેર થશે, તેથી સિપાહીઓ બહુ ઉશ્કેરાઇ જશે. આમ કહી તેણે એ નિશ્ચિય વિરૂદ્ધ પોતાનો મત પ્રગટ કર્યો.

મહારાજાના મહેલમાં લશ્કર હતું. મોરારમાં લશ્કરી છાવણી હતી. લશ્કરથી મોરાર લગભગ ૭ માઇલ દૂર છે. મહારાજાએ એ દૂરની છાવણીના યુરોપીઅનોને સુરક્ષિત રાખવાનો પ્રયત્ન કર્યો. ૨૯ મી મેએ છાવણીમાં ભારે ગરબડ થઇ. લોકો ભયભીત બની ગયા. યુરોપિઅન ઐંગ્રેજોકરાં જીવ બચાવવા માટે રેસિડેન્સિ તરફ દોડવા લાગ્યાં. યુરોપિઅનોએ ધાર્યું કે ગ્વાલિયરનું સૈન્ય આજે જ રાત્રે બંડ ઉઠાવશે. પરંતુ તેઓની આ ધારણા ખોટી ઠરી. સિપાહીઓએ હથિયારો ન ઉઠાવ્યાં. અંગ્રેજો પોતાની કલ્પના ખોટી ઠરી જોઇ શરમાવા લાગ્યા. આ ગડબડની બાતમી સિંધિઆને મળી એટલે તે પોતે કેટલાક સૈનિકો સાથે ઘોડેસ્વાર થઇ રેસિડેન્સિ તરફ ચાલ્યો અને એ સ્થળના બચાવ માટે ચોતરફ સૈનિકો ગોઠવી દઇ રેસિડેન્ટને પોતાના મહેલ પાસેના વિશાળ મકાનમાં યુરોપિઅન ઐરાંછોકરાંને મોકલવાનું કહ્યું. બીજે દિવસે રેસિડેન્ટે બધાં ઐરાંછોકરાંને મહારાજાએ મુકરર કરેલા મથકે મોકલ્યાં. પરંતુ સિપાહીઓ આ બાબત વાંધો લેવા લાગ્યા. તેઓ કહેવા લાગ્યા કે ઐરાંછોકરાંને બીજે સ્થળે મોકલી આપ લોકોએ અમારા પર ગેરવિશ્વાસ રાખ્યો છે. તેઓની આજીજીથી અમ-

આવી પહોંચવા લાગ્યા, ઘણા અંગ્રેજોનાં ખૂન થયાં, ઘણા નાસી છૂટયા. લૂટારાઓનાં ટોળેટોળાં લૂંટફાટ કરવા ઉતરી પડયાં.

આ વખતે ટુંકી નજરવાળા લોકોને ખાત્રી થઇ ગઇ હતી કે હિંદમાં અંગ્રેજી સત્તા નાશ પામી છે. ગ્વાલિયરના લોકો પણ એમ જ ધારતા હતા. તેથી તેઓ સિંધિઆને પોતાના પક્ષમાં લાવવાનો પ્રયત્ન કરતા હતા. પરંતુ દીર્ઘદૃષ્ટિવાળો દિનકરરાવ આ વખતે રાજ્યના રક્ષણનો આધારરૂપ હતો. ખંડખોરો તેની મહત્તા જોઇ ચિંતાતુર બની ગયા હતા, તેની સત્તા જોઇ ગુસ્સે થઇ ગયા હતા. દિનકરરાવને સરકારનો વિશ્વાસુ અમલદાર માની તેઓ તેનું નિકંદન કાઢવા માગતા હતા. પરંતુ દિનકરરાવ આવી વિપત્તિથી ડગી જાય તેવો નહોતો. ખંડખોરોએ ધાર્યું હતું કે આપણે ખુદ સિંધિઆને સમજાવી શકીશું. તેથી તેઓ મહારાજાને મળી નાના પ્રકારની લાલચો બતાવવા લાગ્યા. મહારાજાએ તેઓની વાત સાંભળી યોગ્ય જવાબ આપ્યો. તેઓને શાંત રહેવાનું જણાવ્યું. પણ તેઓને ઉત્સાહ ચડે તેવું એક પણ વાક્ય ન કહ્યું. સિંધિઆની આવી શાંતિને લીધે દરબારી સિપાહીઓએ કંઈ ગડબડ મચાવી નહિ. પરંતુ છાવણીમાંના સિપાહીઓ અંગ્રેજોના તાબામાં હતા, મહારાજા અને રેસિડેન્ટને જેના પર વિશ્વાસ [illegible] તેઓ વધુ વખત શાંત રહી શકયા નહિ. તેઓ ધર્મભ્ર[illegible] બીકથી ઉશ્કેરાઇ ગયા હતા અને તક જોઇ ધા[illegible] શોધતા હતા.

૧૪ મી જુનને રવિ[illegible] આ રવિવાર ધર્મનિષ્ઠ પવિત્ર ગણાતો હતો. [illegible] [illegible] પવિત્ર દિવસે ઠેકાણે અંગ્રેજોનું સત્યાન[illegible] અંગ્રેજો [illegible]

એકત્ર થઇ પ્રાર્થના કરતા હતા, એ વખતે સિપાહીઓએ તેઓના પર હલ્લો કર્યો હતો. ૧૪ મી જુનને રવિવારે ગ્વાલિયરમાં પણ એ જ ભયાનક નાટક 'ભજવાઇ રહ્યું' હતું. એ દિવસે ગ્વાલિયરમાંના ખ્રિસ્તીઓ દેવળમાં જઇ પ્રાર્થના કરી આવ્યા. સવારે એક અંગ્રેજ સેનાનાયકનો નાનો પુત્ર મરણ પામ્યો હતો તેને દાટવાની ક્રિયા કરવામાં આવી. તે વખતે ગ્વાલિયરના ઘણા ખરા યુરોપિઅનો કબરસ્તાનમાં જતા હતા. છાવણીના સિપાહીઓએ તેઓને શાંતિપૂર્વક કબરસ્તાન તરફ જતા જોઇ દિલગીરી પ્રદર્શિત કરી હતી. દહાડો તો જેમ તેમ કરીને પસાર થયો. પરંતુ સાયંકાળ વખતે આખી છાવણી અવ્યવસ્થિત થઇ ગઇ. યુરોપિઅનો હલ્લો કરવા આવે છે આવી ખબર ફેલાઇ જતાં અધિરા બની ચોતરફ દોડાદોડ કરવા લાગ્યા. ગોલંદાજો પોતાની તોપો સજ્જ કરી ઉભા રહ્યા. પાયદળ સિપાહીઓ બંદુક લઇ ઉભા. ચોતરફ ભયંકર કોલાહલ, બંદુકોના અવાજો અને ધુમાડાના ગોટેગોટથી સાયંકાળની શાંતિ દૂર થઇ ગઇ, અને યુરોપિઅનો ભયભીત બની ગયા. અમલદારો આ વખતે વિશ્રાંતિ લેતા હતા. તેઓ અચાનક આ ધાંધલ સાંભળી હથિયારબંધ થઇ છાવણી તરફ દોડયા. તેઓમાંના થોડા જ પાછા ફર્યા. બૈરાંછોકરાં કોઇ સુરક્ષિત સ્થળે જવાના ઇરાદાથી ઘર બહાર નીકળ્યાં. પરંતુ સિપાહીઓ આ ગંભીર ઉશ્કેરણી વેળાએ પણ બેભાન બની ગયા નહોતા. મેજર બ્લેક નામનો એક અમલદાર બીજી પાયદળ પલટણનો સરદાર હતો. તે બીજી કોઇ પલટણના સિપાહીને હાથે માર્યો ગયો. આથી તેની પલટણના સિપાહીઓ એટલા બધા દીલગીર થયા કે તેઓએ તેના શબને કબરસ્તાનમાં લઇ જવાનો બધો બંદોબસ્ત કરી આપ્યો.

જેઓના નસીબમાં બહુ દુઃખ ભોગવવાનું નહોતું લખ્યું તેઓએ મહારાજા સિંધિઆ અગર રેસિડેન્સિમાં જઇ આશ્રય લીધો. આ વખતે કેટલાક સિપાહીઓએ મરી ગયેલા કે મરવા પડેલા ઓફિસરોને હૉસ્પિતાલમાં લઇ જવાનો પ્રયત્ન કર્યો હતો. તેઓની સલાહથી ત્રણ યુરોપિઅનો નાસવા તૈયાર થયા. એક અંગ્રેજ અધિનાયક પગપાળો જતો હતો; આથી તે જલદી નાસી શક્યો નહિ. ત્રણ સિપાહીઓ તેની આવી સ્થિતિ જોઇ તેને બચાવવા તૈયાર થયા. તેઓએ તેની ટોપી ફેંકી દીધી, પાટલુન ફાડી નાંખ્યું, જોડા દૂર નાંખી દીધા, અને તેના શરીરને ઘોડાની ચાદરથી વસ્ત્રથી સંપૂર્ણ ઢાંકી દીધું. બે જણાએ તેને ખાંધા પર ઉપાડયો. એક જણ આગળ ચાલવા લાગ્યો. જે બંડખોરો સામા મળતા તેને તેઓ કહેતા કે અમે અમારામાંના એક જણાની સ્ત્રીને લઇ જઇએ છીએ. આ પ્રમાણે તેઓ બંડખોર સિપાહીઓનો પ્રદેશ છોડી એક નદી કિનારી સુરક્ષિત સ્થળે આવી પહોંચ્યા. ત્યાં તેઓએ પેલા સાહેબને આગ્રા જવાનું કહ્યું. પરંતુ સાહેબે પોતાની સ્ત્રીને છોડી ક્યાંઈ જવાની ના પાડી. સિપાહીઓએ આવા ભયંકર સમયે કોઇની રાહ ન જોતાં જેમ બને તેમ જલદી નાસી જવાની સલાહ આપી. પણ સાહેબ ન ડગ્યો. તે પોતાની સ્ત્રીને તજી જવા માગતો નહોતો. ત્રણે સિપાહીઓ તેનો અતિશય આગ્રહ જોઇ નદીના જે કિનારા પર બંડખોર સિપાહીઓ નાસેલુ યુરોપિઅનોને પકડવા માટે પડાવ નાખી રહ્યા હતા, તે કિનારાની સામી બાજુએ પેલા સાહેબને લઇ ગયા. ત્યાર બાદ એક સિપાહીએ કહ્યું કે "જો આપની સ્ત્રી જીવતી હશે, તો હું તેને હમણાં જ અહીં લાવું છું." એમ કહી તે ચાલ્યો ગયો. વીશ મિનિટમાં એ યુરોપિઅનની સ્ત્રી

પોતાના પતિને આવી ભેટી. તેઓનું મકાન લૂટાયું હતું. પૈસોટકો એક વિશ્વાસુ નોકરને સોંપ્યો હતો, પણ સિપાહીઓએ તે નોકર પાસેથી બધું લૂટી લીધું હતું. સિપાહીઓએ એ નાસેલ યુરોપિઅનની પત્નીની ઘડિઆળ ને અછોડો પણ લૂટી લીધાં હતાં. પરંતુ એ બાઇના શરીરને ઇજા કરી નહોતી. આ ત્રણે સિપાહીઓએ આ દુર્દશામાં આવી પડેલાં દમ્પતિ પર અપાર દયા દર્શાવી. તેઓએ જે ચાદર વડે પહેલાં સાહેબનાં શરીરને ઢાંકી દીધું હતું તે ચાદર હવે ઝોળીના આકારમાં બંદુકો સાથે બાંધી અને તેમાં પેલી મડમને બેસાડી બે જણા તે બંદુકો ખાંધે ઉપાડી આગળ ચાલ્યા. પેલો સાહેબ ઉઘાડે પગે ડોળી સાથે ચાલવા લાગ્યા. સિપાહીઓ આવી સ્થિતિમાં ૭ માઇલ ચાલી રેસિડેન્સિમાં આવી પહોંચ્યા. એ વખતે બીજા ત્રણ યુરોપિઅનો તેઓને આવી મળ્યા. દૈવયોગે એ વખતે એક હાથી મળી આવ્યો. બધા એ હાથી પર ચઢી આશ્રય મેળવવા માટે મહારાજાના મથક લશ્કર તરફ જવા લાગ્યા. તેઓ અર્ધો ગાઉ ગયા હશે એ વખતે ૭ ઘોડાગાડીઓ તેમની પાસે આવી પહોંચી. મહારાજાના કેટલાક શરીર રક્ષક સિપાહીઓ એ ગાડીઓ સાથે હતા. હવે નાસેલ લોકોને શાંતિ મળી. ઉત્તમ વાહનમાં ઉત્તમ સૈનિકોથી વીંટળાઇ તેઓ સુરક્ષિત સ્થળે જઇ પહોંચ્યા. ત્યાં બીજા ઘણાં આશ્રય લેવા માટે આવી પહોંચ્યાં હતાં. [1] આ પ્રમાણે વિશ્વાસુ સિપાહીઓના સાહસથી વિપત્તિમાં આવી પડેલા વિદેશીઓની જિંદગી બચી.

આ બનાવથી સિંધિઆ બહુ દુઃખી થયો. હવે શું કરવું તે

૧ *Martin. Indian Empire, Vol. II. P. 338–339*

તેને ન સૂઝયું. રેસિડેન્ટ મેક્ફર્સન સાહેબ મહારાજાના મહેલ તરફ આવવા નીકળ્યા. રસ્તામાં કેટલાક ગાર્ડીઓએ તેમના પર હુમલો કર્યો પણ એક મરાઠાની સમયસૂચકતાથી તેઓ બચ્યા. એ મરાઠાએ હુમલો કરનારાઓને કહ્યું કે રેસિડેન્ટ સાહેબને કેદ કરી મહારાજા પાસે લઇ જવામાં આવે છે. આથી તેઓએ મેક્ફર્સન સાહેબને જવા દીધા, તેણે મહેલમાં જઇ જોયું કે મહારાજા ને તેનો મંત્રી આ બાબત પર વિચાર કરી રહ્યા છે. દરબારના સૈનિકો હથિયારબંધ થઇ તેઓની ચોતરફ વીંટળાઇ રહ્યા છે. મહારાજા અને દિનકરરાવ બંને ચિંતાતુર બની ગયા છે. રેસિડેન્ટ તેઓની સાથે મસલત કરવા લાગ્યો, એવું નક્કી કરવામાં આવ્યું કે નાસેડુઓને ચંબલ નદી તરફ અથવા જો બની શકે તો આગ્રા મોકલવા માટે જોઇતાં વાહનો પૂરાં પાડવાં. મેક્ફર્સન સાહેબે પોતે ગ્વાલિયર રહેવાનો વિચાર રાખ્યો હતો. પણ સિંધિઆએ ધાર્યું કે જો રેસિડેન્ટ અહીં રહે તો બંડખોરો વધારે ઉશ્કેરાઇ જશે. તેઓ મહેલપર હુમલો કરશે અને તેઓને મારી નાખવા માટે નાના પ્રકારની યુક્તિઓ યોજશે. માટે તેમણે રેસિડેંટને નાસેડુઓ સાથે જવાને આગ્રહ કર્યો. અંગ્રેજોના તાબાનાં લશ્કરે બંડ ઉઠાવ્યું હતું. દરબારી સિપાહીઓ વિષે પણ વહેમ હતો. પ્રજા, અંગ્રેજોનું રાજ્ય ગયું માની સાહસિક કાર્યો કરવા તૈયાર થઇ હતી. આવા વખતમાં કોઇ પણ અંગ્રેજ ગ્વાલિયરમાં ન રહે એજ વ્યાજબી હતું. આથી રેસિડેન્ટે પણ મહારાજા પાસેથી રજા લીધી. મહારાજાએ અમુક પૈસા વડે બંડખોરોને સંતોષી તેઓને ઘેર મોકલી આપવાની ઇચ્છા દર્શાવી પરંતુ રેસિડેંટે આ ઇચ્છા તરફ નાપસંદગી બતાવી. તેણે બધા બંડખોરોને ગ્વાલિયરમાં રાખવાની ઇચ્છા દર્શાવી કહ્યું કે

જે સૈનિકો જ્યાં સુધી પોતાનું મથક નહિ છોડે ત્યાં સુધી તેને નોકરીમાંથી કાઢી મૂકવામાં નહિ આવે, એવું આશ્વાસન આપી મહારાજાએ એ લોકોને ગ્વાલિયરમાં રાખવા. મહારાજાએ રેસિડેંટની સલાહ મુજબ વર્તવાનું વચન આપ્યું. આથી અંગ્રેજોને હાંકી કાઢ્યા બાદ બધા સિપાહીઓ થોડી મુદ્દત સુધી ત્યાં જ રહ્યા સિપાહીઓ પુરતા પૈસા લઈ ગ્વાલિયર છોડે તો મુશ્કેલી વધે તેવું હતું. તેઓ કદાચ બીજે સ્થળે જાય ત્યાંના સિપાહીઓનું બળ વધારે એ સ્વાભાવિક હતું. માટે જ્યાં સુધી આગ્રા સુરક્ષિત છે, અથવા દિલ્હી તાબે થયું નથી ત્યાંસુધી આ સિપાહીઓને ગ્વાલિયરમાં જ રાખવા એ મેક્ફર્સન સાહેબને વાજબી લાગ્યું હતું અને તે પ્રમાણે બધી કાર્યપ્રણાલી યોજાઇ હતી.

નાસેલ યુરોપિઅનો ગ્વાલિયરથી ચંબલ નદી તરફ રવાના થયા. તેઓની દુર્દશાનો પાર નહોતો. કેટલીક સ્ત્રીઓ પોતાના વહાલા પતિથી વિખુટી પડેલી હતી. સુખમાં ઉછરેલાં બાળકો અનાથ થયાં હતાં. છાવણી છોડતી વેળા ઘણાખરા યુરોપિઅનો માર્યા ગયા હતા. સિપાહીઓએ આવેશમાં આવી જઇ દયા ધર્મને પાણીમાં પધરાવ્યું હતું, છતાં બૈરાં છોકરાં પર હથિયારો ચલાવ્યાં નહોતાં. કુપલેંડ નામનો પાદરી અને કોર્ક નામનો ડોકટર સિપાહીઓના હથિયારના ભોગ થઇ પડયા હતા, પરંતુ તેઓની સ્ત્રીઓ અક્ષત રહી હતી. પોતાની સ્ત્રી સમક્ષ ડોકટર સાહેબ ગોળીએ વીંધાઇ મરણ પામ્યા હતા. તેની પત્નીએ સ્વામીની આ દુર્દશા જોઇ ઉંચે સાદે કહ્યું હતું કે "મને પણ માર." પરંતુ સિપાહીઓએ તેમ કરવાની સ્પષ્ટ ના કહી હતી. ડોકટર સાહેબનો ચાર વર્ષનો પુત્ર તેની મા

પાસે હતા. એક બંડખોરે પોતાના સાથીને કહ્યું કે "બચ્ચાંકો મત મારો." આ રીતે ડોક્ટર માર્યો ગયો પણ તેની સ્ત્રી અને છોકરી અક્ષત શરીરે સુરક્ષિત સ્થાને જઇ પહોંચ્યાં. કેટલીક મડમો સિપાહીઓને આવતા જોઇ હાથ જોડી કહેવા લાગી. "મત મારો, મત મારો." સિપાહીઓએ કહ્યું, "અમે મેમસાહેબોને મારતા નથી, કેવળ સાહેબોને જ મારીએ છીએ." એવું કહેવાય છે કે સિપાહીઓએ મડમો પર હાથ ચલાવ્યો નહોતો છતાં તેમના પૈસા ટકા પર હાથ ચલાવ્યો હતો. આવી રીતે નાસેડુઓએ પોતાનો બચાવ કર્યો. તેઓ ચંબલથી બે માઇલ દૂર આવેલા એક ગામ પાસે જઇ પહોંચ્યા એટલે બસો ગાઝીઓએ તેમના પર હુમલો કરવાની તૈયારી કરી. જહાંગીરખાં નામનો એક હવાલદાર એ ટોળાનો સરદાર હતો. એ માણસ પહેલાં કંપનિના લશ્કરમાં હતો. પછી મહારાજા સિંધિઆના દરબારમાં રહ્યો હતો. જહાંગીરખાં લીલો પોશાક પહેરી મેક્‌ફર્સન સાહેબ પાસે આવી પહોંચ્યો. એ માણસે પ્રથમ તો યુરોપિઅનોને હેરાન ન કરવાનું વચન આપ્યું, પણ યુરોપિઅનોને તેના પર વિશ્વાસ ન બેઠો. સુભાગ્યે દિનકરરાવના હુકમથી ઠાકુર બલદેવસિંહ નામનો એક બળવાન યુદ્ધકુશળ બ્રાહ્મણ પોતાના હથિયારબંધ અનુચરો સાથે મધરાતે યુરોપિઅનોની મદદમાં આવી પહોંચ્યો. આથી યુરોપિઅનોને નિરાંત વળી. બલદેવસિંહે કેટલાક અનુચરોને જહાંગીરખાં પર નજર રાખવાનું કામ સોંપ્યું અને પોતે બાકીના અનુચરો સાથે યુરોપિઅનો સાથે ચાલ્યો. તેની મદદથી યુરોપિઅનો ચંબલ નદી ઉતર્યા. મેક્‌ફર્સનની માગણી મુજબ ધોળપુરના રાજાએ હાથીઓ અને શરીર રક્ષક સૈન્ય મોકલ્યું હતું. ચંબલ નદીને સામે કિનારે એ સૈન્ય સજ્જ થઇ ઉભું

હતું. યુરોપિઅનોને હાથીઓ પર રાખ્યા. શરીર રક્ષક સૈનિકો તેઓની સાથે ચાલવા લાગ્યા. ધોળપુરના રાજાએ તેઓના તરફ બહુ જ માયા દર્શાવી. તેણે મોકલેલાં વાહનોથી થાકેલા યુરોપિઅનોનો થાક ઉતરી ગયો, તેણે મોકલેલા સૈનિકોએ નાસેડુઓનું સાહસ વધાર્યું, અને તેનાજ પ્રયત્ન અને આગ્રહને લીધે નાસેડુઓને ગ્વાલિયરના ખરા સમાચારો મળવા લાગ્યા. ૧૫ મી જુને આગ્રાના સત્તાવાળાઓને આ બંડના સમાચાર મળ્યા. ૧૭ મી જુને ગ્વાલિયરના યુરોપિઅનો આગ્રા આવી પહોંચ્યા. તેઓનાં બીજાં બે ટોળાં ૧૯ મી અને ૨૨ મી જુને અતિશય શોચનીય અવસ્થામાં રાજધાનીમાં આવી પહોંચ્યાં.

ગ્વાલિયરમાં બધા મળીને ૨૦ યુરોપિઅનો મરાયા હતા. તેઓમાંના કોઇનાં શબો છિન્ન ભિન્ન થયાં નહોતાં. મહારાજા સિંધિઆના હુકમથી તેઓને દફનાવવામાં આવ્યાં. અગાઉ એક અમલદારને દફનાવવામાં સિપાહીઓએ સર્વ પ્રકારની મદદ આપી હતી. એ અમલદારની પત્ની તરફ સિપાહીઓએ બહુ માયા બતાવી હતી. મેજર બ્લેકનો મીર્જા નામના ખિજમતદારે તેની વિધવા પત્નીને બહુ મદદ કરી હતી. છેવટે તેની નિમકહલાલીના બદલા તરીકે સરકારે તેને ઇનામ આપી નવાજ્યો હતો.

રેસિડેંટની સલાહ મુજબ સિંધિઆએ બંડખોરોને ગ્વાલિયરમાં રાખવાનું વચન આપ્યું હતું. આથી ત્યાંના બંડખોરો આગ્રા પર ચઢી આવે એવો સંભવ નહોતો છતાં કેલ્વિન સાહેબને આજુ બાજુનાં સ્થળોએથી જે સમાચાર મળ્યા હતા તે ચિંતાજનક હતા. તેમને ખબર મળ્યા હતા કે નીમચનું લશ્કર બંડ ઉઠાવી આગ્રા ભણી આવવા નીકળ્યું છે. નીમચ સિંધિઆના રાજ્યની સરહદ પર આવેલું

છે. એ પહેલાં સિંધિઆના કબ્જામાં હતું. પાછળથી ત્યાં સરકારની મુખ્ય લશ્કરી છાવણી સ્થપાઈ. ત્યાંનાં હવાપાણી બહુ સુખકર હતાં. તેથી કંપનિ સરકારના સંખ્યાબંધ સૈનિકો ત્યાં રહેતા હતા. એ સ્થળ વાયવ્ય પ્રાંતના લેફ્ટેનેન્ટ ગવર્નરના તાબાના મુલકની પશ્ચિમ સરહદ પર આવેલું હોવાથી મુંબઇ ઇલાકાના સિપાહીઓ પણ બંગાળાના સિપાહીઓ સાથે આ સ્થળ સાચવતા હતા. પરંતુ ઇ. સ. ૧૮૫૭ ની શરૂઆતમાં મુંબઇ ઇલાકાના સૈનિકોને બદલે અહીં બંગાળાના સૈનિકોને ગોઠવવામાં આવ્યા હતા. આ વખતે નીમચમાં બે પાયદળ પલ્ટણ અને પહેલી ઘોડેસ્વાર પલ્ટણના કેટલાક સૈનિકો હતા. નીમચથી ૧૫૦ માઇલ ઉત્તરમાં આવેલા નસીરાબાદમાં બે પાયદળ પલ્ટણો, એક ગોલંદાજ ટુકડી અને મુંબઇ ઇલાકાની એક ટુકડી રહેતી હતી. તેઓમાંનાં પાયદળ અને ગોલંદાજ સૈનિકોમાં શાંતિ જણાતી નહોતી. તેઓ થોડા રોજ થયાં ઉશ્કેરણીનાં ચિન્હો બતાવતા હતા. ૨૮ મી મેએ સાંજને વખતે તેઓમાંના કોઇ કોઇ અકસ્માત તોપોની પાસે જઇ ઉભા, બંદુકો ભરવા લાગ્યા, અને સરકાર વિરૂદ્ધ બંડ ઉઠાવવાને સજ્જ થઇ ઉભા. પરંતુ મુંબઇનું સૈન્ય તેઓની મદદે ન આવ્યું. આથી અમલદારોએ ઉત્સાહમાં આવી એ સૈન્યને બંડખોરો સામે ગોળીબાર કરવાનો ને તોપો કબજે કરવાનો હુકમ આપ્યો, પણ એ હુકમ પાળવામાં તેઓએ ઉદાસીનતા બતાવી. આમ થવાથી પાયદળ અને ગોલંદાજ સૈન્ય જોર પર આવ્યું. તેણે ઓફિસરો પર હુમલો કર્યો. બે ઓફિસરો માર્યા ગયા ને બે ઘવાયા. કંપનિના સૈનિક દલની પદ્ધતિ એક સરખી નહોતી. આ વખતે એ જુદાઇનાં દારૂણ ફળ ચાખવાં પડયાં. બંગાળાના સિપાહીઓ પોતપોતાના કુટુંબ સાથે

નોકરી પર જતા નહોતા, ત્યારે મુંબઇના સૈનિકો બૈરાં છોકરાં સાથે નોકરી કરતાં હતાં. મુંબઇની જે ટુકડી નસીરાબાદમાં પડી હતી, તેનાં બૈરાં છોકરાં પણ ત્યાં જ હતાં. આ વખતે તેઓને પોતાનાં બૈરાં છોકરાંનો વિચાર થઇ પડયો. બંગાળાના સૈનિકો વિરૂદ્ધ લડવા ઉઠતાં પાછળથી પોતાનાં વહાલાં કુટુંબીજનો પર હલ્લો થાય, તો તેઓની શી હાલત થઇ પડે, એવી શંકાને લીધે તેઓ તટસ્થ રહ્યા. યુરોપિઅનો નિઃસહાય બની ગયા. તેઓ બધું છોડી બૈરાં છોકરાં સાથે ત્યાંથી ૩૦ માઇલ દૂર આવેલ બેવાર તરફ નાઠા. બંડખોરોએ અને બીજા બદમાસોએ મળી તેઓના બંગલા લૂટયા, બાળ્યાં અને મરજી મુજબ વર્તણુક ચલાવી. ત્યાર બાદ તેઓ દિલ્હી તરફ રવાના થયા.

નસીરાબાદના સિપાહીઓએ બંડ ઉઠાવ્યું એટલે નીમચના સિપાહીઓ શાંત રહે તેવું ન રહ્યું. તેઓના પર તો અગાઉથી વહેમ લઇ જવામાં આવ્યો હતો. ૩ જી જુને એ સિપાહીઓએ પણ બંડ ઉઠાવ્યું અને લૂટફાટ, ગૃહદાહ ઇત્યાદિ નિયમિત કર્માનુષ્ઠાન કરી તેઓ પણ દિલ્હી તરફ રવાના થયા. તેઓએ ઓફિસરો કે તેઓનાં કુટુંબોને કંઇ ઇજા ન કરી; તેઓની અતિશય ઉશ્કેરણીના આવેશમાં કેવળ એક યુરોપિઅન ગોલંદાજની સ્ત્રી મારી ગઇ હતી. આ વખતે મોગલોની રાજધાની સિપાહીઓનું લક્ષ્ય બની રહી હતી. તેઓ દૂર દૂરથી દિલ્હી તરફ આવતા હતા. વાયવ્ય પ્રાંતની રાજધાની દિલ્હીના માર્ગમાં હોવાથી ત્યાંના સત્તાવાળાઓએ નીમચના સિપાહીઓને દિલ્હી જતા સાંભળ્યા એટલે તેઓ બહુ ચિંતાતુર બની ગયા. પરંતુ સિપાહીઓ દૃઢ નિશ્ચયી નહોતા. તેઓની યોજનાઓ વારંવાર ફરતી.

આવા અવ્યવસ્થિત બુદ્ધિના લોકો દિલ્હી જતાં રસ્તામાં આવતા આગ્રા પર હલ્લો કરે એ અસંભવિત હતું. નીમચથી આગ્રા ૩૦૦ થી વધારે માઇલ દૂર હતું. આથી વાયવ્ય પ્રાંતના લેફ્ટેનન્ટ–ગવર્નરને બહુ બ્હીવા જેવું નહોતું. આ વખતે સિંધિઆ જેવા એક બીજા રાજા પર પણ બધાની નજર હતી. સિંધિઆની માફક તેના રાજ્ય સાથે પણ બંડખોરોને બહુ સંબંધ હતો. આગ્રા કરતાં આ રાજ્ય બંડખોરોની પાસે જ હતું. આથી એ રાજ્યમાં શું બન્યું તે બરાબર તપાસી જોવાની જરૂર છે.

ઇંદોર હોલ્કરની રાજધાની છે. ઇ. સ. ૧૭૬૭ માં પ્રાતઃસ્મરણીય મહારાણી અહલ્યાબાઇએ એ શહેર વસાવ્યું. અહલ્યાબાઇ અને તેની પછીના રાજાઓની રાજધાની રૂપે એ શહેર હિંદમાં પ્રખ્યાત થઇ પડયું. ઇંદોર હોલ્કરના રાજ્યની પશ્ચિમે અને આગ્રાથી ચારસો માઇલ દૂર આવેલું છે. અહીંથી મુંબઇ ૩૦૦ માઇલ દૂર છે. રાજનૈતિક વિષયમાં ઇંદોર મધ્ય હિંદનું મુખ્ય મથક ગણાય છે. અહીં રેસિડેન્સિ છે. રેસિડેન્સિમાં બ્રિટિશ સરકારનો પ્રતિનિધિ વરસનો ઘણો ભાગ વીતાડે છે. અહીંથી ૧૩ માઇલ દૂર મહુ નામના સ્થળે લશ્કરી છાવણી છે. ઇ. સ. ૧૮૫૭ ના ઉનાળામાં અહીંની છાવણીમાં ૨૩ મી પાયદળ પલ્ટણ, પહેલી ઘોડેસ્વાર પલ્ટણનો થોડો ભાગ અને એક ગોલંદાજ સૈન્યની ટુકડી હતી. પાયદળ સૈન્યમાં ૧૬ યુરોપિઅનો, અને ૧૧૭૯ દેશી; ઘોડેસ્વાર સૈન્યમાં ૧૩ યુરોપિઅનો અને ૨૮૨ દેશી; તથા ગોલંદાજ સૈન્યમાં ૭૨ યુરોપિઅનો અને ૯૮ દેશી સૈનિકો હતા. વિપત્તિ વેળા યુરોપિઅનોને સ્વદેશી ગોલંદાજના પર ખાસ આધાર રાખવો પડતો. ૨૩ મી પલ્ટણનાં અધિનાયક કર્નલ પ્લાટ પર છાવણીની જવાબદારી હતી.

રેસિડેન્સિ ઇંદોરથી ૭ માઇલ દૂર આવેલી હતી. ત્યાંનાં મકાનો આળવાળાં પત્થરથી બાંધેલાં અને વૃક્ષવાટિકાથી વીંટળાએલાં હતાં. બજાર અને મદદનીશ રેસિડેન્ટના બંગલા રેસિડેન્સિના વિશાળ ચોકના મધ્ય ભાગમાં આવેલા હતા. તેની પશ્ચિમ બાજુએ થઇને મહુ જવાનો રસ્તો પસાર થતો હતો. રસ્તાની બાજુએ બગીચા અને ઝાડોથી સુશોભિત લાગતી હતી. તેની પશ્ચિમ બાજુએ બજાર અને જુદી જુદી ઢગનાં મકાનો આવેલાં હતાં એ તરફ રેસિડેન્સિના રક્ષણ માટે હોલ્કરનું સૈન્ય રહેતું હતું. ઉત્તર તરફ ઓફિસ, તાર ઓફિસ પોસ્ટ ને તેજુરી આવેલી હતી. એ તરફ ભોપાલનું ઘોડેસ્વાર સૈન્ય પડયું હતું. સર રોબર્ટ હેમિલ્ટન ઇંદોરનો રેસિડેન્ટ હતો. પરંતુ તે તંદુરસ્તી સુધારવા સ્વદેશ ગયો હતો. તેને બદલે હેન્રિ ડુરાન્ડ કામ કરતો હતો. લશ્કરી બાબતમાં હેન્રિ ડુરાન્ડ કુશળ ગણાતો હતો. પહેલી અફગાન લડાઇમાં ગિજનીના દરવાજા તોડી તે સૈનિકોમાં વાખાણ પાત્ર ગણાયો હતો. ત્યારબાદ તે સ્વદેશ ગયો હતો. લોર્ડ એલેન્બરોના વખતમાં કર્નલ ડુરાન્ડ તેનો પ્રાઇવેટ સેક્રેટરી થયો હતો. ડુરાન્ડ તેની સાથે હિંદમાં આવી પોતાના ઓહોદાનું કાર્ય કરવા લાગ્યો. ધીમે ધીમે તે રાજનૈતિક અને મહેસુલી વિભાગમાં કામ કરવા લાગ્યો. ઇ. સ. ૧૮૫૭ માં તે મધ્ય હિંદનો એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ બન્યો. સર રોબર્ટ હેમિલ્ટન અને કર્નલ ડુરાન્ડ જુદી જુદી જાતના માણસો હતા. બંનેના અભિપ્રાયો જુદા હતા. જે રાજાઓ અત્યારે સરકારના કબજામાં આવી પડયા હતા, તે રાજાઓ પ્રત્યે સર રોબર્ટ હેમિલ્ટનને લાગણી હતી, લાંબા અનુભવે કરીને હેમિલ્ટનને ખાત્રી થઇ હતી કે ઉતાવળથી કંઇ કાર્ય સરતું નથી. વળી જેઓની સાથે ભાષા, ધર્મ,

રીતરિવાજ, દેશાચાર વગેરે બાબતમાં એકતા ન હોય તેઓની સાથે કામ પાડવામાં તો ખાસ સહનશીલતાની જરૂર છે. સર રોબર્ટ હેમિલ્ટન આવી ધારણાને લીધે ધૈર્ય પૂર્વક હોલ્કર દરબારનાં કામો નિકાળતો હતો. અને કોઇ પણ બાબતમાં મતભેદ પડતો તો તે ધૈર્ય અને સહનશીલતા રાખી દૂર કરવા તૈયાર થતો હતો. પરંતુ તેને બદલે આ વેલો કર્નલ ડુરાન્ડ એ સ્વભાવનો માણસ નહોતો. તેના મગજમાં એવી ધુન ભરાઇ રહી હતી કે કઠોરતા સિવાય કોઇ પણ કામ પાર પડતાં નથી, તેને કોઈ પણ બાબત અનિષ્ટજનક જણાતી તો તે એ બાબત કઠોરતા પૂર્વક દૂર કરવાનો પ્રયત્ન કરતો. તેનામાં સહનશક્તિ નહોતી; આગળ પાછળનો વિચાર કરી કામ કરવાની ટેવ નહોતી. તે કલ્પના પ્રિય હતો, પોતાની કલ્પનામાં મસ્ત બની ઉદ્ધતપણે કાર્ય બજાવવામાં જ તેને આનંદ આવતો હતો. તે પ્રથમ જે કાર્યમાં જોડાયો હતો, તે કાર્યમાં કદાચ તેની આવી પ્રકૃતિ સફળ નીવડત. અને કદાચ એક સાહસિક યોદ્ધા તરીકે તેને જગતમાં જાહેર કરત. પરંતુ રાજદ્વારી કામો માટે એવા ગુણોની જરૂર હોતી નથી. જે રીતે તે દેશી રાજાઓ પ્રત્યે લાગણી રાખતો નહિ તેજ રીતે દેશી લોકો સાથેના વ્યવહારમાં પણ તેની કઠોરતા જણાઇ આવતી હતી. જે રાજાના દરબારમાં તે બ્રિટિશ પ્રતિનિધિ તરીકે નીમાયો હતો, તે રાજાને તે મોગલ દરબારના સૈયદ ભાઇઓ કરતાં વધારે રાજભક્ત માનતો નહોતો. આવા સ્વભાવને લીધે તે આ વખતે કઠોરતા દર્શાવવા તૈયાર થયો હતો. હવે જે બનાવનું વર્ણન કરવામાં આવે છે તે પરથી આ બાબત વધારે સ્પષ્ટ થશે.

આ વખતે તુકાજીરાવ હોલ્કરને ૨૯ મું વર્ષ ચાલતું હતું, તે

ધીરજવાળા, સુશિક્ષિત અને બુદ્ધિમાન હતા. રેસિડેન્ટ સર રોબર્ટ હેમિલ્ટને તેને કેળવવાનો યોગ્ય બંદોબસ્ત કર્યો હતો. ઉમેદસિંહ નામનો એક અનુભવી અને દીર્ઘદૃષ્ટિવાળો બ્રાહ્મણ તેમનો શિક્ષક હતો. મરાઠી વગેરે ઘણી દેશી ભાષાઓ તે જાણતો હતો, એ ઉપરાંત અંગ્રેજી ભાષા પણ શુદ્ધ રીતે બોલતા લખતા આવડતી હતી. આ વિદ્વાન બ્રાહ્મણે હોલ્કરને કેળવવામાં બહુ પ્રયત્નો કર્યા હતા, અને એ પ્રયત્નો સંપૂર્ણ સફળ નીવડયા હતા. તુકાજીરાવ ઉમેદસિંહના હાથ નીચે રહી સુશીલ, શાસ્ત્રાનુરાગી અને વિનયી થયા હતા. ઇંદોરના સરદારોના પુત્રો પણ હોલ્કર સાથે ભણતા હતા. આ સહાધ્યાયીઓ સાથે રહેવાથી તુકાજીરાવમાં ભણતરપર પ્રીતિ ઉપરાંત પ્રીતિ, સ્નેહ અને અનુકંપાની લાગણી વિકાસ પામી હતી.

સર રોબર્ટ હેમિલ્ટનના વખતમાં તો હોલ્કરને કંઇ અગવડ પડી નહિ. કોઇ પણ બાબતની ફરિયાદ થતા જ રેસિડેંટ ધીરજથી બધુ સાભળતો અને જરૂર જણાય તો એ ફરિયાદનું કારણ દૂર કરતો. કર્નલ ડુરાન્ડના વખતમા પણ એવીજ ફરિયાદો થતી. પરંતુ ડુરાન્ડ તો જુદી જ જાતનો માણસ હતો, હિંદીઓ તરફ અમીની નજરે જોતા તેને આવડતું જ નહોતું. એક મરાઠા રાજા બ્રિટિશ સરકારના પ્રતિનિધિ સમક્ષ પોતાનો અભિપ્રાય જાહેર કરે અથવા કોઇ નવી યોજના રજૂ કરે તે તેનાથી સહન ન થયું. આથી હોલ્કરની વર્તણુકથી તેને કંટાળો આવ્યો. તેની એવી ધારણા હતી કે બ્રિટિશ સરકારનો પ્રતિનિધિ તો સર્વ શક્તિમાન પ્રભુ છે. સર્વ શક્તિના સ્થળરૂપ પ્રભુની પાસે આવવું એ હિંદીઓને માટે ઉચિત નથી. મહારાજા હોલ્કર ગમે તેઓ મોટા માણસ કેમ ન હોય, પણ અહંકારી બ્રિટિશ રેસિડેન્ટ

તેને પામર જીવ માનતો હતો, આથી હોલ્કર તરફ તેને જરાએ લાગણી રહી નહોતી. તુકાજીરાવ આવા કઠોર રેસિડેન્ટની વર્તણુકથી બહુ દુઃખી થયા. આ વખતે ચોતરફથી વિપત્તિનાં વાદળાં ચઢી આવતાં હતાં. ગ્વાલિયરની છાવણીમાં બંડ ઉઠ્યું હતું. નીમચ ને નસીરાબાદના સિપાહીઓએ પોતાના અન્નદાતા પ્રત્યે હથિયારો ઉપાડ્યાં હતાં. દિલ્હી અંગ્રેજોના હાથમાંથી ગયું હતું. અંગ્રેજી લશ્કર દિલ્હીની બહાર એક રીતે જોતાં કેદી જેવી સ્થિતિ ભોગવી રહ્યું હતું. વાયવ્ય પ્રાંતમાંથી અંગ્રેજોની સત્તા નાશ પામી હતી. ઇંદોરની ચોતરફ બંડની આગ બળુકતી હતી. ઉદ્ધત લોકો અંગ્રેજોને હાંકી કાઢવા તૈયાર થતા હતા. તુકાજીરાવ પણ આ બધું જોઇ બહુ ચિંતાતુર બની ગયા હતા. તેવામાં વળી રેસિડેન્ટની વર્તણુક તેને અપાર ચિંતા પેદા કરતી હતી. પરંતુ રેસિડેન્ટ તરફ કંટાળો આવ્યા છતાં બધા અંગ્રેજો તરફ તેઓને ગુસ્સો ચડ્યો નહોતો. અંગ્રેજોની શક્તિપર તેને બહુ વિશ્વાસ હતો. તેને ખાત્રી હતી કે અંગ્રેજો આ વિપત્તિમાં પણ પોતાની સત્તા જાળવી શકશે. અંગ્રેજોની દૃઢતા, ચરિત્રબલ, સાહસ અને મદદરૂપી સંપત્તિ તે બરાબર જાણતા હતા. તેથી કર્નલ ડુરાન્ડના સ્વભાવનું આરોપણ અંગ્રેજ જાતિ પર કરતા તેઓ તૈયાર નહોતા. તેઓ ડુરાન્ડને ચાહતા નહોતા છતાં અંગ્રેજ જાતિને ચાહતા હતા. તેથી તેઓ અંગ્રેજોના વિરોધી થવા માગતા નહોતા.

તુકાજીરાવને એક બીજી ચિંતા હતી. તેની પાસે જોઇતાં હથિયારો નહોતાં, બંડખોરોને અટકાવવા જેટલો દારૂગોળો ન હોતો. ઇંદોર દરબારે રેસિડેન્ટ દ્વારા મુંબઇના ગવર્નર લોર્ડ એલ્ફિન્સ્ટન પાસે બે હજાર બંદુકો, ત્રણસો પિસ્તોલો અને ચાર લાખ ટોટા માગ્યા.

મુંબઇના ગવર્નરે એ માગણીના જવાબમાં લખી મોકલ્યું કે માગેલ સામગ્રીનો અર્ધો ભાગ હોલ્કર દરબારને પુરતો થઇ પડશે. કર્નલ ડુરાન્ડે જ્યારે હોલ્કરની માગણી મુંબઇના ગવર્નરને જણાવી ત્યારે તેને તેના પર પુરો વિશ્વાસ હતો. ઇંદોરદરબાર સરકાર સામે થશે એ વાત તેમના લક્ષમાં ઉતરી નહોતી. તે હોલ્કરને પુરેપુરા વિશ્વાસી માનતો હતો. આથી બંડખોરો સમક્ષ હોલ્કરને ટકી રહેલો જોવા તેઓ તેના અસ્ત્રાગારમાં પુરતાં હથિયારો જોવા આતુર હતા.

અત્યાર સુધીમાં અજુબાજુના સ્થળોના સિપાહીઓની ઉશ્કેરણીને લીધે સરકાર તરફ દુશ્મનાવટમાંનું કંઇ જણાયું ન હોતું. નસીરાબાદ કે નીમચમાં પણ કંઇ ગડબડ થઇ નહોતી તેથી ડુરાન્ડ નિશ્ચિત હતો. પરંતુ જુન માસ પુરો થતામાં તેના હૃદયમાં પ્રચંડ વાવાઝોડું ઉઠયું. થોડા દિવસ પહેલાનાં સ્થળો શાંતિનાં ધામ જણાતાં હતાં. તે સ્થળો અત્યારે ભયંકર અવાજોથી ગાજવા લાગ્યાં. પરંતુ હજી મહુના સિપાહીઓ શાંત હતા. કર્નલ પ્લાટે બધી બાબતમાં વ્યવસ્થા જાળવી રાખવાનો ખાસ પ્રયત્ન કર્યો હતો. તે ૩૦ વર્ષ થયાં ૨૩ મી પલ્ટણમાં નોકર હતો. તેણે લાંબા અનુભવને લીધે સિપાહીઓને હજુ સુધી કાબુમાં રાખ્યા હતા. જુન માસની વહાલી તારીખો દરમિઆન ઓફિસરો સિપાહીઓ પ્રત્યે વિશ્વાસ દર્શાવવા ખાતર અને મૂળ વગેરેની શંકાઓ દૂર કરવા ખાતર રાત્રે છાવણીમાંજ સૂતા હતા. જુન માસ તો આ રીતે શાંતિમાં પસાર થયો. પણ જુન માસની સાથે શાંતિપણ ગઇ. ૧લી જુલાઇએ સવારના ૮ વાગ્યા બાદ કર્નલ ડુરાન્ડ તરફથી કર્નલ પ્લાટને પત્ર મળ્યો કે "જેમ બને તેમ જલદી યુરોપિઅન ગોલંદાજોને મોકલો; અમારાપર હોલ્કરે હલ્લો કર્યો છે."

સિપાહીઓના આ આકસ્મિક બંડ વિષે મત ભેદ છે. જુદા જુદા માણસોએ જુદા જુદા મત આપ્યા હોવાથી અત્યાર સુધી ઇતિહાસમાં આ બંડનું સૂક્ષ્મ વિવરણ પ્રગટ થયું નથી. આ સંબંધમાં સાધારણ રીતે એટલું જણાયું છે કે ૧ લી જુલાઇ ને રોજ સવારે સિપાહીઓ અને તેઓના ઓફિસરો વચ્ચે કંઇ ગડબડ થઇ નહોતી. એ વખતે બધા નિશ્ચિંત હતા. સિપાહીઓ લશ્કરી પોશાક તજી આમતેમ ટહેલતા હતા. કોઇ નહાતા હતા, કોઇ રાંધતા હતા. દેશી ઓફિસરો સવારનું કામ બજાવવા માટે નચિંત ચિત્તે અને શાંત વદને એક બીજાને મળતા હતા. કર્નલ ટ્રાવર્સ નામનો એક સેનાનાયક તેઓમાંનાં કોઇ કોઇ સાથે વાતચીત કરતો હતો. એ વખતે અકસ્માત તોપનો અવાજ થવાથી બધા ચમકયા. હોલ્કરના ઘોડેસ્વારોમાંનો સદતખાંનામનો એક સૈનિક અને આઠ દશ સ્વારો અતિશય ઉશ્કેરાઇ જઇ બરાડા પાડવા લાગ્યા કે " બધા તૈયાર થાઓ, સાહેબોને મારો, મહારાજાનો એ હુકમ છે. " જોત જોતામાં તેઓની પાછળ સંખ્યા બંધ માણસો એકત્ર થયાં. દરબારના સૈનિકો સાદતખાંનાં વચનો સાંભળી ઉશ્કેરાઇ ગયા. તેઓનો અધિનાયક વંશગોપાલ તેઓને વ્યવસ્થિત રાખી શકયો નહિ. તેઓ કોઇનું ન માનતાં અંગ્રેજોને મારી નાખવા ધસ્યા. ગોલંદાજો તોપો છોડવા લાગ્યા. ૧ લી જુલાઇએ સવારમાં કર્નલ ડુરાન્ડ મુંબઇના ગવર્નરને તાર દ્વારા કંઇ સમાચાર મોકલવાનો મુસદ્દો ઘડતો હતો. એ વખતે તોપના અવાજો સાંભળી તે ચમકયો. કર્નલ ડુરાન્ડે રેસિડેન્સિના અને તિજુરીના બચાવ માટે હોલ્કરની પાસેથી તોપો આણી હતી, એ તોપો અત્યારે ગર્જના કરી રહી ને એવું જાણી તેને બહુ નવાઇ પેદા થઇ. ૮ વાગતાં હોલ્ક-

રના બસો પાયદળ સૈનિકો સરકારની વિરુદ્ધ ઉઠયા. હોલ્કરની ૩ તોપોમાંથી પ્રથમ ભોપાળના ઘોડેસ્વારોની છાવણી પર ગોળા ફેંકવા લાગ્યા. કર્નલ ટ્રાવર્સ ભોપાળના સૈનિકોનો અધ્યક્ષ હતો. તોપોનો અવાજ થતાંજ તે સજ્જ થઇ શત્રુઓ તરફ જવા લાગ્યો. પણ ૭ ઘોડેસ્વારો સિવાય કોઇ તેની પાછળ ચાલ્યું નહિ. સામા પક્ષ તરફથી ગોળીઓનો વરસાદ વરસતો હતો. આવા વરસાદ વચ્ચે ભોપાળના સૈન્યે સામો પ્રહાર કરવાની ચોકખી નાપાડી. કર્નલ ટ્રાવર્સ આવી ઉલટી ઘટના જોઇ નવાઇ પામ્યો. તેનો ઘોડો ઘવાયો. તરવારનું મ્યાન ફાટી ગયું. શત્રુઓની ગોળીઓના વરસાદમાં તે આશ્ચર્યકારક રીતે બચ્યો. ભોપાળના ઘણાખરા ઘોડેસ્વારોએ તથા પાયદળ સિપાહીઓએ મદદ ન કરી છતાં બે તોપોમાંથી શત્રુઓ પર ગોળાઓ ફેંકાવા લાગ્યા. પરંતુ એ ગોળાઓએ કંઇ કામ કર્યું નહિ. આથી આ વખતે તો બધી ઘટના યુરોપિઅનોને માટે પ્રતિકૂળ બની ગઇ.

આવો બનાવ બનવો સંભવિત છતાં એની શરૂઆત આવી રીતે થશે એ કોઇ જાણતું નહોતું. બંડખોરો તોપો ચલાવવા લાગ્યા ત્યારે કોઇ વિસ્મયથી દિગ્મૂઢ બની ગયા, તો કોઇ ભયભીત બની ગયા. અનિયમિત સૈનિકો પણ બીકના માર્યા શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા. બંડખોરો પર દેશી કે યુરોપિઅનમાંની કોઇની સત્તા ન હતી. અથવા આકસ્મિક ગડબડથી ગાંડા બની ગયા. સિપાહીઓ રેસિડેન્સિ પર ગોળા ફેંકવા માટે તોપ ગોઠવવા લાગ્યા. ત્યારે શિવલાલ નામનો એક સુબેદાર તેઓનો હલ્લો હઠાવવા તૈયાર થયો. તેણે પોતાની તોપમાંથી એવી કુશળતાથી ગોળા ફેંક્યા કે હુલ્લડખોરોને દૂર નાસી જવું પડયું, તઓની એક તોપ ખોટી પડી ગઇ.

કર્નલ ડુરાન્ડ ભયંકર માનસિક વ્યથાથી પીડાવા લાગ્યો. તેના શરીરને સેંકડો કાળાનાગો અડકાતા રહ્યા હોય તેવો ભાસ થયો. જેનાપર તેને વહેમ હતો, જેનાપર તે દ્વેષ દર્શાવતો હતો, જેને પગનીચે ચગદાતા રાખવા એ તેનું પ્રિય કાર્ય હતું. તેઓને આવી રીતે પોતાની સામે ઉઠેલા જોઇ તેની યાતનાનો પાર રહ્યો નહિ. તેણે છૂટવાને નિશ્ચય કર્યો. પોતાના રક્ષણ નીચેના લોકો ને એકત્ર કર્યા અને જે કંઇ વાહનો મળ્યાં તે હાજર કરવામાં આવ્યાં. આ કાર્યમાં ડુરાંન્ડની દુઃસહ મનોવેદનાની પરાકાષ્ટા જણાવા લાગી. તેણે આ વખતે પોતાની માનસિક અવસ્થા વિષે નીચે પ્રમાણે જણાવ્યું છે: " મારી જિંદગીમાં મને જે જે કંટાળાભર્યા પ્રસંગો પ્રાપ્ત ગયા છે, તેઓમાંનો આ પ્રસંગ સૌથી વધારે કંટાળા ભર્યો હતો. કારણકે હું કદી મારૂં મથક છોડતો નહોતો. મથક છોડવાની વાત તો દૂર રહી પણ તેવો હુકમ પણ હું મારાં માણસોને કદી આપતો નહોતો. આ વખતે જો હું મારી હઠને વળગી રહ્યો હોત તો જેઓને એવી દશામાં લાવી મૂકવાનો મને હક્ક નથી એવાં માણસો નકી માર્યાં જાત. તોપણ હું લશ્કરી માણસ તરીકેનું જે અભિમાન રાખું છું, તે અભિમાન આથી કેટલું સંકોચ પામ્યું છે તે કહી શકતો નથી. આ વખતે જો કોઇએ મને ગોળાથી વીંધી નાખ્યો હોત તો હું તેને ધન્યવાદ આપત. "

આવા સળગતા હૃદયે કર્નલ ડુરાન્ડ નાસવા તૈયાર થયો. બૈરાં છોકરાંને તોપોની ગાડીપર ચઢાવવામાં આવ્યાં. પુરૂષો હાથી અને ઘોડાપર બેઠા. ૩૦૦ ભીલ સૈનિકો, ભોપાળના કેટલાક પાયદળ સૈનિકો અને ૨૦૦ ઘોડેસ્વારો સાથે ચાલ્યા. કર્નલ ટ્રાવર્સ આ સૈન્યની સરદારી લઇ તેઓની બાજુએ ચાલવા લાગ્યો. નાસેડુઓ રેસિડન્સી તરફ ચાલ્યાં. પાછળથી

સળગતા બંગલાઓનો પ્રકાશ જણાવા લાગ્યો. તેઓ ભોપાળની બેગમની કૃપાથી તેના આશ્રયમાં જઇ રહેવા લાગ્યાં. પરંતુ બેગમે જણાવ્યું કે તમે લોકો લાંબો-સમય અહીં રહેશો તો મારા રાજ્યને અડચણ પડશે. આ પરથી યુરોપિઅનો ભોપાળ છોડી વળી કોઇ બીજે સ્થળે આશ્રય લેવા નીકળી પડયા. પરંતુ જુન માસ પુરો થાય તે પહેલાં આગળ વધતાં બ્રિટિશ સૈન્યના આવવાથી અને દરબારની દૃઢતાથી તેઓ પાછા ઇંદોર આવી શકયા.

એ દરમિઆન મહુની છાવણીમાં વિપ્લવના તરંગો ઉછળવા લાગ્યા. ત્યાંના સિપાહીઓ કર્નલ પ્લાટના વિશ્વાસુ હતા. કર્નલ આ સિપાહીઓ વિરૂદ્ધ કંઇપણ કાર્ય કરવા તૈયાર નહોતો. ગોલંદાજ સૈન્યનો અધ્યક્ષ કપ્તાન હુંગર ફોર્ડે સિપાહીઓ પર સંપૂર્ણ વિશ્વાસ ન રાખતાં પોતાની તોપો ખુલ્લી જગામાં સજ્જ કરી રાખવાની માગણી કરી. કર્નલ પ્લાટે તેને તેમ કરવાની રજા આપી. ત્યાર બાદ તેણે પોતાનાં બાલબચ્ચાં ને બચાવવા માટે એક તોપ યોગ્ય સ્થળે ગોઠવવાની રજા માંગી. પરંતુ કર્નલ પ્લાટે સિપાહીઓમાં અસંતોષ ફેલાય એવી બીક બતાવી એ કાર્ય કરવાની રજા ન આપી. છાવણીની સન્મુખ તોપો સજ્જ થઇ ગોઠવાઇ ગઇ હતી, પરંતુ યુરોપિઅનોના બચાવ માટે કાંઇ કરવામાં આવ્યું નહિ. વિશ્વાસુ સૈનિકોએ બંડ ઉઠાવ્યું છે એ સાંભળી કપ્તાન હુંગરફોર્ડ ૧ લી જુલાઇએ પોતાની તોપો લઇ ઇંદોર રવાના થયો. પરંતુ અર્ધે રસ્તે જતાં ભોપાલના ઘોડેસ્વારોમાંના એક સ્વાર સાથે મેળાપ થયો. સ્વારે કર્નલ ટ્રાવર્સ પાસેથી સમાચાર આણ્યા હતા કે કર્નલ ડુરાન્ડ અને બીજા યુરોપિઅનો રેસિડેન્સિ તજી શિહોર તરફ જાય છે. હુંગરફોર્ડ આ સમાચાર સાંભળી પાછો છાવણીમાં આવ્યો.

હંગરફોર્ડે સેનાપતિ પાસે જઈ રેસિડેન્સિના સમાચાર જણાવ્યા તેણે કિલ્લાપર તોપો ગોઠવી રાખવાની મંજુરી માગી, પણ એ માગણીનો સ્વીકાર થયો નહિ. કર્નલ પ્લાટ હજુ સિપાહીઓપર વિશ્વાસ રાખતો હતો. દિવસ પૂરો થવા આવ્યો પણ હંગરફોર્ડને એ બાબતની મંજુરી ન મળી. વારંવાર અડચણ નડી છતાં તેણે એક વખતે સેનાપતિપાસે આ વાત પર વિચાર કરી મંજુરી આપવાની વિનંતિ કરી જોઇ. હંગરફોર્ડના અતિશય આગ્રહથી સેનાપતિનું હૃદય ચળ્યું. સંધ્યાકાળ વખતે તેણે તે બાબતની મંજુરી આપી. હંગરફોર્ડ પોતાની તોપ કિલ્લામાં લઇ ગયો. એ વખતે અશાંતિનાં ચિહ્નો જણાવા લાગ્યાં. ૨૩ મી પલટણના સિપાહીઓનું ભોજનગૃહ ઓચિંતી આગ લાગવાથી બળી ભસ્મ થઇ ગયું. છાવણીનાં બીજાં ઘરો પણ સળગી ઉઠયાં. રાતને વખતે ચોતરફ અજવાળું ફેલાઇ રહ્યું. અગાઉ કોઇ કોઇ સ્થળે બંડ ઉઠાવતા પહેલાં આવી આગો થતી હતી, તેથી અહીં પણ આવી આગો થતી જોઇ યુરોપિઅનો ચમકયા. રાતના ૯ વાગતાં કર્નલ પ્લાટે ડુરાન્ડને લખ્યું કે "બધું બરાબર છે; પાયદળ અને ઘોડેસ્વાર બંને પલટણો શાંત અને વફાદાર રહીછે." ૧ કલાકમાં તો આ શાંત વાતાવરણ પલટયું. રાતના ૧૦ વાગતાં આ વફાદાર સિપાહીઓ યુરોપિઅનોના લોહીના તરસ્યા બની ગયા. અધિનાયકનો વિશ્વાસ દૂર થયો. તેની આશા નિરાશાના રૂપમાં ફેરવાઇ ગઇ. ગોલંદાજોનો અધિનાયક ઘોડા પર બેસી કિલ્લા તરફ દોડયો. હંગરફોર્ડે તોપો સજ્જ કરવાનો હુકમ આપ્યો. એક ક્ષણમાં કાર્ય પાર પડયું. ત્યાર બાદ કર્નલ પ્લાટ એક અમલદાર સાથે છાવણી તરફ દોડયો. ગુદામ આગળ આવી તે ઘોડાને થોભાવી પોતાના માણસોને બધું સમજાવવા

લાગ્યો. પરંતુ તેના વિશ્વાસુ સૈનિકોની ગોળીએ તેની વાચા બંધ કરી દીધી. કર્નલ પ્લાટ અને તેનો સાથી બંને ઘાયલ થઇ જમીન પર પડયા અને મરણ પામ્યા. પહેલી ઘોડેસ્વાર પલટણના એક અધિનાયક તરફ બરાબર તે જ વખતે ગોળીબાર કરવામાં આવ્યો. પહેલી ગોળીથી તેનો ઘોડો ઘાયલ થઈ પડયો. તે પોતે છુપી રીતે અંધકારમાં છુપાઇ રહેવાનો પ્રયત્ન કરવા લાગ્યો પરંતુ તેને સફળતા ન મળી. તે બીજી ગોળીથી ઘવાઇ જમીન પર પડયો. ત્યાર બાદ તેની જ ટુકડીના સિપાહીની તરવારથી તેનો જીવ જતો રહ્યો. એ રાત્રે આ પ્રમાણે કેટલાક અધિનાયકો મરાયા. બીજા ઓફિસરો નવાઇ જેવી રીતે બચ્યા.

કપ્તાન હંગરફોર્ડ છાનો બેઠો નહોતો. તેણે પોતાની તોપો સજ્જ કરી રાખી હતી. પરંતુ પ્રથમ તો તેને બંડખોરો નજરે પડયા નહિ. તે કિલ્લાથી અર્ધો માઇલ દૂર આવેલી છાવણી તરફ દોડયો. અંધારામાં તેના તરફ ગોળીઓ ફેંકાવા લાગી. પરંતુ સિપાહીઓ તેને બરાબર જોઇ શકતા ન હોવાથી ગોળીબાર ખાલી જવા લાગ્યો. સિપાહીઓએ ઓફિસરોના બંગલા બાળ્યા. પરંતુ છાવણીમાં આગ લગાડી નહિ. હંગરફોર્ડે છાવણી તરફ તોપોના ગોળા ફેંકવા શરૂ કર્યા. સિપાહીઓ તોપોના ભયંકર શબ્દથી ત્રાસ પામી ઇંદોર તરફ નાઠા. ઇંદોરના બંડખોર સિપાહીઓ તેને જોઇ આનંદ પામ્યા. આ પ્રમાણે સરકારના સિપાહીઓ પોતપોતાનો સરસામાન, બંદુકો વગેરે બધું તજી મહુની છાવણી છોડી નીકળ્યા. હવે કપ્તાન હુંગરફોર્ડ પોતાના મથકનો સર્વોપરિ સત્તાધારી બન્યો. તેણે સેનાપતિ પદ ધા… કરી માર્યા ગયેલા ઓફિસરોને દફનાવવાનો બંદોબસ્ત કર્યો, લશ્કરી

જાહેર કર્યો, અને આવી પડનારી વિપત્તિ સામે બચાવ કરવા જે જે જરૂરનું હતું તે બધું કર્યા બાદ હોલ્કર તરફ ધ્યાન આપ્યું. પ્રથમ તેણે ધાર્યું હતું કે હોલ્કર પોતે બંડખોરોનો સરદાર બનશે. આ બાબતમાં તેને ઘણા સહી વિનાના પત્રો મળ્યા હતા. પરંતુ તે સૂક્ષ્મ તપાસ કર્યા સિવાય એ બાબત પર વિશ્વાસ રાખવા તત્પર નહોતો. તેણે મહારાજા હોલ્કરપર પત્ર લખ્યો કે "મેં આપના સ્વદેશ બંધુઓ પાસેથી સાંભળ્યું છે કે આપે બંડખોર સિપાહીઓને ખોરાક પુરો પડયો છે, એ પણ મને માલુમ પડયું છે કે આપે તેઓને તોપો આપી છે, અને આપના અનિયમિત ઘોડેસ્વારો તેમની મદદમાં મોકલ્યા છે. કદાચ આ સમાચાર અતિશયોક્તિમય હોઇ શકે. મારે આ સમાચાર પર આધાર રાખવો કે નહિ તે હું નક્કી કરી શકતો નથી. કારણકે અતિશયોક્તિપૂર્ણ સમાચાર પર વિશ્વાસ રાખવો એ યોગ્ય નથી. આપ બ્રિટિશ સરકારના અનેક બાબતમાં દેવાદાર છો. સરકાર સામે પડશો તો આપને ઘણું નુકસાન થવાનો સંભવ છે. મને ખાત્રી છે કે આપ સરકારના શત્રુઓને મદદ કરી અથવા તેઓના પ્રત્યે મિત્રતા દર્શાવી આપના સ્વાર્થને નુકસાન નહિ કરો." હંગરફોર્ડનો પત્ર મળતાં જ મહારાજાએ તેનો જવાબ આપ્યો કે "આપને જે ખબર મળ્યા છે તે કેવળ અતિશયોક્તિ પૂર્ણ નથી પણ સંપૂર્ણ ખોટા છે. ઇંદોર અને મહુમાં જે બનાવો બન્યા છે તેનાથી હું જેટલો દુઃખી થયો છું તેટલો દુઃખી બીજો કોઇ માણસ નહિ થયો હોય. બ્રિટિશ સરકાર સાથે મિત્રતાનું બંધન તોડી નાખવાનો વિચાર મેં કદી કર્યો જ નથી. મને તેની ન્યાય બુદ્ધિપર સંપૂર્ણ વિશ્વાસ છે. અને ખાત્રી છે કે જે મિત્ર રાજા સરકારની કૃતજ્ઞતાથી દબા-

એલે છે અને સામી કૃતજ્ઞતા બતાવવા સદા તત્પર છે, તે રાજા તરફ સંદેહ બતાવતા પહેલાં તેનું આત્મસન્માન જ તેને અટકાવશે." આવો પત્ર લખી હોલ્કરે કપ્તાન હંગરફોર્ડને ૧ લી જુલાઇની બધી હકીકત જણાવવા માટે બે વિશ્વાસુ અમલદારોને મહુ મોકલ્યા. હંગરફોર્ડ તેઓની પાસેથી બધું સાભળી સંતોષ પામ્યો.

ઇંદોરમાં રાજકીય પ્રાધાન્ય નાશ પામ્યું. ગોલંદાજ ટુકડીના સાહસિક સૈનિક પુરુષો પોતાની જવાબદારી સમજી બધી બાબતનો બંદોબસ્ત કરવા લાગ્યા. તેઓએ કિલ્લાના બચાવ માટે પુરતાં માણસો રાખ્યાં અને ખોરાકી એકઠી કરી રાખી. છાવણીમાંના અસ્ત્રાગારનો નાશ કરવામાં આવ્યો. કિલ્લાની દિવાલ પર તોપો ગોઠવી દેવામાં આવી. તેણે એક માસ ચાલે તેટલો દારૂગોળો એકઠો કરી રાખ્યો. હવે તેઓ પોતાના ઉપરિ અમલદારોની રાહ જોતા બેઠા. તેમની પાસે કંઇ હુકમ ન આવ્યો. કર્નલ ડુરાન્ડ પર પત્ર લખ્યો પણ તેનો જવાબ ન આવ્યો. છેવટે તેઓ ગવર્નર જનરલના પ્રતિનિધિ રૂપે મુંબઇના ગવર્નર લોર્ડ એલ્ફિન્સ્ટન સાથે પત્ર વ્યવહાર ચલાવવા લાગ્યા. આ પ્રમાણે કપ્તાન હંગરફોર્ડ સાહસ પૂર્વક બધી બાબતનું કામ સંભાળી કર્તવ્ય બજાવવા તૈયાર થયો. જે કાર્ય કરવાનો તેને હક્ક નહોતો તે કાર્ય તે બજાવવા લાગ્યો. કર્નલ ડુરાન્ડે 'અનધિકાર ચર્ચા' કરવા સબબ તેને ઠપકો આપ્યો. પરંતુ આ વખતે જેઓએ આવી 'અનધિકાર ચર્ચા' કરી હતી તેઓએજ હિંદમાં અંગ્રેજોનું પ્રાધાન્ય જાળવી રાખ્યું હતું. ઇતિહાસ આ બાબતમાં સાક્ષી આપવા તૈયાર છે.[1]

---

૧ *Kaye, Sepoy War. Vol. III. P. 338*

આ વખતે તુકાજીરાવ હોલકર ભારે મુંઝવણમાં આવી પડયાં હતા. તોપનો ઓચિંતો અવાજ સાંભળી હુરાન્ડની માફક મહારાજા નવાઇ પામ્યા હતા. તે સમજી ગયા હતા કે મારા પોતાના સૈનિકોજ તોપો ચલાવે છે પણ શાં માટે તોપો ચલાવે છે તે તેમનાથી સમજાયું નહિ. તેઓ અંગ્રેજોની વિરૂદ્ધ કે પોતાની વિરૂદ્ધ લડે છે તે તેમના સમજવામાં ન આવ્યું. રાજમહેલમાં ભારે ધાંધલ મચી રહી હતી. નોકરચાકરો ભયના માર્યા આમતેમ દોડાદોડ કરતાં હતાં ખબરે આપનારા વારંવાર ઉલટા સુલટી ખબરો આપી કોકડું વધારે ગુંચવી નાખતા હતા. આથી આ વખતે શું કરવું, કોની સલાહ લેવી એ તેઓ નક્કી કરી શકયા નહિ. એક વખતે જે સમાચાર આવતા તે સમાચાર બીજીજ ક્ષણે ખોટા ઠરતા. આ પ્રમાણે કોઇ પણ બાબતની નિશ્ચિંતતા રહી નહોતી. થોડીવાર પછી મહારાજા શાંત થયા, ત્યારે એક બાબત તેમને બહુજ મુંઝવવા લાગી. તેણે સાંભળ્યું કે ગવર્નર જનરલનો પ્રતિનિધિ વીર સૈનિક રેસિડેન્સિ તજી નાસી ગયો છે. પરંતુ તે કયાં ગયો છે તે કોઇ કહી શકતું નહોતું. એક રાજનીતિરૂપ અને સાહસિક બ્રિટિશ અમલદાર બંડ શરૂ થતાંજ પોતાનું મથક છોડી કોઇ અજાણ્યે સ્થળે જઇ છુપાશે એવું મહારાજાએ ધાર્યું નહોતું. અત્યારે એ અણધાર્યા સમાચાર સાંભળી તેમના વિસ્મયની સીમા ન રહી. તે સાથે ચિંતાની ચટપટી પણ થવા લાગી. મહારાજા પોતાની ચોતરફ અંધકાર છવાઇ રહેલો જોવા લાગ્યા.

તોપણ હોલકર તદન નિરાશ બની બેઠો નહોતો. તે સમજતો હતો કે બ્રિટિશ રેસિડેન્ટ નાસી ગયો છે અને મારાં લશ્કરે રેસિડન્સિ પર હુમલોકર્યો છે. આ સ્થિતિમાં અવશ્ય હું ગુનેહગાર ગણાઉં ખરો

બ્રિટિશ સરકાર પાસે આ ગુનો ન કરવો એ તેને સૌ પહેલુ કર્તવ્ય જણાયું. ૮ વાગે સિપાહીઓએ રેસિડેન્સિ પર હુમલો કર્યો હતો ૧૦॥ વાગે રેસિડેન્સિ ખાલી થઇ ગઇ હતી. એ વખત દરમિઆન હોલ્કર પાસે નાના પ્રકારની વાતો આવી હતી. ત્યાર બાદ તરૂણ મહારાજા પોતાનુ કર્તવ્ય બજાવવા તૈયાર થયો. ઇંદોરમા જે થોડા ઘણા યુરોપિઅનો બાકી રહ્યા હતા તે બધાને રાજમહેલમા આશ્રય આપવામા આવ્યો. ૯ વાગ્યા પહેલા સાદતખા લોહીથી તરબોળ થઇ ઘોડેસ્વારના રૂપમા મહારાજા સમક્ષ હાજર થયો અને કહ્યુ કે મેં રેસિડેન્સિ પર હુલ્લડ કરી એક સાહેબને ઘાયલ કર્યો છે. મહારાજાએ સાદતખાને કેદ કરવાનો હુકમ આપ્યો. ૧ લી જુલાઇ આ રીતે પસાર થઇ ત્યાર બાદ બે દિવસ સુધી નાના પ્રકારની ગડબડ મચી રહી સિપાહીઓની પેઠે સાધારણ લોકો પણ અતિશય ઉશ્કેરાઇ ગયા હતા. શાંતિ અને વ્યવસ્થાનું રાજ્ય નાશ પામ્યુ હતું. બંડખોરો નાના પ્રકારના જુલ્મો કરતા હતા ચોતરફ લૂટફાટ ચાલતી હતી મહારાજાની સત્તા નાશપામી હતી. મહારાજે બે દિવસ રાહ જોઇ એ દરમિઆન બ્રિટિશ લશ્કર મદદે ન આવ્યુ. બંડખોરો તો વધારે જોર પર આવવા લાગ્યા તેઓએ મહારાજા પાસે ખ્રિસ્તીઓને સોપી દેવાની માગણી કરી. મહારાજાના શિક્ષક ઉમેદસિહને પણ સોપી દેવાની ઇચ્છા જણાવી આ પ્રમાણે દરેક કાર્યમા તેઓની બળવાન વૈરવૃત્તિ પ્રગટ થવા લાગી. ચોતરફ ભયંકર બનાવો બનતા જોઇ મહારાજા શાંત રહી શકયા નહિ. તેઓ ૪ થી જુલાઇએ કેટકાક વિશ્વાસુ નોકરો સાથે ઘોડેસ્વાર થઇ હાથમ એક તીક્ષ્ણ ભાલો લઇ બંડખોરોની છાવણી પાસે આવી પહોચ્યા. તેના આવવાથી છાવણીમા અપૂર્વ દૃશ્ય ફેલાઇ ગયુ. જેઓ એકક્ષણ

પહેલાં ઉદ્ધાતાઇની પરાકાષ્ઠા બતાવતા હતા, તેઓ હવે શાંત બની ગયા, અને ગંભીરતા પૂર્વક મહારાજા સામું જોઇ રહ્યા. મહારાજાનો નવાં કુંપળિઆં સરખો સુંદર દેહ, પાણીદાર આંખો અને અસાધારણ દૃઢતા સૂચક મુખમંડલ નિહાળી તેઓની વૈરવૃત્તિ દૂર થઇ ગઇ. મહારાજાએ ધીરજથી ગંભીરસ્વરે કહ્યું કે "મહેલમાં જે યુરોપિયનો આશ્રય લઇ રહ્યા છે તેઓ જીવતા છે ત્યાં સુધી હું તમને સોંપવાનો નથી. હું તેનું રક્ષણ કરીશ. તેઓ મરી જશે તોપણ તેમનાં શરીરો હું કોઇને સોંપવાનો નથી. હું મારો પ્રાણ આપવા તત્પર છું પણ આશ્રિતોને છોડવા તત્પર નથી. તમે અંગ્રેજો પર હુમલો કરી મારી આજ્ઞા તોડી છે. ધર્મને નામે કોઇના પર હલ્લો કરવો એવું કોઇ પણ શાસ્ત્રમાં લખ્યું નથી. ખરો ધર્મ એક માણસને બીજા માણસ પત્યે હથિયારો ચલાવવાનું શીખવતો નથી; હવે તમે ધર્મનેનામે લુટફાટ કરતાબંધ રહો, નહિ તો હું રાજા તરીકેનું કર્તવ્ય બતાવવા તમારી સામે હથિયારો ઉપાડીશ." બંડખોરો આ બધું સાંભળી રહ્યા, પણ વર્તવા તૈયાર થયા નહિ. તેઓએ મહારાજાને કહ્યું કે "આપ આપના પૂર્વજ જશવંતરાવ હોલ્કરને યાદ કરો, ગર્વ અને કૃતઘ્નતાને લીધે હિંદમાંથી અંગ્રેજોની સત્તા અસ્ત પામી છે, હવે આપ અમને દિલ્હી તરફ લઇ જાઓ. આપ આ બાબતમાં ના પાડી તમારી કાયરતા પ્રગટ કરતા નહિ." હોલ્કરે આ બાબતનો જવાબ આપતાં જણાવ્યું કે " હું મારા પૂર્વજો જેવો સાહસિક કે શક્તિવાળો નથી, વળી સ્ત્રીઓ અને બાળકોને મારવાં એને હું ધર્મ માનતો નથી. જેઓ એ કામ કરે છે તે મારા સાથી ન બની શકે." મહારાજાનાં વચનો પરથી ઘણા ખરાં હિંદુ સિપાહીઓ સમજી ગયા કે આવું હિચકારૂં

કામ ધર્મપુરઃસર નથી. મરાઠી રાજ્યના સ્થાપક શિવાજી કહી ગયા છે કે લડાઇ વખતે ગાય, ખેડુત અને સ્ત્રીઓને નુકસાન કરવું એ કોઇપણ રીતે વાજબી ન ગણાય.

ત્યાર બાદ હોલ્કર મહેલમાં પાછા ફર્યા. બંડખોરો ઘોડાઘણા પ્રમાણમાં શાંત થયા. લૂટફાટ બંધ પડી. સિપાહીઓ તોપો અને પૈસા લઇ, દિલ્હી ભણી રવાના થયા. હોલ્કરે કંપનીના જેટલા રૂપીઆ બચાવ્યા હતા તે તથા આશ્રિત યુરોપિઅનોને વિશ્વાસુ માણસો સાથે મહુ મોકલી દીધા. એ સિવાય તેમનું પોતાનું ઝવેરાત, કંપનીના દસ્તાવેજો વગેરે સુરક્ષિત રાખવા માટે ત્યાં મોકલી દીધું. જે દિવસે સિપાહીઓએ બંડ ઉઠાવ્યું, તેજ દિવસે મહારાજાએ બલવંતરાવ નામના એક વિશ્વાસુ અમલદાર મારફત રેસિડેન્સિમાં કર્નલ પ્લાટ પર એક પત્ર મોકલી આપ્યો હતો. એ પત્રમાં તેમણે ખુલ્લા શબ્દોમાં લખી જણાવ્યું હતું કે “ મારા સૈનિકો અત્યારે મારા તાબામાં નથી. તેઓ સરકારના શત્રુસામે લડવાની ના પાડે છે. ” એજ દિવસે તેણે મુંબઇના ગવર્નર લોર્ડ એલ્ફિન્સ્ટન પર પણ એક પત્ર મોકલ્યો હતો. એ પત્રમાં પણ તેમણે બધી બાબતના વિગતવાર ખબર આપ્યા બાદ પોતાની વફાદારી જાહેર કરી હતી અને સેનાપતિ વુડબર્નને જેમ બને તેમ જલદી મોકલવાનું લખ્યું હતું. કર્નલ ડુરાન્ડ પર પણ તેમણે એજ મતલબનો પત્ર લખ્યો હતો. આ પ્રમાણે તેઓ સરકાર પ્રત્યે પરમ મિત્રતા બતાવવા તૈયાર થયા હતા.

એ દરમિઆન મહારાજાને એક બીજી બાતમી મળી. તેમણે સાંભળ્યું કે કેપ્તાન હચિન્સનને માળવામાંના આમઝરાના અધિપતિએ એક કિલ્લામાં કેદ કર્યા છે. આમઝરા મહારાજા સિંધિઆનું એક

ખંડિયું રાજ્ય હતું. કપ્તાન હચિન્સન ઇંદોરના રેસિડેન્ટના તાબામાં રહી ભીલ લોકોમાં સરકારના એજન્ટ તરીકેનું કામ બજાવતો હતો. તે સર રોબર્ટ હેમિલ્ટનની દીકરી વેરે પરણ્યો હતો. હોલ્કર હેમિલ્ટન-ના કુટુંબને પોતાના કુટુંબ જેવું માનતા હતા. આથી તે કપ્તાન હચિન્સનના કેદ થવાના સમાચાર સાંભળી બહુ નાખુશ થયા. પરંતુ કપ્તાન કે તેના સાથીઓ ખરી રીતે બંદીવાન ન હોતા. તેઓ ભૂપા-વર નામના ગામ આગળ ભીલ સૈનિકો સાથે રહેતા હતા. ભૂપાવર આમઝરાનું એક ગામ હતું. ત્યાંના રજપુત રાજા પાસે એક હજારનું પાયદળ સૈન્ય હતું. તે માળવાના ભીલ સૈન્યના નિર્વાહ માટે દર વરસે અમુક રકમ આપતો હતો. ૨ જુલાઇએ ભૂપાવરમાં એવી બૂમ ઉઠી કે મહરાજા હોલ્કરનાં લશ્કરે રેસિડેન્સિ પર હુમલો કર્યો છે, અને મહારાજાએ પોતે એમાં આગેવાની ભર્યો ભાગ લીધો છે. આ સમા-ચારથી માળવાના નાના નાના રાજાઓ બહુ ચંચળ બની ગયા. કપ્તાન હચિન્સન ભૂપાવરમાં હતો; તેણે સાંભળ્યું કે અમઝરાના સૈનિકો મારા પર હુમલો કરવા તૈયાર થયા હતા. ભૂપાવરમાં ૨૦૦ ભીલ સૈનિકો હતા. હચિન્સને એ લશ્કરની મદદથી પોતાનું મથક જાળવી રાખવાનો નિશ્ચય કર્યો. ૨ જી જુલાઇએ મધરાતે તેને બાતમી મળી કે આમઝરાની પાસેના ધાર નામના ગામડાના કેટલાક મુસલમાન સિપાહીઓ ભૂપાવર તરફ આવે છે. આ વખતે કેવળ ૩૦ ભીલ સૈનિકો હાજર હતા. બાકીના ભીલોતો બીકના માર્યા નાસી ગયા હતા. આમ હોવાથી કપ્તાન હચિન્સન અને તેનો એક મિત્ર પોતાનાં રક્ષણ નીચેનાં બૈરાં છોકરાં સાથે છુપાવેશમાં નાસવાની તૈયારી કરવા લગ્યો. પોતાના વિશ્વાસુ માણસોને સૂચના આપી કે જો કોઇ પૂછે તો કહેવું

કે આ લોકો વડોદરા તરફ જતા પારસી વેપારીઓ છે. કપ્તાન હચિન્સન વગેરે આ પ્રમાણે પારસીના વેશમાં જણુયા નામના ગામ તરફ રવાના થયા.

જણુયા ઇંદોર અને આમઝરાની વચ્ચે આવેલું એક નાનું રાજ્ય છે. આ ગામનો રાજા જોધપુરના રાઠોડ વંશનો ભાયાત ગણાય છે. ત્યાંના ભીલ લોકો સુધરેલા ગણાય છે. નાસેડુઓએ જણુયા નિકટ આવી ત્યાંના જુવાન રાજા પાસે એક સ્વાર મોકલી મદદ માગી. તેઓ જણુયામાં પગ મુકે તે પહેલાં તેઓએ સાંભળ્યું કે આમઝરાનું સૈન્ય અમારી પાછળ પડયું છે. પણ બરાબર વખતે જણુયાથી એક સો ભીલ સૈનિકો મદદમાં આવી પહોંચતાં તેઓની શંકા દૂર થઇ. તેઓ બીન હરકતે એક ગામડામાં જઇ પહોંચ્યા. ગામના મુખીએ તેઓને ખવડાવી પીવડાવી સંતોષ્યાં. તેઓ રાત્રે એક દારૂના વેપારીનાં ઘરમાં રહ્યાં, બીજે દિવસે જણુયા તરફ રવાના થયાં. ૧૫મી જુલાઇએ સવારમાં તેઓ સાજાતાજાં જણુયા આવી પહોંચ્યાં.

જણુયાનો રાજા કેવલ સોળ વર્ષનો બાળક હતો. તે હજુ ઉમર લાયક ન હોવાથી તેના બાપની મા અત્યારે કુલ સત્તા ભોગવતી હતી. તેણે આશ્રિતોને બચાવવા માટે બધી જાતનો બંદોબસ્ત કર્યો. કેટલાક વિશ્વાસુ રજપુતોને આ કામ સોંપવામાં આવ્યું. કેટલાક આરબો આ વખતે દરબારમાં નોકરી કરતા હતા, તેઓ કાફર લોકોના આગમનથી છેંછેડાઇ પડયા. પરંતુ રજપુતોએ તેમને યુરોપિઅનો પાસે આવવા દીધા નહિ. આ રીતે જણુયાની રાણીએ પોતાના અશ્રિતોને બચાવ્યા હતા. છતાં હોલ્કર પાસે આ વાત વિકૃત સ્વરૂપમાં જઇ પહોંચી હતી. આથી તેણે આ લોકોને બચાવવા માટે કેટલાક સૈનિ-

કોને મોકલ્યા. પરંતુ જ્યારે ભૂલ માલમ પડી ત્યારે એ સૌનિકોને પણ બોલાવી કેટલાક રક્ષકોને હચિન્સન સાહેબ તથા તેના ગોઠિયાઓને ઈંદોર લાવવા માટે મોકલ્યા. રક્ષકો ૧૦મી જુલાઇએ જણુયા આવી પહોંચ્યા. ૧૨મી જુલાઇએ નાસેહુઓએ રાજાની પિતામહીની રજા લીધી. મહારાજા હોલ્કરે લેફ્ટેનેન્ટ હચિન્સનને ઇંદોર આવવાનું લખ્યું હતું. હચિન્સન આ સંબંધમાં લખે છે કે ' મહારાજા હોલ્કરની મિત્રતા પર મને દૃઢ વિશ્વાસ હતો. તેથી હું તેમના સૈનિકોના હાથમાં મારા કુટુંબને સોંપતાં અચકાયો નહિ. ' મહુના યુરોપિઅનોએ આ વખતે દેશી સિપાહીઓમાં જે ચળવળ ચાલી રહી હતી તે તરફ લક્ષ રાખી હચિન્સનને ઈંદોર રહેવાની સલાહ ન આપી. તો પણ તેણે આવા સંકટના વખતમાં મહારાજાને સાચી સલાહ આપવા ખાતર રેસિડેન્સિની જવાબદારી સ્વીકારી. કપ્તાન હંગર ફોર્ડે અત્યાર સુધી જે કાર્ય કર્યું હતું તે કાર્ય હવે લેફ્ટેનેન્ટ હચિન્સનને સોંપાયું.

આ વખતે રેસિડેન્ટ કર્નલ ડુરાન્ડે મહારાજા હોલ્કર તરફ જે વર્તણૂક ચલાવી હતી અને હોલ્કરે પોતે પોતાના કાર્ય દ્વારા એ વર્તણૂક ચલાવવી વાજબી નહોતી તે બતાવી આપ્યું હતું તે સંબંધમાં મતભેદ છે. એક પક્ષ ડુરાન્ડની વર્તણૂકનો બચાવ કરે છે; ત્યારે બીજો પક્ષ બધી બાબતની ચર્ચા કર્યા બાદ મહારાજાને બધી રીતે નિર્દોષ અને રેસિડેન્સિ પર હલ્લો કરવાના કાર્યમાં નિર્લિપ્ત માને છે. અત્યારે મહારાજ તુકાજીરાવ અને ડુરાન્ડ બંને કાળના ખોળામાં જઇ સુતા છે. બંને પર અત્યારે સ્તુતિ કે નિંદા અસર કરી શકે તેમ નથી. બંનેનાં કાર્યો અત્યારે બહુ જુનાં બની ગયાં છે. અત્યારે તટસ્થ દૃષ્ટિથી જોતાં જણાયા સિવાય રહેશે નહિ કે કર્નલ

ડુરાન્ડે હોલ્કરને બેવફા માનવામાં ઉતાવળ કરી હતી. મહારાજાએ સ્પષ્ટ જણાવ્યું હતું કે મારાં જે લશ્કરે રેસિડેન્સિ ઉપર હલ્લો કર્યો હતો તે મારા કબજામાં રહ્યું નહોતું. તેણે કર્નલ ડુરાન્ડને સાવચેત રહેવાનું જણાવ્યું હતું. ધનાગારનો પૈસો અને ઝવેરાત સુરક્ષિત રાખવા માટે મહુની છાવણીમાં બ્રિટિશ રેસિડેન્ટ પાસે મોકલી દીધું હતું. બંડખોરોને મારી હઠાવવા તેણે મુંબઇના ગવર્નરને જેમ બને તેમ જલદી લશ્કર મોકલવાનું જણાવ્યું હતું. એ સિવાય તેમણે જાતે બંડખોરો સમક્ષ હાજર થઇ જણાવ્યું હતું કે મારા આશ્રિતોને હું કદી પણ તમારા હાથમાં સોંપીશ નહિ. આ બધાં કાર્યો મહારાજાની વફાદારી સાબીત કરવા માટે પુરતાં છે. પોતાના પાયદળ સૈન્યના અધ્યક્ષ વંશગોપાલને તેણે કોઇ આપ્યું નહોતું. સાદતખાંને પણ ઉત્સાહ ચઢાવ્યો નહોતો. ઉલટું તે તો બિચારો કેદીની અવસ્થા ભોગવતો હતો. ઇ. સ. ૧૮૫૧ ના સપ્ટેમ્બર માસમાં તેને ફાંસીની સજા થઇ તે વખતે તેણે કબુલ કર્યું હતું કે દરબારમાંથી મને રેસિડેન્સિ પર હુમલો કરવાનો હુકમ મળ્યો નહોતો. તેના સાથીઓમાંના બધા મુસલમાનો હતા. પાયદળ લશ્કરનો અધ્યક્ષ વંશગોપાલ તેઓ સાથે ભળ્યો નહોતો.[૧] પોતાની હાજરીથી કદાચ બંડખોરો વધારે ઉશ્કેરાય એવી માન્યતાને લીધે હોલ્કરે ૧ લી જુલાઇએ બંડના સમાચાર સાંભળ્યા છતાં બંડ સમાવવા બહાર પડયા નહોતા. ત્યારબાદ તેઓએ જોયું કે બે દિવસ વીત્યા છતાં બ્રિટિશ લશ્કર તો ન આવ્યું, આ તરફ બળવાખોરો તો દહાડે દહાડે

૧. *John Dickinson, Last Counsels of an Unknown Counseller P. 76, 162.*

જોર પર આવતા જાય છે. આ વખતે તેઓ બંડખોરો સંમક્ષ દક્ષતા બતાવવા બહાર પડયા, બંડખોરોને શાંત પાડયા. આ વખતે તેઓ પોતાના આશ્રિતોને કોઇ પણ બાબતની હરકત દેતા નહિ. આ બધાં કાર્યોમાં તેમની ધીરજ અને બુદ્ધિ જણાઇ આવે છે. જેઓએ ધૈર્ય પૂર્વક આ બધી બાબતો પર વિચાર કર્યો છે તે ઇતિહાસકારો આ પ્રસંગે હોલ્કરનો વાંક કાઢવા તૈયાર થતા નથી. મુંબઇના ગવર્નરે પણ મહારાજાને નિર્દોષ ઠરાવ્યા છે. કપ્તાન હંગરફોર્ડ પણ મહારાજા પર કંઇ વહેમ લાવતો નહોતો ઇતિહાસકારો આનંદ પૂર્વક મહારાજાની વફાદારીનાં વખાણ કરી ગયા છે.[2] અને કર્નલ ડુરાન્ડ એકજ આગળ પાછળનો વિચાર ન કરતાં એકદમ રેસિડેન્સિ છોડી ગયો હતો. તેનો એવો બચાવ હતો કે બંડખોરો હથિયારબંધ હતા; મારૂં મકાન આત્મરક્ષણ માટે ઉપયોગી નહોતું; મહુની છાવણીનું લશ્કર બંડખોરો સામે લડાઇ કરવા તૈયાર નહોતું; વિશ્વાસુ માણસોની સંખ્યા બહુ થોડી હતી; મહારાજા હોલ્કર-ખરોદા પૂર્વક હોકે પછી શક્તિ ન હોવાને લીધે હો-બંડખોરોને કબજામાં રાખવા અસમર્થ હતા. આથી મારે નાસી ગયા સિવાય બીજો કંઇ ઉપાય રહ્યો નહોતો. પણ ઉપરનાં લખાણ પરથી સાબીત થાય છે કે મહુમાં સાહસિક અને સહાયકારી લશ્કરનો તોટો નહોતો. કપ્તાન હંગરફોર્ડ પોતાની તોપો અને ગોલંદાજ સૈન્ય સાથે મદદ કરવા તૈયાર હતો. તેણે કોઇના પર આધાર ન રાખતાં કેવળ પોતાના પગ પર ખડા રહી જે કર્તવ્ય બજાવ્યું હતું તે બાબત તેને ધન્યવાદ આપ્યા સિવાય ચાલે તેમ નથી. કર્નલ ડુરાન્ડ પોતે લશ્કરી

---

૨. *Kaye, Sepoy War, Vol. III. P. 337, 345, 346.*

માણુસ હતો; યુદ્ધકાર્યનો અનુભવી હતો; લડાઇના મેદાનપર કુશળતા બતાવી શકે તેવો હતો. કપ્તાન હંગરફોર્ડ સાથે મળ્યો હોત તો તે બધી ગડબડ શાંત કરી શકત. પરંતુ તેમ ન કરતાં તે એકદમ રેસિડેન્સિ તજી નાઠો; અને હોલ્કર પર નકામો આરોપ મૂકતો ગયો, તેથી તેણે સહૃદય ઇતિહાસકારોની પ્રશંસા ગુમાવી છે. મુંબઇ સરકારે તેની ઓચિંતી નાસભાગ માટે જણાવ્યું છે કે, આ પ્રસંગે બે બાબતો વિચારવાની છે, કાંતો મહારાજા હોલ્કર વિશ્વાસઘાતી બન્યા હોય, અગર તો રેસિડેન્ટ કારણ વિના રેસિડેન્સિ છોડી ચાલ્યો ગયો હોય. મારી સરકારને જણાય છે કે તેમાંની બીજી બાબત અર્થાત્ ગવર્નર જનરલનો એજન્ટ વિનાકારણે ઇંદોર છોડી ગયો હતો એ સત્ય છે."[૧] કર્નલ ડુરાન્ડ કેવળ હોલ્કર પર બેવફાપણાનો આરોપ મૂકી અટક્યો નહોતો. તેણે ધારનું નાનું રાજ્ય ખાલસા કરવાનો વિચાર દર્શાવ્યો હતો. કારણકે ત્યાંનો રાજા સગીર હતો. અને તેના સૈનિકોએ બંડ ઉઠાવ્યું હતું; પરંતુ કંપનિના ડિરેક્ટરો વિરુદ્ધ પડવાથી આ કાર્ય પાર પડયું નહોતું. ડિરેક્ટરોએ હિંદી સરકારને આ સંબંધમાં લખી જણાવ્યું હતું કે "અમે આ બાબતમાં કંઇ સજા દર્શાવી શકતા નથી. જ્યારે સમગ્ર જગતમાં જાહેર થઇ ચૂક્યું છે કે ગ્વાલિયર અને ઇંદોર જેવાં મોટાં રાજ્યો એટલુંજ નહિ પણ ખુદ બ્રિટિશ સરકાર પણ પોતાના લશ્કરને કાબુમાં રાખી શકી નહોતી, ત્યારે ધાર અગર બીજું કોઇ નાનું રાજ્ય પોતાના સૈનિકોને કબજે ન રાખી શકે તે ખાતર અમે તેને કશી સજા કરી શકતા નથી. પોતાના ઘરને પોતે જ આગ લગાડે અને પછી તે આગ

---

૧. *Kaye, Sepoy War, vol. III. P. 346.*

પાડોશીના ઘરમાં ફેલાય ત્યારે એ આગ લગાડવાનો ગુનો પાડોશીઓ પર નાંખવો એ જેટલું ગેરવ્યાજબી છે તેટલુંજ ગેરવ્યાજબી કર્નલ ડુરાન્ડની આ માગણીને અનુમોદન આપવામાં છે." આ પરથી સિદ્ધ થાય છે કે કર્નલ ડુરાન્ડના ગેરવાજબી કાર્યને અનુમોદન આપી મહારાજ હોલ્કરનાં વાજબી કાર્યનું અપમાન અને તેને લીધે તેમના સ્વાર્થને હાનિ થઇ છે તે બાબતમાં કંઇ સંદેહ નથી.[1]

ડુરાન્ડે મહારાજાને જે જાળમાં સપડાવ્યા હતા, તે જાળમાંથી તેઓ લાંબા વખત સુધી છુટી શકયા નહોતા. ઉપરિઅધિકારીઓ તેમનું સન્માન સાચવવા તૈયાર થયા હતા પરંતુ હિંદી સરકારના પરદેશ ખાતાના અમલદારો એ કાર્યમાં અડચણ નાંખવા અચકાયા નહોતા. બોર્ડ ઓફ કન્ટ્રોલના સભાપતિ સ્ટેન્લિએ (પછીથી લોર્ડ ડર્બિ) ઇ. સ. ૧૮૫૮ ના જુલાઇની ૮ મીએ ગવર્નર જનરલને લખ્યું હતું કે–" જે રાજાઓ, સરદારો અને બીજાઓને બ્રિટિશ સરકાર પ્રત્યે વફાદારી બતાવવા ખાતર જમીન અગર બીજું કંઇપણ આપી નવાજવાના હોય તેઓનાં નામની સૂચિ કરી મને મોકલી આપશો. મને ખાત્રી છે કે આપ એ સૂચિમાં સૌ પહેલાં મહારાજા સિંધિઆ, હોલ્કર અને નેપાળના રાજાઓનાં નામ લખશો." પરંતુ ગવર્નરજનરલ લોર્ડ કેનિંગે હોલ્કરને સન્માન આપવાની ના પાડી. તેણે ઇંદોરના બનાવનો ઉલ્લેખ કરી બોર્ડના સભાપતિ આગળ મહારાજાને સન્માન આપવાને માટે નાલાયક જણાવ્યા. ઇ. સ. ૧૮૬૪ ના જુલાઇની ૪થી તારીખે હિંદીપ્રધાન સર ચાર્લ્સ વુડે (પછીથી લોર્ડ હાલિફાક્સ) મહારાજા હોલ્કર શામાટે બીજા ભૂપતિઓ

૧. *Kaye Sepoy War vol. III. P. 346.*

સમક્ષ સન્માન પામવાને અયોગ્ય ઠર્યો તેનાં કારણો તે વખતના ગવર્નર-જનરલ સર જોન લોરેન્સને (પછીથી લોર્ડ લોરેન્સ) લખી જણાવવાનું કહ્યું. એ વખતે કર્નલ ડુરાન્ડ પરદેશ ખાતાનો સેક્રેટરી હતો. તેણે કારણો દર્શાવતાં એ જુની વાતોનો ઉલ્લેખ કરી બતાવ્યો. લોર્ડ મિરોએ ગવર્નરજનરલની પદવી સ્વીકાર્યા પછી આ બાબતનાં કારણો જાણવા માગ્યાં, પણ આ વખતે પણ પરદેશ ખાતાનો પ્રભુ પર્વતની જેમ અચળ બની બેઠો. એ ખાતાના તે વખતના સેક્રેટરી ઇચિસન સાહેબે (પછીથી સર ચાર્લ્સ ઇચિસન) વળી ઇ. સ. ૧૮૫૭ ના જુલાઇની ૧લી તારીખના બનાવનો ઉલ્લેખ કરી જણાવ્યું કે મહારાજા ૫ મી જુલાઇ સુધી આ બાબતમાં તટસ્થ રહ્યા હતા.[૧] આ પ્રમાણે એક હિંદીપ્રધાન પછી બીજો હિંદીપ્રધાન, એક ગવર્નરજનરલ પછી બીજો ગવર્નરજનરલ મહારાજા હોલ્કર વિષે તપાસ કરવા લાગ્યો. પરંતુ કર્નલ ડુરાન્ડે બતાવેલાં એ જુનાં કારણ આગળ બધાને અટકી જવું પડતું. ઇતિહાસ એ જુઠો આરોપ ભૂસી નાખવામાં પાછો પડયો નથી. કે, મેલિસન, વગેરે ઇતિહાસકારોએ હોલ્કરનાં વખાણ કર્યાં છે. મહારાજા પણ સરકારતી 'સ્ટાર ઓફ્ ઇંડિઆ'ની પદવી મેળવી ધન્ય થયા હતા. આ તરફ કર્નલ ડુરાન્ડ પણ ક્રમે ક્રમે ઉંચી પદવીએ ચઢતો જતો હતો. તે પરદેશ ખાતાનો સેક્રેટરી, ગવર્નરજનરલની કૌંસિલનો સભાસદ અને છેવટે પંજાબનો લેફ્ટેનેન્ટ ગવર્નર બન્યો હતો. પરંતુ દિલગીરીની વાત એ

---

૧. *Evans Bell, A Letter to H. M. Durand, Notice. P. VI–VII.*

સાહસિક, બહાદુર અને કર્તવ્ય પરાયણ હતો. જ્યારે મિરતમાં બંડ ઉઠયું ત્યારે તે આબુ ઉપર હવા ખાતો હતો. એ બંડના સમાચાર મળતાં જ તે પોતાની જવાબદારી સમજી શકયો. એક લેખ ત્રીશ હજાર ચો. મા. જેટલો વિશાળ પ્રદેશ તેને સાચવવાનો હતો. આ વિશાળ પ્રદેશમાં શાંતિ જાળવવાનો પ્રયાસ કરવામાં તેણે આળસ કરી નહિ. મિરતના સમાચાર મળ્યા બાદ ચાર દિવસ પછી તેણે એક જાહેરનામું પ્રગટ કર્યું. એ જાહેરનામામાં તેણે બધા રાજાઓને પોતપોતાનું સૈન્ય તૈયાર રાખવાની અને પોતપોતાના રાજ્યમાં શાંતિ જાળવી રાખવાની વિનંતી કરી. તેના મદદનીશો પણ તેને મદદ આપવા તૈયાર થયા. વાયવ્ય પ્રાંતના લેફ્ટેનેન્ટ ગવર્નર કેલ્વિન સાહેબે, કર્નલ લોરેન્સને બધું ગોરૂં લશ્કર અને ઓફિસરો તથા કંપનિની તેજુરી લઇ આગ્રાનો બચાવ કરવા આવવાની પ્રાર્થના કરી. કર્નલ લોરેન્સ આ માગણી સાંભળી ચમકયો. રજપુતાના છોડી જવાથી ભયંકર પરિણામ આવવાનો સંભવ હતો. રજપુતાનાનું મધ્યસ્થ સ્થળ અજમેર બ્રિટિશ સરકારના તાબામાં હતું. ત્યાં વિવિધ હથિયારોથી ભરપૂર અસ્ત્રાગાર હતું. ત્યાંની તેજુરીમાં પુષ્કળ પૈસા હતા. હિંદુ અને મુસલમાનોનું આ પવિત્ર તીર્થ મનાતું હતું. રજપુતાનાના શરાફો અને બીજા વેપારીઓના પૈસાથી આ શહેર સમૃદ્ધિવાન બનેલું હતું. કર્નલ લોરેન્સ સમજતો હતો કે આ લોભ પેદા કરનારૂં સ્થળ જો બંડખોરોના હાથમા ગયું તો આખું રજપુતાના બળવાની આગમાં સપડાશે. આથી તે પોતાના બંને ભાઇઓની માફક આ વખતે દ્રઢતા પૂર્વક કર્તવ્ય બજાવવા તૈયાર થયો. આ તરફ કેલ્વિન સાહેબ પણ પોતાની માગણીનું ગેરવાજબીપણું સમજી ગયા હોવાથી તેમણે વધારે

દબાણુ ન કર્યું. ઉલટું તેમણે કર્નલ લોરેન્સના હાથમાં વધારે સત્તા આપવા માટે તેને બ્રિગેડિયર જનરલની પદવી આપી રજપુતાનાના સમગ્ર સૈનિક ટુકડીઓના અધ્યક્ષ તરીકેની સત્તા આપી. હવે બ્રિગેડિયરે લોરેન્સે સૌ પહેલાં અજમેર બચાવવાનો નિશ્ચય કર્યો. અજમેરમાં સિપાહીઓની એક અને મહેર નામના હલકી જાતના લોકોની એક મળી બે ટુકડીઓ હતી. મહેર લોકો અગાઉ બહુ સુધરેલા નહોતા. અજમેરના કમિશનર લેફ્ટેનેન્ટ કર્નલ ડિક્સનના યત્નથી તેઓની અવસ્થા સુધરી હતી. મહેરોને સરકારી સૈન્યમાં જોડયા હતા. દેવર નામનું ગામ તે લોકોનું મુખ્ય મથક હતું. કર્નલ ડિક્સન આ વખતે દેવરમાં મરણ પથારી પર પડયો હતો. દૈવયોગે તે ત્યાં જ મરણ પામ્યો. પણ તેણે આપેલી કેળવણી નિષ્ફળ નીવડી નહિ. સિપાહીઓ પર મહેર લોકોને બહુ લાગણી નહોતી. એ ખાતર બ્રિગેડિયર લોરેન્સે કંઇ મુશ્કેલી આવી પડે તે પહેલાં સિપાહીઓને અજમેરથી ખસેડી ત્યાં મહેર લોકોને ગોઠવવાનો વિચાર કર્યો. એ વિચાર પાર પાડવામાં કંઇ મુશ્કેલી ન નડી. તેના હુકમથી લેફ્ટેનેન્ટ કાર્ણેલ નામનો એક સૈનિક પુરૂષ મહેર લોકોનાં લશ્કરને દેવરથી અજમેર લઇ આવ્યો. અજમેર બચ્યું. અને તે સાથે આખું રજપુતાના સુરક્ષિત થયું.

રજપુત રાજાઓમાં ઉદયપુરના મહારાણા સૌથી આગેવાન ગણાય છે. વંશમર્યાદામાં, વીરત્વમાં અને સ્વાર્થત્યાગમાં ઉદયપુરના મહારાણાની સમક્ષ કોઇ ઉભું રહી શકે તેમ નહોતું. જ્યારે બીજા બધા રજપુતોએ મોગલોની સાથે સગપણનો સંબંધ બાંધવાનું વાજબી ધાર્યું હતું ત્યારે ઉદયપુરના મહારાણા અચળ પર્વતની માફક દૃઢ રહ્યા હતા. તેઓએ મોગલોની સાથે એવો સંબંધ બાંધવા તરફ તિરસ્કાર દર્શાવ્યો હતો.

એટલું જ નહિ પણ જેઓએ મોગલો સાથે એવો સંબંધ બાંધ્યો હતો, તેઓની સાથે સર્વ પ્રકારનો સામાજિક સંબંધ તોડી નાંખ્યો હતો. આવાં કૃત્યોથી આવી પડેલાં દુઃખોને તેઓએ દુઃખો તરીકે માન્યાં જ નહોતાં. ભયંકર લડાઇઓમાં તેમના હજારો સૈનિકો માર્યા ગયા હતા, તેમને પોતાને ડુંગરાઓમાં રઝળી અપાર કષ્ટ વેઠવું પડયું હતું, છતાં તેઓએ પોતાની ટેક છોડી નહોતી. આવા સ્વાર્થત્યાગને લીધે રાજસ્થાનમાં તેઓ અગ્રગણ્ય મનાતા હતા. રજપુતો એક ક્ષણ માટે પણ એ ગૌરવની કથા વિસરી શકતા નહિ, એક ક્ષણ માટે પણ એ દેવ સમાન પ્રતાપરાણાનું મહત્વ લોપ પમાડી શકતા નહિ.

આ વખતે ઉદયપુરના મહારાણા પર સરકારની તીક્ષ્ણ નજર હતી. કપ્તાન સોવર્સ ઉદયપુરના દરબારમાં સરકારના એજન્ટ તરીકે કામ કરતો હતો. ઇ. સ. ૧૮૮૫ માં મેવાડના કેટલાક સરદારોના કાર્યથી સર હેન્રિ લોરેન્સ અને તેના ભાઇ કર્નલ લોરેન્સ નાખુશ થયા. તેઓએ એ સરદારોને વશ કરવા માટે અંગ્રેજી લશ્કર મોકલવાનો ઠરાવ કર્યો. મેવાડના મહારાણાને બચાવવા ખાતર તેમને આ કામ કરવાની જરૂર પડી હતી. ઇ. સ. ૧૮૫૭ માં જ્યારે ચોતરફ બળવો ફેલાઇ ગયો, ત્યારે મેવાડના મહારાણા સાથે બ્રિગેડિયર લોરેન્સને કોઇપણ જાતનો અણબનાવ થયો નહિ[1] આ વખતે મહારાણાએ એક સુંદર સરોવરને

---

૧. કે સાહેબે લખ્યું છે કે મેવાડના દરબાર સાથે જ્યોર્જ લોરેન્સને વિવાદ થયો હતો. લોરેન્સે મેવાડમાં અંગ્રેજી લશ્કર રાખવાનો, મહારાણાને પદવીભ્રષ્ટ કરવાનો, અને તેના કેટલાક મુખ્ય સરદારોને દેશનિકાલ કરવાનો ઠરાવ કર્યો હતો.–*Kaye, Sepoy War, Vol. III. P. 335.* પરંતુ જ્યોર્જ લોરેન્સે આ વાકયો વાંચી

કિનારે આવેલા પોતાના ગ્રીષ્મ ભુવનમાં કપ્તાન સોવર્સની મુલાકાત લીધી. તેણે આવા કટોકટીના વખતમાં પોતાના વિશ્વાસુ સૈનિકો સાથે મદદમાં આવી સરકારને દરેક રીતની મદદ આપવાનું વચન આપ્યું, દરબારના મુખ્ય અમલદારોને આ ખાતર કપ્તાન સોવર્સ પાસે મોકલવાનો બંદોબસ્ત કર્યો અને એ ઉદ્દેશ પાર પાડવા માટે પોતાના તાબાના બધા સરદારો પર એ મતલબના હુકમો મોકલવામાં આવ્યા. આ પ્રમાણે તેઓ દરેક બાબતમાં સરકારના પક્ષમાં ઉભા રહેવા તૈયાર થયા.

એ દરમિઆન કપ્તાન સોવર્સને ખબર મળ્યા કે નીમચ અને નસીરાબાદના સિપાહીઓ સરકાર સામે ઉઠયા છે. ૪૦ નાસેલ યુરોપિઅનો તથા બૈરાં છોકરાં અતિશય શોચનીય હાલતમાં પચાસ માઇલ દૂર આવી રહ્યાં છે. આ સમાચાર મલતાં જ કપ્તાન બે મદદનીશો સાથે મેવાડના કેટલાક સ્વારો લઇએ શોચનીય સ્થિતિમાં આવી પડેલા જીવોનો ઉદ્ધાર કરવા રવાના થયો. મહારાણાએ તેને આ બાબતમાં જોઇતી મદદ આપવાની આનાકાની કરી નહિ. તેણે બેદલા નામના ગામના સરદારને એ લોકોને ઉદયપુર લાવવા માટે મોકલ્યો.

---

કે સાહેબને લખી મોકલ્યું હતું કે મેં કદી પણ મહારાણાને પદવીભ્રષ્ટ કરવાનો ઠરાવ કર્યો નહોતો. મહારાણા સાથે મારે જરા પણ તકરાર નહોતી. મેં તથા મારા ભાઇ સર હેન્રિ લોરેન્સે કેવળ મેવાડના કેટલાક સરદારોની સત્તા ઓછી કરવા માટે બ્રિટિશ સૈન્ય રાખવાની અને જરૂર પડે તો એક મુખ્ય સરદારને પદવીભ્રષ્ટ કરવાનો ઠરાવ કર્યો હતો. મહારાણાને બચાવવા ખાતર જ આ પ્રમાણે કરવું પડ્યું હતું.

—*Kaye, Sepoy War Vol. III. Appendix P. 683.*

સોવર્સ સાહેબે પણ એ લોકોને એ સરદારના રક્ષણ તળે રાખવામાં કંઇ વાંધો જોયો નહિ. સાહસિક રજપુત સરદારે એ હતભાગ્ય લોકોને એક રમણીય દ્વીપમાંના સુરમ્ય મહેલમાં લાવી રાખ્યાં.

જયપુરના મહારાજાના સૈનિકો આગ્રાની સરહદ સાચવવા લાગ્યા. મારવાડના મહારાજાએ પણ પોતાની વફાદારી બતાવવામાં પાછી પાની કરી નહિ. સાહસ અને બહાદુરીમાં મારવાડ બહુ પ્રસિદ્ધ છે. એ મરૂભૂમિના રાજાઓએ એક વખત દિલ્હીના પાદશાહોને પણ વિસ્મય પમાડયા હતા. આ સ્થળના એક સેના નાયકની અપૂર્વ વફાદારી અને અસાધારણ બહાદુરી જોઇ મારવાડની વેરાન ભૂમિને ઉદ્દેશી વીર શેરશાહે એક વખતે કહ્યું હતું કે "હું એક મુઠી ભૂસાને ખાતર આખું હિંદ સામ્રાજ્ય ગુમાવવા તૈયાર થયો હતો." પરંતુ આ વખતે કંકાસને લઇને જોધપુરનું રાજ્ય નબળું પડી ગયું હતું. કેટલાક સરદારો જબરા બની ગયા હતા. તોપણ એ રાજ્યે સરકારને ઘોડેસ્વાર અને પાયદળ મળી ૨ હજાર સૈનિકો અને ૬ તોપો આપી હતી. આ પ્રમાણે જુન માસ દરમિઆન રજપુતાનામાં સર્વત્ર શાંતિ વિરાજવા લાગી. કર્નલ જ્યોર્જ લોરેન્સ આ સંબંધમાં લખે છે કે "આ પ્રમાણે જુન માસમાં—બંડના સમાચાર મળ્યા બાદ ૧૫ દિવસની અંદર તો ભરતપુર, જયપુર, જોધપુર અને અલવરના લશ્કરો અમારી સાથે લડાઇના મેદાનમાં એકત્ર કાર્ય કરવા તૈયાર થઇ રહ્યાં."[1] રજ-

---

અહીં જ્યોર્જ લોરેન્સે મેવાડના મહારાણા અને ત્યાંના એજન્ટ કપ્તાન સોવર્સનું નામ જણાવ્યું નહોવાથી કે સાહેબે વાંધો ઉઠાવ્યો હતો. જ્યોર્જ લોરેન્સે તેના જવાબમાં જણાવ્યું હતું કે મેં અહીં મેવાડના રાણાનું નામ લખ્યું નથી ખરૂં, પણ મારા જાહેરનામામાં

પુતાનામાં તરત વેળાએ તો કંઇ ગરબડ ન થઇ, અને રજપુત રાજાઓએ દિલ્હીના પાદશાહ સાથે કોઇપણ જાતનો સંબંધ ન રાખ્યો છતાં કેલ્વિન સાહેબ તદ્દન નિશ્ચિંત થઇ શક્યા નહિ. સિપાહીઓના બળવાનો ઇતિહાસ લખનાર કે સાહેબ આ પ્રસંગે જણાવે છે કે 'જેઓએ એક વખત મોગલો સાથે વિવાહ સંબંધ બાંધ્યો હતો, મોગલોનાં કાર્ય કરવામાં ઉત્સાહ બતાવ્યો હતો, મોગલોના નામના સિક્કા પાડયા હતા, તેઓનો એ ઇતિહાસ વાયવ્ય પ્રાન્તના સૂક્ષ્મ દૃષ્ટિવાળા લેફ્ટેનેન્ટ ગવર્નરની યાદદાસ્તમાં જાગ્રત થઇ રહેલો હતો,' એ ઇતિહાસપ્રસિદ્ધ ઘટનામાંથી કેવું ફળ ઉત્પન્ન થયું હતું, તે આગળ પર સમજાશે.

Vallabhji Ramjee



મહારાણાની વફાદારી અને નીમચના યુરોપિઅન નાસેલુઓ પ્રત્યેના તેમના પ્રેમ વિષે મેં ઉલ્લેખ કર્યો છે, અને એ ખાતર બ્રિટિશ સરકારે રાણાને ધન્યવાદ જણાવ્યો છે. એ પણ જણાવ્યું છે. કપ્તાન સોવર્સના સંબંધમાં તેણે જણાવ્યું હતું કે કપ્તાને મારો હુકમ માન્યો નહોતો તેથી ગવર્નર જનરલે તેને ઠપકો આપ્યો હતો. *Kaye, Sepoy War, Vol. III. Appendix P. 683, 684.* ગમે તેમ હો પણ જ્યોર્જ લોરેન્સે બીજા રાજાઓ સાથે મેવાડના મહારાણાનું નામ જણાવ્યું હોત તો ઠીક હતું, એતો નક્કી.

## અધ્યાય ૪ થો

### આગ્રા

વિષય નિર્દેશઃ—આગ્રા—નીમચનાં સિપાહીઓ—કેલ્વિન સાહેબ માંદા પડયા—રાજ્ય વહીવટનો બંદોબસ્ત—કોટાના સિપાહીઓ—આગ્રા પાસે લડાઇ—અંગ્રેજી સૈન્યનું પાછું આવવું—છાવણીનો નાશ—આગ્રાના કિલ્લામાં રહેનારાઓની દુર્દશા—કેલ્વિન સાહેબ મરણ પામ્યા.

આગ્રાના સિપાહીઓ નિઃશસ્ત્ર થયા હતા. તેઓ રૂપીઆની થેલી કમરે બાંધી, હંમેશાં વાપરવાનાં વાસણકુસણો ખાંધે નાખી, શાંતિપુર્વક ઘર તરફ રવાના થયા હતા: કોઇ કોઇ ઘેર ન જતાં દિલ્હી જઇ ત્યાંના પાદશાહની નોકરી સ્વીકારી નવાં હથિયારોથી સજ્જ થયા હતા. આ નિઃશસ્ત્ર સિપાહીમાંનો કોઇ પાછો આગ્રા આવ્યો નહોતો. કેલ્વિન સાહેબને તેઓને ખાતર કંઇ ચિંતા કરવી પડી નહિ. તોપણ આગ્રા સર્વાંશે શાંતિપૂર્ણ થયું નહિ, વિપત્તિનાં ચિહ્નો સર્વાંશે દૂર ન થયાં, યુરોપિઅનોના ભાગ્યમાં સુખ ભોગવવાનું ન લખ્યું હોય તેવું જણાયું. આગ્રા જમના નદીને જમણે કિનારે આવેલું છે. જુન માસમાં એ કિનારાપરનાં લગભગ બધાં ગામડાં બ્રિટિશ આણ નીચેથી નીકળી ગયાં હતાં. ડાબા કિનારાપરનાં ગામડાંઓની સ્થિતિ પણ બહુ આશાજનક નહોતી જુન માસની આખરે ઘણાખરા લોકો આગ્રા તજી ગયા હતા. વાવાઝોડાની શરૂઆતમાં પ્રકૃતિ જેવી શાંતિ ધારણ કરે, તેવી શાંતિ અત્યારે આગ્રામાં ફેલાઇ રહી હતી. પરંતુ એ શાંતિ હવે અશાન્તિના રૂપમાં ફેરવાઈ ગઇ. સર્વત્ર અવ્યવસ્થાનાં મોજાં ફરી વળ્યાં.

નીમચના સિપાહીઓ બંડ ઉઠાવી જુલાઇ માસમાં આગ્રા ભણી વધ્યા. ગ્વોલિયરથી નાસેલ યુરોપિઅનો આવી આગ્રાના કિલ્લામાં જઈ ભરાયા. જેના પર આ વિશાળ કર્ત્તવ્યની જવાબદારી હતી તે અત્યારે–આ કટાકટીના વખતે માંદા પડયો. કેલ્વિન સાહેબ પોતાની સત્તા તળેના વિશાળ પ્રદેશમાં શાંતિ સ્થાપવા, યુરોપિઅનોને સુરક્ષિત બનાવવા, અને બંડખોરોને હાંકી કાઢવા કટિબદ્ધ થયા હતા. પરંતુ તેનું સુગઠિત અને બળવાન શરીર ચિંતા, અનિદ્રા અને અતિશ્રમને લીધે તદ્દન નંખાઇ ગયું હતું. એ સિવાય તીક્ષ્ણ મતભેદોએ પણ તેમના મગજને હેરાન કરી નાંખ્યું હતું. તાબાના લોકોની ઉશ્કેરણી અને વિરુદ્ધ આચરણથી તે જ્યારે ભારે મુંઝવણમાં આવી પડયા હતા, ત્યારે તેના મદદગારો તેમની વિરુદ્ધ પડવા તત્પર થયા હતા. કોઇ કોઇ તેની સાથે એવી વર્તણુક ચલાવવા લાગ્યા કે જેથી હરકોઇ માણસને ગુસ્સો ચઢયા સિવાય રહે નહિ. તેઓ પોતાના અધ્યક્ષ અને પરિચાલક ઉપર નાના પ્રકારના દોષો ચઢાવી પત્રો લખવા લાગ્યા. એ પત્રોમાં તેઓનો અપાર દ્વેષ પ્રગટ થવા લાગ્યો. કોઇ કોઇ તો ન સંભળાવી શકાય તેવી ભાષામાં તેની નિંદાના પત્રો ગવર્નર જનરલ પર લખવા લાગ્યા. એટલું જ નહિ પણ એ પત્રોમાં તેને પદભ્રષ્ટ કરવાની માગણી થવા લાગી. કોઇ કોઇ પાર્લેમેન્ટમાં આ બાબતની ચર્ચા ચલાવવાની સલાહ આપવા લાગ્યા. લોર્ડ કેનિંગે આ પત્રો લખનારાઓના શબ્દોને 'આગ્રાના હુવડોના ભયંકર શબ્દો' તરીકે ઓળખાવ્યા છે. આવા કેટલાક પત્રો દિલ્હી રવાના કરવામાં આવ્યા હતા, ત્યાંના યુરોપિઅનો એ પત્રો જોઇ કહેતા કે "આગ્રાવાળા વળી બરાડા પાડવા લાગ્યા છે." અતિશ્રમ, અનિદ્રા વગેરેથી કેલ્વન સાહેબની શારીરિક શક્તિ

નાશ પામી, તે સાથે આવા વિકટ અવાજો તેમની માનસિક શક્તિ ઓછી કરવા લાગ્યા. તોપણ તે કર્તવ્યચ્યુત થયા નહિ. આવી સ્થિતીમાં પણ તેઓ પોતાનું કર્તવ્ય બજાવવા લાગ્યા.

જુન માસના ત્રીજા અઠવાડિઆમાં બૂમ ઉડી કે નીમચ અને નસીરાબાદના બંડખોર સિપાહીઓ ચોતરફના બદમાસ લોકો સાથે મળી આગ્રા તરફ આવે છે. આ સમાચારની સત્યતા માટે કંઇ સંદેહ રહ્યો નહિ. આવનાર સિપાહીઓની સંખ્યા ૨૬૦૦ ની હતી. તેઓની ૧૨ તોપો હતી. સમાચાર ખરા પડયા એટલે કેલ્વિન સાહેબ શાંત રહી શકયા નહિ. તેણે જુન માસની આખરે નિઃશસ્ત્ર અને લડાઇના કામથી બે વાકેફગાર ખ્રિસ્તીઓને કિલ્લામાં જવાનો હુકમ આપ્યો અમુક ચીજો સિવાય બીજી ચીજો કિલ્લામાં લઇ જવાની મના કરવામાં આવી. આ હુકમથી છેવટે બધાં પુસ્તકો, વાસણકુસણ અને કાગળની પ્રાઇસો નાશ પામી હતી.[1] ૨૭ જુલાઇએ નીમચના સિપાહીઓ આગ્રાથી ૨૩ માઇલ દૂર આવેલા ફતેહપુર સિક્રી આગળ આવી પહોંચ્યા. હવે સત્તાવાળાઓએ આગ્રાને બચાવવા માટે બંદોબસ્ત કર્યો. કોટમાંનું બ્રિટિશ સૈન્ય આગ્રા આવી પહોંચ્યું એ સિવાય નવાબ સૈફુલ્લાખાન નામના એક ઉંચી પદવીના રાજપુરુષની સરદારી નીચે કિરોલીના છસો પાયદળો, ભરતપુરના ત્રણસો ઘોડેસ્વારો અને બે તોપો અગ્રામાં હાજર હતી. એક અંગ્રેજ સૈનિક પુરુષ લેફટેનેન્ટ ગવર્નરના એજન્ટ તરીકે આ સૈન્ય સાથે રહેતો હતો.

બંડખોરો ફતેહપુર સિક્રી આગળ આવ્યાના સમાચાર મળ્યા એટલે આ બંને સૈન્યોને જુદે જુદે સ્થળે ગોઠવવામાં આવ્યાં. કોટાનું

---

૧. *Raikes, Notes on the Revolt &c. P. 54.*

લશ્કર આગ્રાની છાવણી સાચવવા માટે ગોઠવાઇ ગયું. સૈયદુલ્લાખાનનું લશ્કર આગ્રાથી ૪ માઇલ દૂર ફતેહપુર સિક્રીના રસ્તાની બાજુએ આવેલા શાહજંગ નામના ગામડા આગળ ગોઠવાઇ ગયું. ૨ જી જુલાઇએ બંડખોરોને અટકાવવા માટે આ પ્રમાણે બંદોબસ્ત કરવામાં આવ્યો.

બીજે દિવસે કેલ્વિન સાહેબ બહુ માંદા પડી ગયા. તેના શરીર પર પક્ષાઘાતની અસર જણવા લાગી. તેથી તેણે એક સમિતિ ઉપર ચોવીશ કલાકને માટે આવશ્યક કાર્ય બજાવવાની જવાબદારી મુકી. રેવન્યુ બોર્ડનો જુનો અમલદાર રિડ, બ્રિગેડિયર પોલ હોવેલ, અને લેફ્ટેનેન્ટ ગવર્નરનો સેક્રેટરી કપ્તાન મેકલિયડ આ સમિતિના સભાસદો હતા. ૪ થી જુલાઇએ બ્રિગેડિયરને બંગલે સમિતિ મળી. લેફ્ટેનેન્ટ ગવર્નર પોતાના ડાકટર સાથે પાસેની કોટડીમાં રહેવા લાગ્યો. સમિતિ શહેરના બચાવ માટે અને બંડખોરોને અટકાવવા માટે વિચાર કરવા લાગી. કારાગારમાંના સંખ્યાબંધ કેદીઓ છૂટે તો બંડખોરોની શક્તિ વધે તેવું હતું. એ ખાતર સમિતિએ કેદીઓમાંના મજબુત શરીરવાળા અને બળવાન લોકોને નદીને પેલેપાર લઇ જઇ છોડી મૂકવાનો, કિલ્લાની પાસે જમના નદી પર પુલ હતો તે તોડી નાખવાનો, ખ્રિસ્તીઓને કિલ્લામાં જઇ રહેવાનો, અને નવાબ સૈયદુલ્લાખાનની બે તોપો અસ્ત્રાગારમાં મોકલવાના ઠરાવ પસાર થયા. એ સિવાય કોટાના સૈનિકોના અધ્યક્ષને આગળ વધી બંડખોરો પર હલ્લો કરવાનો હુકમ આપવાની વાત સ્વીકારવામાં આવી.

પહેલા ત્રણ ઠરાવો તો બીન હરકતે અમલમાં મુકાયા. પરંતુ છેલ્લા બે ઠરાવો અમલમાં મૂકતાં ભયંકર મુશ્કેલી ખડી થઇ. કોટાના

સૈનિકો પર વહેમ આવ્યો હતો. કોઇ કોઇ તેઓને નિઃશસ્ત્ર કરવાનો ઠરાવ લાવ્યા હતા. પરંતુ બ્રિગેડિયર એવી કઠોરતા દર્શાવવા તત્પર થયો નહિ. છેવટે જ્યારે જણાયું કે તેઓને પાસે રાખવા એ સહીસલામત ભર્યું નથી ત્યારે તેઓને બંડખોરોને અટકાવવા માટે ૪ થી જુલાઇએ ફતેહપુર સિક્રી તરફ જવાનો હુકમ આપવામાં આવ્યો. પરંતુ તેઓ બંડખોરો સામા ન જતાં સરકાર સામા થયા. એક યુરોપિઅન અમલદાર તેઓની ગોળીથી મરણ પામ્યો. અંગ્રેજ ઓફિસરો પર પણ તેઓએ ગોળીબાર ચલાવ્યા. છેવટે તેઓ નીમચના લશ્કર સાથે જોડાવા રવાના થયા. પરંતુ એ વખતે અંગ્રેજ સેનાનાયકો આળસુ થઇ બેઠા નહોતા. એક સેનાનાયકે કેટલાક સ્વયંસેવક ઘોડેસ્વાર સૈનિકો સાથે તેમના પર હલ્લો કર્યો. આ હલ્લાથી બંડખોરોનાં કેટલાંક માણસો મરણ પામ્યાં અને લડાયક સામગ્રીથી ભરપૂર કેટલાંક ઊંટ પકડાયાં. એ જ દિવસે સાયંકાળ વખતે નવાબ સૈયદુલ્લાખાને જાહેર કર્યું કે મારા સૈનિકો વફાદાર નથી, હું તેમના પર આધાર રાખી શકતો નથી. ભરતપુરના ઘોડેસ્વારોએ તેમનો સાથ તજ્યો હતો, તેની ટુકડીની તોપો બીજે સ્થળે મોકલી દેવાઇ હતી, આથી કિરોલીના સૈનિકો હતાશ થઇ ગયા હતા. આમ થવાથી નવાબ સૈયદુલ્લાખાનને તેના સૈનિકો સાથે કિરોલી જવાનો હુકમ થયો. એ જ રાત્રે સૈયદુલ્લાખાન આ હુકમને અનુસરી સૈનિકો સાથે કિરોલી રવાના થયો.

કોટાના સૈનિકોએ બંડ ઉઠાવ્યું એટલે ખાંડા લેફ્ટેનન્ટ ગવર્નરને કિલ્લામાં લઇ જવાની જરૂર પડી. બ્રિગેડિયરનો બંગલો બહુ સલામત નહોતો. બંડખોરો એ બંગલા પર હલ્લો કરે એવો સંભવ જણાતો

હતો: એ ખાતર કેટલાક સ્વયંસેવક એ બંગલાના બચાવ માટે ખડા રહેતા હતા. લેફ્ટેનેન્ટ ગવર્નર અનિચ્છા પૂર્વક કિલ્લામાં જવા તૈયાર થયો. રક્ષકોથી વીંટળાઇ તે કિલ્લામાં જઇ પહોંચ્યો. પરંતુ પાછળથી સાંભળ્યું કે બંડખોરો વિખરાઇ ગયા છે ત્યારે તેણે પાછા બ્રિગેડિયરને બંગલે જવાની ઇચ્છા દર્શાવી, પણ બ્રિગેડિયરે તેમ કરવાની ના પાડી. ૫ મી જુલાઇથી કેલ્વિન સાહેબની તબિયત એટલી બધી લથડી ગઇ કે તેના મિત્રો અને સાક્ષીઓને બહુ ચિંતા થવા લાગી. આવી સ્થિતિમાં પણ તેઓ પોતાનું કર્તવ્ય બજાવતાં અટક્યા નહિ. તેનો અતિશય આગ્રહ જોઇ ડોક્ટરો તેને ઇચ્છા છતાં કામ કરતાં અટકાવી શકતા નહિ.

એજ દિવસે (૫ મી જુલાઇ) સવારમાં સમાચાર આવ્યા કે બંડખોરો આગ્રા તરફ આવે છે. એક અંગ્રેજ અધિનાયકે બ્રિગેડિયરને બંડખોરો પર હલ્લો કરવા માટે આગળ વધવા દેવાની મંજુરી માગી, પરંતુ બ્રિગેડિયરે આનાકાની કરી. છેવટે જ્યારે બંડખોરો આવી પહોંચ્યાના સમાચાર આવ્યા ત્યારે તેણે વિચાર કર્યો કે હવે બે ઉપાય રહ્યા છે. કાંતો કિલ્લામાં ભરાઇ બચાવ કરવો, અગર બંડખોરોને નસાડી મૂકવા. સાહસિક સેનાનાયકોને છેલ્લો ઉપાય સારો લાગ્યો. બ્રિગેડિયરને પણ એ ઠીક લાગ્યું. એથી તેણે જેમ બને તેમ જલદી બંડખોરોને નસાડી મૂકવાનો હુકમ આપ્યો.

બ્રિગેડિયરના હુકમથી એક વાગ્યાને શુમારે યુરોપિઅન સૈનિકોએ કવાયતનું મેદાન છોડયું. સામા પક્ષમાં બે હજારથી વધારે લશ્કર હતું. અંગ્રેજ અધિનાયકોએ તેઓને યુરોપિઅન પદ્ધતિ મુજબ કેળવ્યા હતા. કોટાના સૈનિકો પણ તેમની સાથે જઇ ભળ્યા હતા. અંગ્રેજોની

પાસે ૮૦૦ સૈનિકો હતા. વૃદ્ધ બ્રિગેડિયર પોલ હોવેલે તેની સરદારી લીધી હતી.

અંગ્રેજ લશ્કર શાહગંજ નામના ગામ આગળ આવી પહોંચ્યું, એટલે બ્રિગેડિયરે થોડીવાર ત્યાં થોભવાનો હુકમ આપ્યો અને પોતે બંડખોરોની હિલચાલ તપાસવા લાગ્યો. ૧ માઇલ દૂર આવેલા શાનિયા નામના ગામ આગળ બંડખોરો તેની નજરે પડયા. બંડખોરોના પાયદળ સૈનિકો ગામડાની પાછળ ગોઠવાયા હતા. ગોલંદાજ સૈન્ય પોતાની તોપો લઇ ગામની બંને બાજુએ ગોઠવાઇ ગયું હતું. તેઓનાં આગલા ભાગમાં ઉચ્ચભૂમિ અને ગીચોગીચ ઝાડી હતી. અંગ્રેજ સૈન્ય આવ્યું એટલે સિપાહીઓની ડાબી બાજુએ આવેલી તોપોમાંથી ગોળાઓનો વરસાદ વરસ્યો, અંગ્રેજ સૈન્યાધ્યક્ષે તરત જ પાયદળ સૈનિકોને સૂઇ જવાનો હુકમ આપ્યો અને તોપો સામા પક્ષની તોપોની માફક બે ભાગમાં ગોઠવી દીધી. પછી તેણે પોતાની તોપોનાં મુખ ખુલ્લાં મુકી દીધાં. પરંતુ બંડખોરોના ગોલંદાજો સુરક્ષિત સ્થળે ગોઠવાયા હોવાથી અંગ્રેજોની તોપોએ તેઓને બહુ નુકશાન ન કર્યું, તેમ ઉલટું સિપાહીઓ ઝાડની ઓથે રહી અંગ્રેજોને બહુ નુકશાન કરવા લાગ્યા. તેઓની દારૂગોળાની બે ગાડીઓ સળગી ગઇ. ડાબી બાજુની એક તોપ નકામી બની ગઇ. છેવટે પોતાનો દારૂગોળો પુરો થઇ રહેલો જોઇ અંગ્રજ અધિનાયકોએ બંડખોરો પર હુમલો કરવાની ઇચ્છા જણાવી. જે પાયદળ સૈનિકો અત્યાર સુધી સૂઇ રહ્યા હતા તેઓ પણ એવી જ ઇચ્છા દર્શાવવા લાગ્યા. પરંતુ સેનાપતિ આગ્રાના આ થોડા રક્ષકો માર્યા જવાની શંકાથી એ બાબતમાં આગળ પગલાં લેવા માગતો નહોતો. અંગ્રેજ

સખત ધવાયો હતો. રણક્ષેત્રપર અંગ્રેજોના ઘોડા અને માણસોનો પુષ્કળ નાશ થયો. એ જથ્થામાં તોપો ગોઠવવામાં આવી હતી, તેમાંનો એક ભાગ તો તદ્દન નકામો બની ગયો. આ બધું જોઇ બ્રિગેડિયરે પાયદળ સૈનિકોને હુમલો કરવાનો હુકમ આપ્યો, પરંતુ આ વખતે કેવળ પાયદળની મદદથી બચાવ કરવાનું કામ અસંભવિત બની ગયું. કારણ કે તોપો નકામી બની જવાથી તે દ્વારા પાયદળ સૈનિકોને મદદ આપી શકાય તેવું રહ્યું નહોતું. વળી ઘોડેસ્વાર સૈન્ય એટલું બધું કુશળ નહોતું કે તે પાયદળને મદદ આપી શકે. જુદી જુદી જાતના ધંધાદારી લોકો એ સૈન્યમાં કામ કરતા હતા. તેમાં સિવિલિયનો અને કારકુન મોટે ભાગે હતા. યુરોપિયન અને દેશી સૈનિકોની પલટણોના ખ્રિસ્તી વાજાં વગાડનારા અને ગાનારાઓ એ સૈન્યમાં જોડાયા હતા. વધારે નવાઇની વાત એ હતી એ વખતે ફ્રાન્સમાંથી કેટલાક બાજીગરો પોતાની રમત બતાવવા માટે આ દેશમાં આવ્યા હતા. તેઓમાંના કોઇ કોઇ એ લશ્કરમાં જોડાયા હતા. આ બાજીગરોમાંના સાત આ લડાઇમાં મરાયા. આવા ઘોડેસ્વાર સૈન્યની મદદથી આશા રાખ્યા મુજબ કામ સફળ થયું નહિ. સામા પક્ષના ઘોડેસ્વારોના હુમલાથી આ થોડા ઘોડેસ્વારોનું પરાક્રમ ઢીલું પડી ગયું. શત્રુઓ શાહગંજની પાસે આવેલી જગામાં એકત્ર થઇ, જેઓની પાસે લડાયક કળા શીખ્યા હતા તેઓને પોતાની કેળવણીની પરીક્ષા આપવામાં પોતાની હોંશિયારીની પરાકાષ્ઠા બતાવવા લાગ્યા. વૃદ્ધ સેનાપતિ પાસે સામા પક્ષનું જોર તોડવા માટે કંઈ સાધન રહ્યું નહિ. તેના ગોલંદાજોનો દારૂગોળો ખુટી ગયો હતો, ઘોડેસ્વારનું બળ ખુટી ગયું હતું, તોપો નકામી થઇ પડી હતી, કેવળ પાયદળ સૈનિકો

પણ આત્મરક્ષણ ન થઇ શક્યું. સેનાપતિએ હતાશ થઇ પાછળ હટવાનો હુકમ આપ્યો.

સેનાપતિના હુકમથી બાકી રહેલા સૈનિકો કિલ્લામાં પાછા ફરવા તૈયાર થયા. હટતી વેળા તેઓમાં કંઇ ગડબડ ન થઈ. એક અંગ્રેજ ઇતિહાસકાર આ સંબંધમાં જણાવે છે કે "સૈનિકો વ્યવસ્થાપૂર્વક પાછા ફર્યા હતા, તોપણ આ પ્રત્યાવર્તન જેવું નુકસાનજનક હતું, તેવુંજ અપમાનકારક હતું. ઘોડેસ્વાર સૈનિકો ન હોવાથીજ આમ કરવું પડ્યું હતું. આપણે આપણી ભૂલને લીધેજ હાર્યા હતા. દારૂગોળો વગેરે સરંજામ તૈયાર રાખવામાં આવ્યો હતો, તે આપણા સૈનિકો સાથે અથવા તેમના ગયા પછી પાછળથી મોકલવામાં આવ્યો નહોતો, અને જ્યાં સુધી આપણી તોપો કામ કરતી હતી ત્યાં સુધી આપણા પાયદળ સૈનિકોને લડાઇ કરવાની તક આપવામાં આવી નહોતી. આ એક અતિશય ગાંડાઈનું કૃત્ય હતું. આવી ગાંડાઇ ખાતર જ ડેઇલિને જીવન સમર્પણ કરવું પડ્યું હતું અને પોલ .હોવેલને પોતાની પ્રતિષ્ઠા ગુમાવવી પડી હતી."[૧]

જેઓ કિલ્લામાં હતા, તેઓ ઉત્સુકતાપૂર્વક લડાઇના સમાચાર જાણવા તત્પર થઈ રહ્યા હતા. તોપોના અવાજથી તેઓના હૃદયમાં આશાનિરાશાના તરંગો ઉત્પન્ન થતા હતા. કિલ્લામાંનાં બૈરાં છોકરાં બહુ જ ચિંતાતુર બની ગયાં હતાં. આ લડાઇના પરિણામ ઉપર તેઓનું ભાવિ લટકતું હતું. જેમના પતિ લડાઇમાં ગયા હતા તેઓના મુખમંડલ પર અતિશય દિલગીરી જણાતી હતી. તેઓ ત્રણ કલાક થયાં તોપોના અવાજો સાંભળ્યા કરતાં હતાં. ધૂમાડાથી

૧ Karge, Lepoy War, Vol. III. p. 391.

છવાઇ રહેલાં ગગનમંડલ તરફ એકાગ્રદૃષ્ટિથી જોઇ રહ્યાં હતાં. કોઇ કોઇ કિલ્લાની ટોચ પર ચઢી લડાઇ નિહાળવાનો પ્રયત્ન કરી રહ્યાં હતાં. પરંતુ છેવટે તેઓની આશા નષ્ટ થઇ, ભય પ્રથમ કરતાં સોગણો વધી ગયો; ઊંડી નિરાશાથી શરીર ઢળી પડવા લાગ્યું. તેઓએ દૂરથી પોતાના સાહસના અવલંબન રૂપ સૈન્યને બંડખોરોની આગળ હાર ખાઈ પાછું આવતું જોયું. જેઓએ પાછા આવતા સૈનિકોને નજરોનજર નિહાળ્યાં હતા, તેઓ એવું શોચનીય દૃશ્ય જિંદગીમાં કદી ફરી નજરે ન પડે એવી પ્રભુ પ્રાસે પ્રાર્થના કરતા હતા. સિપાહીઓએ અંગ્રેજી લશ્કરની પુંઠ પકડી હતી. સૈનિકોનાં મુખો ધૂળથી છવાઇ ગયાં હતાં, ધૂમાડાથી મલિન બની ગયાં હતાં. જેઓ ઘવાયા હતા, તેઓનાં શરીરમાંથી નીકળેલાં લોહી પર ધૂળનું પડ ચડી ગયું હતું. બધા તરસ્યા થયા હતા. મદ્ય વિના ટળવળતા હતા. થાકી લોથપોથ થઈ ગયા હતા. તેઓની સ્થિતિ બહુજ વિષમ બની ગઈ હતી. તોપો પાછી લાવી શકાઇ નહોતી. સાથીઓનાં શબો પણ સાથે લાવી શકાયાં નહોતાં. આગ્રાથી બે હાથીઓ મોકલવામાં આવ્યા હતા, પણ તે પર કેવળ ઘાયલોનોજ સમાસ થાય તેમ હતું. હથિયારો, માર્યા ગયેલા સૈનિકોનાં શબ વગેરે રણક્ષેત્ર પર પડયું રહ્યું હતું. પાછા આવેલા સૈનિકો કિલ્લામાં આવી બેબાકળા બની મદ્યના પીપ તરફ દોડ્યા. સ્ત્રીઓ પોતાનું દુઃખ ભૂલી આ શોચનીય દશામાં આવી પડેલા લોકોની સારવાર કરવા લાગી. તેઓએ સ્રા અને મદ્ય વડે એ લોકોની તરસ છિપાવી. તેઓની પીડા દૂર કરવા માટે તેઓ પુષ્કળ પ્રયત્ન કરવા લાગી. સ્નેહમયી જનનીની માફક, પ્રીતિમયી કન્યાની માફક, શાંતિમયી ધાત્રીની માફક તેઓ

ઘાયલ સૈનિકોની સેવા લાગી. એમનો અસામાન્ય માયાળુ સ્વભાવ જોઈ એક લેખક આ સ્ત્રીઓને ક્રિમીઆની લડાઇમાં ઘાયલોની સારવાર કરનારી જગવિખ્યાત ફ્લોરેન્સ નાઇટિંગેલ સાથે સરખાવી છે. સૈનિકો આ રીતે સારવારથી સંતોષ પામતા હતા, પણ તેઓના અંતરમાં રણક્ષેત્રપર પડેલા પોતાના જાતિબંધુઓનો વિરહ સાલતો હતો. તેઓ માર્યા ગયેલા મિત્રોનાં નામ લઇ લઇ હાહાકાર કરવા લાગ્યા.[1] આ તરફ બદમાસ લોકો બહુજ ઉશ્કેરાઇ ગયા. તેઓ આ વખતે પોતાની ઉદ્દામ પ્રવૃત્તિ દર્શાવવા તૈયાર થયા. ફિરંગી અને પોર્ટુગીઝ લોકો કિલ્લામાં જઈ ભરાયા નહોતા. પોતાના ઘર પ્રત્યેની મમતાને લીધે હો કે પછી શહેરીઓ પ્રત્યેના વિશ્વાસને લીધે હો; પણ તેઓ પોતાના મકાનમાં પોતાને સુરક્ષિત માની બેઠા હતા. પરંતુ એ વિશ્વાસુ લોકોની શાંતિમાં અડચણ નડી. જે મકાનોને તેઓ સુરક્ષિત માનતા હતા, જે મકાનોમાં રહેવાથી પોતાને કંઇ અડચણ આવશે નહિ એમ માનતા હતા, તે જ મકાનોમાં તેમનું લોહી રેડાવા લાગ્યું. વીશથી વધારે નિરાધાર જીવો ઉશ્કેરાએલા લોકોનાં હથિયારોથી મરણ પામ્યા. યુરોપિઅનો કિલ્લામાં ગયેલા હોવાથી તેઓના બંગલા ખાલી પડયા હતા. હવે તે બંગલાને આગ લગાડવામાં આવી. યુરોપિઅનોએ કિલ્લામાંથી પોતાના બંગલા અને સરસામાન વગેરે ભસ્મીભૂત થતું જોયું. જગતની અતુલ કીર્તિ તાજ એ પ્રદીપ્ત જ્વાળા સાથે ઝળકવા લાગ્યો. સરકારી કાગળપત્રોનો ઘણોખરો ભાગ બળી ભસ્મ થઇ ગયો. લગભગ ૭ માઇલના વિસ્તારમાં આવેલાં ઘરો ભયંકર અગ્નિનો ભોગ થઇ પડયાં. આ દેખાવ

---

[1] Raikes, Notes on the Revolt &c. P. 62.

જેવો ભયંકર, શોચનીય, અને ગંભીર ભાવોને જગાડનારો હતો, તેવોજ વિસ્મયજનક હતો. યુરોપિઅન લોકો આ વિચિત્ર દૃશ્ય જોઈ થોડી વાર માટે વિસ્મયરસમાં ડુબી ગયા, ઉછળતી લાગણીના સાગરમાં ડુબી ગયા.

સાશિયાની લડાઇ પછી સિપાહીઓ અંગ્રેજોની પાછળ દોડયા ખરા, પરંતુ તેઓએ આગ્રાના કિલ્લા પર હલ્લો ન કર્યો. દારૂગોળો પુરતો ન હોવાથી તેઓ પાછા શાહગંજ જતા રહ્યા. ૫ મી જુલાઇની રાત્રે તેઓ દિલ્હી તરફ રવાના થયા અને ૮ મી જુલાઇએ ત્યાં જઇ પહોંચ્યા. સાશિયાની લડાઇમાં જીત મેળવેલી હોવાથી દિલ્હીમાંના સિપાહીઓએ તોપોના અવાજથી તેઓને બહુ માન આપ્યું.[1]

એવું કહેવાય છે કે લડાઇ થયા બાદ બીજે દિવસે કોટવાળ મુરાદઅલીની અનુમતિથી શહેરમાં દિલ્હીના શહેનશાહની આણ ફેરવવામાં આવી. એ ખાતર હથિયારબંધ લોકો દલબદ્ધ થઈ રાજમાર્ગ પર ફર્યા. એ ટોળામાં પોલિસના ઘણાખરા મુસલમાન અમલદારો હતા. કોટવાળ પોતે ટોળાનો સરદાર બન્યો હતો. હલકા વર્ગના બદમાસ લોકો પણ એ ટોળામાં નજરે પડતા હતા.[2] સિપાહીઓ દિલ્હી તરફ રવાના થયા છતાં શહેરમાં શાંતિ ન ફેલાઈ. કિલ્લામાંના યુરોપિઅનોએ પણ પોતાને સુરક્ષિત ન ધાર્યા. શહેરમાં અને તેની આજુબાજુનાં ગામડાંમાં જે બદમાસ લોકો રહેતા હતા, તે લોકો સર્વત્ર અશાંતિ ફેલાવી રહ્યા હતા. લૂટફાટ, ઘર બાળવાં વગેરે ભયંકર કામો બે દિવસ સુધી ચાલુ રહ્યાં.

---

૧. Mallason Mdian ebutiniy, Vol. I. p. 276–277.

૨. Ibia, p. 277, note.

પરંતુ આવા કટાકટીના વખતે આગ્રાના રહેવાસીઓમાં અંગ્રેજોના મદદગારોનો તોટો નહોતો. વારવાર કહેવામાં આવ્યું છે કે હિંદના કુલીન લોકોથી માંડીને સાધારણ ખેડુતો સુધીના ઘણા લોકો આ વખતે અંગ્રેજોને મદદ કરવા તૈયાર થયા હતા. આગ્રામાં પણ તેવા માણસો ઘણા હતા. અંગ્રેજો જ્યારે આગ્રાના કિલ્લામાં ભરાઇ રહ્યા હતા, કિલ્લાની બહાર ઉશ્રૃંખલ લોકોનો સમુદાય ત્રાસ વર્તાવી રહ્યો હતો, યોગ્ય મદદને અભાવે અંગ્રેજોની ચોતરફ ભયંકર અંધકાર છવાઈ રહ્યો હતો, ત્યારે આગ્રાના લોકો તેઓને મદદ કરવા તૈયાર થયા હતા. ૭ મી જુલાઇએ રાજારામ નામના એક માણસે બહુ જ કુશળતાથી કિલ્લામાં મેજિસ્ટ્રેટ સમક્ષ સમાચાર મોકલ્યા કે આગ્રામાં બંડખોર સિપાહીઓ નથી. કેવળ કિલ્લાની બહાર કેટલાક બદમાસ લોકો ધાંધલ મચાવી રહ્યા છે. જો મેજિસ્ટ્રેટ થોડું સૈન્ય લઈ બહાર આવે તો પાછી વ્યવસ્થા સ્થપાય તેમ છે. આ સમાચાર સાંભળી મેજિસ્ટ્રેટ નચિંત થયા. તેણે ધાર્યું નહોતું કે બંડખોરો અહીંથી ચાલ્યા જશે. અણધારી રીતે આવી સગવડ મળવાથી તેના અંતઃકરણમાં શાંતિનો સંચાર થયો. બીજે દિવસે સવારમાં મેજિસ્ટ્રેટ સાહેબ કેટલાક ગોરા સૈનિકો અને તોપ લઇ કિલ્લાની બહાર આવ્યા અને મુખ્ય મુખ્ય રસ્તા પર કુચ કરી બ્રિટિશ સરકારની સત્તા ફરી સ્થપાયાનો ઢંઢેરો જાહેર કર્યો.[૧]

પરતુ અંગ્રેજો કિલ્લાની બહાર આવી રહેવાનું સાહસ કરી શક્યા નહિ. તેઓ બંડખોર સિપાહીઓના ભયથી કિલ્લામાં જઈ ભરાયા હતા. આ વખતે એ લોકો પર હલ્લો કરવાનું સામર્થ્ય તેઓમાં નહોતું.

૧. Malleson, Indian Mutiny Vol. I. p. 278.

જુદી જુદી જાતના લગભગ ૭ હજાર લોકો કિલ્લામાં આવી ભરાયા હતા. તેઓમાંના ઘણાખરા યુરોપિઅન અને યુરેઝીઅન હતા. બાલ-બચ્ચાં, યુવકયુવતી, ડોસાડોસી વગેરે બધાં એક સ્થળે આવી ભરાયાં હતાં. ત્યાં હિંદુ અને મુસલમાનો પણ નજરે પડતા હતા. ૨૭ મી જુલાઇએ કિલ્લામાંનાં માણસોની ગણતરી થઇ ત્યારે હિંદુ અને મુસલમાનની સંખ્યા ૧૫૦૦ની ગણાઈ હતી. તેઓની સંખ્યા પ્રથમ તો થોડી હતી. યુરોપિઅનો કાળા માણસોને જોતાં જ ભડકતા હતા. દેશી પોશાકધારી માણસો તેઓને ડરાવતા હોવા છતાં છેવટે તેવા લોકો ઉપર જ તેને આધાર રાખવો પડયો હતો. પ્રથમ તો યુરો-પિઅનોએ ધાર્યું હતું કે આપણું પ્રત્યેક કામ આપણે જાતે જ કરવું અથવા દેશી ખ્રિસ્તિઓ પાસે કરાવવું. પરંતુ કંટાળો અને અયોગ્યતાને લીધે તેઓનાથી એ સંકલ્પ અમલમાં મુકી શકાયો નહિ. યુરોપિઅનોને સ્વાશ્રયી રહેવાની ટેવ હોય છે, છતાં સ્થાનભેદે કરીને તેમનામાં એ ગુણ જતો રહ્યો હતો. તેઓ હિંદીઓમાં સત્તા બનાવવા આવ્યા હતા. અકસ્માત્ તેઓની અવસ્થા ફરી ગઇ છતાં તેઓ હિંદીઓને કરવાનાં કામ કરવામાં હીણપત માનતા હતા. તેમાં પણ આ દેશની આબોહવા તેમને સ્વાવલંબી બનાવવામાં બહુ અડચણ કરતી હતી. આઠક

માણસોને કિલ્લામાં આવવા દેવા બારણાં ખુલ્લાં રાખવાં પડયાં હતાં. મેજિસ્ટ્રેટ સાહેબે શહેરમાં શાંતિ ફેલાવી એટલે દેશી લોકોની સંખ્યા વધવા લાગી, અને છેવટે એ સંખ્યા પંદરસોને આશરે થઇ હતી. પરંતુ તેઓ સારવાર કરતા હતા છતાં પોતાના માલીકોનું આદરમાન મેળવી શકતા નહોતા. તેમને સોંપવામાં આવેલાં કાર્યો એ લોકો વફાદારીથી બજાવતા હતા. ખોરાકી આપતા, મદ્ય આણી આપતા, પંખો તાણતા, ઝાડુ કાઢતા, લુગડાંલત્તાં ધોતા છતાં એ બિચારાને જશ ન મળતો. યુરોપિઅનો તેના દરેક કાર્યને સંદેહની નજરે નિહાળતા. આ કર્તવ્યનિષ્ટ નોકરો સિવાય બધા મળીને ૮૫૮ દેશી ખ્રિસ્તીઓ હતા. તેઓમાંના ૨૭૦ પુખ્ત ઉમરના પુરુષો હતા. જુલાઇ મહિનામાં કિલ્લામાંના યુરોપિઅનોની સંખ્યા ૧૯૮૯ની હતી. તેમાં પુખ્ત ઉમરની સ્ત્રીઓ ૬૨૦ હતી. તેઓ સાથે લગભગ ૧૫૦૦ બાળકો હતાં.

યુરોપિઅનો, દેશીઓ અને યુરેશિઅનો બીજા તરફ અનેક કિલ્લામાં આવી ભરાયા હતા. અંગ્રેજ સિવિલિયન, અંગ્રેજ સૈનિક, અંગ્રેજ વેપારી વગેરે સાથે લયાર નદીને કિનારે આવેલા કોઇ સ્થળની કુમારિકાઓ, સિસિલિ અને રોમના પાદરીઓ, ઓહિયોના ધર્મપ્રચારકો, પારીસના બાજીગરો, આર્મિનિયાના વેપારીઓ વગેરે ઘણા અહીં આવી પહોંચ્યા હતા. તે ઉપરાંત કલકત્તાના બંગાળીઓ અને પારસી વેપારીઓ પણ તેઓમાં હતા.[1] આ પ્રમાણે બળવાનાં પ્રબળ મોજાંએ જુદા જુદા સ્થળના લોકોને એક જગાએ એકત્ર કર્યા હતા.

મુખ્ય કરારોથી ત્રણ માઇલ સુધી અને છાવણીથી એક માઇલ દૂર જમનાને જમણે કિનારે આગ્રાનો કિલ્લો આવેલો છે. એ લાલ પત્થરે બાંધેલી ઊંડી ખાઇથી વીંટળાએલો છે. ઇ. સ. ૧૫૭૦ માં

1. Raikes Notes on the Revolt &c., p. 66.

શહેનશાહ અકબરે એ કિલ્લો ફરી બંધાવ્યો અને સમરાવ્યો હતો. અકબરે કિલ્લાને સુંદર બનાવવામાં અને તેમાં સગવડ વધારવામાં બહુ લક્ષ આપ્યું હતું. તેણે કિલ્લાને દુર્જય બનાવ્યો હતો, અને મૂલ્યવાન સાધનોથી શણગાર્યો હતો. કિલ્લામાં સુવર્ણજડિત રમ્ય મહેલ બંધાવ્યો હતો. ધોળા આરસની સુપ્રસિદ્ધ મોતી મસ્જિદ તો તાજમહેલની પ્રતિસ્પર્દ્ધિ થઈ પડી છે. અસ્ત્રાગાર અને બીજાં ઘરો પણ કિલ્લાની શોભા વધારતાં હતાં. સુભાગ્યે અંગ્રેજો આ સુંદર કિલ્લામાં રહી, જમના નદીની મીઠી હવા ખાતા હતા, મહેલોની હાર જોઈ તૃપ્તિ મેળવતા હતા. મોતી મસ્જિદ જોઈ હિંદના પ્રાચીન શહેનશાહોનો વૈભવ સ્મૃતિ પટ પર કોતરી વિસ્મય સાગરમાં ડુબી જતા હતા. બીજાના તાબાનાં સાધનો અમારા તાબામાં આવી અમારી વાસના તૃપ્ત કરે છે, એવા વિચારથી જરા અભિમાન પણ કરતા હતા. પરતુ આ કિલ્લામાંજ એક દિવસે તેઓના દેશબંધુઓને ગીચોગીચ સ્થિતિમાં રહેવું પડશે, એ તેઓએ કદી ધાર્યું ન હોતું. અત્યારે અદષ્ટ ચક્રના એક ફેરા સાથે તેઓનું ભાગ્ય ફર્યું હતું. તેઓને આ કિલ્લામાં બંદીવાનની સ્થિતિમાં રહેવું પડયું હતું. જે સ્થળે રહી તેઓ વિલાસ સાગરમાં ડુબી જતા હતા, તેજ સ્થાન અત્યારે તેઓને પોતાની સત્તા પુનઃ સ્થાપવાનું અદ્વિતીય અવલંબન રૂપ થઇ પડયું.

આગ્રાના નિરાશ્રિત મુસાફરો સિવાય આજુબાજુનાં સ્થળોએથી પણ અસંખ્ય ભાગેડુઓ આવી અહીં ભરાયા હતા. તેઓ કેવળ ત્રણ લુગડાંભર આવ્યા હતા. તેઓની સાથેનો સરસામાન લુટાઇ ગયો હતો. કેવળ અમૂલ્ય જીવન સિવાય તેઓ બધું ગુમાવી બેઠા હતા. આગ્રામાં રહેનારા લોકોની પણ ધનસંપત્તિ લુટાઇ ગઇ હતી. મકાનો બળી ગયાં

વેપારીઓનો માલ લુટાઇ ગયો હતો. દુકાનદારોની દુકાનો સળગાવી મુકવામાં આવી હતી. યુરોપિઅનોમાંના ઘણાખરા તો કેવળ પહેરવાનાં લુગડાં અને એકેક બેગ હાથમાં લઇ કિલ્લામાં જઇ વસ્યા હતા. આવી સ્થિતિમાં તેઓને રહેઠાણ આપવું અને જરૂરપુરતો સરસામાન આપવાનું કામ બહુ અઘરૂં થઈ પડયું હતું. પછીથી શહેરમાં શાંતિ ફેલાતાં બધી વ્યવસ્થા થઇ ગઇ. કિલ્લામાં બધાને ઉત્કૃષ્ટ સ્થાન આપી શકાય તેમ ન હતું. આવી ખરાબ સ્થિતિમાં પણ યુરોપિઅનોમાંના કોઈ કોઈ પોતાની સ્વાર્થાંધતા અને દંભ છોડી શક્યા ન હોતા. પોતાને મળેલા સ્થાનને અવખોડી કાઢી તેઓ અસંતોષ બતાવતા હતા. શત્રુઓનાં વાજાં આવી ગગડતાં હોય, જીવન અને મરણને ખાતર જંગ મંડાયો હોય, ત્યારે વિલાસ અને આત્મસુખ ભોગવવાની ઇચ્છા તજવી એજ શ્રેયસ્કર છે. પરંતુ આવા સંકટના વખતે પણ ઉદ્ધત યુરોપિઅનોની દાંભિકતા સુખદ રસ્તામાં કંટક રૂપ નીવડી હતી. છેવટ આ ગડબડ પણ શાંત પડી. તોપણ કેટલાક ઉદાર દિલના અંગ્રેજોના સ્વાર્થ ત્યાગ આગળ એ દાંભિકતા ઢંકાઇ જતી હતી. ઉદાર દિલના અંગ્રેજોનો નિઃસ્વાર્થ ભાવ તેઓને ઉપદેશ આપી રહ્યો હતો. રેવન્યુ બોર્ડના મુખ્ય અમલદાર રીડ સાહેબ પદવીમાં લેફ્ટેનેન્ટ ગવર્નરથીજ ઉતરતા હતા. આથી તેમને માટે ઉત્તમ મકાન નક્કી કરવામાં આવ્યું હતું. પરંતુ તેનું કુટુંબ ઇંગ્લાંડ હોવાથી તેણે એ ઉત્તમ મકાન ન લીધું. તે મકાન કેટલાક ઘાયલ ઓફિસરોને રહેવા આપ્યું. તેઓ પોતે કિલ્લામાંના મહેલના મુખ્ય ઓરડાની જમીન પર એક ઘાસની પથારી પર સુઇ રહેતા.

જેઓ ઘાયલ થયા હતા, તેઓ સુશોભિત મોતી મસ્જિદમાં આરામ લેતા હતા. શહેનશાહ અકબરે જે મસ્જિદ બંધાવવામાં પાણીને

મૂલે પૈસા ખરચ્યા હતા, અને ધર્મનિષ્ટ પીરો અને ફકીરો જેમાં ખુદાતાલાનું નામ ગજાવતા હતા, ત્યાં અત્યારે રોગથી પીડાતા અને ઘાયલ લોકો તરફડતા પડયા હતા. અને એ સિવાય કિલ્લામાં જેટલાં ઘરો હતાં, તે બધાં જુદા જુદા વિભાગોમાં વહેંચી નાખવામાં આવ્યાં હતાં. તેમાં જુદા જુદા વર્ગના લોકો રહેતા હતા. સિવિલિઅનોને માટે એક વિભાગ પુરો પાડવામાં આવ્યો હતો. જે લશ્કરી અમલદારો પરણેલા હતા તેઓ એક બીજા વિભાગમાં રહેતા હતા. કિલ્લામાંનાં ઘરો બધા લોકોને માટે પુરતાં ન હતાં, તેથી મહેલના ચોગાનમાં ઘાસની ઝુંપડીઓ બાંધવામાં આવી હતી. અકબરના વખતમાં મહેલની આરસ પહાણની જાળીઓ પર ઉંચી જાતનાં રેશમી કપડાંના પડદા ઝૂલતા હતા, તેની જગાએ અત્યારે વાળાની ટટ્ટીઓ શોભવા લાગી. જુદી જુદી જાતના લોકો જુદે જુદે સ્થળે રહી ટાઢ, તડકો અને વરસાદથી પોતાનો બચાવ કરતા હતા. પાદરીઓને માટે જરા સારૂં સ્થળ નક્કી કરવામાં આવ્યું હતું. પરંતુ યુરોપિઅન વેપારીઓ અને દુકાનદારોને માટે એવું સ્થાન મળી શક્યું ન હોતું. તેઓનાં રહેઠાણ પર ઘાસનાં છાપરાં હતાં. ફિરંગીઓને માટે તો ખાસ વિભાગ પુરો પાડી શકાયો નહોતો. તેઓ જેમ યુરોપિઅન સમાજથી કાયમને માટે દેશવટો ભોગવતા આવ્યા છે તેમ અહીં પણ કોઇ ઘરના ખુણામાં, વંડામાં, કે બીજી કોઇ જગાએ જ્યાં જેમને ફાવ્યું તેમ ઘુસી ગયા હતા. તેઓ કોઇ પણ વખતે ગર્વિષ્ઠ યુરોપિઅનો નિકટ આદરમાન મેળવી શક્યા નથી, હિંદુ કે મુસલમાનો સાથે ભળી શક્યા નથી. તેઓના સ્વભાવમાં ગમે તેવા સારા ગુણો હોય તોપણ તેઓ એ ગુણોને લીધે કોઇ પણ વખતે સમાજના ઉંચા વર્ગ સાથે મેળ રાખી શક્યા નથી.

તેઓ સાધારણ રીતે પોતાના દોષોનું જ ફળ ભોગવતા આવ્યા છે. આ વખતે પણ તેઓ બધા કરતાં જુદા જણાઇ આવતા હતા.

મોતિ મસ્જીદ ઇસ્પીતાલ બની હતી. જેઓ અતિશ્રમથી, અનિયમિત વર્તનથી કે ખરાબ હવાથી માંદા પડયા હતા કે યુદ્ધમાં ઘવાયા હતા તેઓને ઇસ્પિતાલમાં રાખવામાં આવ્યા હતા. તેઓની સારવારમાં કંઇ અડચણ પડતી નહોતી. એક તરફથી યુરોપિઅનોની દાંભિકતા અને આત્મસુખવાસના જેમ ખરાબ દેખાવ રજૂ કરતી હતી તેમ બીજી બાજુએથી સ્ત્રીઓની કોમળતા, સ્વાર્થત્યાગ, દયા વગેરે ગુણો કિલ્લાનાં વસનારાંઓને મુગ્ધ બનાવી મૂકતા હતા. અંગ્રેજ સ્ત્રીઓ રોગીઓને માટે લેપ, ઓસિકાં વગેરે બનાવતી. ખાટલા તૈયાર કરાવવામાં આવ્યા હતા. સ્ત્રીઓ જુદાં જુદાં ટોળામાં વ્હેંચાઇ જઇ સારવાર કરતી હતી. તેઓ ડોકટરની આજ્ઞા પ્રમાણે રોગીઓના ઘા ધોતી ને તેપર દવા ચોપડી પાટા બાંધતી. રોગીઓને દવાદારૂ નિયમિત રીતે આપતી અને જેમ બને તેમ વધારે સુખશાંતિ તેમને મળે તેવો બંદોબસ્ત રાખતી. રોગીઓ પણ સ્ત્રીઓ પ્રતિ યોગ્ય સન્માન દર્શાવતા. તેમને ખોટું લાગે તેવું કંઈ ન બોલતા અને ઇસ્પિતાલ છોડતા પહેલાં પોતાની સારવાર કરનારનો જાહેરમાં ઉપકાર માનવાની તક જતી કરતા નહિ. બધે શાંતિ ફેલાઇ એટલે એ લોકોએ પોતાની સારવાર કરવામાં તનતોડ મહેનત લેનાર સ્ત્રીઓનો જાહેરમાં ઉપકાર માનવા ખાતર એક ઉત્સવ ઉજવ્યો હતો. તાજના મનોહર બગીચામાં શહેરના આબરૂદાર માણસો સમક્ષ આ કાર્ય કરવામાં આવ્યું હતું. અવર્ણનીય તાજની પાસે-બગીચામાં ખિલેલાં પુષ્પોની મધુર સૌરભ વચ્ચે નાના પ્રકારનાં વાજિંત્રોના નિનાદ

સાંભળતાં સાંભળતાં મેળાવડો આનંદની રેલથી રેલાઈ રહ્યો હતો. ત્યાર બાદ પોતાની સેવા કરનાર નિઃસ્વાર્થી બાઇઓનો ઉપકાર માની મેળાવડો વિસર્જન થયો હતો.

કિલ્લામાંના સૈનિકો માટે વસ્ત્રો સીવવા કેટલાક દરજીઓને કિલ્લામાં પ્રવેશ કરવાની રજા મળી હતી. એક હિંદીની મદદથી અંગ્રેજોને જરૂરી ચીજો મળ્યે જતી હતી. લાલા જ્યોતિઃપ્રસાદ અફ્ઘાનિસ્તાન, પંજાબ અને ગ્વાલિયરની લડાઇમાં સૈનિકોને ખોરાકી પૂરી પાડવાનો કંટ્રાક્ટ લઇ બહુ પ્રસિદ્ધિમાં આવ્યો હતો. તેણે આ વખતે આ કાર્ય ઉપાડયું હતું. કિલ્લામાંના સૈનિકોને–ત્રણ હજાર યુરોપિઅન અને પંદરસો દેશી લોકોને–છ માસ ચાલે તેટલો ખોરાક સંઘરવા માટે સત્તાવાળાઓએ જુન માસની આખરે ઠરાવ કર્યો હતો. આ અતિ જરૂરનું કાર્ય બજાવવાની જવાબદારી રેવન્યુ બોર્ડના રીડ સાહેબે માથે લીધી હતી. સામગ્રી પુરી પાડવાના વિભાગનો એક અમલદાર આ બધું સંઘરવાનો યત્ન કરતો હતો. પણ લાલા જ્યોતિઃપ્રસાદે તેને મદદ ન કરી હોત તો તે આ કાર્ય કદી પાર પડી શકત નહિ. જ્યોતિઃપ્રસાદની કાર્યપદ્ધતિને લીધે જરૂર કરતાં પણ વધારે સામગ્રી એકત્ર કરવામાં આવી હતી. દિવાલની બહાર ખુલ્લી જગા હતી, એ સાફ થઇ એટલે અંગ્રેજોને બહુ કામમાં આવી. છાવણીનો નાશ થતાં જે કંઇ સામગ્રી બચાવવામાં આવી હતી તે બધી એ જગાએ રાખવામાં આવી. ધીમે ધીમે એ જગામાં લોકો જરૂરી ચીજો વેચવા બેસવા લાગ્યા. છેવટ એ જગામાં તો સુંદર બજાર ભરાવા લાગ્યું. કિલ્લામાંના લોકો એ બજારમાંથી જોઇતી સામગ્રી લઇ આવતા.

એ દરમિઆન કિલ્લાનો બચાવ કરવા માટે પ્રયત્નો ચાલુજ

હતા. શાસિયાની લડાઇમાં હાર મળ્યાથી બ્રિગેડિયર પોલ હોવેલને ગવર્નર જનરલના હુકમથી સૈન્યના સેનાપતિની પદવીએથી ખસેડવામાં આવ્યો હતો. તેની જગાએ કર્નલ કોટન નીમાયો હતો. આ નવા અમલદારે પોતાનું કર્તવ્ય બજાવવામાં જરા પણ ઉદાસીનતા બતાવી નહિ. પોતાને જે સ્થળનું રક્ષણ કરવાનું હતું, તે સ્થળ માણસોથી ભરપૂર હતું, વળી તેમાંનો ઘણો ભાગ તો કેવળ ખાવાપીવા સિવાય બીજું કાંઇ કરી શકે તેવો નહોતો. આવા વખતમાં શત્રુઓ પર હુમલો કરવાનું તો બની શકે તેમ નહોતું. સુશિક્ષિત સૈન્ય અને લડાઇની સામગ્રી બેમાંનું કઇ અત્યારે તેમની કને નહોતું. આથી કિલ્લાની બહાર જવાનું તો બની શકે તેમ નહોતું. કિલ્લામાં ભરાઇ રહી આત્મરક્ષણ કરવાની યોજના થઇ રહી હતી. આ વખતે બધી બાબત પર લેફ્ટેનેન્ટ ગવર્નરની સત્તા હોવા છતાં કિલ્લાનો બચાવ કરવો અને ખોરાક તથા મર્યાદિ સંઘરવાનું કામ લશ્કરી અમલદારોના હાથમાં હતું. એ અમલદારોએ કિલ્લાની દિવાલ પર સંખ્યાબંધ તોપો ગોઠવી રાખી હતી. ગોલંદાજોની સંખ્યા થોડી હતી, તેથી બળવાન ફિરંગીઓને એ કામ શીખવવામાં આવ્યું. એ લોકો સ્વયંસેવક બની તોપો છોડવાનું કાર્ય શીખવા લાગ્યા. કિલ્લાની ચોતરફ જે ઉચ્ચ પ્રદેશો હતા, તેની પાછળ રહી બંડખોરો બચાવ કરી શકે એવા સંદેહને લીધે એ ઉચ્ચ પ્રદેશોને સપાટ મેદાનના રૂપમાં ફેરવી નાખવામાં આવ્યા. દારૂગોળો પુરતા પ્રમાણમાં સંઘરી રાખ્યો. દારૂગોળો સાચવવા માટે સત્તાવાળાઓએ ખાસ ધ્યાન આપ્યું હતું. તેઓને ખાત્રી હતી કે કિલ્લામાં બંડખોરો છુપી રીતે ઘુસ્યા કરે છે. ફકીરના વેશમાં કે મુસાફરના વેશમાં એ લોકો કિલ્લામાંના હિંદીઓને ઉશ્કેરે છે, તથા બાતમી મેળવવાનો પ્રયત્ન કરે છે. કિલ્લામાં ૭ સાત અસ્ત્રાગાર

હતાં. એની આજુબાજુ માટીની દિવાલો હતી. તે સ્થળ પરનું છાપરૂં મજબુત બનાવી તે પર માટી પાથરી દેવામાં આવી. યુરોપિઅન રક્ષકોની સંખ્યા બમણી કરવામાં આવી. જે ઓફિસરો અસ્ત્રાગારોના બચાવ માટે રોકવામાં આવ્યા હતા, તેઓ એ બધાં દરરોજ તપાસતા અને જે માણસ પર વહેમ આવે તેને અસ્ત્રાગાર નજીક આવવાની મના કરવા લાગ્યા.

અંગ્રેજો જ્યારે આવી સાવચેતીથી કાર્ય કરી રહ્યા હતા, ત્યારે ગ્વાલિયરના સિપાહીઓ સંખ્યાબંધ તોપો લઈ આગ્રાથી સત્તર માઇલ દૂર આવી પહોંચ્યા હતા. અંગ્રેજો પર સરસાઇ મેળવવાની ઇચ્છા તેમના હૃદયમાં ઘૂમી રહી હતી. તેઓના સરદારો આગ્રા પર હલ્લો કરવાનો અભિપ્રાય આપતા હતા. મહારાજા સિંધિઆએ એ લોકોને અત્યાર સુધી ફોસલાવી રાખ્યા હતા, પણ એ યુક્તિ લાંબો વખત ટકી શકશે કે નહિ એ બાબત અંગ્રેજોને પુરેપુરો સંદેહ હતો. ગ્વાલિયરના સિપાહીઓનું જોર બહુ હતું. તેમની પાસે લડાયક સામગ્રી પુષ્કળ હતી. તેઓ પોતાના હાથ અંગ્રેજોને બતાવી આપવા તૈયાર થઇ રહ્યા હતા. આવો બળવાન શત્રુને આગ્રા તરફ આવતો જોઇ અંગ્રેજોમાં ગભરાટ ફેલાઇ રહ્યો. તેઓ જેમ બને તેમ જલદી કિલ્લાને સુરક્ષિત કરવાનો બંદોબસ્ત કરવા લાગ્યા.

જેઓના હુકમથી એક વખતે લોકો થરથર કાંપતા હતા, તે લોકો અત્યારે આવી સ્થિતિમાં આવી પડ્યા હતા. કિલ્લામાં તેઓને બહુ સગવડ નહી હતી, પણ વખત જતાં એ સગવડ દૂર થઇ હતી. છતાં માણસો પુષ્કળ હોવાથી જગાની તંગાસ તો તેમની તેમ રહી હતી. મેલાંની જગા તથા શુદ્ધ વાયુ આવવાના રસ્તા માટે તેઓને બહુ અગવડ ભોગવવી પડતી હતી. પહેલી બાબતની અગવડ દૂર કરતાં

બીજી બાબતની અગવડ નડતી હતી. ઘણાં સ્થળો મચ્છરથી ભરપુર બની ગયાં હતાં. મહેસુલી ખાતાના અને લશ્કરી ખાતાના અમલદારો સવારથી તે સાંજ સુધી લોકોની અગવડ દૂર કરવા માટે તથા અંદરના ને બહારના શત્રુને મારી હઠાવવા માટે તનતોડ મહેનત કરી રહ્યા હતા. પરંતુ જેઓને એટલું બધું કામ નહોતું કરવું પડતું, જેઓ કેવળ જીવના બચાવવા ખાતર જ કિલ્લામાં આવી ભરાયાં હતાં. તેઓને તો અપાર વેદના ભોગવવી પડતી હતી. દુઃખનું તો તેઓએ નામ સાંભળ્યું નહોતું. સૂર્યોદય વખતે ઘોડા પર કે ગાડી પર બેસી પ્રાતઃકાળની ખુશનુમા હવાનો અનુભવ લેવા બહાર જતા હતા. પાછા સંધ્યાકાળ વખતે સાયંકાળનો ખુશનુમા દેખાવ નિહાળવા બહાર પડતા હતા, તેવા લોકોને આવી નાની જગામાં ગોંધાઇ રહેવું કેમ પરવડે? પણ આ બાબતમાં એક સગવડ હતી ખરી. કિલ્લાની દિવાલ બહુ ઉંચી હતી. એ દિવાલનો અમુક ભાગ જમના નદીને કિનારે હતો. એ દિવાલ પર ચઢી યુરોપિઅન લોકો સવારે ને સાંજરે જમના નદી પરથી આવતા શીતળ પવનનો અનુભવ કરતા હતા. એ સિવાય વાંચવાનાં પુસ્તકોનો તોટો ન હોતો. સંધ્યાકાળ પછી ભોજન સ્થળે એકત્ર થઇ ગાનતાન કરતા, જુદી જુદી બાબતો પર ચર્ચા ચલાવતા, કોઈ કોઈ નાના પ્રકારનાં ગપ્પાં મારતા ને કોઈએ ગપ્પાં-કેવળ ગપ્પાં જ છે એ સાબીત કરી બતાવતા. આ વખતે શંકાશીલ માણસોની મશ્કરી થતી હતી. શંકા કરનાર પોતાની ભીરૂતાથી લજવાઇ જતા. અહીં બધા શત્રુઓના ભયથી આવી ભરાયા હતા. તેથી પોતાનો બચાવ કરવા માટે કેટલાક યુદ્ધકાળ શીખતા, લશ્કરી અમલદારો તેઓને બધું શીખવતા હતા. જ્યારે ભય આવી પડે ત્યારે

આળસુને પણ ઉદ્યમ કરવો પડે છે, તે મુજબ અહીં આવી ભરાયલા લોકો પણ અપાર ઉત્સાહ બતાવતા હતા.

આ રીતે જુલાઇ માસ વીત્યો. ઑગસ્ટ માસ પણ ભૂતકાળમાં ભળી ગયો. પરંતુ લેફ્ટેનેન્ટ ગવર્નરની ચિંતા ઘટી નહિ. તે દિલ્હીના સમાચાર જાણવા માટે ત્યાંના કમિશ્નર ગ્રિથેડ સાહેબ પર પત્રો લખવા લાગ્યા. પરંતુ કમિશનર એવા એકેય સમાચાર ન મોકલી શક્યો કે જેથી લેફ્ટેનેન્ટ ગવર્નર આનંદ પામે. મોગલોની પ્રસિદ્ધ રાજધાની સિપાહીઓના હાથમાં હતી. નવાબ બાજિદઅલીની પ્રિય વાસભૂમિ સિપાહીઓના પંઝામાં સપડાઇ હતી. આથી એ બંને સ્થળેથી કૅલ્વિન સાહેબને કંઇ મદદ મળે એવું નહોતું. જો દિલ્હી જીતાયું હોત અને લખનોરના સિપાહીઓ હાર્યા હોત તો આખા વાયવ્ય પ્રાંતમાં શાંતિનું મોજું ફરી વળત. પરંતુ અંગ્રેજોની ધારણા સફળ થઈ નહોતી. આગ્રાના કિલ્લામાં વારંવાર ગપ્પાં ફેલાતાં હતાં, અને એ ગપ્પાં જુદા જુદા લોકો પુષ્કળ હોવાથી ક્ષણવારમાં ડાળાં પાંદડાંથી સુશોભિત બની જતાં હતાં. આથી લોકો બહુ મુંઝાતા. સત્તાવાળાઓ આ બાબતમાં મુંગા રહેતા. તેઓ આ બાબતની ચળવળ કરતા નહિ અથવા બીજાને ચમકાવતા પણ નહિ.

આગ્રાની આજુબાજુનાં ગામડામાં શક્તિમાન માણસો સ્વતંત્ર રીતે દિલ્હીના વૃદ્ધ મોગલના નામે અમલ ચલાવતા હતા. અલીગઢમાં ધાઉસખાં નામના એક માણસે પોતાને દિલ્હીના શહેનશાહના સુબેદાર તરીકે જાહેર કરી બધી સત્તા હાથમાં લીધી હતી. કર્નલ કૉટને એની સામે સૈન્ય મોકલ્યું. સ્વયંસેવક બનેલા ઘોડેસ્વારો આ સૈન્ય સાથે હતા. મૈનપુરીના પ્રસિદ્ધ સાહસિક અમલદાર ડિ કાન્ટ્રેજોએ આ

લશ્કરની સરદારી લીધી. બધાં સૈન્યના ઉપરી તરીકે મેજર મોન્ટગોમરિની નીમણુક થઇ. બંડખોરોને દાબી દેવા ઉપરાંત હાથાસ નગરનો બચાવ કરવો અને સ્થાનિક તાલુકદારોને આશ્વાસન આપવું એ આ સૈન્ય મોકલવાનો ઉદ્દેશ હતો. મેજર મોન્ટગોમરિ સૈન્ય લઇ ૨૦મી ઓગસ્ટે આગ્રાથી નીકળ્યો અને ૨૪ મીએ અલીગઢ પહોંચ્યો. ઠાકુર ગોવિંદસિંહ કેટલાક ઘોડેસ્વારો સાથે તેમની મદદે આવ્યો. ઘાઉસખાંએ મુસલમાન સિપાહીઓને ઝનુન ચઢાવી એવો પ્રચંડ હલ્લો કર્યો કે અંગ્રેજ સરદારને તેઓની સામે તોપો ગોઠવવી પડી. ગાઝીઓ હાથમાં તલવાર લઈ " દીન દીન " કહેતા આગળ વધતા હતા. તેઓ પ્રથમ તો ન જ હઠયા. થોડા કલાકો સુધી ભયંકર લડાઈ થઇ. અંગ્રેજોએ બધી જાતનાં હથિયારો વાપરી અપાર શૌર્ય દર્શાવ્યું, સામી બાજુએ ધર્માંધ ગાઝીઓ પણ સાહસ અને પરાક્રમની હદ દર્શાવવા લાગ્યા. તેઓએ કાફરોનું લોહી રેડવું એ ધર્મ માની લીધો હતો, માટે ધર્મને ખાતર તેઓનું લોહી જોસથી ઉછળી રહ્યું હતું. તેઓ તોપો સામે ઉભા ઉભા નિર્ભયતાપૂર્વક બંદુકો ચલાવવા લાગ્યા. પણ છેવટે તેઓનું બળ ઘટવા લાગ્યું. અંગ્રેજોનાં રાક્ષસી હથિયારો આગળ તેઓ ટકી શકયા નહિ, તેઓ અલીગઢ છોડી ચાલ્યા ગયા. આ લડાઇ વખતે તારખાતાના માણસોએ બહુ બહાદુરી બતાવી હતી. તારખાતાના એક યુરોપિઅનના પ્રયત્નથી અલીગઢ અને આગ્રા વચ્ચેનો તારવ્યવહાર સળંગ રહ્યો હતો. બીજાએ ગાડીમાં બેસી લડાઇની બધી વિગત આગ્રા પહોંચાડી હતી.

આગ્રાના સત્તાવાળાઓએ કિલ્લામાં બેઠાં બેઠાં આજુબાજુના પ્રદેશ પર પોતાની સત્તા ટકાવી રાખવાનો પ્રયત્ન કર્યો હતો, તેમાંનો આ પહેલો ને છેલ્લો પ્રયત્ન હતો. તેઓ કિલ્લાની બહાર રહેવાનું

સાહસ કરી શકતા નહોતા છતાં, તેમની નજર ચોતરફ ફરતી હતી. અયોધ્યા અને દિલ્હી વિષે તેઓને બહુ ચિંતા થતી હતી. તેઓ મોગલોની અને નવાબ વાજિદઅલીની રાજધાનીમાં શું બને છે, તે જાણવાને બહુ ઉત્સુક હતા. એ ઉત્સુકતા કેવી રીતે શાંત પડી તે હવે પછીનાં વર્ણનપરથી સ્પષ્ટ થશે.

આ વખતે લેફ્ટેનેન્ટ ગવર્નર કેલ્વિન સાહેબનું શરીર ને મન તદ્દન ઘસાતું જતું હતું. ૫ મી જુલાઈએ શાસિયાની લડાઈમાં પોતાના સૈનિકોનો પરાજય થએલો જોઇ તેઓ હતાશ થઈ ગયા. ઊંડી ચિંતાએ તેમનાં રોગી શરીર પર બહુ અસર કરી. તેઓ આગ્રાના કિલ્લામાં કેદી જેવું જીવન ગુજારતા હતા. તેઓની નજર આગળ દિલ્હીમાં બંડખોરો અમલ ચલાવતા હતા, લખનૌર અંગ્રેજી અમલમાંથી ખસી ગયું હતું, ચોતરફ પ્રબલ શત્રુઓ સંખ્યા અને સાધનોની વિપુલતાને લીધે અંગ્રેજોનું લોહી રેડી રહ્યા હતા, અને હજુ વધારે લોહી રેડવા તત્પર થઇ રહ્યા હતા. આ પ્રમાણે લેફ્ટેનેન્ટ ગવર્નરની ચોતરફ-અશાંતિનાં પ્રચંડ વાવાઝોડાં નજરે પડતાં હતાં. આથી તેઓ દહાડે દહાડે નિસ્તેજ બનતા જતા હતા. પરંતુ તેઓ પોતાના સાથીઓ આગળ આ બાબતની નિરાશા બતાવતા નહિ. તેમના તાબાના પ્રદેશ પર ભયંકર વાદળ ચઢી આવ્યું હતું, પોતાના સ્વદેશબંધુઓનાં જીવન ભયમાં આવી પડ્યાં હતાં, અને ભયંકર રોગથી તેમનું પોતાનું જીવન પણ દહાડે દહાડે ક્ષીણ થતું જતું હતું છતાં તેમણે ઉદ્યમ છોડ્યો નહોતો, ઉત્સાહ છોડ્યો નહોતો, મહેનત છોડી નહોતી તેઓ દરરોજ પથારીમાંથી ઉઠી કર્તવ્ય બજાવતા, કર્તવ્ય બજાવવામાં કદી આળસ કરતા નહિ. કોઇ પણ પ્રકારની વિનંતિ તેમને કર્તવ્ય કરતા

અટકાવી શકતી નહિ. તેમના સાથીઓ અનુભવી, હોશિયાર અને વિશ્વાસુ હતા, છતાં તેઓ કર્તવ્ય છોડતા નહોતા. સામાન્ય બાબત પર પણ તેઓ લક્ષ આપતા હતા. આગ્રાના જનરલ રેઇક્સ સાહેબે જુલાઇ માસમાં લખ્યું હતું કે જો મારે અસ્ત્રાગારમાંથી એક તરવાર કે એક પિસ્તોલ લાવવી હોય, તો પણ મંજુરીની ચિઠ્ઠીપર લેફટેનન્ટ ગવર્નરની સહીની જરૂર પડતી! આવી આવી બાબતો પર કેલ્વિન સાહેબ તીક્ષ્ણ દૃષ્ટિ રાખતા. કોઇ પણ વિષય તેમનાથી અજાણ્યો નહોતો, કોઇ પણ કામ તેમની ધ્યાન બહાર પાર પડતું નહોતું. તેઓ કોઈ પણ બાબતમાં બીજા પર આધાર રાખતા નહિ, અને પોતે તે બાબતનો ફેસલો કરવામાં વિલંબ લગાડતા નહિ. પોતાના અમલ નીચેના વિશાળ પ્રદેશમાંથી દરરોજ મદદ માટેના પત્રો ફ્રેંચ કે ગ્રીક ભાષાનાં લખાઇ આવતા. એ બધા પત્રોની અસ્પષ્ટ લિપિ વાંચવાનું કામ બહુ કંટાળાભરેલું હતું. પરંતુ લેફટેનન્ટ ગવર્નર એ કંટાળાભરેલું કામ કરતાં અચકાતા નહિ. તેઓ ધીરજથી એ કાગળોનો અર્થ બેસાડતા અને બધી બાબતનો વિચાર કરી યોગ્ય આજ્ઞા કરતા.

પરંતુ છેવટે તેઓ જીવનની છેલ્લી હદે જઈ પહોંચ્યા. જેઓ આ બળવા વખતે મોટા મોટા હોદ્દા ભોગવતા હતા, તેઓમાંના કોઇ વાયવ્ય પ્રાંતના લેફટેનન્ટ ગવર્નર જેવી દશામાં આવી પડયા નહોતા. લેફટેનન્ટ ગવર્નર એક તરફથી માંદા હતા અને બીજી તરફથી તેના પ્રાંતમાં બળવાની જવાળા પૂર્ણ જોસમાં ફેલાતી જતી હતી. તેમની નજર સમક્ષ એક પછી એક પ્રદેશ બળવાખોરોના હાથમાં જતો હતો, એક પછી એક સ્થળે અંગ્રેજોનાં ખૂન થતાં હતાં, પરંતુ

આ બધાંનો પ્રતીકાર કરવાની શક્તિ તેમનામાં નહોતી. ખુદ તેમનું પોતાનું મથક પણ બંડખોરોના હુમલાથી જર્જરિત થઇ રહ્યું હતું. આજુબાજુના અનેક સ્વધર્મી બંધુઓ મદદની આશાથી તેમની પાસે આવી રહ્યા હતા. આ લોકોને સુખમાં રાખવા માટે તેઓ પુરતો પ્રયત્ન કરી રહ્યા હતા. આ રીતે તેમના મગજપર ચોતરફથી વધારે ને વધારે બોજો લદાતો જતો હતો. તેઓ એકાદ બેવાર ઓફિસરોને દફનાવતી વખતે હાજર રહ્યા હતા. તેઓ ઇસ્પિતાલ જોવા જતા, દિવાલ પર ફરતા, બધા તરફ માયા બતાવતા અને બધાની સાથે સભ્યતાપૂર્વક વાતચીત કરતા. પરંતુ એ વખતે કોઇ તેમના તરફ આદરમાન દર્શાવતું નહિ. ઘણા લોકો તેમના તરફ તોછડાઇ ન દર્શાવતા પણ સૌજન્ય બતાવવામાં બખિલાઇ કરતા. કોઈ કોઇ તેમના પર સખત ભાષામાં પત્રો લખતા. તેમની પેટી આવાં કાગળોથી દરરોજ ભરપૂર બની જતી. જે લોકો પર તેઓ સત્તા ચલાવતા હતા, તે લોકો પોતે તેમની માનસિક શાંતિ ડગમગાવવા તત્પર થયા હતા. પરંતુ તેઓનો પ્રયત્ન સફળ થયો નહિ. લેફટેનેન્ટ ગવર્નર પોતાના તાબાના નોકરોના કઠોર તિરસ્કારથી ગુસ્સે થયા નહિ. તેઓ અસાધારણ શક્તિ સંપન્ન હતા. શારીરિક અને માનસિક શક્તિમાં દૃઢ હોવાથી તેઓ કોઇ પણ તરેહની અડચણથી ડરી જતા નહિ. પરતુ હવે વિધાતાના અપરિવર્તનીય નિયમને લીધે એ શક્તિમાન પુરુષની શક્તિ ઘટી ગઇ. તેમને આગ્રાના કિલ્લામાં ભરાઈ રહેવું પડયું, કોઇ પણ સ્થળેથી મદદની આશા ન રહી. તાબાના અમલદારો અસંતોષ અને કંટાળો દર્શાવવા લાગ્યા. તેમની ચો બાજુએ જે ભયંકર વાદળ છવાઇ રહ્યું હતું તે ધીમે ધીમે વધારે ઘટ્ટ થતું ગયું. તેઓ તરત

જન્મેલાં બાળકની પેઠે નિઃસહાય બની સર્વ શક્તિમાન પ્રભુને ખોળે માથું રાખી પડયા. ડૉક્ટરોએ તેમની અવસ્થા જોઇ બધી ઉપાધિથી મુક્ત રહેવાની સલાહ આપી. પરતુ એ સલાહ માનવાની તેમણે ના પાડી. તેમને હવાફેર માટે છાવણીમાં લઇ જવામાં આવ્યા, આ ફેરફારથી કંઇક ફાયદો થયો ખરો, પણ તેઓ વળી સખત પરિશ્રમ કરવા મંડયા. તેઓ જાણતા હતા કે મારૂં મરણ પાસે આવ્યું છે. પોતાના પ્રિય સ્વદેશના મનોહર દેખાવોનું સ્મરણ કરી તેઓ આનંદથી પુલકિત થતા હતા, પણ એ પ્રિયતમ સ્વદેશમાંના બંધુબાંધવોને હું નહિ મળી શકું એ વિચાર તેમને પીડતો હતો. પરંતુ અનિવાર્ય ઘટના આગળ શિર ઝુકાવવામાં જ મનુષ્યત્વ હોવાથી તેઓએ કર્તવ્ય બજાવતાં બજાવતાં મરણ થાય એ બહેતર છે, એમ ધારી વળી કર્તવ્યક્ષેત્રમાં પૂર જોસથી ઝુકાવ્યું હતું. સપ્ટેમ્બર માસની શરૂઆતમાં તેમણે રેઇકસ સાહેબને વાયવ્ય પ્રાંતની પોલિસને સુધારવાના નિયમો ઘડવાનો હુકમ આપ્યો. ૭ મી તારીખે એ બાબતપર વિચાર ચલાવવા રેઇકૂસ સાહેબ તેમને બંગલે આવ્યા. પરતુ તેમણે આવી જોયું કે સાહેબ બહુ માંદા છે. કેલ્વિન સાહેબ આ રોગમાંથી બચી શકયા નહિ. ૯ મી સપ્ટેમ્બરે તેઓ સર્વ શક્તિમાન પ્રભુનું નામ લેતા લેતા મરણ પામ્યા. તેઓ ગંગા યમુનાના કિનારા પાસેના વિશાળ પ્રદેશના સુબા હતા, છતાં તેમની સમાધિ માટે કિલ્લાની બહાર થોડી સરખી જગા પણ ન મળી. ૧૦ મી સપ્ટેમ્બરે કિલ્લામાં જ તેમને દફનાવવામાં આવ્યા. લૉર્ડ કેનિંગે તેમનાં મૃત્યુ તરફ ઊંડી લાગણી જાહેર કરી એક જાહેરનામું બહાર પાડયું. કલકત્તા, મદ્રાસ, મુંબઇ વગેરે સ્થળોમાં તેમના પ્રતિ માન દર્શાવવા ખાતર અમુક દિવસે અર્ધી

કાડીએ વાવટો ઉતારવાની અને તોપોના સત્તર બાર કરવાની આજ્ઞા કરી.[૧] આ પ્રમાણે ઈંગ્લાંડના એક મોટા કર્મવીરનું મરણ નીપજ્યું. ઇતિહાસમાં એમનું નામ અમર થઇ રહ્યું છે. તેણે અંતકાળ વખતે સ્વજાતિના અનેક માણસોનો તિરસ્કાર વ્હોરો હતો, તેને ઇતિહાસ બહાદુર વીર પુરુષો કરતાં પણ ઊંચાં આસને બેસાડી તેનાં ગૌરવનાં વખાણ કરવા તૈયાર છે.



૧. Calcutta Gazette, Extraordinary. Notification, Septembur 19, 1857.

## અધ્યાય ૫ મો

### લખનોર-અયોધ્યા

વિષય નિર્દેશ–અયોધ્યાની સ્થિતિ–લોકોની ચિંતા–જમીનદારો–નવાબના વંશજોની દુર્દશા–સૈનિક દલ–પ્રજાની સ્થિતિ–લખનોરને બચાવવાનો બંદોબસ્ત–છાવણીમાં સિપાહીઓનું બંડ–અયોધ્યાના જુદા જુદા વિભાગોમાં અશાંતિ–સીતાપુર–મુલાઓન–મોહમદી–શાહજહાનપુરના નાસેડુઓ માર્યા ગયા–ફૈજાબાદ–સુલતાનપુર–બહરિચ–સિક્રોટા–ગન્ડા–મોલ્લાપુર–દરીયાબાદ–કાયાનીના નાસેડુઓની સ્થિતિ.

આ વખતે હિંદના એક છેડાથી તે બીજા છેડા સુધીમાં આવેલા કોઇ પણ પ્રદેશમાં અયોધ્યા જેટલું તોફાન મચ્યું નહોતું. અયોધ્યા બંગાળાના સિપાહીઓનું રહેઠાણ હતું. સિપાહીઓ અંગ્રેજ વીરો પાસે યુદ્ધકલાની કેળવણી લઈ અંગ્રેજોને ખાતર લડાઇના મેદાનપર પ્રાણ આપતાં ડરતા નહોતો. તેઓ જ્યારે સ્વદેશ છોડી પરદેશમાં જઇ વસતા, અંગ્રેજોના શત્રુઓ સાથે લડાઇ કરતા, અંગ્રેજ સરદારોની આજ્ઞા મુજબ ભયંકર જંગલો, મહા મહેનતે ચઢી શકાય તેવા પહાડો કે મોટી નદીઓ ઓળંગતા, ત્યારે તેઓની નજર સમક્ષ પોતાની સ્વર્ગથી પણ ગરીયસી જન્મભૂમિની છબી તરવરી રહેતી. તેઓ સ્વદેશની વાત સાંભળી આનંદ પામતા, પોતાનાં સગાંવહાલાંને સુખી જાણી નિશ્ચિંત થતા, અને પોતાની બહુ મહેનતે ભેગી કરેલી સંપત્તિ સ્વદેશમાં સુરક્ષિત છે, એ જાણી વિદેશી માલીકના હુકમો પાળવા અધિક ઉત્સાહ દર્શાવતા.

બંગાળાના સિપાહીઓની આ પ્રિયતમ વાસભૂમિ-ધનધાન્યથી પરિપૂર્ણ વિશાળ પ્રદેશ-કેવી રીતે અંગ્રેજોના હાથમાં જઇ પડી, તેના નવાબ વાજિદઅલીએ કેવી રીતે અદષ્ટ આગળ મસ્તક નમાવ્યું, તે અમે પહેલા ભાગમાં જણાવી ગયા છીએ. અંગ્રેજો અયોધ્યા કબજે કરવાનાં કારણો ગમે તે બતાવે, તેના અમલમાં અયોધ્યાની આબાદી ગમે તેટલી થાય પણ જુના રાજાને ખસેડવાથી હિંદના લોકોનાં હૃદય ઘાયલ થયાં હતાં તે કદી શાંત થાય તેમ નહોતું. આ બનાવથી હિંદુ અને મુસલમાન બને કોમ સરખી દિલગીર થઈ હતી. એથી હિંદી રાજાઓ ગુસ્સે થયા હતા, કારણ કે તેઓએ જોયું હતું કે સરકાર પ્રત્યે આપણે ગમે તેટલો પ્રેમ દર્શાવીએ,-દેવાં તરીકે પૈસા આપીને, લડાઇ વખતે લશ્કર આપીને અથવા બીજી કોઈ પણ રીતે સરકારને મદદ કરીએ તો પણ સરકાર પોતાની સગવડ ખાતર બીજાની સંપત્તિ લઇ લેતાં અગર બીજાનું રાજ્ય ખાલસા કરતાં અચકાવાની નથી. સરકાર નવા કાયદા મુજબ જમીનદારોની સંપત્તિનો અર્ધ કે તેથી વધારે ભાગ લઈ શકે તેમ હતું તેથી એ લોકો પણ બહુ ગુસ્સે થયા હતા. સ્વધર્મી નવાબના પદભ્રષ્ટ થવાથી પોતાની બધી નોકરીઓ જતી રહેશે એ બીકથી મુસલમાનો પણ અંગ્રેજોપર ગુસ્સે થયા હતા. નવાબના દરબારમાંથી સૈનિકોનાં કુટુંબને મદદ મળતી તે બંધ થવાથી નવાબના સૈનિકો ઉશ્કેરાઇ ગયા હતા. બ્રિટિશ સરકારના સૈનિકોનાં (અયોધ્યામાં રહેતા) કુટુંબને નવાબ બહુ સારી રીતે સાચવતો હતો કારણ કે જો એ લોકોનાં કુટુંબને કંઇ ફરિયાદ કરવાનું કારણ મળતું તો સિપાહીઓ બ્રિટિશ રેસિડેન્ટ મારફત પોતાની અરજીઓ લખીને મોકલતા; સરકાર સાથેની મિત્રતા ખાતર નવાબને સરકારી સિપા-

ઓની માગણીઓ સ્વીકારવામાં ખાસ ધ્યાન આપવું પડતું; અત્યારે આ સ્થિતિ પલટાઇ હોવાથી બ્રિટિશ સિપાહીઓ પણ નારાજ થયા હતા. નવાબની રાજ્યપદ્ધતિ ગમે તેવી હોય પણ ખેડુતોને અંગ્રેજોના અમલમાં જેટલો કર ભરવો પડતો તેટલો કર ત્યારે ભરવો પડતો નહિ, તેથી અયોધ્યાના ખેડુતો અને મજુરો પણ અસંતોષી બની ગયા હતા. ટુંકામાં કહીએ તો અયોધ્યા ખાલસા કરવાથી ત્યાંના ઉંચામાં ઉંચા વર્ગના લોકોથી માંડીને હલકામાં હલકા વર્ગના લોકો સુધીના બધા લોકો અંતઃકરણમાં બળીઝળી રહ્યા હતા.[1]

અંગ્રેજોએ જ્યારે ઘડીના છઠ્ઠા ભાગમાં એક વિશાળ રાજ્યના અધિપતિને હિંદ સામ્રાજ્યની રાજધાનીને સીમાડે દેશનિકાલ કર્યો, ત્યારે અયોધ્યાના વતનીઓને નવાઇનો પાર રહ્યો નહિ. તેઓ બ્રિટિશ સિંહનો અસીમ પ્રતાપ અને અનંત મહત્તા જોઈ દિગ્મૂઢ બની ગયા. એથી ઊલટું નવાબ પદભ્રષ્ટ થવાથી તેઓના ક્ષોભની સીમા રહી નહિ. નવાબ અયોધ્યાના વતનીઓને પ્રિય હતો. તેનામાં દુર્બળતા, સ્વાર્થાધના ને ઉડાઉપણું ગમે તેટલું હો પણ એટલું તો ખરૂં કે પ્રજા તેના તરફ બહુ અનુરાગ રાખતી હતી. નવાબની રાજ્યપદ્ધતિ સ્વેચ્છાચારવાળી હતી છતાં તેથી પ્રજાને અગવડ નડતી નહિ. પ્રજા આવી રાજ્યપદ્ધતિથી ટેવાએલી હતી અને ટેવાએલી હોવાથી જ સંતોષપૂર્વક સંસારયાત્રા ચલાવતી હતી. વળી નવાબના અમલમાં ઘણાખરાને પેટ ભરવામાં કંઇ કષ્ટ પડતું નહિ. જેઓ નવાબના આશ્રિત હતા, અગર

---

૧. સિપાહીઓનાં બંડનો ઇતિહાસ લખનાર કર્નલ મેલિસન આ સંબંધમાં આવો અભિપ્રાય આપે છે.–Malleson, Indian Mutiny, Vol. I P. 348–349.

કુટુંબી હતા તેઓને દરબારમાંથી નિયમિત રીતે પગાર મળ્યે જતો હતો. નવાબ પદભ્રષ્ટ થવાથી તેઓ બહુ મુશ્કેલીમાં આવી પડ્યા. એ લોકો ભિખારી થઈ ગયા. તેઓનું દુઃખ દૂર કરવાનો કોઇએ પ્રયત્ન ન કર્યો. એકાએક દુર્દશાના ભયંકર વમળમાં પડી તેઓ શોચનીય દશા ભોગવવા લાગ્યા. તેઓ ભયંકર ગરિબાઇથી પીડાવા લાગ્યા, ન સહન થાય એવાં કષ્ટથી સીઝાવા લાગ્યા અને પોતાના અમૂલ્ય જીવનને ટકાવવાનું મુખ્ય સાધન—અન્ન—કેવળ એક મુઠી અન્નને માટે આંસુ રેડવા લાગ્યા. જે સ્ત્રી પુરુષો વંશમર્યાદાને લીધે આબરૂદાર ગણાતાં, આનંદ સાગરમાં ડુબકાં ખાતાં હતાં, સર્વદા વિલાસ દ્રવ્યથી વિંટળાતાં રહેતાં હતાં, તેઓ અકસ્માત્ ગરિબાઇરૂપી મોજાંથી ભયંકર બનેલા મહાસાગરમાં ડુબ્યાં. તેઓ ચોતરફ ફાંફાં મારવા લાગ્યાં, આમ તેમ હાથ ફેરવવા લાગ્યાં, પરંતુ કઇ આધાર ન મળ્યો. તેઓમાંનાં કેટલાંક શાલ, બનાત અને બીજાં મૂલ્યવાન દ્રવ્યો વેચી અન્ન મેળવવા લાગ્યાં, કોઈ કોઇ પેટની પીડાથી કાયર બની ભીખ માગવા લાગ્યાં.[૧] તેઓની દુર્દશા જોઇ એક દયાળુ અગ્રેજ અમલદારનું હૃદય દ્રવી ગયું હતું. અયોધ્યાનો મહેસુલી કમિશનર ગબિન્સ સાહેબ આ સંબંધમાં લખી ગયો છે કે 'મને લાગે છે કે અયોધ્યાના આબરૂદાર વંશના લોકો અને નવાબના સંબંધાબધ કુટુંબીજનો બહુ જ દયાપાત્ર છે. તેઓને નવાબ સરકાર તરફથી પેન્શન મળતું. આપણો અમલ સ્થપાતાં તેઓને મળતી રકમ બંધ પડી છે. સરકારે તેઓને મદદ આપવાની વ્યવસ્થા કરી છે ખરી. પણ આ બાબતમાં યોગ્ય તપાસ કરી કોને કોને મદદ આપવી જોઇએ તેનાં નામની

૧. Kaye, Sepoy War, Vol. III. p. 419.

સુચિ તૈયાર કરવાની જરૂર હતી. આવી જરૂરને લીધે નકામો વિલંબ થયો છે. આ તરફ એ લોકો પોતાના ગુજરાન માટે અતિશય દુઃખ વેઠે છે. મારા સાંભળવામાં આવ્યું છે કે જે સ્ત્રીઓએ કદી અંતઃપુર બહાર પગ મૂક્યો નથી, તે સ્ત્રીઓ રાતના અંધકારમાં સર્વ જન સમક્ષ પોતાની જાત છુપાવી ભીખ માગે છે."[૧] મહેસુલી કમિશનરે આ સ્પષ્ટ વચનોમાં પોતાની સત્યપ્રિયતા દર્શાવી આપી છે અને બીજાની શોચનીય અવસ્થાથી દુઃખી થઇ આત્મશ્લાઘાની લાગણી દબાવી રાખી છે. મતલબ કે અંગ્રેજોનું રાજ્ય થવાથી આ બધા લોકોનું અધઃપતન થયું હતું. લખનોરના ઘેરાનો ઇતિહાસ લખનાર ટીડ સાહેબ આ સંબંધમાં લખે છે કે "તેઓની (અયોધ્યાના વતનીઓની) પ્રીતિ મેળવવવા આપણે બહુ થોડો પ્રયાસ કર્યો છે. તેથી ઉલટું તેઓનો ગુસ્સો ઉશ્કેરાય એવાં ઘણાં કાર્યો કર્યાં છે, નવાબના અમલમાં હજારો અમીર ઉમરાવોને માટે નાના પ્રકારની કારીગરી થતી. કોતરણીવાળા હુકા, જોડા અને જરી-કામથી ભરપૂર પાઘડીઓ વેચાતી. નવાબનો અમલ જતાં એ બધા નિર્દોષ કારીગરોનું ગુજરાનનું સાધન ગયું. સાધારણ પ્રજા–તેમાં પણ ગરીબ લોકો આપણા પર બહુ ગુસ્સે થયા છે, કારણ કે તેઓ પર સીધો કે આડકતરો કરનો બોજો વધ્યો છે."[૨] બ્રિટિશ સરકારે અયોધ્યાના વતનીઓની આવી દશા મટાડવા માટે ઇચ્છા પ્રદર્શિત કરી હતી, પણ એ ઇચ્છા હજુ સુધી સંપૂર્ણપણે અમલમાં મૂકી શકાઇ

૧. Gubbins, Mutines in Oudh, p. 78.

૨. R. Seige of Lucknow, p. 34. Comp. Gubbins, p. 78.

નહોતી. જ્યાં સુધી નવાબનો અમલ ચાલતો હતો ત્યાં સુધી તેના આશ્રિતોને ગુજરાન જોગા પૈસા મળ્યે જતા હતા. આવા આશ્રિતોની સંખ્યાની નોંધ નહોતી; તેમ દરેકને કેટલું કેટલું આપવું તે સંબંધી કંઇ નિયમો નવાબ-સરકારના દફતરમાં નોંધાયા નહોતા. અસંખ્ય લોકો નવાબ તરફથી આવી મદદ મેળવતા હતા પણ તે સંબંધી કંઈ નોંધ દફતરમાં ન હોવાથી બ્રિટિશ સરકાર તુરતમાં એ સંબંધી કંઈ કરી શકી નહિ. જેઓ અયોધ્યાનો રાજ્યવહીવટ કરવા નીમાયા હતા તેઓ આ સંપ્રદાય તરફ લાગણી દર્શાવતા હોય એવું જણાતું નહોતું. તેઓને તો એમ જ લાગ્યું હતું કે અયોધ્યાના નવાબના આશ્રિત લોકોને પેન્શન આપવાની સૂચિ કેવળ દફતરમાં જ બંધાઇ રહેવાની છે, એ કદી પણ અમલમાં મૂકાય એવો સંભવ નથી. આથી જેઓ કામ કરવાને અશક્ત બની ગયા હોવા છતાં ભીખ માગી શકે તેમ નહોતું, જેઓ હતાશ થઇ કેવળ ઉંચે આભ ને નીચે ધરતી સિવાય બીજું કંઇ જોઇ શકતા નહોતા. તેઓના જીવનમરણ માટે અંગ્રેજ રાજપુરુષોએ પ્રથમ બેદરકારી બતાવી હતી, પરંતુ સર હેન્રિ લોરેન્સે ઇ. સ. ૧૮૫૭ના માર્ચની ૨૦મી તારીખે અયોધ્યાના ચીફ કમિશનરનો હોદ્દો સ્વીકાર્યો ત્યારે તેણે આ બાબત હાથમાં લીધી. ઉદારતા, કોમળતા અને કર્તવ્યપરાયણતામાં હેન્રિ લોરેન્સ બહુ વખણાતો હતો. તેથી એક વખત જેઓ પરમ આનંદથી ગુજરાન ચલાવતા હતા, તેઓનું દુઃખ જોઇ તેનું દયાળુ અંતઃકરણ દ્રવી ગયું. તે એ લોકોનું દુઃખ દૂર કરવા તૈયાર થયો. અયોધ્યાની લગામ હાથમાં લેતાં જ તેણે આ સંબંધના બધા કાગળો એકત્ર કર્યા, અને દુર્દશામાં આવી પડેલાં માણસોને જેમ બને તેમ જલ્દી પેન્શન

આપવામાં આવશે એવું આશ્વાસન આપ્યું. પરતુ અયોધ્યા બ્રિટિશ અમલમાં આવ્યા પછી લગભગ ૧૪ માસે તે ત્યાંનો ચીફ કમિશ્નર નીમાયો હતો. આથી તેણે કરવા ધારેલા મહાન કૃત્યને બહુ વિલંબ થઇ ગયો હતો. એ દરમિઆન ઉપલા વર્ગના લોકોએ અપાર દુઃખ વેઠયું હતું અને એ દુઃખનું કારણ અંગ્રેજોનું રાજ્ય છે. એવી દઢ માન્યતા તેમના મગજમાં પેસી ગઇ હતી. આથી તેઓ અંગ્રેજોથી કંટાળી ગયા હતા.[1]

પદભ્રષ્ટ નવાબના કુટુંબીજનો અને અમીર ઉમરાવ સિવાય એક બીજો વર્ગ પણ અંગ્રેજો તરફ કંટાળાની દૃષ્ટિએ જોઇ રહ્યો હતો. એ વર્ગનું અયોધ્યામાં બહુ માન હતું, જમીન અને પૈસાને લીધે તેઓની સત્તા વધી ગઇ હતી. બાપદાદાના હક્કો પર તે વર્ગ મરી ફીટતો હતો, અને એ હક્કોમાંથી આપણે કદી બાતલ થશું નહિ એવી તેને આસ્થા બંધાઇ ગઇ હતી. તે વર્ગના લોકો શક્તિમાન, સંપત્તિશાળી, આબરૂદાર, તેજસ્વી, દઢતાસંપન્ન અને સાધારણ વર્ગના મુગટ સમાન હતા. પ્રસિદ્ધ રજપુત જાતિમાંથી આ વર્ગની ઉત્પત્તિ થઇ હતી. ધીમે ધીમે લખનોરના દરબારના ઉચ્ચ દરજ્જાના હિંદુ અને મુસલમાન અમલદારોના વંશજો આ લોકો સાથે જોડાયા હતા.

અયોધ્યાનો આ આબરૂદાર વર્ગ તાલુકદારના નામથી પ્રસિદ્ધ હતો. બ્રિટિશ સરકારે અયોધ્યા કબજે કર્યું ત્યારે તાલુકદારી હક્કોએ તેનું ધ્યાન ખેંચ્યું હતું. સરકારના અમલદારો આ વખતે બધા લોકોને સરખા કરી નાખવા માગતા હતા. અયોધ્યાના તાલુકદારો પણ એ અમલદારોની તીક્ષ્ણ દૃષ્ટિમાંથી છુટી શક્યા નહિ. અમલદારોને અયો-

---

૧. Kaye, Sepoy war. III p. 421.

ધ્યાના તાલુકદારો ઉપર જરાપણ મમતા કે આસ્થા નહોતી. તેઓ સમાનતાનો સિદ્ધાંત ફેલાવવા માટે આ લોકોનો નાશ કરવા તૈયાર થયા હતા. તેઓ તાલુકદારોને જુલમી કહી વગોવતા હતા. કર્નલ સ્લિમને પોતાના અયોધ્યાની મુસાફરીના વૃત્તાંતમાં તાલુકદારોના જુલમ વિષે બહુ લખ્યું છે.[1] આ તાલુકદારોની કાર્યપદ્ધતિ વિષે અંગ્રેજ અમલદારોએ પણ વિરૂદ્ધ મત દર્શાવ્યો હતો. એથી તેઓ તેઓના હક્કોમાં કાપ મૂકવા તૈયાર થયા હતા. જે લોકો તાલુકદારોના તાબામાં રહી તેઓને કર આપતા હતા અને તેના બદલામાં જમીન ખેડતા હતા, તે લોકો સાથે સરકારે સીધો સંબંધ બાંધ્યો. તાલુકદારો મારફત ઉઘરાવાતો કર હવે પરબારો સરકારને આપવો ઠર્યો, તેથી તાલુકદારોની મહત્તા ઘટી. તેઓ અત્યાર સુધી રાજા ગણાયા હતા. પોતાના તાલુકામાં સર્વ શકિતમાન ગણાતા હતા. પોતાના તાબાનાં ગામડાંમાંથી પુષ્કળ પૈસા મળતા હતા. અકસ્માત્ તેઓની સત્તા અને પૈસા પ્રાપ્ત કરવાનાં સાધનોનો નાશ થયો.[2]

તાલુકદારોની સત્તા લઇ લેવામાં આવી છતાં બ્રિટિશ સરકાર નિશ્ચિંત થઇ શકી નહિ. સરકારી અમલદારોએ તાલુકદારોને જુલમી તરીકે વખોડયા હતા. એ જુલમ તોડવા ખાતર તેઓએ તેઓની સત્તા લઇ લીધી હતી. પરંતુ હજુ તાલુકદારો પાસે અસંખ્ય હથિયારબંધ અનુચરો હતા, તેઓ લડવામાં કુશળ હતા. તે લોકોની મદદથી

---

૧. Slleeman, Journey, through the Kingdom of Oude, 2 Vols.

૨. Syed Ahmed Khan, Causes of the Indian Revolts, P. 30.

તાલુકદારો બ્રિટિશ સરકારને હેરાન કરે એ સંભવિત હતું. હથિયારબંધ અનુચરો સિવાય તેઓ પાસે જંગલોથી વીંટળાએલા કિલ્લા હતા. એ કિલ્લા પર તોપો ગોઠવેલી હતી. આ તોપો ડમણ્ અને મીરતના કેળવાએલા ગોલંદાજોના જેવી ભયંકર નહોતી છતાં કામચલાઉ ઉપયોગમાં આવે તેવી હતી. હવે અંગ્રેજો આ પિયતું કારણ દૂર કરવા તૈયાર થયા. કિલ્લાઓ પરથી તોપો ખસેડી લેવામાં આવી, જંગલો કાપી નાખવામાં આવ્યાં, હથિયારબંધ નોકરોને હથિયારો સોંપી વિખરાઇ જવું પડયું. આથી તાલુકદારો બહુ જ ગુસ્સે થઇ ગયા અને વેર વાળવા માટે તક શોધવા લાગ્યા. તેઓના નોકરો પણ ગુજરાનનું સાધન જતું રહેવાથી અસંતોષી વર્ગનું બળ વધારવામાં કારણભૂત થયા. સ્થૂળદૃષ્ટિથી જોતો પ્રજાને નિઃશસ્ત્ર કરવાથી સર્વપ્રકારનો ભય દૂર થયો ગણી શકાય પણ જેઓ કાર્યદક્ષ હોય છે તેઓ નિઃશસ્ત્ર થાય તો પણ સામાપક્ષને ચિંતાજનક થઇ પડે છે. આજે જેઓ નિઃશસ્ત્ર હોય છે, તેઓજ કાલે હથિયારબંધ થઇ સામાપક્ષનું લોહી રેડવા તૈયાર થઇ પોતાની શક્તિ દર્શાવવા તૈયાર થાય છે. પૃથ્વી કોઇ પણ દ્રવ્ય પોતાની છાતીમાં છુપાવતાં ડરતી નથી. ભયંકર હથિયારો જમીનમાં દાટી જ્યારે જરૂર પડે ત્યારે તે પાછાં મેળવી શકાય છે. એ અસ્ત્રો જમીનમાં લાંબો કાળ દટાઇ રહે છે છતાં ભયંકર કાર્ય સાધવાની શક્તિ ગુમાવી બેસતાં નથી. આથી જે લડવૈયાઓ ખેતીનો ધંધો કરવા તૈયાર થયા હોય છે તેઓ પણ તક જોઇ દાટેલાં શસ્ત્રો બહાર કાઢી લડવા તૈયાર થવા તત્પર હોય છે. અયોધ્યાના તાલુકદારોના નિઃશસ્ત્ર અનુચરોમાંના બધા ખેડુતના જેવી શાંતિ જાળવનારાં કાર્યો કરવા લાગ્યા નહોતા. તેઓમાંના ઘણાખરા બેકારી ભોગવતા હતા. તેઓ અત્યારે

બને છે તે જાણવા નિમિત્ત ઉત્સુક્તા પ્રગટ કરે એ સ્વાભાવિક છે. જે સ્થળે રહી તેઓ પોતાના ગુજરાનનું સાધન પ્રાપ્ત કરતા હતા, તે સ્થળ વિષે તેઓ વિચાર ન કરે એ અસંભવિત હતું. આથી તેઓ ઉત્સુક્તાપૂર્વક અયોધ્યા તરફ નજર રાખી રહ્યા હતા અને અવસ્થાના ફેરફાર સાથે બીજો શો શો ફેરફાર થાય છે તે તરફ નજર નાંખી રહ્યા હતા.

અંગ્રેજો અયોધ્યા ખાલસા કરી પોતાની નવી પદ્ધતિ મુજબ એ રાજ્યમાં અમલ ચલાવવા તૈયાર થયા. તેઓની રાજ્યપદ્ધતિ બહુ ખરચાળ છે, તેથી કર વધાર્યા સિવાય એ રાજ્ય પદ્ધતિ અમલમાં મૂકી શકાય તેમ નથી. અયોધ્યાનો કારભાર ચલાવવાનો ખર્ચ વધ્યો તેની સાથે કર પણ વધારવો પડયો. પ્રજા અત્યાર સુધી થોડા ખર્ચમાં ગુજરાન ચલાવતી હતી, પણ હવે અંગ્રેજી સંસ્કૃતિએ સ્વીકારેલી નવી રાજ્યપદ્ધતિનાં ફળ ભોગવવા જતાં તેને પૈસાની હાયવોયમાં દિગ્મૂઢ બની જવું પડયું. અંગ્રેજોએ અફીણ પર ભારે જકાત નાખી, વળી નવી વ્યવસ્થા અમલમાં મુકાવાથી જરૂરી ચીજોની કિંમત વધી ગઇ. કોરટમાં મુકદ્દમો માંડતા વાદી–પ્રતિવાદીને ઘણું ખર્ચ થવા લાગ્યું. ન્યાય મોંઘો થયો તેની સાથે બહુ મોડો મળવા લાગ્યો. આથી નવી પદ્ધતિથી નહિ ટેવાયલી પ્રજા બહુ મુંઝાવા લાગી. લખનોરમાં અફીણિયાઓનો તોટો નહોતો. પેકિન અને કંતાનની માફક અયોધ્યાની રાજધાની પણ અફીણિયાઓ માટે પ્રખ્યાત ગણાતી હતી. અફીણ પર કર નંખાવાથી એ લોકો બહુ ગુસ્સે થયા. એમ કહેવાય છે કે એ રીતે મોંઘું થયેલું અફીણ પણ ન મળવાથી તેઓ પોતે પોતાની મેળે ગળાં કાપવા તૈયાર થયા, કેટલાક તો એ રીતે આપઘાત કર્યો

પણ ખરો.[1] આ વાત ખરી હોય કે ખોટી હોય પણ એ પરથી એટલું તો જણાય છે કે અફીણ ઉપરની જકાતને લીધે લોકોમાં બહુ અસંતોષ ફેલાયો હતો.

અયોધ્યાની જુની રાજ્ય વ્યવસ્થા કરતાં આ નવી વ્યવસ્થા ઉત્તમ હતી તથા અંગ્રેજોએ આ રાજ્યમાં શાંતિ અને વ્યવસ્થા ફેલાવવાનો પ્રયત્ન કર્યો હતો તેમાં મતભેદ હોઈ શકે નહિ. પરંતુ અંગ્રેજોની રાજ્યપદ્ધતિ જુદા દેશમાં, જુદી રૂચિના લોકોને બંધબેસતી થતાં વાર લાગે એ સ્વાભાવિક છે. લોકો લાંબા કાળથી જે રાજ્ય વ્યવસ્થાથી ટેવાયલા હોય, તે વ્યવસ્થાનો તદ્દન નાશ કરી તેની જગાએ નવું જ રાજ્યતંત્ર સ્થાપવા જતાં પ્રજાની ટેવ અને રૂચિ અનુસાર અમલદારોએ થોડો વખત ધીરજ અને સહનશીલતા રાખવાની જરૂર છે. જંગલી પશુઓ કે આકાશવિહારી પંખીની માફક ન ટેવાયલાં માણસો પણ ધીરે ધીરે ટેવાઇ જાય છે. પોતે પ્રવર્ત્તાવેલી પદ્ધતિ ઉત્તમ માની જેમ બને તેમ જલદી લોકો એ પદ્ધતિ મુજબ વર્તન ચલાવે એવી આશા રાખનાર માનવ સ્વભાવથી અજાણ છે એમ કહ્યા સિવાય ચાલતું નથી. અમને લાગે છે કે અયોધ્યામાં અંગ્રેજોએ પોતાની રાજ્યવ્યવસ્થા અમલમાં મૂકતાં આ બાબતનું અજ્ઞાનપણું બતાવ્યું હતું. તેઓએ સુધારાના અને સારા આશયના બહાના નીચે પોતાનું અજ્ઞાનપણું છુપાવ્યું હતું અને બીન કેળવાએલી પ્રજા પોતાના સુખપ્રદ નિયમો જેમ બને તેમ જલદી પાળવાનો ઉત્સાહ બતાવતી

---

૧. રીજ સાહેબે આ હકીકત જણાવી છે—Siege of Lucknow P. 35.

બને છે તે જાણવા નિમિત્ત ઉત્સુકતા પ્રગટ કરે એ સ્વાભાવિક છે. જે સ્થળે રહી તેઓ પોતાના ગુજરાનનું સાધન પ્રાપ્ત કરતા હતા, તે સ્થળ વિષે તેઓ વિચાર ન કરે એ અસંભવિત હતું. આથી તેઓ ઉત્સુકતાપૂર્વક અયોધ્યા તરફ નજર રાખી રહ્યા હતા અને અવસ્થાના ફેરફાર સાથે બીજો શો શો ફેરફાર થાય છે તે તરફ નજર નાંખી રહ્યા હતા.

અંગ્રેજો અયોધ્યા ખાલસા કરી પોતાની નવી પદ્ધતિ મુજબ એ રાજ્યમાં અમલ ચલાવવા તૈયાર થયા. તેઓની રાજ્યપદ્ધતિ બહુ ખરચાળ છે, તેથી કર વધાર્યા સિવાય એ રાજ્ય પદ્ધતિ અમલમાં મૂકી શકાય તેમ નથી. અયોધ્યાનો કારભાર ચલાવવાનો ખર્ચ વધ્યો તેની સાથે કર પણ વધારવો પડયો. પ્રજા અત્યાર સુધી થોડા ખર્ચમાં ગુજરાન ચલાવતી હતી, પણ હવે અંગ્રેજી સંસ્કૃતિએ સ્વીકારેલી નવી રાજ્યપદ્ધતિનાં ફળ ભોગવવા જતાં તેને પૈસાની હાયવોયમાં દિગ્મૂઢ બની જવું પડયું. અંગ્રેજોએ અફીણ પર ભારે જકાત નાખી, વળી નવી વ્યવસ્થા અમલમાં મુકાવાથી જરૂરી ચીજોની કિંમત વધી ગઇ. કોરટમાં મુકદ્દમો માંડતા વાદી-પ્રતિવાદીને ઘણું ખર્ચ થવા લાગ્યું. ન્યાય મોંઘો થયો તેની સાથે બહુ મોડો મળવા લાગ્યો. આથી નવી પદ્ધતિથી નહિ ટેવાયલી પ્રજા બહુ મુંઝાવા લાગી. લખનોરમાં અફીણિયાઓનો તોટો નહોતો. પેકિન અને કંતાનની માફક અયોધ્યાની રાજધાની પણ અફીણિયાઓ માટે પ્રખ્યાત ગણાતી હતી. અફીણ પર કર નંખાવાથી એ લોકો બહુ ગુસ્સે થયા. એમ કહેવાય છે કે એ રીતે મોંઘું થયેલું અફીણ પણ ન મળવાથી તેઓ પોતે પોતાની મેળે ગળાં કાપવાં તૈયાર થયા, કેટલાક તો એ રીતે આપઘાત કર્યો

પણ ખરો.[1] આ વાત ખરી હોય કે ખોટી હોય પણ એ પરથી એટલું તો જણાય છે કે અફીણ ઉપરની જકાતને લીધે લોકોમાં બહુ અસંતોષ ફેલાયો હતો.

અયોધ્યાની જુની રાજ્ય વ્યવસ્થા કરતાં આ નવી વ્યવસ્થા ઉત્તમ હતી તથા અંગ્રેજોએ આ રાજ્યમાં શાંતિ અને વ્યવસ્થા ફેલાવવાનો પ્રયત્ન કર્યો હતો તેમાં મતભેદ હોઈ શકે નહિ. પરંતુ અંગ્રેજોની રાજ્યપદ્ધતિ જુદા દેશમાં, જુદી રૂચિના લોકોને બંધબેસતી થતાં વાર લાગે એ સ્વાભાવિક છે. લોકો લાંબા કાળથી જે રાજ્ય વ્યવસ્થાથી ટેવાયલા હોય, તે વ્યવસ્થાનો તદ્દન નાશ કરી તેની જગાએ નવું જ રાજ્યતંત્ર સ્થાપવા જતાં પ્રજાની ટેવ અને રૂચિ અનુસાર અમલદારોએ થોડો વખત ધીરજ અને સહનશીલતા રાખવાની જરૂર છે. જંગલી પશુઓ કે આકાશવિહારી પખીની માફક ન ટેવાયલાં માણસો પણ ધીરે ધીરે ટેવાઇ જાય છે. પોતે પ્રવર્તાવેલી પદ્ધતિ ઉત્તમ માની જેમ બને તેમ જલદી લોકો એ પદ્ધતિ મુજબ વર્તન ચલાવે એવી આશા રાખનાર માનવ સ્વભાવથી અજાણ છે એમ કહ્યા સિવાય ચાલતું નથી. અમને લાગે છે કે અયોધ્યામાં અંગ્રેજોએ પોતાની રાજ્યવ્યવસ્થા અમલમાં મૂકતાં આ બાબતનું અજ્ઞાનપણું બતાવ્યું હતું. તેઓએ સુધારાના અને સારા આશયના બહાના નીચે પોતાનું અજ્ઞાનપણું છુપાવ્યું હતું અને ખીન કેળવાએલી પ્રજા પોતાના સુખપ્રદ નિયમો જેમ બને તેમ જલદી પાળવાનો ઉત્સાહ બતાવતી

---

૧. રીજ સાહેબે આ હકીકત જણાવી છે—Siege of—Lucknow P. 35.

નથી એમ કહી તેને કૃતઘ્ન માની નિંદી હતી.[1] ટુંકામાં કહીએ તો તેઓ પોતાની વહાલી પદ્ધતિનાં સુંદર પરિણામો જેમ બને તેમ જલદી જોવાની ઇચ્છા રાખતા હતા કે જેથી પોતાની મહેનત લોકો આગળ ઉગી નીકળે. અંગ્રેજો પરદેશીઓની રાજ્યવ્યવસ્થાને ખરાબ ગણી નિંદતા અચકાતા નથી. પણ કોઇ બાબતમાં સુધારો કરવા જતાં લોકોની રૂચિ સુધરે તે દરમિઆન અમુક મુદતની જરૂર છે એ વાત તેઓનાં લક્ષમાં આવતી નથી. અયોધ્યાના અંગ્રેજ સિવિલિયનો પણ આવી જ ભ્રાન્તિને વશ થઇ પોતે સ્વીકારેલી કાર્યપ્રણાલી જેમ બને તેમ જલદી અમલમાં મૂકવા તત્પર થયા હતા. અલબત તેઓ નવી રાજ્યવ્યવસ્થા માટે જવાબદાર ન હોઇ શકે કારણ કે તે વ્યવસ્થાની ઉત્પત્તિ કલકત્તામાં થઇ હતી. પરંતુ એ પદ્ધતિ અમલમાં મૂકવામાં તેઓએ સમયની રાહ જોઇ નહોતી. જો કે થોડા સમય પછી એક લાગણી-વાળો, અનુભવી રાજપુરુષ ચીફ કમિશનરની પદવીએ આવ્યો હતો પરંતુ તે ચીફ કમિશનર થયો તે પહેલાં હઠીલા અમલદારોએ બધી બાબતમાં સુધારો કરવા જતાં એવી ઉથલપાથલ કરી મૂકી હતી કે તેના પરિણામે પ્રચંડ બળવો ફાટી નીકળ્યો અને એ બળવો શાંત પાડવા માટે સંખ્યાબંધ સૈનિકોની જરૂર પડી.

લખનોરમાં ધર્માંધ મુસલમાનોનો તોટો નહોતો. ગાઝી અને ફકીરો તીખી તમતમતી ભાષામાં પોતાના ધર્મ માટે મરી ફીટવાનો બોધ કરતા હતા. એવો એક ફકીર ભાષણ કરતા પકડાયો. તેને ૧૦૦ ફટકા મારવાની સજા થઇ. લખનોરના મુસલમાનો એ પહેલાં સરકાર સામે ગુસ્સે થઈ રહ્યા હતા. તેઓનું જુનું ગૌરવ ગયું હતું, ખોરાકીની

[1] કે સાહેબે આવો મત દર્શાવ્યો છે. Kaye Sepoy War Vol. III. P. 427.

ચીજો મોંઘી થઇ હતી, કર વધવાથી અપાર દુઃખ વેઠવું પડતું હતું. આ બધું તેઓ મુંગે મોંએ સહી રહ્યા હતા. પણ પોતાના માનીતા મૌલાનાઓને મુખે સાંભળ્યું કે ફિરંગીઓના રાજ્યમાં આપણા પવિત્ર ધર્મનું અપમાન થશે, આપણી અસ્પર્શ્ય ચીજો સ્પર્શ્ય ગણાશે, આપણે જે ખોરાક અપવિત્ર માનીએ છીએ તે પવિત્ર મનાશે, આ બધું સાંભળી તેઓ શાંત રહી શક્યા નહિ. ભયંકર અદેખાઇની આગ તેઓનાં અંતરને બાળવા લાગી. તેઓ કંઈ બહાનું ખોળી બંડ ઉઠાવવાની તક ખોળવા લાગ્યા.

અંગ્રેજોએ જેઓનાપર મુખ્ય મુખ્ય કામો બજાવવાની જવાબદારી મૂકી હતી, તેઓમાંના કોઇ કોઇ અતિશય દુરાચારી ને જુલમી હતા. આવા નવતર માણસો અંગ્રેજોનાં વહાલા બની નાના પ્રકારના જુલમો ગુજારતા હતા. લખનૌરનો કોટવાળ બ્રિટિશ સરકાર પ્રત્યે બહુ જ પ્રેમ દર્શાવતો હતો, સરકારનું કામ બજાવવા સદા તત્પર રહેતો. પરતુ લોકોમાં તેની આબરૂ કોડીની પણ નહોતી, અંગ્રેજ અમલદારો સિવાય બીજું કોઇ એનાં કાર્યથી સંતોષ પામતું નહોતું. અમલદારો તેનો ખરો સ્વભાવ જાણતા હોય એવું જણાતું નહોતું. આ માણસ જેવો દુરાચારી હતો તેવો જ રૂઢીબાજ હતો. તેના જુલમથી પિતાને પોતાની દીકરીનું શિયળ સાચવવા સદા સાવચેત રહેવું પડતું, પતિને સ્ત્રીનું માન જાળવવા સદા ચિંતાતુર રહેવું પડતું.[૧] આવા દુરાચારથી લોકો અંગ્રેજ અમલદારો પર બહુ ગુસ્સે થતા હતા.

જ્યારે અયોધ્યા અંગ્રેજ અમલદારોના શાસનદંડના પ્રતાપથી ખળભળી રહ્યું હતું, ત્યારે સર હેન્રિ લોરેન્સ ત્યાં આવી પહોંચ્યો. તેણે

૧. Ras, Siege of Lucknow, P. 35-36

૨૦ મી માર્ચે ચીફ કમિશનરનો હોદ્દો ગ્રહણ કર્યો. આ અમલદાર કેટલાક ઊંચા ગુણોથી વિભૂષિત હતો. તે હિંદીઓ સાથે ભળતો, તેમના મનના વિચારો જાણતો, તેઓને મીઠી નજરે જોતો અને તેઓપર ઉપકાર કરવાને સદા તત્પર રહેતો. તેની એવી ધારણા હતી કે યુરોપિઅનો સમયની રાહ ન જોતાં એકાએક પોતાની રાજ્યવ્યવસ્થાના પ્રચંડ મારાથી હિંદીઓની રાજ્યપદ્ધતિનું ગૌરવ જમીનદોસ્ત કરે છે. હિંદીઓનાં નાના પ્રકારનાં અસંતોષનાં કારણો વિદ્યમાન છે એ વાત તે સ્વીકારતો હતો. એ વાતપર આધાર રાખી તેણે પોતાની રાજ્યવ્યવસ્થાને વ્યવસ્થિત કરવા અને અયોધ્યાના વતનીઓને સંતોષવાનો પ્રયત્ન કર્યો હતો.[1] તેણે આ વખતે ગવર્નર જનરલ અને પોતાના સંબંધીઓ પર જે પત્રો લખ્યા છે, તે બધામાં અયોધ્યાની સમકાલિન અવસ્થા સંબંધીના તેના વિચારો સ્પષ્ટ જણાઈ આવે છે. અમલદારોએ એકદમ નવી રાજ્યવ્યવસ્થા દાખલ કરવા જતાં બળવાનાં બીજ વાવ્યાં છે એ તેના જાણવામાં આવી ગયું હતું. એપ્રિલ માસમાં તેણે ગવર્નર-જનરલ પર જે પત્ર લખ્યો હતો તેમાં જણાવ્યું હતું કે "ઉતાવળથી અને કઠોરતાથી શહેરની ઉન્નતિ કરવામાં આવી છે. મકાનો તોડી પાડવાથી લોકોમાં અસંતોષ વધ્યો છે. ધર્મમંદિરો, બીજાં મકાનો, ખાલી જગા વગેરેને સરકારી મિલકતમાં ગણવાથી આ અસંતોષની ઉત્પત્તિ થઇ છે. મેં એ બધાં સ્થળોમાંનાં ઘણાંખરાં નિહાળ્યાં છે, તેના સંસર્ગમાં આવેલા લોકોને શાંત પાડવાનો પ્રયત્ન કર્યો છે અને સરકારની મંજુરી સિવાય એવી મિલ્કત કે એવાં મકાનો તોડી પાડવાની મના કરી છે. મહેસુલ ઉઘરાવવાની પદ્ધતિ પણ

૧ Gubbins, Mutinies in Oudh, P. 3.

અતિશય અસંતોષજનક થઇ પડી છે. ગયે વરસ-કરની આંકણી એટલી બધી ભારે હતી કે એકંદર સેંકડે ૧૫, ૨૦, ૩૦ એટલું જ નહિ પણ ૩૫ રૂપીઆ સુધીનું મહેસુલ બાકી રાખવું પડયું હતું. તાલુકદારો સાથે પણ બહુ કઠોર વર્ત્તન ચલાવવામાં આવ્યું છે. ફૈઝાબાદ વિભાગના તાલુકદારો પોતાના તાબાનાં ગામડાંમાંથી અર્ધા, અને કોઇ કોઇ તો બધાં ગુમાવી બેઠા છે."[1] સર હેન્રિ લોરેન્સ આ અસંતોષ દૂર કરવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. પરંતુ તે બહુ મોડો થયો હતો. ધુંધવાતો અગ્નિ ધીરે ધીરે પ્રગટ થતો જતો હતો, બહુ મોડો પ્રયત્ન થવાથી એ હોલાયો નહિ.

સર હેન્રિ લોરેન્સને ખાત્રી હતી કે જ્યાં સુધી પ્રજા પર વિશ્વાસ રાખવામાં આવે, તેના ભલા માટે પ્રયત્ન કરવામાં આવે, ત્યાં સુધી રાજ્યની શાંતિ નાશ પામતી નથી અથવા પ્રજા પણ કોઈ પણ જાતની શંકાથી ઉશ્કેરાતી નથી. આ ખાત્રીને લીધે તે સૈનિકો પર વિશ્વાસ બતાવવા તૈયાર થયો હતો. અયોધ્યામાં યુરોપિઅન પાયદળ સૈન્ય બહુ નહોતું. સમગ્ર પ્રદેશમાં ફક્ત લખનોરમાં જ ૩૨ મી ગોરી પલટણ હતી. એપ્રિલ માસ સુધી તો અયોધ્યામાં શાંતિ જળવાઇ રહી હતી, જે વિશાળ પાણી પાયરણાની માફક સ્થિર ભાવે વિરાજતું હતું, તે પ્રકૃતિની ચંચળાથી ઉછળ્યું નહિ. અંગ્રેજોની રાજ્યપદ્ધતિ મુજબ બધું કામકાજ ચાલતું હતું, તેઓ પોતાની હંમેશની ટેવ મુજબ રાજ્ય ચલાવવામાં કુશળતા બતાવ્યે જતા હતા. સમગ્ર પ્રદેશ ચાર વિભાગ અને બાર જિલ્લામાં વહેંચી નાંખવામાં આવ્યો હતો. દરેક વિભાગમાં એક કમિશનર અને દરેક જિલ્લામાં એક ડેપ્યુટિ કમિશનર

---

૧. Kaye, Sepoy war, Vol. III. P. 429.

નીમવામાં આવ્યો હતો. સમગ્ર વિભાગના ઉપરિ તરીકે ચીફ કમિશનરની નિમણૂક થઇ હતી. વાયવ્યપ્રાંત બહુ વખત થયાં અંગ્રેજોના કબજામાં હતો, તે પર તેઓ ઘણાં વર્ષો થયાં અમલ ચલાવતા આવ્યા હતા છતાં એ પ્રદેશને મુકાબલે અયોધ્યામાં ભયંકર ગુનાઓની સંખ્યા વધારે નહોતી. અંગ્રેજો આ ફળદ્રુપ પ્રદેશ ખાલસા કરી બહુ સંતોષ પામ્યા હતા. ત્યાંના વતનીઓને શાંત જોઈ તેઓનાં હૃદય આનંદની અધીરાં થઈ ગયાં હતાં. પરંતુ એ પ્રફુલ્લતા લાંબો વખત પહોંચી નહિ. મે માસની શરૂઆતમાં ચો તરફ અશાન્તિનાં મોજાં ફરી વળ્યાં. અયોધ્યા પણ એ અશાન્તિના વમળમાં સપડાયું.

મે માસની શરૂઆતમાં અયોધ્યાની ૭ મી અનિયમિત પાયદળ પલટણના સિપાહીઓએ ટોટા વાપરવાની ના પાડી. અધિનાયકો તેઓને પોતાના હુકમ મુજબ વર્તવાનું સમજાવવા લાગ્યા, પરંતુ સફળતા ન મળી. તેઓને કવાયતના મેદાન પર એકત્ર કરવામાં આવ્યા. બ્રિગેડિયરે સમજાવવાનો પુષ્કળ શ્રમ લીધો, પણ બધું નકામું ગયું. જ્યારે સિપાહીઓ વશ ન થયા ત્યારે સર હેન્રિ લોરેન્સ તેઓને નિઃશસ્ત્ર કરવા તૈયાર થયો. એ સિપાહીઓને ટોટા વાપરવા માટે કહેવામાં આવ્યું ત્યારે તેઓએ જણાવ્યું હતું કે જે કારણને લીધે બીજા સિપાહીઓએ ટોટા વાપરવાની ના પાડી છે તે જ કારણને લીધે અમે પણ ના પાડીએ છીએ. આ સિપાહીઓએ ૪૮ મી પલટણના સિપાહીઓને પોતાને મદદ કરવા માટે પત્ર લખ્યો હતો. દૈવયોગે એ પત્ર એક બીજા જુવાન સિપાહીના હાથમાં આવ્યો. એ સિપાહીએ પત્ર સુબેદારને બતાવ્યો. સુબેદાર સેવક તેવારી, હવાલદાર હીરાલાલ દોબે અને રમાનાથ દોબે એ ત્રણ જણા એ પત્ર યુરોપિઅન અધિનાયક

પાસે લઇ ગયા. સર હેન્રિ લેરેન્સ આ બનાવ બન્યા પછી શાંત રહી શક્યો નહિ. તે પોતાનો વિચાર અમલમાં મૂકવા તૈયાર થયો. ૧૦ મી મેની રાત્રે એ સિપાહીઓ ક્વાયતના મેદાન પર એકત્ર થયા. એ વખતે ચો તરફ નિસ્તબ્ધતા છવાઇ રહી હતી. ચાંદનીનો પ્રકાશ ચોતરફ રેલાઇ રહ્યો હતો. ગુન્હેગાર સિપાહીઓ સામે તોપો સજ્જ કરી રાખવામાં આવી હતી. યુરોપિઅન પાયદળ સૈનિકો હથિયારબંધ થઇ તોપો પાસે ઉભા હતા. સર હેન્રિ લેરેન્સ તોપો અને સિપાહીઓની વચ્ચે ઉભો રહ્યો. ગોલંદાજો બળતા કાકડા લઇ તોપો પાસે ઉભા રહ્યા. આ દેખાવ જોઈ સિપાહીઓએ ધાર્યું કે આપણને તોપો વડે ઉડાડી નાંખવામાં આવશે. તેઓ એટલા બીધા કે જેમ ફાવે તેમ નાસવા લાગ્યા. કેવળ ૧૨૦ જણા પોતાને સ્થળે ઉભા રહ્યા. તેઓને હથિયારો છોડી દેવાનો હુકમ આપવામાં આવ્યો કે તુરત એ હુકમ અમલમાં મૂકાયો. ત્યારબાદ સર હેન્રિ લેરેન્સ એ સિપાહીઓ સાથે નાના પ્રકારની વાતો કરવા લાગ્યો. આ બનાવ બન્યા પહેલાં શહેરના ત્રણ માણસો છાવણીમાં જઇ ૧૩ મી પલટણને બંડ ઉઠાવવાનું સમજાવી ગયા હતા. એ લોકોને એ જ પલટણના હુસેનબક્ષ નામના એક સિપાહીએ પકડાવી દીધા. સર હેન્રિ લેરેન્સે જાહેર દરબારમાં એ વિશ્વાસુ સિપાહીને ઇનામ આપી નવાજવાની ઇચ્છા દર્શાવી.

સર હેન્રિ લેરેન્સ એ વખતે મરિયાઓનની છાવણીમાં હતો. ૧૨ મી મેએ સાયંકાળ વખતે તેના બંગલા સામે દરબાર ભરાયો. દરબારનો દેખાવ ચિત્તાકર્ષક અને ભવ્ય હતો. સભાસ્થાનપર શેતરંજી પાથરેલી હતી. જોનારા માટે ત્રણ બાજુએ બેઠકો ગોઠવવામાં આવી હતી. તેઓની પાછળ સિપાહીઓ પોતાની નમ્રતા બતાવવા માટે

શાંતિપૂર્વક ચીફ કમીશનરનું ભાષણ સાંભળવા માટે ઉત્સુક્તા બતાવવા ઉભા હતા. સિપાહીઓને જે ઇનામો આપવાનાં હતાં તે બધા જુએ તેમ ગોઠવવામાં આવ્યાં હતાં.

બરાબર વખતે ચીફ કમીશનર મહેસૂલી અને લશ્કરી વિભાગના મુખ્ય અમલદારો સાથે સભાસ્થાનમાં આવી પહોંચ્યો. તેણે સિપાહીઓને સંબોધી સરળ હિંદી ભાષામાં આ મતલબનું ભાષણ કર્યું કે બીજાના ધર્મ પર હાથ નાખવો એ સરકારનો રિવાજ નથી. ગયા એકસો વર્ષ દરમિયાન હિંદમાં ઘણા ધાર્મિક જુલમો થયા છે. બ્રિટિશ સરકારે એ જુલમો અટકાવી બધા ધર્મો પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી છે. સરકારની પાસે સૈન્ય અને પૈસાનું બળ અપાર છે. સરકાર થોડા સમયમાં વિલાયતથી સંખ્યાબંધ ગોરા સૈનિકો લાવી શકે તેમ છે. આવી શક્તિમાન સરકારને ઉથલાવી પાડવાની ઇચ્છા રાખવી એ એક પ્રકારની ગાંડાઈ છે. હું (ચીફ કમીશનર) મારા પોતાના લાભ માટે અહીં આવ્યો નથી. આ પ્રદેશના વતનીઓને સુખી કરવા ખાતર મેં આ ભારે પદવી સ્વીકારી છે. સિપાહીઓએ ઘણાં વર્ષો થયાં સરકારનું નિમક ખાધું છે, વંશ-પરંપરા થયાં કંપનિનું કાર્ય બજાવ્યું છે અને ઘણી લડાઇઓમાં પોતાની વફાદારી અને બહાદુરી બતાવી કંપનિની સત્તા દૃઢ કરી છે. તેઓએ લડાઈ વખતે પોતાના ઓફિસરો સાથે પુષ્કળ દુઃખો વેઠયાં છે અને એ રીતે અત્યાર સુધી તેઓ અકૃત્રિમ મિત્રતા બતાવતા આવ્યા છે, એ તેઓએ યાદ રાખવું જરૂરનું છે.[૧] આવું ભાષણ કરી સર હેન્રિ લોરેન્સ વિશ્વાસુ સિપાહીઓને સ્વહસ્તે ઇનામ વહેંચી આપ્યાં. તેનું

૧ Cave Browne, Punjab and Delhi, Vol I. P. 32–36.

ભાષણ બહુ મધુર હતું, તેનાં પ્રત્યેક વચનો સાંભળનારાઓના હૃદયમાં પેઠાં હતાં. દરબાર પૂરો થયો. ચીફ કમિશનરે પોતાનું કર્તવ્ય બરાબર બજાવ્યું. સરકારી અમલદારો અને પ્રેક્ષકો સંતોષ પામ્યા. અંગ્રેજ અને દેશી ઓફિસરો ખુલ્લાં દિલથી એક બીજા સાથે વાતચીત કરવા લાગ્યા. દેશી ઓફિસરો બ્રિટિશ સરકારની સુજનતા અને ભલાઇથી સંતોષ પામી વફાદારી દેખાડવા લાગ્યા. સિપાહીઓએ શાંતિપૂર્વક સભાસ્થાન છોડયું. એ વખતે બધાના મુખ પર પ્રસન્નતા છવાઇ રહી હતી. બધાના વ્યવહારમાં, વાતચીતમાં, મુખના મરોડમાં સરળતા સ્પષ્ટ જણાઇ આવતી હતી. પરંતુ આવી સ્થિતિ ક્યાં સુધી ટકશે એ જ સત્તાવાળાઓને માટે મહાન સમસ્યા થઇ પડી હતી. સર હેન્રિ લોરેન્સે કહ્યું હતું કે એક પખવાડિઆ સુધી આપણે બહુ સાવચેતી રાખવી જોઇએ. અને ખરેખર એક પખવાડિઆની અંદર જ બનવાનું હતું તે બની ગયું. ભાષણના મધુર ગુંજારવથી, યુક્તિપૂર્ણ આશ્વાસનોથી, સત્તાવાળાઓની લાગણીભરી વર્તણુકથી સિપાહીઓ લાંબો કાળ મોહવશ રહ્યા નહિ. જે ઉશ્કેરણી તેઓને ઉશ્કેરી રહી હતી તેણે જ તેઓને ભયંકર કાર્ય કરવાને પ્રેર્યા.

લખનોર ગોમતી નદીને જમણે કિનારે આવેલું છે. શહેરની લંબાઇ લગભગ પાંચ માઇલની છે. તેની હવેલીઓ વગેરે આ વખતે લગભગ સાત માઇલના વિસ્તારમાં પથરાઇ રહી હતી.[૧] નદીને બંને કિનારે મરિઆઓન, મુડકિપુર વગેરે સ્થળે દેશી લશ્કરની છાવણી હતી; સામે પાર છાવણીમાંથી શહેરમાં આવવા માટે લોખંડનો પુલ હતો; એ પુલની પાસે એક બીજો પત્થરનો બાંધેલો પુલ

૧ Raikes, Notes on the Revolt &c. P. 104.

હતો,[1] અને થોડે દૂર બેડો પુલ આવી રહ્યો હતો. લોખંડના પુલ પાસે ઉંચી દિવાલોથી ઘેરાએલું મચ્છિભવન નામનું મકાન હતું. એ મકાન બહુ જુનું હતું, તેણે અનેક ઉથલપાથલો જોઇ હતી. અત્યારે એમાં સરસામાન પડયો રહેતો. આ મકાન કિલ્લા તરીકે વાપરી શકાય તેવું વિશાળ અને ઉત્તમ સ્થળે આવેલું હતું. પરંતુ બહુ જુનું હોવાથી કથળી ગયું હતું, તેથી શત્રુઓ સમક્ષ લાંબો વખત ટકાવ કરી શકે તેવું રહ્યું નહોતું, સ્થાનિક માણસો એ મકાનના તકલાદીપણા વિષે શંકાશીલ નહોતા. સીતાપુરના વધારાના મદદગાર કમિશનર કુતલઅલીખાને એક વખતે આ મચ્છિભવન વિષે લખ્યું હતું કે 'જો અંગ્રેજોની તોપો આ મકાન પાડી નહિ નાંખે તો શત્રુઓના ગોળા એ કામ બજાવશે.' આવી વિશાળ હવેલી રાખવી કે નહિ એ સંબંધમાં ખૂબ ચર્ચા ચાલી. છેવટે તેમાં સરસામાન અને હથિયારો રાખવાનું ઠરાવવામાં આવ્યું. ચો તરફ મકાનો આવેલાં હતાં, તેમાં બંડખોરો છુપાઇ ન રહે એ ખાતર એ મકાનો તોડી પાડવાની માગણી થઇ. પણ સર હેન્રિ લોરેન્સ બહુ ઉદાર હતો. તે માલેકોને જણાવ્યા સિવાય અને વાજબી મૂલ્ય આપ્યા સિવાય મકાનો તોડી પાડવા તૈયાર નહોતો. વળી યોગ્ય બદલો આપ્યા સિવાય તે કામ પાર પાડતાં અસંતોષ વધી પડે તેમ હતું. આથી હેન્રિ લોરેન્સે મકાન માલેકોને બદલો આપી એ માગણી કબુલ રાખવાનું વચન આપ્યું. એ કાર્ય પાર પાડવામાં આવ્યું. પરંતુ મકાનો સિવાય ઠેકઠેકાણે મસ્જિદો પણ હતી. બંડખોરો મસ્જિદના ઘુમટની પાછળ છુપાઇ અંગ્રેજો પર ગોળીબાર કરે એવો સંભવ હતો.

---

[1] પત્થરનો પુલ તો નામનો જ હતો. ખરી રીતે તે પાકી ઇંટોનો બાંધેલો હતો.

તોપણ ધર્મભીરૂ ચીફ કમિશનરે મસ્જિદો તોડી પાડવાની રજા આપી નહિ. તેણે પોતાના મદદનીશોને મસ્જિદો પર હાથ લગાડવાની મના કરી. આથી એ સ્થળો કાયમ રહ્યાં. આગળ જતાં એ પવિત્ર સ્થાનો ભયંકર કાર્ય સાધવામાં સહાયભૂત થશે, એ જાણતાં છતાં ધર્મભીરૂ ચીફ કમિશનરે પ્રજાના સનાતન ધર્મ પર હાથ નાખ્યો નહિ.

ગોરા સૈનિકોનાં ઘરો શહેરથી થોડે દૂર રેસિડેન્સિથી લગભગ દોઢેક માઇલ પૂર્વમાં ગોમતીના વાંક તરફ હતાં. એક પહાડ ગોમતીના કિનારા તરફ ઝુકી પડ્યો હતો. એ પહાડ પર ત્રણ માળનું મકાન શોભી રહ્યું હતું, તે રેસિડેન્સિ તરીકે ઓળખાતું હતું. રેસિડેન્ટને રહેવા માટે ઇ. સ. ૧૮૦૦ માં નવાબ સાદતઅલીએ એ મકાન બંધાવ્યું હતું. રેસિડેન્સિમાં કેટલાંક ભોંયરાં હતાં. ઘેરા વખતે એ ભોંયરાંમાં ૩૨ મી પલટણનાં બૈરાં છોકરાંએ આશ્રય લીધો હતો.[૧] રેસિડેન્સિ અને તેની હદમાંનાં બધાં મકાનો પ્રજામાં બેલિગાર્ડના નામે ઓળખાતાં હતાં.[૨] શહેરમાં અયોધ્યાના નિયમિત સિપાહીઓમાંનો ઘણો ભાગ રહેતો હતો. અનિયમિત સિપાહીઓમાંના ઘણાખરા સરકારી ઑફિસો પર પહેરો ભરતા હતા.

---

૧. Browne, Lucknow and its Memorial of the Mutiny P. 1

૨. કર્નલ બેલિ જ્યારે અયોધ્યાનો રેસિડેંટ હતો, ત્યારે તેણે આ મકાનના દરવાજા પર પહેરગીરો રાખ્યા હતા. એક સુબેદાર તે પહેરગીરોનો અધ્યક્ષ હતો. એ ખાતર આ સ્થળ બેલિગાર્ડના નામથી ઓળખાવા લાગ્યું. Malleson Indian Mutiny, Vol. 1 P. 361, note.

એ બધા સિપાહીઓ એકાએક બંડ ઉઠાવે તો સ્થિતિ ભયંકર થઇ પડે એવો સંભવ હતો. તેથી ચીફ કમિશનરે સિપાહીઓનું બળ ઓછું કરવાનો પ્રયત્ન કર્યો. પહેરગીરોની સંખ્યા ઘટાડી તેઓમાં સોલ્જરોને રાખવામાં આવ્યા. છાવણી, તેજુરી વગેરેના રક્ષણની જવાબદારી સિપાહીઓ પર હતી. યુરોપિઅનોની જિંદગી અને સંપત્તિ પણ એક સમયે સિપાહીઓના જ હાથમાં હતી. રેસિડેન્સિની હદમાં તેજુરી હતી. તેમાં ૩૦ લાખ રૂપીઆ રોકડા અને તેથી વધારે કિંમતનાં સરકારી દસ્તાવેજ વગેરે ખતપત્રો હતાં. તેજુરીનું રક્ષણ કરનાર સિપાહીઓને ત્યાંથી ખસેડવાનો ઠરાવ થયો. ગબિન્સ સાહેબે સૌ પહેલાં આ માગણી કરી હતી. પરતુ તેની સામે એ દલીલ થઇ કે તેજુરીના રક્ષકોને ખસેડવા જતાં તેઓ 'સરકારને અમારા પર વિશ્વાસ નથી' એવી માન્યતાથી પ્રેરાઇ બંડ ઉઠાવશે તો ? ખુદ ચીફ કમિશનરે આ દલીલ કરી હતી. પરંતુ છાવણીના મુખ્ય અમલદારોએ એ ઠરાવની તરફદારી કરી એટલે સર હેન્રિ લોરેન્સને સામો પક્ષ છોડી દેવો પડયો. રેસિડેન્સિમાં ગોરૂં લશ્કર રાખવાનો બંદોબસ્ત થયો. જે દફતરો જુદે જુદે સ્થળે રાખવામાં આવ્યાં હતાં તે એક જ સ્થળે રાખવામાં આવ્યાં, આથી કેટલાંક મકાનો ખાલી થયાં, તેમાં યુરોપિઅન સૈનિકો અને રોગી તથા બાલબચ્ચાંને રાખવાનું ઠરાવ્યું.

એ દરમિઆન વીજળીનાં દોરડાં લખનોરમાં ભયંકર સમાચારો લાવવા લાગ્યાં. પહેલે દિવસે જે સમાચાર આવ્યા તે સત્તાવાળાઓને અતિશયોક્તિમય ભાસ્યા. બીજા દિવસના સમાચાર પહેલા કરતાં વધારે ભયંકર હતા. મીરત અને દિલ્હીના બનાવોની જાણ થતાં જ સર હેન્રિ લોરેન્સ ચમકી ગયો. અન્ય સ્થળોની માફક અહીં પણ

સમાચાર આવ્યા કે દિલ્હીમાં મોગલ સત્તાનું પુનઃસ્થાપન થયું છે. વૃદ્ધ બહાદુરશાહ શહેનશાહ થયો છે. આ ભયજનક સમાચાર મળતાં જ હેન્રિ લૌરેન્સે સૈનિક વિભાગપર સત્તા ચલાવવાનો અધિકાર આપવા ખાતર ગવર્નર જનરલને તાર કર્યો. લૉર્ડ કેનિંગે એ સત્તા આપવામાં વિલંબ ન કર્યો. સર હેન્રિ લૌરેન્સ બ્રિગેડિયર-જનરલ બની સૈનિક વિભાગપર સત્તા ચલાવવા તૈયાર થયો.

જુદાં જુદાં સ્થાનોના સમાચાર સાંભળી સિપાહીઓ ધીમે ધીમે અશાંત બનવા લાગ્યા. તેઓની કાર્યપદ્ધતિ સ્થિર નહોતી, તેઓમાં એકતા નહોતી, અનૈક્ય અને પરસ્પર ભિન્ન મતને લીધે તેઓ પોતાનું બળ ઓછું કરી રહ્યા હતા, સિપાહીઓમાંના એક પક્ષે જેમ બને તેમ જલદી લડાઇ કરવાનો ઠરાવ મૂકયો પણ બીજા પક્ષે હજુ રાહ જોવાનું જણાવ્યું. આવા દોલાયમાન ચિત્તવાળા સિપાહીઓ લાંબોકાળ શાંત રહે એવી સંભાવના નહોતી. સર હેન્રિ લૌરેન્સ તેઓનો સ્વભાવ સારી રીતે સમજતો હતો. બીજે સ્થળે જે કંઇ બન્યું હતું તે પર તેણે સૂક્ષ્મ રીતે વિચાર કરી જોયો હતો. પંજાબના સિપાહીઓ નિઃશસ્ત્ર થયા હતા. લખનૌરમાં પણ એ કાર્ય સહજમાં બની શકત પણ સર હેન્રિ લૌરેન્સ કંઇ એકલો લખનૌરનો જ સુબો નહોતો આખું અયોધ્યા તેના કબજામાં હતું. એક સ્થળના સિપાહીઓ નિઃશસ્ત્ર થાય તો બીજાં સ્થળના સિપાહીઓ ઉશ્કેરાય એ સ્વાભાવિક હતું. આથી ચીફ કમિશનર એ કાર્ય કરતાં અચકાતો હતો. સિપાહીઓમાં જે કારણોને લીધે અસંતોષ ફેલાયો છે તે કારણો દૂર થઇ શકે તેમ છે કે નહિ તે વિષે તે વિચાર ચલાવવા લાગ્યો. તેને ખાત્રી હતી કે સિપાહીઓને ફરિયાદ કરવાનાં કારણો વિદ્યમાન છે. વળી તેની એવી

• પણ માન્યતા થઈ હતી કે કંપનિ બહાદુરે તેઓને અન્યાય કર્યો છે. પગાર સંબંધમાં અયોધ્યાના અનિયમિત સિપાહીઓની ફરિયાદ હતી. ભત્થું તેઓને બહુ પ્રિય હતું. તેઓ ભત્થા ખાતર કંપનીના કાર્યમાં જીવન ફુલ કરવા તૈયાર હતા. પરતુ કંપનિએ બાંધી આપેલું ભત્થું પુરતું નહોતું. નિયમિત સૈનિકો કરતાં અનિયમિત સૈનિકોનો પગાર બહુ ઓછો હતો. એ ખાતર બંને જાતના સિપાહીઓને પગાર સરખો કરવાની માગણી થઇ. એ માગણી સ્વીકારવામાં આવી અને અમલમાં મૂકવામાં આવી. અનિયમિત સૈનિકોનો પગાર નિયમિત સૈનિકોના પગાર જેટલો જ કરવાનો હુકમ બહાર પડયો.

આ પ્રમાણે સિપાહીઓને સંતોષવા ખાતર બંદોબસ્ત કરવામાં આવ્યો. પરતુ સિપાહીઓ શાંત રહ્યા નહિ. દરરોજ તેઓના સંબંધમાં નાના પ્રકારનાં ગપ્પાં ઉડવા લાગ્યાં. એ ગપ્પાંમાં નવું કંઈ નહોતું. યુરોપિઅન સૈનિકો પણ તે પર કંઇ લક્ષ આપતા નહોતા. પરંતુ તેઓ સિપાહીઓ કાર્યકલાપ પર તીક્ષ્ણ નજર રાખી રહ્યા હતા. સિપાહીઓ પણ બહારથી શાંતિ જાળવી રાખવી પોતાનું કર્તવ્ય બજાવ્યે જતા હતા.

લખનોરમાં મોટાં મકાનો પુષ્કળ છે એ બધાં મકાનોમાં ફારદબક્ષ, છત્ર મંજિલ, શાહનજીફ, સિકદર બાગ, ઇમામવાડા, બેગમ કુઠી, કૈસર બાગ વગેરે મુખ્ય છે. શહેરની દક્ષિણ અને પૂર્વ બાજુએ એક નહેર છે, એ નહેરની જમણી બાજુએ આવેલાં સ્થાનો આ વખતે ઇતિહાસમાં બહુ પ્રસિદ્ધિ મેળવી ગયાં છે. એ સ્થાનોમાંનું આલમ બાગ નામનું સ્થાન મુખ્ય છે. આલમ બાગ એક જુનો, વિશાળ બાગ છે. એ શહેરથી બે માઇલ દૂર કાનપુર જવાના રસ્તા પર આવેલો છે. આજ રસ્તા પર ચાર બાગ નામનું એક બીજું

સ્થળ આવેલું છે. આ સ્થળે નહેર ગોમતી નદી સાથે મળી જાય છે. આ સ્થાનથી થોડે દૂર દક્ષિણે દિલખુશ નામનો મહેલ આવેલો છે. એની પાસે માર્ટિનિયા કૉલેજ આવેલી છે. રેસિડેન્સીની ઉપરથી જોતાં નગરનું સૌંદર્ય સ્પષ્ટ રીતે અનુભવાય છે. શહેરની સાંકડી ગલીઓ, વિશાળ મહેલો, સુંદર મસ્જિદો વગેરે પ્રેક્ષકની નજર આગળ રમણીય છબીના જેવું દેખાય છે.

આ સુશોભિત શહેરમાં સર હેન્રિ લૉરેન્સ સુખ શાંતિ ભોગવવા આવ્યો હતો. પરંતુ તેની ઇચ્છા પૂર્ણ ન થઇ. દૈવયોગે તેની એ ઇચ્છા દૂર થઇ ગઇ. અસહ્ય દુઃખ અને ન નિવારી શકાય એવી અશાંતિની ભયંકર જ્વાળાઓથી આખું શહેર સળગી ઉઠ્યું.

યુરોપિઅનો અત્યારઃ સુધી સિપાહીઓ પર બારીક નજર રાખી રહ્યા હતા, પરંતુ એ બારીક નજર સિપાહીઓને તેમની સંકલ્પ પાર પાડતાં અટકાવી શકી નહિ. એ માસની આખરે તેઓનો સંકલ્પ અમલમાં મુકાયો. ૩૦ મી મેની રાતે સર હેન્રિ લૉરેન્સ મરિયાઓનની છાવણીમાં રેસિડેન્સિના મકાનમાં બેઠો બેઠો પોતાના મિત્રો સાથે ભોજન કરતો હતો, એ વખતે તેના મિત્રોમાંના એકે કહ્યું કે આજે નવની તોપ થતાં સિપાહીઓ બંડ ઉઠાવવાના છે. આ વાત પૂરી થતાં જ નવની તોપ થઇ, પરંતુ સિપાહીઓના બંડનાં કંઈ ચિહ્નો ન જણાયાં. સર હેન્રિ લૉરેન્સે હસતાં હસતાં પોતાના મિત્રને કહ્યું કે "આપના મિત્રો નિયમિત વખતે કામ કરતા હોય એમ જણાતું નથી." આ વાત તેના મુખમાંથી બહાર પડતી હતી કે તરત સિપાહીઓના મકાનો તરફ વારંવાર ગોળીબાર થવા લાગ્યા. ચીફ કમીશનર અને તેના સહચરો બેબાકળા બની ઉઠયા, બહાર આવી ઘોડાઓ તૈયાર

કરી લાવવાની આજ્ઞા કરી પોતે ઘોડાઓ આવી પહોંચે ત્યાં સુધી બહાર ઉભા રહ્યા. તેઓ ઘરની બહાર આવેલાં પગથિઆં પર ઉભા હતા. ચંદ્રનાં કિરણોથી ચોતરફ જરા અસ્પષ્ટ દેખાતું હતું. તેઓની પાસે કેટલાક હથિયારબંધ સિપાહીઓ પહેરો ભરતા હતા. તેઓ આં વખતે હારબંધ ઉભા હતા. એ સિપાહીઓના અધિનાયકે સેનાપતિ પાસે બંદુકો ભરવાની રજા માગી. તરત જ તેમને એ રજા આપવામાં આવી. ૩૦ સિપાહીઓ બંદુક ભરી, તે પર કેપ ચઢાથી ઉભા. સર હેન્રિ લોરેન્સે સાહસ અને નિર્ભયતાપૂર્વક તેઓને કહ્યું કે "હું એ દુષ્ટોને છાવણીમાંથી નસાડી મૂકવા જાઉં છું. હું જ્યાં સુધી પાછો ન ફરૂં ત્યાં સુધી તમે અહીં જ રહેજો. કોઇને મારા બંગલામાં પેસવા ન દેશો. નહિ તો તમને ફાંસીએ લટકાવીશ." પહેરગીરો ભરેલી બંદુકો ખાંધે ચઢાવી બંગલાનું રક્ષણ કરવા લાગ્યા. સર હેન્રિ લોરેન્સના હુકમનું અપમાન ન થયું. એ રાત્રે છાવણીના ઘરો સળગતાં હતાં ત્યારે કેવળ રેસિડેન્સિનું મકાન જ એ ભયંકર નાશમાંથી સુરક્ષિત રહ્યું હતું.

ઘોડા આવ્યા. સર હેન્રિ લોરેન્સ અને તેના સહચરો છાવણી તરફ રવાના થયા. છાવણીમાંથી એક વિશાળ રસ્તો નગર તરફ જતો હતો. સર હેન્રિ લોરેન્સે પહેલાં એ રસ્તો બચાવવાની પેરવી કરી. તેણે ૩૨ મી સોલ્જર પલ્ટણના કેટલાક સૈનિકોને કેટલીક તોપો સાથે એ રસ્તો સાચવવા મોકલ્યા. આ તરફ સિપાહીઓ પણ યુરોપિઅનોનું સત્યાનાશ વાળવા કટિબદ્ધ થયા હતા. તેઓએ ધાર્યું હતું જે સાયંકાળ વખતે બધા ફિરંગીઓ ભોજનગૃહમાં એકઠા થશે, આથી તેઓ તરત જ ભોજનગૃહ આગળ આવી પહોંચ્યા. પરંતુ યુરોપિઅનો તો બંદુકનો શબ્દ સાંભળતાં જ કવાયતના મેદાન તરફ નાસી ગયા હતા. તેથી

સિપાહીઓની આશા પૂર્ણ થઇ નહિ. તેઓએ ભોજનગૃહને સળગાવી દીધું. તેઓના બ્રિગેડિયરે આવી શાંતિ જાળવવાનું કહ્યું, પણ એક ગોળીથી તેના રામ રમી ગયા. સિપાહીઓ વિકટ બરાડા પાડતા પાડતા ઓફિસરોના બંગલા ભણી જવા લાગ્યા. બંગલા લૂટવામાં આવ્યા, બાળવામાં આવ્યા. શહેરમાંના યુરોપિઅનોએ પોતાના મકાનની અગાશીપરથી ધૂમાડો ને ભડકા જોયા. એ પરથી તેઓએ પોતાના સ્વદેશ બંધુઓની સ્થિતિનો ખ્યાલ કરી લીધો. તેઓ પોતે પણ ભયભીત બની ગયા. પરંતુ સિપાહીઓની બધી ટુકડીઓ આ રીતે વિફરી નહોતી. જ્યારે પોતાના સાથીઓ આ રીતે મરજી મુજબ વર્તી રહ્યા હતા ત્યારે તેઓ લુણહરામી ન થતાં વફાદારી જાળવી રહ્યા હતા. તેઓ જેના હાથ તળે કેળવાયા હતા, જેઓને ખાતર અનેક લડાઇઓ લડયા હતા તેના પ્રત્યે નિમકહરામ ન થયા.

૭૧ મી પલ્ટણના સિપાહીઓ જ સરકારના શત્રુ થઇ બેઠા હતા. પરંતુ એ પલ્ટણમાં પણ કેટલાક શાંત રહ્યા હતા. તે પલ્ટણના કેટલાક સિપાહીઓ પોતાના સાથીઓ સાથે ન જોડાતાં ૩૨ મી પલ્ટણના ગોરા પાયદળ સૈનિકો પાસે જઈ રહ્યા હતા. ૧૩ મી પલ્ટણના ૩૦૦ સિપાહીઓ પોતાની ટુકડીનો વાવટો અને રૂપીઆની પેટી લઇ યુરોપિઅનોને જઇ મળ્યા હતા.

૪૮ મી પલ્ટણ જો કે કવાયતના મેદાન પર હાલ્યા ચાલ્યા વગર ઊભી હતી, તેણે પોતાના સાથીઓ વિરુદ્ધ લડવાની ના પાડી હતી છતાં તેઓએ ખુલ્લી રીતે બંડખોરોનો સાથ શોધ્યો નહોતો. તે તે પલ્ટણના અધિનાયકે તેને ૩૨ મી પલ્ટણ પાસે લઇ જવાનો પ્રયત્ન કર્યો પણ એ પ્રયત્ન નિષ્ફળ નીવડયો. પછી તેણે શહેરની રેસિડેન્સિમાં જવાનું કહ્યું, આ માગણી સ્વીકારવાનું સિપાહીઓએ

વચન આપ્યું પણ છેવટે તેઓમાંના ઘણા ખરા હરોલ તોડી નાસી જવા લાગ્યા. અધિનાયક વાવટા વગેરે લઇ લખનોર તરફ રવાના થયો. ૪૮ મી પલ્ટણના એકસોથી પણ ઓછા માણસો અધિનાયક સાથે શહેર તરફ ચાલ્યા.

એક બંડખોર સિપાહીની ગોળીથી બ્રિગેડિયર મરણ પામ્યો હતો, એ અમે અગાઉ જણાવી ગયા છીએ. ૭૧ મી પલ્ટણનો એક અધિનાયક પણ એ જ રીતે મરાયો હતો. એક સુબેદાર અને કેટલાક સિપાહીઓએ અભાગિઆ માણસને બચાવવા પલંગ નીચે છુપાવી રાખ્યો હતો, પરંતુ તેઓનો પ્રયત્ન સફળ થયો નહિ. દૈવયોગે એ વખતે છાવણીમાં છોકરાં વધારે નહોતાં, તેથી એ અસહ્ય લોકોના લોહીથી છાવણી અપવિત્ર ન થઇ.

બીજે દિવસે રવિવાર હતો. એ દિવસે ખ્રિસ્તીઓ દેવળોમાં ભગવાનની પ્રાર્થના કરવા જાય છે. પણ ૩૧ મી મેનો આ રવિવાર તો તેઓને માટે કયામતનો દિવસ હતો. એ જ તારીખે સિપાહીઓએ સમગ્ર હિંદુસ્તાનમાં બળવો ઉઠાવવાનો સંકલ્પ કર્યો હતો. યુરોપિઅનો દેવળમાં ભેગા થાય ત્યારે તેમને ત્યાં જ ઠાર કરવા એવો સંકેત હતો. લખનોરમાં એ દિવસ શાંતિમાં પસાર થયો નહિ. ૩૦ મી મેએ રાત્રે બંડખોર સિપાહીઓ શરતના મેદાનમાં એકઠા થયા. સર હેન્રિ લોરેન્સ તેઓને યોગ્ય શિક્ષા કરવા ત્યાં ગયો. તેઓ ત્યાં ટકી શકયા નહિ. તેઓમાં ભગાણ પડયું. સત્તાવાળાઓએ ૬૦ જણને કેદ કર્યા. શહેરમાં કેટલાક મુસલમાનો ઉશ્કેરાઇ ગયા હતા. પણ પોલિસના પ્રયત્નથી તેઓને વિખરાઈ જવું પડયું. અને વિખરાઇ જવા સાથે તેઓનો ઉત્સાહ શાંત પડી ગયો.



## અધ્યાય ૬ ઠ્ઠો.

### અયોધ્યા.



વિષય નિર્દેશઃ—બળવાનું સ્વરૂપ-સીતાપુર-મુલાઓન-મોહમદી-શાહજહાનપુરના નાસેડુઓનો નાશ-ફૈઝાબાદ-સુલતાનપુર-બહરૈચ વિભાગ-સિક્રોસ-મોલ્લાપુર-દરીયાબાદ-નાસેડુઓની દુર્દશા-લખનોર-સર હેન્રિ લોરેન્સ મદ્દે પડ્યો-લખનોરને બચાવવાનો બંદોબસ્ત-ચિનહાટ આગળ અંગ્રેજ સૈન્યની હાર-મચ્છિભવનના થોડા ભાગનો નાશ-લખનોરનો ઘેરો-સર હેન્રિ લોરેન્સ મરણ પામ્યો-સેનાપતિ હેવલોક અને આઉટ્રામ આવી પહોંચ્યા.

તરત વેળાએ તો લખનોરમાં શાંતિ ફેલાઇ, પણ યુરોપિઅનો લાંબોકાળ એ શાંતિ ટકાવી શક્યા નહિ લખનોરની શાંતિપર બળવાના પ્રચંડ આઘાતો થવા લાગ્યા, આખું અયોધ્યા કંપવા લાગ્યું, સત્તાવાળાઓ ચોમેરથી દુર્દશાગ્રસ્ત બની ગયા. કેવળ થોડા સિપાહીઓ તેઓના તરફ વફાદારી જાળવી રહ્યા હતા. સમગ્ર અયોધ્યા પ્રદેશના એક છેડાથી બીજા છેડા સુધી ભયંકર બળવો ફેલાઈ ગયો. હથિયારબંધ સિપાહીઓ સાથે ઉશ્કેરાએલા લોકો, લૂટારાઓ અને બદમાસ લોકો આવી મળ્યા. સર્વત્ર અરાજકતા ફેલાઇ ગઇ.

જે વિપ્લવથી બધાં ગામડાંની વ્યવસ્થા તૂટી જાય, બધા લોકોનાં જાનમાલ ભયમાં આવી પડે અને બધી બાબતમાં ભયંકર ત્રાસ ફેલાઇ જાય, તે વિપ્લવ કેવળ અમુક માણસ કે અમુક વર્ગમાં જ બંધાઇ

રહેતો નથી. ફ્રાંસના એક પ્રસિદ્ધ લેખકે ( વિક્ટર હ્યુગો ) આ સંબંધમાં લખ્યું છે કે જેઓ કોઇપણ ખરાબ મતલબ પાર પાડવા ઇચ્છે છે, કોઈપણ બાબતનું વેર વાળવા ઇચ્છે છે, અગર પારકાની સંપત્તિથી પોતાની ગરિબાઇ દૂર કરવા માગે છે તેઓમાંનાં બધાં વિપ્લવ ફેલાવવામાં મદદગાર નીવડે છે. આવો વિપ્લવ વીજળીના વેગે ચો તરફ ફેલાય છે અને પવનના સપાટાથી ફેલાતી આગની માફક બધું બાળી નાંખે છે. જેઓ નાના પ્રકારની વાતો કહે છે, કલ્પના વડે નાના પ્રકારનાં સ્વપ્નો જુએ છે, પોતાનું વેર વાળી તૃપ્તિ મેળવવાની ભેક બાંધે છે, માનસિક ઉશ્કેરણીથી અધીરા બની જાય છે, ગરિબાઇનાં દુ:ખથી જ્ઞાનશૂન્ય બની જાય છે, તેઓની ઉશ્કેરણીથી આવો વિપ્લવ વિસ્તાર પામે છે અને તેઓની બળવાન વેરવૃત્તિ આ વખતે ભયંકર અને સત્યાનાશ વર્તાવનારી થઈ પડે છે. આ પરથી જણાય છે કે માનવજાતિના નીચલા વર્ગમાંથી આ વિપ્લવની ઉત્પત્તિ થાય છે અને તેનો વિકાસ પણ ત્યાં જ થાય છે. જે નિરક્ષર માણસો હલકા વર્ગની કુતૂહલતા વધારવા તૈયાર થાય છે, જે અજાણ્યા લોકો ચો તરફ ભટકતા ફરે છે, જે લુટારા રાજમાર્ગોની બાજુએ રહે છે, જેઓ રાતને વખતે જ્યાં ત્યાં સુઇ રહે છે. ઘરની દિવાલ અને છાપરાંને બદલે કઠણ જમીન, ખુલ્લો વાયુ અને અનંત આકાશ જેઓની ઉંઘ ઉડાડવામાં કે વધારવામાંનું એક માત્ર સાધન છે, જેઓ મહેનતને બદલે કેવળ અદૃષ્ટ પર પોતાના દરરોજના ગુજરાનનો આધાર રાખે છે, કુટુંબી સ્વજન અથવા માનઆબરૂ સાથે જેને કંઇ સંબંધ નથી, જેઓના શરીરના બચાવ માટે દરરોજ ખપમાં આવે તેવી ચીજોનું ઠેકાણું નથી, તેઓ જ ઘણું કરીને વિપ્લવને પોષનારા થઇ પડે છે.

આ જાતના લોકો પોતાની આકાંક્ષા–દુરાકાંક્ષા–તૃપ્ત કરવા ખાતર રાજ્યની વ્યવસ્થા તોડી પાડે છે. વંટોળિઓ જેમ વસ્તુઓને ઉપાડી ચો તરફ ફેરવી ઉડાડી નાખે છે, તેમ આ લોકોનો અત્યાચાર પ્રવાહ પણ દરેક પ્રકારની વ્યવસ્થાને તોડી થોડા વખત માટે સુખ અને શાંતિમાં ઉખેડી નાંખી દૂર ફેંકી દે છે.

અયોધ્યા પ્રાંતની એવી જ સ્થિતિ થઈ હતી. એ પ્રદેશના સિપાહીઓએ જાણ્યું કે રાજધાનીના સિપાહીઓએ બંડ ઉઠાવ્યું છે, ત્યારે તેઓએ પણ કોઇ પણ બાબત પર નજર ન કરતાં સરકાર વિરૂદ્ધ બંડ ઉઠાવ્યું. તેની સાથે પ્રજા પણ બળવાની ગતિ વધારવામાં મદદ કરવા લાગી. દરરોજ લખનોરમાં જુદા જુદા સ્થળના લોકોએ બંડ ઉઠાવ્યાના સમાચાર આવવા લાગ્યા. દરરોજ લખનોરના સત્તાવાળાઓ અંગ્રેજોનાં મરણ, દ્રવ્યાદિની લૂટફાટ અને બંગલાને સળગાવી મૂકવાની વાતો સાંભળી ચિંતા સાગરમાં ડુબી જવા લાગ્યા. અંગ્રેજોએ થોડા સમય પહેલાં અયોધ્યા કબજે કર્યું હતું, થોડા સમયમાં તેઓની સત્તા ને મહત્તા સાથે સર્વત્ર વ્યવસ્થિત અમલ સ્થપાયો હતો. એ સત્તા, એ મહત્તા ને એ વ્યવસ્થિત અમલ એક ક્ષણમાં કાગળના ઘરની પેઠે ક્ષણભંગુર બની ગયાં. જ્યાં જેઓની જરા જેટલી સત્તા હતી તેઓ ત્યાં ફૂલ સત્તાધીશ બની બેઠા. તેઓની ઇચ્છા, કાર્ય, સત્તા ને મહત્તા નિરંકુશપણે મહાલવા લાગ્યાં. જુન માસના પહેલાં દશ દિવસમાં આ મહા વિપ્લવ પુરેપુરી રીતે પ્રસરી ગયો. અંગ્રેજોએ લડાઇ કર્યા સિવાય અયોધ્યા કબજે કર્યું હતું, હવે તેઓને એનો કબજો પાછો મેળવવા માટે પુષ્કળ લશ્કરની જરૂર પડી.

**સીતાપુર**—ખયરાબાદ વિભાગનું મુખ્ય મથક સીતાપુર સૌ

પહેલાં બંડ ઉઠાવવા તત્પર થયું. એ સ્થળે ૪૧ મી પાયદળ પલ્ટણ અને અયોધ્યાનાં અનિયમિત સૈન્યની ૯ મી ને ૧૦ મી પલ્ટણ રહેતી હતી. જ્યોર્જ ક્રિશ્ચિઅન આ વિભાગનો કમીશનર હતો. કેટલાક યુરોપિઅન ઓફિસરો જુદી જુદી પલ્ટણો પર ઉપરિપણું ચલાવતા હતા. મે માસની આખર સુધી સીતાપુરના કમિશનરને કંઈ શંકા પડી નહોતી. તેણે ૩૦ મી મેએ આગ્રાના જજ રેઇક્સ સાહેબને લખ્યું હતું કે "બધું શાંત છે. મારા વિભાગના લોકોમાં ગડબડ નથી. ૪૧ મી પલ્ટણના સિપાહીઓમાં પણ કંઈ ધાંધલ હોય એવો સંશય પડયો નથી. મારા તાબામાં અત્યારે ૯૫૦ માણસો છે. જો કંઇ ગડબડ જાગશે તો હું આ લોકોની મદદથી એક જ કલાકમાં બધું શાંત પાડી શકીશ." કમિશનર સાહેબે અયોધ્યાના અનિયમિત સિપાહીઓ અને પોલિસના સૈનિકપુરૂષોને લક્ષમાં રાખી આ શબ્દો લખ્યા હતા. એ લોકો પર તેમને પૂર્ણ વિશ્વાસ હતો. તેણે ધાર્યું હતું કે કંઈ ગડબડ થાય તો હું એ લોકોની મદદથી શાંતિ ફેલાવી શકીશ. પરંતુ તેઓની નવીન શાસનપદ્ધતિએ બધી આશાનો ઉચ્છેદ કર્યો હતો. ધનવાન, દરિદ્ર વગેરે બધાને એક જ નાથે નાથ્યા હતા. અમીર ઉમરાવોના વર્ગની સત્તા તોડી પાડી હતી. વાયવ્ય પ્રાંતના જુના લેફટેનેન્ટ ગવર્નર રોબર્ટસન સાહેબની ભવિષ્ય વાણી અત્યારે ખરી પડવા લાગી હતી. નિયમિત અને અનિયમિત સિપાહીઓ એકી સાથે બ્રિટિશ સરકારના વિરોધી બની ગયા હતા. જો આ વખતે તાલુકદારો અંગ્રેજોના પક્ષમાં રહ્યા હોત તો તેમને અસહાય બાળકની માફક ચો તરફ વલખાં મારવાં પડત નહિ. તેઓ એ લોકોની મદદથી બળવો શમાવી શકત.

સીતાપુરના નિયમિત અને અનિયમિત સિપાહીઓ સત્તાવાળાઓ

પાસે પોતાની વફાદારી સાબીત કરવા લાગ્યા. તેઓ કહેવા લાગ્યા કે સરકાર અમારા પર વિશ્વાસ નહિ રાખે તો અમને બહુ દુઃખ થશે. એક વૃદ્ધ દેશી ઓફિસરે તો રડતાં રડતાં તેમના અંગ્રેજ સાથીઓને જણાવ્યું કે " જેઓ અત્યાર સુધી કંઇ પણ ન બોલતાં, તમારે પડખે આવી ઉભા રહ્યા છે, છાવણીમાં, તંબુઓમાં કે લડાઇના મેદાનમાં તમારાં દુઃખ સાથે દુઃખ અને તમારી વિપત્તિ સાથે વિપત્તિ માનતા આવ્યા છે, તેઓના તરફ કોઇ–પણ તરેહનો અવિશ્વાસ ન રાખવામાં આવે એવી મારી વિનંતિ છે." પરંતુ સિપાહીઓનાં વચનો અસત્ય નીવડયાં, વૃદ્ધ ઓફિસરનું રૂદન જૂઠું નીવડયું. ૩ જી જુને સિપાહીઓએ બંડ ઉઠાવ્યું. એ રોજ સવારમાં ૪૧ મી પેલ્ટણના સિપાહીઓ બરાડા પાડતા પાડતા કહેવા લાગ્યા કે ૧૦ મી અનિયમિત પલ્ટણના સિપાહીઓ તેજુરી લૂટે છે. ૪૧ મી પલ્ટણના કર્નલ બર્ચ નામના એક અધિનાયકે ત્યાં જઇ જોયું તો જણાયું કે બધી ગડબડ શાંત પડી છે. તે પાછો ફરતો હતો તેવામાં ધનાગાર રક્ષક સિપાહીઓમાંના એકની ગોળીથી તે મરણ પામ્યો.[1] કોઇ કોઇ એમ કહે છે કે જ્યારે સિપાહીઓ ઉશ્કેરાઇ જઇ કોઇ ધનાગાર તરફ ને કોઇ તોપો તરફ આવ જા કરી રહ્યા હતા ત્યારે કર્નલ બર્ચ તેઓને શાંત પાડવા લાગ્યો, પણ ગોળી વાગવાથી મરણ પામ્યો. તેનો એક સાથી પણ ઘાયલ થયો.[2] કમિશનર સાહેબને બંગલે યુરોપિઅન બૈરાં છોકરાંને રાખવામાં

૧. Gabbins, Mutinies in Oudh. P. 136.

૨. Hutchinson, Narrative of the Mutinies in Oudh. P. 57. Comp. Kaye. Sepoy War. Vol III. P. 455.

આવ્યાં હતાં, હથિયારબંધ પોલિસ તે બંગલાનું રક્ષણ કરતા હતા. પરંતુ એ રક્ષકો જ છેવટે ભક્ષકો નીવડયા. કમિશનર સાહેબ બંગલો છોડી પાસેની નદી તરફ દોડયા, તેની મડમ એક બાળક ઉપાડી તેની પાછળ જવા લાગી. કમિશનર સાહેબ નદીને પેલે પાર ગયા અથવા જવાનો પ્રયત્ન કરતા હતા તે દરમિઆન બંડખોરોની ગોળીથી મરણશરણ થયા. તેની પત્ની ને બાળકની પણ એ જ દશા થઇ. બીજા યુરોપિઅનોમાંના કોઇ નદીને કિનારે તો કોઇ નદીના પ્રવાહમાં મરણ પામ્યા. કોઇ કોઈ દૈવયોગે બચી ગયા તેઓ મહામુશીબતે સુરક્ષિત સ્થળે જવા રવાના થયા. ૪૧ મી પલ્ટણના ૩૦ સિપાહીઓએ અસાધારણ વફાદારી બતાવી એ લોકોનો બચાવ કર્યો હતો. એ વિશ્વાસુ સિપાહીઓએ બીજે દિવસે સવારમાં આ સમાચાર લખનોર મોકલ્યા. તરત જ લખનોરથી કેટલાક શિખ સિપાઇઓ વાહનો લઇ એ લોકોને તેડવા આવ્યા. આ પ્રમાણે નાસેડુઓને આશ્રય મળ્યો, જે સિપાહીઓએ તેઓને બચાવ્યા હતા તેઓ લખનોરથી આવેલા રક્ષકોના હાથમાં યુરોપિઅનોને સોંપી પોતપોતાને ગામ જઇ રહ્યા. તેઓનાં હૃદયમાં ભય પેસી ગયો હતો, તેઓ યુરોપિઅનો સાથે રહેવું તે પોતાને માટે વિપત્તિજનક માનતા હતા. તેઓએ વફાદારી બતાવી હતી ખરી છતાં પોતાના સાથીઓ સામે હથિયાર ઉપાડયાં નહોતાં. એટલે તેઓએ પોતાના માલીકોને બચાવવારૂપી પવિત્ર કર્મ બજાવ્યા બાદ વહાલી જન્મભૂમિમાં જઇ રહેવું એ જ વધારે સારૂં ગણ્યું હતું.

સુલાઓન–ખયરાબાદ વિભાગનાં બે નાનાં મથકોએ બંડ ઉઠાવ્યું હતું. તેમાંનું એક મથક તે સુલાઓન હતું. ત્યાં એક ડેપ્યુટિ કમિશનર રહેતો હતો. અહીં ૪૧ મી પલ્ટણના કેટલાક સિપાહીઓ અને

અયોધ્યાની ૪ થી અનિયમિત પલટણ રહેતી હતી. મે માસમાં એ સિપાહીઓપર ડેપ્યુટિ કમિશનરને શક પડ્યો. છતાં તેણે મથક છોડ્યું નહિ. સીતાપુરમાં બંડ ઉઠ્યું, ત્યારે પણ તે પોતાના મથક પર જ રહ્યો હતો. છેવટે જ્યારે ચોતરફ બંડ ફાટી નીકળ્યું, યુરોપિઅનો સીતાપુરથી નાસી ગયા, મુલ્લાઓનના સિપાહીઓ વધારે ને વધારે ઉશ્કેરાતા ગયા અને સર્વોપરિ થવા મથવા લાગ્યા, ત્યારે ડેપ્યુટિ કમિશનરે હાથ ધોઈ નાખ્યા. તે ઘોડેસ્વાર થઇ નાઠો, અને લખનોર જઇ પહોંચ્યો.

**મોહમદી**—એ જ વિભાગ બીજું નાનું મથક મોહમદી હતું. ત્યાં ભયંકર બનાવો બન્યા. જે ટોમ્સન વંશના માણસો રાજકીય ક્ષેત્રમાં પ્રસિદ્ધિ મેળવી ગયા હતા. તે જ વંશનો એક માણસ અહીંનો ડેપ્યુટિ કમિશનર હતો. કપ્તાન ઓર નામનો એક સૈનિક પુરુષ તેનો મદદગાર હતો. નવાબના વખતમાં તે માણસ જે અધ્યક્ષ હતો, તેજ પલટણ—અયોધ્યાની ૯ મી અનિયમિત પલટણ અત્યારે મોહમદીમાં રહેતી હતી. આ સ્થળ રોહિલખંડની સરહદ પર અને શાહજહાનપુરની પાસે જ આવેલું હતું. શાહજહાનપુરના બંડના સમાચાર સાંભળી મોહમદીના સત્તાવાળાઓ બહુ જ ચિંતાતુર બની ગયા. ૧૦ મી જુને શાહજહાનપુરના યુરોપિઅનો અહીં આવી પહોંચ્યા. એટલે યુરોપિઅનોની સંખ્યા વધી. નાસેડુઓ અહીં આવી પહોંચ્યા પછી બે દિવસે બીજાં સ્થળોની માફક મોહમદીમાં ભયંકર બળવો ફાટી નીકળ્યો. ૪ થી જુને સૈનિકોએ તેજુરી લૂટી, જેલ તોડી અને અંગ્રેજોની બધી વ્યવસ્થા છિન્નભિન્ન કરી નાખી. કપ્તાન ઓર મોહમદીમાંની પલટણ પર ઘણાં વર્ષોથી અધિકાર ભોગવતો આવ્યો હતો. તેથી સૈનિકોએ તેના તરફ

રહ્યા હોત તો અંગ્રેજોને આટલું બધું નુકશાન થાત નહિ. પરંતુ બધા તાલુકદારો અંગ્રેજો પર પ્રેમ રાખતા નહોતા. અંગ્રેજોની મહેસૂલ ઉઘરાવવાની પદ્ધતિ એવા પ્રેમની વિરૂદ્ધ હતી. નવી મહેસૂલ પદ્ધતિને લીધે તાલુકદારો સાધારણ માણસો જેવા બની ગયા હતા. સર હેન્રિ લોરેન્સ જેવા લાગણીવાળા અમલદારને આથી બહુ લાગી આવ્યું હતું. તાલુકદારો પોતાની પડતી થવાથી અંગ્રેજો પ્રત્યે બળી રહ્યા હતા. તેઓના હૃદયમાં વિદ્વેષની આગ છુપાઇ રહી હતી. છતાં તે તદ્દન હોલાઇ ગઇ ન હતી. યોગ્ય સમયે એ આગ પોતાના સંપૂર્ણ સ્વરૂપમાં પ્રગટ થવાની હતી એમાં શક લાવવા જેવું કંઇ નહોતું. હવે તક આવી. તાલુકદારોમાંના ઘણાખરા હવે પોતાની જાત પર ગયા. તેઓના હૃદયમાં ધૂંધવાતી આગ ભયકર સ્વરૂપમાં પ્રગટ થઇ, અંગ્રેજો ચમક્યા, ત્રાસથી બેભાન બની ગયા. તાલુકાદારોમાં શાહગંજનો રાજા માનસિંહ મુખ્ય હતો. અંગ્રેજોની જમીન વ્યવસ્થાને લીધે તે પોતાની વિશાળ જમીનદારીના હક્કો ગુમાવી બેઠો. વળી સરકારના રાજા માનસિંહ પાસે ઘણા રૂપીઆ લેણા નીકળ્યા. રાજા માનસિંહ સમજતો હતો કે અંગ્રેજ સરકાર મારા પર ગેરવાજબી દબાણ કરે છે. નિયમિત રીતે ભરણું ન ભરવા સબબ અંગ્રેજ અમલદારોએ તેને કેદ કરવાનો વિચાર કર્યો પણ તે વખતે તે લખ્નોર નહોતો. ન્યાય મેળવવા માટે કે પછી કાયદાના સલાહકારો પાસે સલાહ લેવા માટે તે કલકતા ગયો હતો. કલકત્તામાં તેણે શું કર્યું હતું, શા વિચારથી તે અયોધ્યા પાછો ફર્યો હતો, વગેરે બાબત વિષે બહુ જાણવામાં આવ્યું નથી. પરંતુ અયોધ્યા આવતાં જ તેને સ્વતંત્ર રીતે ફરતો અટકાવવામાં આવ્યો. કોઇ કોઈ ઇતિહાસકારો કહે છે કે બ્રિટિશ સરકારના હુકમથી તેને

નજરકેદ રાખવામાં આવ્યો. કોઇ કોઇ કહે છે કે દેવું હોવાથી તેને કેદ કરવામાં આવ્યો હતો. મદદનીશ કમિશનર ઓર સાહેબ સાથે તેને સારો મેળ હતો. ઓર સાહેબે તેને છોડી મૂકવાની ભલામણ કરી હતી.[૧] ફૈઝાબાદના ડેપ્યુટિ કમિશનરે એ ભલામણ સ્વીકારી નહિ. તો પણ તેને દઢ ખાત્રી હતી કે માનસિંહ કદી પણ વિરૂદ્ધ નહિ પડે. એટલું તો ખરૂં કે મે માસની આખરે તથા જુન માસની શરૂઆતમાં સરકારે માનસિંહ પર ખૂબ ધ્યાન આપ્યું હતું. માનસિંહે મદદનીશ કમિશનરને કહ્યું હતું કે જો મને નજરકેદ ન રાખવામાં આવે તો હું તમને સહકુટુંબ શાહગંજના કિલ્લામાં આશ્રય આપી બચાવીશ. મદદનીશ કમિશનરે બધાંને માટે એવી વ્યવસ્થા કરવાનું કહ્યું. ચીફ કમિશનરે પણ એ વાત સ્વીકારી. પરંતુ ઇચ્છા હોય તો પણ માનસિંહ બધાં યુરોપિઅન બૈરાં છોકરાંને આશ્રય આપી બચાવી શકે તેવું ન હોતું. તેથી તેણે કેવળ દિવાની ખાતાના અમલદારોનાં કુટુંબોને આશ્રય આપવાનું સ્વીકાર્યું. પણ એ ઠરાવ ડેપ્યુટિ કમિશનરને ન ગમ્યો. છેવટે માનસિંહે ઊંડો વિચાર કર્યા બાદ કહ્યું કે હું બધાંને રક્ષણ આપવા તૈયાર છું પણ તમારે બધાંએ બહુ છુપી રીતે સ્ટેશનથી આશ્રય સ્થળે થઈ પહોંચવું જોઇએ. રાજા માનસિંહનો આ ઠરાવ લશ્કરી અમલદારોને જણાવ્યો. લશ્કરી અમલદારોએ આ માગણી તરફ લક્ષ ન આપ્યું. તેઓ માનસિંહ કરતાં આપ બળ પર અધિક વિશ્વાસ રાખતા હતા. લશ્કરી અધિકારીઓમાંના કેવળ એક જ ઓફિસરે પોતાના કુટુંબને દિવાની અમલદારોના કુટુંબ સાથે શાહગંજ મોકલવાની સંમતિ આપી.

---

૧. Hutchinson, Narrative of the Mutinies in Oudh, P. 71, note.

રહ્યા હોત તો અંગ્રેજોને આટલું બધું નુકશાન થાત નહિ. પરંતુ બધા તાલુકદારો અંગ્રેજો પર પ્રેમ રાખતા નહોતા. અંગ્રેજોની મહેસુલ ઉઘરાવવાની પદ્ધતિ એવા પ્રેમની વિરૂદ્ધ હતી. નવી મહેસુલ પદ્ધતિને લીધે તાલુકદારો સાધારણ માણસો જેવા બની ગયા હતા. સર હેન્રિ લોરેન્સ જેવા લાગણીવાળા અમલદારને આથી બહુ લાગી આવ્યુ હતું. તાલુકદારો પોતાની પડતી થવાથી અંગ્રેજો પ્રત્યે બળી રહ્યા હતા. તેઓના હૃદયમાં વિદ્વેષની આગ છુપાઇ રહી હતી. છતાં તે તદ્દન હોલાઇ ગઇ ન હતી. યોગ્ય સમયે એ આગ પોતાના સંપૂર્ણ સ્વરૂપમાં પ્રગટ થવાની હતી એમાં શક લાવવા જેવું કંઇ નહોતું. હવે તક આવી. તાલુકદારોમાંના ઘણાખરા હવે પોતાની જાત પર ગયા, તેઓના હૃદયમાં ધૂંધવાતી આગ ભયકર સ્વરૂપમાં પ્રગટ થઇ, અંગ્રેજો ચમક્યા, ત્રાસથી બેભાન બની ગયા. તાલુકાદારોમાં શાહગંજનો રાજા માનસિંહ મુખ્ય હતો. અંગ્રેજોની જમીન વ્યવસ્થાને લીધે તે પોતાની વિશાળ જમીનદારીના હક્કો ગુમાવી બેઠો. વળી સરકારના રાજા માનસિંહ પાસે ઘણા રૂપીઆ લેણા નીકળ્યા. રાજા માનસિંહ સમજતો હતો કે અંગ્રેજ સરકાર મારા પર ગેરવાજબી દબાણ કરે છે. નિયમિત રીતે ભરણું ન ભરવા સબબ અંગ્રેજ અમલદારોએ તેને કેદ કરવાનો વિચાર કર્યો પણ તે વખતે તે લખનૌર નહોતો. ન્યાય મેળવવા માટે કે પછી કાયદાના સલાહકારો પાસે સલાહ લેવા માટે તે કલકતા ગયો હતો. કલકત્તામાં તેણે શું કર્યું હતું, શા વિચારથી તે અયોધ્યા પાછો ફર્યો હતો, વગેરે બાબત વિષે બહુ જાણવામાં આવ્યું નથી. પરંતુ અયોધ્યા આવતાં જ તેને સ્વતંત્ર રીતે ફરતો અટકાવવામાં આવ્યો. કોઇ કોઈ ઇતિહાસકારો કહે છે કે બ્રિટિશ સરકારના હુકમથી તેને

નજરકેદ રાખવામાં આવ્યો. કોઇ કોઇ કહે છે કે દેણું હોવાથી તેને કેદ કરવામાં આવ્યો હતો. મદદનીશ કમિશનર ઓર સાહેબ સાથે તેને સારો મેળ હતો. ઓર સાહેબે તેને છોડી મૂકવાની ભલામણ કરી હતી.[1] ફૈજાબાદના ડેપ્યુટિ કમિશનરે એ ભલામણ સ્વીકારી નહિ. તો પણ તેને દઢ ખાત્રી હતી કે માનસિંહ કદી પણ વિરૂદ્ધ નહિ પડે. એટલું તો ખરૂં કે મે માસની આખરે તથા જુન માસની શરૂઆતમાં સરકારે માનસિંહ પર ખૂબ ધ્યાન આપ્યું હતું. માનસિંહે મદદનીશ કમિશનરને કહ્યું હતું કે જો મને નજરકેદ ન રાખવામાં આવે તો હું તમને સહકુટુંબ શાહગંજના કિલ્લામાં આશ્રય આપી બચાવીશ. મદદનીશ કમિશનરે બધાંને માટે એવી વ્યવસ્થા કરવાનું કહ્યું. ચીફ કમિશનરે પણ એ વાત સ્વીકારી. પરંતુ ઇચ્છા હોય તો પણ માનસિંહ બધાં યુરોપિઅન બૈરાં છોકરાંને આશ્રય આપી બચાવી શકે તેવું ન હોતું. તેથી તેણે કેવળ દિવાની ખાતાના અમલદારોનાં કુટુંબોને આશ્રય આપવાનું સ્વીકાર્યું. પણ એ ઠરાવ ડેપ્યુટિ કમિશનરને ન ગમ્યો. છેવટે માનસિંહે ઊંડો વિચાર કર્યા બાદ કહ્યું કે હું બધાંને રક્ષણ આપવા તૈયાર છું પણ તમારે બધાંએ બહુ છુપી રીતે સ્ટેશનથી આશ્રય સ્થળે થઈ પહોંચવું જોઇએ. રાજા માનસિંહનો આ ઠરાવ લશ્કરી અમલદારોને જણાવ્યો. લશ્કરી અમલદારોએ આ માગણી તરફ લક્ષ ન આપ્યું. તેઓ માનસિંહ કરતાં આપ બળ પર અધિક વિશ્વાસ રાખતા હતા. લશ્કરી અધિકારીઓમાંના કેવળ એક જ ઓફિસરે પોતાના કુટુંબને દિવાની અમલદારોના કુટુંબ સાથે શાહગંજ મોકલવાની સંમતિ આપી.

1. Hutchinson, Narrative of the Mutinies in Oudh, P. 71, note.

રહ્યા હોત તો અંગ્રેજોને આટલું બધું નુકશાન થાત નહિ. પરંતુ બધા તાલુકદારો અંગ્રેજો પર પ્રેમ રાખતા નહોતા. અંગ્રેજોની મહેસૂલ ઉઘરાવવાની પદ્ધતિ એવા પ્રેમની વિરૂદ્ધ હતી. નવી મહેસૂલ પદ્ધતિને લીધે તાલુકદારો સાધારણ માણસો જેવા બની ગયા હતા. સર હેન્રિ લોરેન્સ જેવા લાગણીવાળા અમલદારને આથી બહુ લાગી આવ્યું હતું. તાલુકદારો પોતાની પડતી થવાથી અંગ્રેજો પ્રત્યે બળી રહ્યા હતા. તેઓના હૃદયમાં વિદ્વેષની આગ છુપાઇ રહી હતી. છતાં તે તદ્દન હોલાઇ ગઇ ન હતી. યોગ્ય સમયે એ આગ પોતાના સંપૂર્ણ સ્વરૂપમાં પ્રગટ થવાની હતી એમાં શક લાવવા જેવું કંઇ નહોતું. હવે તક આવી. તાલુકદારોમાંના ઘણાખરા હવે પોતાની જાત પર ગયા. તેઓના હૃદયમાં ધૂંધવાતી આગ ભયંકર સ્વરૂપમાં પ્રગટ થઇ, અંગ્રેજો ચમક્યા, ત્રાસથી બેભાન બની ગયા. તાલુકાદારોમાં શાહગંજનો રાજા માનસિંહ મુખ્ય હતો. અંગ્રેજોની જમીન વ્યવસ્થાને લીધે તે પોતાની વિશાળ જમીનદારીના હક્કો ગુમાવી બેઠો. વળી સરકારના રાજા માનસિંહ પાસે ઘણા રૂપીઆ લેણા નીકળ્યા. રાજા માનસિંહ સમજતો હતો કે અંગ્રેજ સરકાર મારા પર ગેરવાજબી દબાણ કરે છે. નિયમિત રીતે ભરણું ન ભરવા સબબ અંગ્રેજ અમલદારોએ તેને કેદ કરવાનો વિચાર કર્યો પણ તે વખતે તે લખનૌર નહોતો. ન્યાય મેળવવા માટે કે પછી કાયદાના સલાહકારો પાસે સલાહ લેવા માટે તે કલકતા ગયો હતો. કલકત્તામાં તેણે શું કર્યું હતું, શા વિચારથી તે અયોધ્યા પાછો ફર્યો હતો, વગેરે બાબત વિષે બહુ જાણવામાં આવ્યું નથી. પરંતુ અયોધ્યા આવતાં જ તેને સ્વતંત્ર રીતે ફરતો અટકાવવામાં આવ્યો. કોઇ કોઈ ઇતિહાસકારો કહે છે કે બ્રિટિશ સરકારના હુકમથી તેને

૭ મી જુને રાત્રે બૈરાં છોકરાં કંઇ પણ અડચણ વિના આશ્રય સ્થળે જઇ પહોંચ્યાં. તે પછીના દિવસે સાયકાળ વખતે સિપાહીઓએ ખુલ્લી રીતે બંડ ઉઠાવ્યું. તેઓએ પ્રથમ તોપો કબજે કરવાનો પ્રયત્ન કર્યો. તોપો તૈયાર હતી. ગોલંદાજો બળતા કાકડા લઈ ઉભા હતા. પરતુ તેઓ તોપોનો સ્પર્શ કરે તે પહેલાં પાયદળ સિપાહીઓ આવી પહોંચ્યા. ઓફિસરોનો હુકમ માનવાની તેઓએ સ્પષ્ટ ના પાડી. ઑફિસરોની આજીજીભરી ભાષાને તેઓએ તરછોડી કાઢી. તેઓ ખુલ્લા શબ્દોમાં કહેવા લાગ્યા કે તોપો અમારી જ છે. તેઓએ તોપો કબજે કરી છતાં ઓફિસરોને કંઇ ઇજા ન કરી. તેઓ ઓફિસરોના રક્ષક બની તેમને છાવણીમાં લઈ આવ્યા.

પાયદળ સિપાહીઓની આવી કૃપા ઘોડેસ્વારોને ન ગમી. તેઓ યુરોપિઅનોને મારી નાખવાનો આગ્રહ દર્શાવવા લાગ્યા. ૧૫ મી અનિયમિત ઘોડેસ્વાર પલ્ટણના એક રસાલદારે આ બંડની સરદારી લીધી હતી. એ માણસ ઓફિસરોને મારી નાખવા સિપાહીઓને ઉશ્કેરવા લાગ્યો. પરંતુ ગોલંદાજો અને પાયદળ સૈનિકોએ દૃઢતા પૂર્વક એ બાબતમાં ના પાડી. અંગ્રેજ ઓફિસરો આખી રાત કેદી જેવી હાલતમાં રહ્યા. પાયદળ અને ગોલંદાજ સૈનિકોએ તેઓને નાસવામાં મદદ કરી. તેઓએ હોડીઓ મેળવી આપી, પૈસોટકો વાપરવા આપ્યો. ૨૨ મી પલ્ટણના સૈનિકો ઓફિસરોને સાથે લઇ નદી કિનારે આવી પહોંચ્યા. હોડીઓ હતી પણ માછીઓ નહોતા,. તેથી નાસેડુઓએ પોતાની મેળે હલેસાં મારવાં શરૂ કર્યાં. આ રીતે તેઓએ ફૈજાબાદ છોડયું.

યુરોપિઅનો સાજાતાજા રવાના થયા ખરા, પરંતુ તેમાંના બધા

બચ્યા નહિ. આ ઇતિહાસના બીજા બનાવોની પેઠે ફૈઝાબાદના યુરોપિઅનોની નાસભાગનો બનાવ પણ વિચિત્ર હકીકતોથી ભરપૂર છે. લુટફાટ, આગ લગાડવાથી વગેરે આ બળવાના સામાન્ય બનાવો હતા તેમાં કંઇ વિવિધતા કે વિચિત્રતા નહોતી. પણ બીજી બાબતો એક એકથી બહુ જુદી પડતી હતી. બીજાં સ્થળોની માફક ફૈઝાબાદમાં પણ મિલ્કત લુટાઇ હતી, પરંતુ અહીંના સિપાહીઓએ અન્ય સ્થળોના સિપાહીઓની માફક ઓફિસરો તરફ નિર્દયતા કે ગેરવિશ્વાસ બતાવ્યો નહોતો. તેઓએ કમિશ્નર વગેરે યુરોપિઅનોને નાસવામાં મદદ કરી હતી. અંગ્રેજો આ વખતે બંડખોરોના તાબામાં હતા. બંડખોરોની ઇચ્છા પર તેમનું જીવન ટકી રહેલું હતું. સિપાહીઓએ દયા ન બતાવી હોત તો તેઓ ઘેટાંની પેઠે રેંસાઇ જાત. તેઓમાં પોતાનો બચાવ કરવાની-શક્તિ નહોતી. પરંતુ સિપાહીઓમાંનો કોઇ આ અસહાય જીવોને મારી નાખવા માગતો નહોતો. એવું કહેવાય છે કે ૨૨મી પલ્ટણના સિપાહીઓએ નાસેડુઓને મારી નાખવા માટે આઝિમગઢની ૧૭મી પલ્ટણના સિપાહીઓને કહાવી મોકલ્યું હતું.[1] ગમે તેમ હો પણ એટલું તો ખરૂં કે નાસેડુઓ નદી માર્ગે ગયા છતાં બચ્યા નહિ. તેઓને તો શીતળ જળમાર્ગ પણ મરણનો માર્ગ થઇ પડયો. તેઓ ૩૦ માઇલનો રસ્તો કાપી બેગમગંજ પાસે જઇ પહોંચ્યા. ત્યાં તેઓએ જોયું કે જમણી બાજુએ પાયદળ અને ઘોડેસ્વાર સિપાહીઓ હારબંધ ઉભા છે. તેઓનો ઉદ્દેશ સમજાઇ ગયો. અહીં નદીની પહોળાઇ બહુ નહોતી તેથી નાસવાનું બને તેમ નહોતું. આઝિમગઢની ૧૭મી પલ્ટણના પાયદળ સૈનિકો હોડીઓ પર ગોળીબાર

૧ Gubbins, Mutinies in Oudh. P. 150.

કરવા લાગ્યા, યુરોપિઅનો આત્મરક્ષણ માટે પેલે પાર જવા તૈયાર થયા. આ તરફ સિપાહીઓ પણ હોડી પર ચઢી સામે પાર આવ્યા. હવે નદીકિનારે પહોંચી નાઠા સિવાય આરો રહ્યો નહિ. કર્નલ ગોલ્ડન મરાયો, પહેલી બે હોડીઓના ઉતારૂઓ નાસવા જતાં મરણ પામ્યા. કોઈ પાણીમાં ડુબી મુઆ, બાકી રહ્યા તે મહા મુશીબતે આમોરા નામના સ્થળે જઇ પહોંચ્યા, અહીં તેમને ચોથી હોડીના ઉતારૂઓ મળ્યા. બધા મળીને આઠ નાસેડુઓ બીન હરકતે કાપ્તેનગંજ જઇ પહોંચ્યા. તેજઅલીખાન નામનો ૨૨મી પલ્ટણનો એક વફાદાર સિપાહી એ લોકો સાથે હતો. કાપ્તેનગંજ જઇ થોડો વિસામો લીધા બાદ બધી મુશ્કેલીઓ-માંથી છૂટવા માટે તેઓ આગળ વધવા લાગ્યા. તેઓ જે ગામડામાંથી પસાર થતા હતા, તે ગામના મુખીઓ તેઓની સાથે સારૂં વર્તન ચલાવતા હતા. કોઈએ તો તેમની અડચણો ઘટાડવા ખાતર થોડાને પૈસા પણ આપ્યા હતા. પરંતુ એથી એ લોકો બચ્યા નહિ. કોઇ એક ગામડાના લોકોએ ઉપરની માયા બતાવી એ બિચારાઓને છેતર્યા. એ ગામડામાં મુસલમાનોની સંખ્યા વધુ હતી. તેઓએ બંદુક, તરવાર વગેરે હથિઆરો લઈ એ લોકો 'પર હુમલો કર્યો. આથી એમાંના લગભગ બધા મરણ પામ્યા કેવળ એકજ જણ પોતાની થએલી દુર્દશાની વાત જગતને જણાવવા ખાતર બચ્યો.

૮મી જુને ફૈજાબાદથી જે ચાર હોડીઓ રવાના થઇ હતી, તેમાંની ત્રણ હોડીના ઉતારૂઓની આ સ્થિતિ થઇ. અયોધ્યા પ્રાંતની જુની રાજધાની અયોધ્યાની હદમાં રહી ગયેલ ચોથી હોડી દૈવયોગે સિપાહી-ઓના જેવામાં ન આવી. તેથી એ હોડીના ઉતારૂઓ બચ્યા. ફૈજા-બાદથી નાસનારાઓની હકીકત સ્પષ્ટ સ્વરૂપમાં જાહેર થઇ નથી. જેઓ

કોઇ પણ રીતે જીવન બચાવી શકયા હતા તેઓમાંના કોઇ કોઇ પોતાની હકીકત જણાવી ગયા છે. પરંતુ એ હકીકત બહુ સામાન્ય છે. તેઓએ બહુ દુઃખ ભોગવ્યું હતું. તાપના પ્રચંડ મારાથી મૂર્છાવશ થઇ જવું પડયું હતું, કોઇ કોઇ ગામડાંમાં પીવાનું પાણી ને ખાવાનો ખોરાક મળ્યો હતો, તો કોઇ કોઈ સ્થળે આશ્રયસ્થાન વિના અપાર કષ્ટ ભોગવવું પડયું હતું. તેઓના મિત્રો કે સગાં વહાલાં તેમની નજર આગળ અપાર દુઃખ ભોગવી મરણ પામ્યાં હતાં. તેઓની મર્મભેદી, શોચનીય અવસ્થા તેઓને નજરોનજર જોવી પડી હતી. તેઓનું પરમ સ્નેહનું ધન, વાત્સલ્યનું અદ્વિતીય અવલંબન, પ્રાણથી પણ વધારે વહાલાં બાળકો તેઓના ખોળામાં ટળવળતાં ટળવળતાં અનંત નિદ્રાને વશ થયાં હતાં. તેઓ રડતી આંખે આ બધું જોઇ રહ્યા હતા, અને વળી પાછા જીવ બચાવવા મુસાફરી શરૂ કરવા લાગ્યા હતા. આવાં આવાં વર્ણનોથી એ નાસેડુઓનાં આત્મ વૃત્તાંતો ભરપૂર છે. ફૈજાબાદથી રવાના થએલ નાસેડુઓમાંની એક સ્ત્રી પોતાના બાળક સાથે નાસી છૂટી હતી. તેણે પોતાની નાસભાગની હકીકત લખી છે. એ હકીકત વિચિત્ર બનાવોથી ભરપૂર છે. તેણે કોઇ વખતે ખુલ્લા મેદાનમાં રાત ગુજારી હતી, કોઇ વખતે પ્રચંડ તાપમાં મુસાફરી કરી હતી, કોઈ વખતે પાણી અને ખોરાક વિના અપાર દુઃખ વેઠયું હતું. તેનું બાળક માંદું પડયું હતું, તેથી તેને બહુ કષ્ટ વેઠવું પડયું હતું. ગામડાંના લોકો સિપાહીઓના ભયથી તેને મદદ કરતાં ડરતા હતા છતાં કોઇ કોઇ દયા છોડી શકયા નહોતા. તેઓએ તેને બનતી મદદ કરી હતી. તેનાં બાળકને થાકી ગયેલું જોઇ એક દયાળુ દાઇએ તેની સારવાર કરી હતી. રાજા માનસિંહે પણ તેને મદદ કરી હતી. આ પ્રમાણે અપાર

દુઃખ વેઠયા છતાં એ બાઇ હિંદીઓની અનંત દયા અને સજ્જનતાને લીધે બચી શકી. કોઇ કોઇ નાસેડુઓ ગોરખપુર તરફ નાઠા હતા. રસ્તામાં તેઓને અટકાવવામાં આવ્યા. અટકાવનારાઓએ તેઓને બંડખોર સિપાહીઓને સોંપવાની તૈયારી બતાવી. એ વખતે મહમ્મદ હુસેનખાન નામના એક માણસના નોકરોએ એ લોકોને બચાવ્યા. મહમ્મદહુસેનખાને તેઓને આશ્રય આપ્યો, પાછળથી ગોરખપુરના મેજિસ્ટ્રેટે એ લોકોને બોલાવવા માટે રક્ષકો મોકલ્યા. ફૈજાબાદથી જે સ્ત્રી પોતાના બાળક સાથે નાસી છૂટી હતી તેને બીજા કેટલાક નાસેડુઓ રસ્તામાં મળ્યા હતા. તેઓની દુર્દશાનો પાર રહ્યો નહોતો. તેઓમાંના એકનું બાળક મરણ પામ્યું. તેઓની પાસે તે બાળકને દફનાવવાનાં સાધનો નહોતાં. તેથી તેઓના હાથ વડે ખાડો ખોદી જેમ તેમ કરીને આ બાળકને દફનાવ્યું. જેઓ જીવન બચાવવા માટે આમ તેમ દોડતાં હતાં તેઓને આવાં આવાં કષ્ટ ભોગવવાં પડયાં હતાં.

ફૈજાબાદના દિવાની વિભાગના ચાર અંગ્રેજ અમલદારોએ આત્મ રક્ષણ માટે નૌકાનો આશ્રય લીધો નહોતો. તેઓ નોકર ચાકર અને બાલબચ્ચાં સાથે રાજા માનસિંહની મદદની આશાથી ૧૧ મી જુને શાહગંજ જઇ પહોંચ્યા. એ વખતે માનસિંહ શાહગંજ નહોતો. સિપાહીઓના બંડનું શું પરિણામ આવે છે તે જાણવાને અયોધ્યા ગયો હતો ત્યાંથી તેણે કહેવરાવી મોકલ્યું કે બાલબચ્ચાંને હું આશ્રય આપી શકીશ પણ પુરુષોને તો નહિ જ આપી શકુ. પુરુષોએ જેમ બને તેમ જલદી રવાના થઇ જવું કારણ કે આવતી કાલે સિપાહીઓ યુરોપિઅનોની તપાસ માટે મારે ઘેર આવવાના છે. સિપાહીઓ આવવાના હતા તે જ દિવસે ૩૮ જણા નૌકામાં બેસી રવાના થયા.

નદી પર આવતાં નવ જણની ગાડી ભાંગી ગઇ હોવાથી તેઓ નૌકા પકડી શકયા નહિ. તેઓ પાછાં શાહગંજ આવ્યા. ત્યારબાદ એ લોકોને ગોરખપુર મોકલવામાં આવ્યા. નૌકા પર ચઢી રવાના થયેલા યુરોપિઅનો ગોપાલપુરના રાજાની મદદથી બીન અડચણે દાનાપુર જઇ પહોંચ્યા.

યુરોપિઅનોની નાસભાગનાં વૃત્તાંતોમાં આ રીતે હિંદીઓની દયા જણાઇ આવે છે. હિંદી સ્ત્રીઓએ પણ પોતાનાં જીવન સંકટમાં નાખી નાસેહુ યુરોપિઅનોને મદદ કરી હતી. એક તરફથી ખૂન થતાં હતાં, લોહીની નદીઓ વહેતી હતી, ત્યારે બીજી તરફથી આવી અસાધારણ દયા, કોમળતા અને અનુકંપાનાં દશ્યો વિકસી રહ્યાં હતાં. અમે એ છેલ્લા પ્રકારનો એક દાખલો નીચે જણાવીએ છીએ.

ફૈજાબાદના ડેપ્યુટિ કમિશનરે કચેરીમાં જઇ સાંભળ્યું કે છાવણીના સીપાહીઓએ બંડ ઉઠાવ્યું છે. આ વાત સાંભળતાં જ તેણે એક વિશ્વાસુ ચપરાશી દ્વારા પોતાની સ્ત્રીને જેમ બને તેમ જલદી બધું છોડી નદી-કિનારે જવાનું કહાવી મોકલ્યું. તે ચપરાશીને મડમ સાહેબ સાથે જવાનો હુકમ થયો હતો. પોતાની સ્ત્રીને આવો સંદેશો મોકલી ડેપ્યુટિ કમિશનર પોતાની ફરજ બજાવવા છાવણી તરફ ગયો. કમિશનરની સ્ત્રી આ સંદેશો મળતાં જ પાલખીમાં બેસી નદી કિનારે જઇ પહોંચી. તેનો વિશ્વાસુ ચપરાશી સાથે જ હતો. સિપાહીઓ આ વખતે લૂટફાટ કરવા માટે ચોતરફ ભટકતા હતા. અસહાય મડમ સાયંકાળ વખતે કોઇ એક ગામડાંમાં જઇ ચઢી. એક દયાળુ સ્ત્રીએ પોતાની જિંદગી જોખમમાં નાંખી મડમને આશ્રય આપ્યો. તેણે એક અવાવરૂ કોઠીમાં મડમ સાહેબને છુપાવી રાખ્યાં. આ તરફ પાલખી ઉપાડનાર

લોકો પાલખી નદી કિનારે મૂકી ચાલ્યા ગયા. કમિશનરની સ્ત્રી બીકથી બેભાન જેવી બની એ કોઠીમાં આખી રાત છુપાઇ રહી. રાત્રે સિપાહીઓ આવી પહોંચ્યા અને નાસેલું અંગ્રેજોને ખોળવા લાગ્યા. તેઓએ એવું જણાવ્યું કે જે કોઇ અંગ્રેજ સ્ત્રી કે પુરુષને છુપાવી રાખશે તેને મારી નાંખવામાં આવશે. પોતાનો જીવ જાય એવો વખત હતો છતાં એ દયાળુ બાઇએ પોતાની આશ્રિતાને સિપાહીઓના હાથમાં ન સોંપી. જ્યારે મડમ સાહેબ ગામમાં આવ્યાં હતાં ત્યારે ગામના પુરુષો ખેતીના કામમાં લાગેલા હોવાથી તેના વિષે કોઇ કંઇ જાણતું નહોતું, પણ ગામની સ્ત્રીઓ આ વાત જાણતી હતી છતાં તેઓમાંની કોઇએ આ વાત જાહેર ન કરી. ધીમે ધીમે ભયંકર કોલાહલ શાંત પડ્યો, સિપાહીઓ બીજે સ્થળે ચાલ્યા ગયા. સવાર પડી એટલે ડેપ્યુટિ કમિશ્નરના પેલા વિશ્વાસુ નોકરે મહારાજ માનસિંહ પાસે જઇ એક નૌકા માગી. માનસિંહે તરત હોડી રવાના કરી. ડેપ્યુટિ કમિશ્નરની સ્ત્રી અને બીજી કેટલીક સ્ત્રીઓ પોતપોતાનાં છોકરાં સાથે અંદરના ભાગમાં જઇ બેઠી. બહાર વિશ્વાસુ નોકરો ને સિપાહીઓ બેઠા. કોઈ પૂછે તો યાત્રાળુઓની નૌકા છે, એમ કહી તેઓ હોડી આગળ ચલાવવા લાગ્યા. એકાદ બે વખતે તો બંડખોર સિપાહીઓની મુલાકાત થઇ, પણ તેઓ અંદરના ભાગમાં યુરોપિઅન સ્ત્રીઓ છે એ જાણી શકયા નહિ. સંધ્યાકાળ વખતે હોડી કોઇ સુરક્ષિત સ્થળે રાખી કેટલાક નોકરો દૂધ અને રોટલી માટે પાસેનાં ગામડામાં ગયા. અહીં પણ ગામડાના લોકોએ તેઓને મદદ આપવામાં આનાકાની કરી નહિ. એક દયાળુ સ્ત્રી બાળકોને ભૂખે ટળવળતાં જોઇ એકદમ ગામમાં આવી, અને કેટલીક ધાવોને લઇ હોડી પાસે જઈ પહોંચી.

યુરોપિઅન સ્ત્રીઓએ તેઓને આનંદપૂર્વક હોડી પર ચઢાવ્યાં; તેઓ. બાળકોને ધવરાવવા લાગી. સિપાહીઓને ખબર પડી હોત તો આ સ્ત્રીઓનું આવી બનત છતાં આ સ્ત્રીઓએ તો કેવળ દયાને વશ થઇ આવું સાહસ કર્યું હતું. આવી મદદો મેળવતી મેળવતી એ નાસેલુ સ્ત્રીઓ અલાહાબાદ જઇ પહોંચી. ડેપ્યુટિ કમિશ્નર અને તેની સ્ત્રી આ ઉપકાર ભૂલી ગયાં નહિ. લડાઇ પૂરી થયા બાદ તેઓએ એ દયાળુ સ્ત્રીઓને ઇનામ આપ્યું હતું.

સુલતાનપુર—સુલતાનપુર જિલ્લાનું મુખ્ય શહેર સુલતાનપુર ગોમતી નદીને જમણે કિનારે આવેલું છે. અહીં ૧૫ મી અનિયમિત ઘોડેસ્વાર પલ્ટણની છાવણી હતી. એ સિવાય ૮ મો અનિયમિત પાયદળ પલ્ટણ અને કેટલીક હથિયારબંધ પોલિસ અહી રહેતી હતી. કર્નલ ફિશર આ સૈન્યનો અધિનાયક હતો. ૫મી જુને સુલતાનપુરના દિવાની વિભાગના મુખ્ય અમલદારને સમાચાર મળ્યા કે બહારના બંડખોર સિપાહીઓ સુલતાનપુરના સિપાહીઓ સાથે મળી યુરોપિઅનોનાં ખૂન કરવાની પેરવી કરી રહ્યા છે. બીજે દિવસે પણ આવાજ ભયંકર સમાચાર આવ્યા. કર્નલ ફિશરે ૭મી તારીખે એ અમલદારો સાથે સ્ત્રીઓ તથા છોકરાંને અલાહાબાદ મોકલી દીધાં. ૯મી જુને સવારમાં સિપાહીઓએ બંડ ઉઠાવ્યું. કર્નલ છાવણીમાં જઇ સિપાહીઓને શાંત પાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એ દરમિયાન એક જણની ગોળી કર્નલની પીઠમાં પેસી ગઇ. કર્નલ પોતાના સૈનિકો સમક્ષ ભયંકર રીતે ઘવાઇ પડી ગયો. જેઓ પર તેને સ્નેહ હતો તેમણે તેની આવી અવસ્થા કરી. તેના પ્રિય પાત્રમાંનું કોઇ આ વખતે તેની મદદે ન આવ્યું. કુકર નામના એક સેનાનાયકે કર્નલને ડોળીમાં નાંખ્યો. ડોળીની પાસે ઉભેલો એક સેનાનાયક પણ ઘવાયો. આ

તરફ કર્નલ ફિશર પણ મરણઘાતના ભોગવતો ભોગવતો સ્વર્ગે સંચર્યો, સિપાહીઓએ હવે કુકર સાહેબને નાસી જવાની સલાહ આપી. કુકર ઘોડેસ્વાર થઇ ગોમતી નદી તરફ નાઠો.

ગોમતીના કિનારા પર દડિયા નામના ગામ આગળ રૂસ્તમશાહ નામનો એક તાલુકદારનો હતો. એ કિલ્લાની ચોમેર ગઢ જંગલ આવેલું હતું. જમીન સંબંધી નવા નિયમો અમલમાં મૂકાતાં રૂસ્તમશાહને બહુ નુકસાન થયું હતું. અમલદારોએ તેની પુષ્કળ જમીન અન્યાયપૂર્વક ખાલસા કરી હતી. પરંતુ આવી અન્યાયી વર્તણુકથી પણ એ ઉદાર માણસને અંગ્રેજોપર જરાએ ગુસ્સો ચઢયો ન હોતો. જેઓએ તેને અન્યાય આપ્યો હતો તેને મદદ કરવા આ વખતે તે તૈયાર થયો. કુકર સાહેબને તેના કિલ્લામાં આશ્રય મળ્યો, બીજાં કેટલાંક નાસેડુઓ પણ ત્યાં આવી ભરાયાં હતાં. આશ્રયદાતા તાલુકદારે એ બધાં સાથે બહુ સારી વર્તણુક ચલાવી હતી. છેવટે બનારસના કમિશનર હેન્રિ કુકરે આ લોકોને બનારસ બોલાવી લીધાં. પરંતુ સુલતાનપુરના દિવાની ખાતાના અમલદારોના ભાગ્યમાં આવું સુખ લખાએલું ન હોતું. બે અમલદારોએ સુલતાનપુરના જાસિનખાન નામના એક તાલુકદારના ઘરમાં આશ્રય લીધો હતો. જાસિનખાને બહારથી તો ખૂબ સદ્ભાવ બતાવ્યો, પણ છેવટે તેનો વિશ્વાસઘાત જાહેર થયો. તેણે પોતાના આશ્રિતોને બંડખોરો સમક્ષ હાજર કર્યા. તેના કહેવાથી એ લોકોને ગોળીએ દેવામાં આવ્યા. અયોધ્યાના તાલુકદારોના વિશ્વાસઘાતનું આ એક જ દૃષ્ટાંત અમલદારોની જાણમાં આવ્યું છે.

આ પ્રમાણે સુલતાનપુરના અંગ્રેજોનું પ્રાધાન્ય નાશ પામ્યું. બીજાં સ્થાનોના બંડખોરોએ યુરોપિઅનોને મારી નાખી અથવા નસાડી

મકી જેવો ઉત્સવ કર્યો હતો, તેવો જ ઉત્સવ અહીં પણ ઉજવવામાં આવ્યો. અંગ્રેજોના બંગલા લુટાયા ને બળાયા. સળગતા બંગલા થોડી વારને માટે સિપાહીઓને આનંદજનક થઇ પડયા. આવો આનંદ ભોગવી સિપાહીઓ નવાબગંજ તરફ રવાના થયા.

**સલોનિ**—ફૈજાબાદ વિભાગમાં બીજે એક સ્થળે લશ્કરી છાવણી હતી. અયોધ્યાની ૧ લી પાયદળ પ્લટણનો મુખ્ય ભાગ સલોનિમાં રહેતો હતો. મે માસમાં અને જુન માસના પહેલા અઠવાડિઆમાં અહીં કંઇ અશાંતિ જણાઇ નહોતી. સિપાહીઓ શાંત હતા, લોકો ધૈર્યપૂર્વક પોતાનું કામકાજ કરતા હતા, તાલુકદારો નિયમિત રીતે ભરણું ભરતા હતા. પરિપૂર્ણ શાંતિને વખતે લોકો જે રીતે કામકાજ કરે તેવી જ રીતે સલોનિના લોકો કામકાજ કરતા હતા. આથી સત્તાવાળાઓ એકાએક બળવો ફાટી નીકળશે એવી શંકા રાખતા નહોતા. પરંતુ તેઓને ખબર મળ્યા કે ફૈજાબાદ અને સુલતાનપુરના સિપાહીઓએ બંડ ઉઠાવ્યું છે, ત્યારે તેઓને સ્પષ્ટ જણાયું કે સલોનિના સિપાહીઓ હવે વધારે વખત શાંત રહેશે નહિ. ૯ મી જુને સિપાહીઓમાં ઉશ્કેરણી જણાવા લાગી. ૧૦ મી જુને તેઓ ખુલ્લી રીતે બ્રિટિશ સરકાર સામે ઉઠયા. પરંતુ તેઓએ કંઇ ત્રાસદાયક કામો કર્યાં નહિ. અહીં કોઇપણ યુરોપિઅનને નુકસાન ન થયું. કોઇ પણ યુરોપિઅને પોતાના મિત્રોને મરણશરણ થતા ન જોયા. સિપાહીઓએ બંડ ઉઠાવી પોતાની સત્તા જાહેર કરી. કેદીઓને છોડી મૂકયા. તેઓએ પોતાના અમલદારોને બચાવવા માટે પુષ્કળ પ્રયત્ન કર્યો. તેઓએ બધા અમલદારોને સહીસલામત રીતે શહેર બહાર મોકલી દીધા. ૨૦ વિશ્વાસુ સિપાહીઓએ આ વખતે પણ અમલદારોનો સાથ ન છોડયો.

યુરેપિઅન લોકો અહીંથી દરાવપુરના કિલ્લામાં જઇ પહોંચ્યા. આ કિલ્લો હનુમતસિંહ નામના તાલુકદારના તાબામાં હતો. રૂસ્તમશાહની માફક આ તાલુકદારને પણ અંગ્રેજોના જમીનના નવા કાયદાથી બહુ નુકસાન થયું હતું. છતાં તેણે રૂસ્તમશાહની માફક અંગ્રેજો પર અતિશય પ્રીતિ બતાવી. તેની ઉદારતા આ વખતે બરાબર જાણવામાં આવી. જે જાતિના લોકોએ તેને પાયમાલ કર્યો હતો, તે જાતિના લોકોને તેણે પરમ સત્કાર કર્યો. તેણે સાલોનિના યુરોપિઅનોને આશ્રય આપ્યો. તેની સારવાર માટે ભારે શ્રમ લીધો. તેણે તેમની મુલાકાત લઈ બધો બંદોબસ્ત કરી આપ્યો. જ્યારે યુરોપિઅનોએ તેની પાસેથી વિદાયગીરી લીધી ત્યારે તેમાંના એકે તેને કહ્યું કે બળવો શાંત પડશે એટલે હું આપને જે નુકસાન થયું છે તે વાળવાનો પ્રયત્ન કરીશ. આ વાત સાંભળી ઉદાર સ્વભાવના તાલુકદારે ટટ્ટાર ઉભા રહી કહ્યું કે “ સાહેબ ! આપના દેશના લોકોએ અહીં આવી અમારા રાજાને હાંકી કહાડયો છે. આપ લોકોએ અમારી તાલુકદારીના દસ્તાવેજો તપાસવા માટે ચો તરફ અમલદારો દોડાવ્યા છે. જે સંપત્તિ અતિ પ્રાચીન કાળથી અમારો વંશ ભોગવતો આવ્યો હતો, તે આપે લઇ લીધી છે. હું આપના હુકમ સામે થયો નથી. અત્યારે આપ લોકોનું નસીબ એકાએક ફરી બેઠું છે. આ દેશના લોકો આપના વિરોધી થઇ પડયા છે. આપે જે લોકોને હેરાન કર્યા છે તે લોકોની મદદ માગવા આપને આવવું પડયું છે. મેં આપ લોકોનું રક્ષણ કર્યું છે. પરંતુ હવે-હવે હું મારાં હથિયારબંધ માણસો લઇ લખનોર જઇશ અને આપ લોકોને આ દેશમાંથી હાંકી કાઢવાનો પ્રયત્ન કરીશ.[૧]”

૧. Malleson, Indian Mutiny Vol I. P. 407, note

રાજા હનુમંતસિંહે આ બધું બહુ ગંભીરતાપૂર્વક કહ્યું હતું. સંતોષની વાત એ છે કે બળવો શાંત થયા પછી આ દયાળુ તાલુકદારને તેની બધી સંપત્તિ પાછી આપવામાં આવી હતી. સલોનિના યુરોપિઅનો રાજા હનુમંતસિંહની મદદથી સહીસલામત રીતે અલાહાબાદ આવી પહોંચ્યા. આ વખતે બીજા આબરૂદાર લોકોએ પણ નાસતા યુરોપિઅનોને મદદ કરી હતી.

બહુરૈચ—બહરૈચ વિભાગમાં બહરૈચ, ગોંડા અને મોલાપુર કે મલાપુર જિલ્લા આવેલા છે. પહેલા બે જિલ્લા ઘર્ઘરા નદીને ડાબે કિનારે અને ત્રીજો જમણે કિનારે આવેલો છે. આ વખતે ચાર્લ્સ વિંગફિલ્ડ (પછીથી સર ચાર્લ્સ વિંગફિલ્ડ) આ વિભાગનો કમિશ્નર હતો. તે બહરઇચમાં રહેતો હતો. આ મથક સિવાય આ વિભાગની પશ્ચિમે મટપુર, દક્ષિણમાં સિક્રોરા અને નૈઋત્યમાં ગોંડા આવેલાં હતાં. તેમાંનું સિક્રોરા મુખ્ય લશ્કરી મથક હતું. ઈ. સ. ૧૮૫૭ ના મે માસમાં સિક્રોરાની લશ્કરી છાવણીમાં ઘોડેસ્વાર અને પાયદળ પલટણ સિવાય અયોધ્યાની અનિયમિત પલટણના ગોલંદાજ સિપાહીઓ પણ હતા. કપ્તાન બોલિઓ આ બધાં લશ્કરનો ઉપરિ હતો.

જ્યારે મિરત અને દિલ્હીના સમાચાર બહરઇચ આવ્યા, ત્યારે સિપાહીઓએ કંઈ ગડબડ ન કરી. સિપાહીઓ અગાઉની માફક પોતાનું કર્તવ્ય બજાવવા લાગ્યા. પરંતુ કેવળ મીરત ને દિલ્હીના બનાવોમાં જ આ બળવાની સમાપ્તિ થતી નહોતી. મીરતમાં જે અંકુર ફુટ્યો હતો, તે દિલ્હીમાં વૃક્ષ રૂપ થયો હતો અને બીજે સ્થળે એ વૃક્ષને ડાળાં પાદડાં ફુટી ચોતરફ ફેલાઇ રહેલું મહાન વૃક્ષ બન્યું હતું. એક લશ્કરી છાવણીમાંથી બીજી લશ્કરી છાવણીમાં ને બીજી

માંથી ત્રીજીમાં એમ આ ચેપ સર્વત્ર ફેલાતો હોવાથી બહરેઇચને પણ ઇજા આવે એ સંભવિત હતું. આથી કમિસ્નરે બૈરાં છોકરાંને લખનૌ મોકલી દીધાં. તેણે ખ્રિસ્તીઓને બચાવવા માટે પણ યોગ્ય પ્રયત્ન કર્યા. તાલુકદારો આ વખતે ખાસ ઉપયોગી નીવડયા. બ્રિટિશ સરકારે આ લોકોને પુષ્કળ નુકસાન કર્યું હતું છતાં બહરેઇચ વિભાગના કમિસ્નરે પણ તેમની જ મદદ માગી. તાલુકદારોમાં બલરામપુરનો રાજા સર દિગ્વિજયસિંહ મુખ્ય હતો. તે કમિશનરનો મિત્ર હતો. તે અંગ્રેજોને વિપત્તિમાં આવી પડેલા જોઇ બહુ દિલગીર થયો. વિંગફિલ્ડ સાહેબની માગણી તેણે સ્વીકારી લીધી. કમિશનર સાહેબ રાજા દિગ્વિજયસિંહને પોતાની મદદે આવેલો જાણી બહુ પ્રસન્ન થયા.[1]

એક દિવસ રાત્રે બૂમ ઉઠી કે સિપાહીઓ સરકાર વિરૂદ્ધ બંડ ઉઠાવવા તૈયાર થયા છે. બૈરાં છોકરાંને લખનૌ મોકલ્યા બાદ અમલદારો કમિશનરને બંગલે સૂતા હતા. તેઓ સિપાહીઓને બંડ ઉઠાવવા તત્પર થઇ રહેલા સાંભળી રાતના અંધકારમાં છાવણી તરફ દોડયા. ગોલંદાજો તેઓનો હુકમ બજાવવા તૈયાર થયા. પરંતુ એ વખતે સિપાહીઓએ કઇ પણ ઉશ્કેરણીનાં ચિહ્નો બતાવ્યાં નહિ. અમલદારો પાછા ઘેર આવી સૂઇ રહ્યા. લશ્કરી છાવણી રાતના શાંત સમયમાં ડુબી ગઇ.

અહીંના સિપાહીઓની ઉશ્કેરણી વિષે જુદી જ વાત જણાવવામાં આવે છે. સિપાહીઓને એવો શક આવ્યો હતો કે રાત્રે જ્યારે અમે

---

૧. દિગ્વિજયસિંહને ત્યારબાદ કે. સિ. એસ. આઇ.ની પદવી આપવામાં આવી હતી અને ગવર્નર જનરલની કાઉન્સિલનો સભાસદ બનાવવામાં આવ્યો હતો.

ભરઉંઘમાં હોઈશું, ત્યારે અમને મારી નાંખવામાં આવશે. આવી કાલ્પનિક શંકાથી તેઓ બહુ ઉદ્વેગ પામવા લાગ્યા. આ ઉદ્વેગ ધીમે ધીમે ઉશ્કેરણીનું રૂપ લેતો ગયો. છેવટે અધિનાયકને સ્પષ્ટ જણાયું કે સૈનિકો હવે વશ રહેશે નહિ. તે પ્રતિબળે ભયંકર વિપ્લવની શંકા કરવા લાગ્યો. સર હેન્રિ લોરેન્સે દિવાની અને લશ્કરી વિભાગના અધ્યક્ષોને લખી મોકલ્યું હતું કે જો બંડ ઉઠે તો પોતપોતાને સુરક્ષિત કરવા માટે બધી વાતની છુટ રહેશે. સૌ પહેલાં કમિશનર સાહેબે આ ઉપદેશ મુજબ વર્તન ચલાવ્યું. તેઓ ઘોડેસ્વાર થઇ ફરવાને બહાને ગયા તે ગયા જ. તેનો ઘોડો ગંડા તરફ દોડવા લાગ્યો.

ગંડા—આ વખતે ગંડામાં કંઇ અશાંતિ જણાતી નહોતી. મે માસની આખર સુધી આ શાંતિ કાયમ રહી. જુન માસના પહેલા અઠવાડીઆંમાં લોકોમાં અશાંતિના ચિહ્નો જણાવા લાગ્યાં. તેમ છતાં તેઓએ કંઈ ભયંકર પગલું ભર્યું નહિ. સિપાહીઓ દ્દઢતાપૂર્વક કહેવા લાગ્યા કે અમે કદી નિમકહરામ બનીશું નહિ. પરંતુ જ્યારે વિંગફિલ્ડ સાહેબ ફૈઝાબાદ અને સિક્રોરાના સમાચાર લઈ હાજર થયા ત્યારે ગંડાના સિપાહીઓપર સત્તાવાળાઓને અવિશ્વાસ આવ્યો. જો કે સિપાહીઓ વફાદાર રહેવાનો આગ્રહ દર્શાવતા હતા, છતાં અધિનાયકોની શંકા દૂર થતી નહોતી. વિંગફિલ્ડ સાહેબ દિવાની અમલદારો સાથે બલરામપુર તરફ નાઠા. બલરામપુરના તાલુકદારે તેઓને આશ્રય આપ્યો અને કેટલાક વિશ્વાસુ રક્ષકો સાથે એ બધાને ગોરખપુર મોકલી દીધા. રસ્તામાં એક બીજા દયાળુ રાજાની મદદ મળી તેથી એ લોકો સહીસલામત ગોરખપુર આવી પહોંચ્યા. ગંડાના લશ્કરી અમલદારો નાઠા નહોતા, તેઓ પોતાના સિપાહીઓને શાંત રાખતા

હતા પરંતુ જ્યારે તેઓને જણાયું કે બળવો ઉઠયા સિવાય રહેશેજ નહિ ત્યારે તેઓ વિંગફિલ્ડ સાહેબના ગયા પછી બીજે દિવસે સિક્રોરાના કેટલાક અમલદારો સાથે બલરામપુર તરફ રવાના થયા.

આ પ્રમાણે ગંડા અને સિક્રોરાના ગોરા લોકો પોતાનો જીવ બચાવવા નાઠા. કેવળ એકજ સાહસિક સેનાનાયક-બન્હામ પોતાની સત્તા ટકાવી રાખવાની આશાથી સિક્રોરામાં રહ્યો. એ અધિનાયક ગોલંદાજ ટુકડીનો અધ્યક્ષ હતો. તેના હાથ નીચેના સિપાહીઓએ તરત વેળાએ તો કંઈ અશાંતિ ન બતાવી. તેઓ તેનો હુકમ પાળતા અને તેના રક્ષણ માટે બહુ સાવચેતી રાખતા. કમિશનર નાસી ગયો હતો, પાયદળ સૈન્યના ઓફિસરો પણ રવાના થઇ ચૂકયા હતા,[1] બ્રિટિશ કંપનિની સત્તા નાશ પામી હતી. આવે વખતે આવા ઉશ્કેરાએલા સૈનિકો વચ્ચે ગોલંદાજ ટુકડીનો અધિનાયક રહેવા લાગ્યો. સિપાહીઓએ વફાદાર રહેવાનું વચન આપી તેને પોતાનો અધિનાયક થવાનું જણાવ્યું. તેણે એ વાત કબુલ કરી. તે પાયદળ અને ગોલંદાજ સૈનિકોને સાથે લઇ લખનૌર જવાનો બંદોબસ્ત કરવા લાગ્યો. પરંતુ તેની આશા ન ફળી. સિપાહીઓએ પ્રતિજ્ઞા ન પાળી. પાયદળ સૈન્ય ફરી બેઠું. ગોલંદાજ સૈન્ય પણ ઉશ્કેરાઇ ગયું. અધિનાયક એથી હિંમત ન હાર્યો, તે પોતાની

---

૧. કે સાહેબે સાંભળ્યું હતું કે આગલે દિવસે સંધ્યાકાળ વખતે ઓફિસરોને સૈનિકોએ કેદ કર્યા હતા. સવારે પહેરો ન બદલાવાથી પહેરેગીરો છાવણીમાં ચાલ્યા ગયા. આ વખતે ઓફિસરો ઘોડેસ્વાર બલરામપુર તરફ નાસી ગયા. Kaye, Sepoy War, Vol. III, p. 476. note.

તોપ આગળ ઉભો રહ્યો. પાયદળ સૈન્ય તેની સાથે આવવા લાગ્યું, એટલે તેણે ગોલંદાજોને ગોળીબાર કરવાનો હુકમ આપ્યો, પણ ગોલંદાજોએ એ હુકમ પાળ્યો નહિ. ઉલટા એ લોકોએ એના તરફ જ બંદુકો તાકી પરંતુ આ વખતે બધા તેની વિરૂદ્ધ થયા નહિ. કેટલાક વફાદાર ગોલંદાજોએ પોતાના અધિનાયક માટે ઘોડો, પૈસા વગેરેની સગવડ કરી આપી અને તેને જેમ બને તેમ જલદી નાસી જવાની સલાહ આપી. સિક્રોરાનો ગોલંદાજ સેનાધ્યક્ષ કંઇ ઉપાય ન હોવાથી પોતાની પ્રિય તોપો છોડી લખનોર તરફ રવાના થયો.

નાસતી વેળા આ અધિનાયકને જણાવવામાં આવ્યું હતું કે તમારે નદી પાર જતી વેળા બૈરામઘાટ તરફ ન જવું, કારણ કે આ ઘાટ પર બંડખોરોની છાવણી છે. નાસેડુ અધિનાયકને આ પ્રમાણે બાતમી મળી હોવાથી તે બહુ સાવચેત હતો. પણ બહરાઇસના યુરોપિઅનોને આ બાબતની ખબર નહોતી. ત્યાંના સેનાનાયક અને ડેપ્યુટિ કમિશનર પોતાના મદદનીશો સાથે ઘોડેસ્વાર થઇ નવાપાડા તરફ દોડયા. પરંતુ ત્યાં તેઓને આશ્રય ન મળ્યો. નવાપાડાનો તાલુકદાર સગીર હતો. જે માણસો તેના વાલી તરીકે કામ કરતાં હતાં તે અંગ્રેજો તરફ સહાનુભૂતિ દર્શાવતાં નહોતાં. ગમે તે હોય પણ ત્યાં નાસેડુઓને આશ્રય નહોતો મળ્યો છતાં કંઇ નુકસાન નહોતું થયું એ તો નક્કી. પરંતુ દુર્ભાગ્યે તેઓ બંડખોરોની છાવણી તરફ–બૈરામઘાટ તરફ રવાના થયા. નાસેડુઓએ દેશી લોકોનો પોશાક ધારણ કર્યો હતો. આવા છુપા વેશમાં તેઓ ઘાટ પર આવી પહોંચ્યા. પોતાના ઘોડા હોડી પર ચઢાવ્યા, તેવામાં કેટલાક સિપાહીઓ " ફિરંગીઓ નાસી જાય છે " એવા બરાડા પાડવા લાગ્યા.

હતા પરંતુ જ્યારે તેઓને જણાયું કે બળવો ઉઠયા સિવાય રહેશેજ નહિ ત્યારે તેઓ વિંગફિલ્ડ સાહેબના ગયા પછી બીજે દિવસે સિક્રોરાના કેટલાક અમલદારો સાથે બલરામપુર તરફ રવાના થયા.

આ પ્રમાણે ગંડા અને સિક્રોરાના ગોરા લોકો પોતાનો જીવ બચાવવા નાઠા. કેવળ એકજ સાહસિક સેનાનાયક–બન્હામ પોતાની સત્તા ટકાવી રાખવાની આશાથી સિક્રોરામાં રહ્યો. એ અધિનાયક ગોલંદાજ ટુકડીનો અધ્યક્ષ હતો. તેના હાથ નીચેના સિપાહીઓએ તરત વેળાએ તો કંઈ અશાંતિ ન બતાવી. તેઓ તેનો હુકમ પાળતા અને તેના રક્ષણ માટે બહુ સાવચેતી રાખતા. કમિશનર નાસી ગયો હતો, પાયદળ સૈન્યના ઓફિસરો પણ રવાના થઇ ચૂક્યા હતા,[1] બ્રિટિશ કંપનિની સત્તા નાશ પામી હતી. આવે વખતે આવા ઉશ્કેરાએલા સૈનિકો વચ્ચે ગોલંદાજ ટુકડીનો અધિનાયક રહેવા લાગ્યો. સિપાહીઓએ વફાદાર રહેવાનું વચન આપી તેને પોતાનો અધિનાયક થવાનું જણાવ્યું. તેણે એ વાત કબુલ કરી. તે પાયદળ અને ગોલંદાજ સૈનિકોને સાથે લઇ લખનોર જવાનો બંદોબસ્ત કરવા લાગ્યો. પરતુ તેની આશા ન ફળી. સિપાહીઓએ પ્રતિજ્ઞા ન પાળી. પાયદળ સૈન્ય ફરી બેઠું. ગોલંદાજ સૈન્ય પણ ઉશ્કેરાઇ ગયું. અધિનાયક એથી હિંમત ન હાર્યો, તે પોતાની

---

૧. કે સાહેબે સાંભળ્યું હતું કે આગલે દિવસે સંધ્યાકાળ વખતે ઓફિસરોને સૈનિકોએ કેદ કર્યા હતા. સવારે પહેરો ન બદલાવાથી પહેરેગીરો છાવણીમાં ચાલ્યા ગયા. આ વખતે ઓફિસરો ઘોડેસ્વાર બલરામપુર તરફ નાસી ગયા. Kaye, Sepoy War, Vol. III, p. 476. note.

તોપ આગળ ઉભો રહ્યો. પાયદળ સૈન્ય તેની સાથે આવવા લાગ્યું, એટલે તેણે ગોલંદાજોને ગોળીબાર કરવાનો હુકમ આપ્યો, પણ ગોલંદાજોએ એ હુકમ પાળ્યો નહિ. ઉલટા એ લોકોએ એના તરફ જ બંદુકો તાકી પરંતુ આ વખતે બધા તેની વિરૂદ્ધ થયા નહિ. કેટલાક વફાદાર ગોલંદાજોએ પોતાના અધિનાયક માટે ઘોડો, પૈસા વગેરેની સગવડ કરી આપી અને તેને જેમ બને તેમ જલદી નાસી જવાની સલાહ આપી. સિક્રોરાનો ગોલંદાજ સેનાધ્યક્ષ કંઇ ઉપાય ન હોવાથી પોતાની પ્રિય તોપો છોડી લખનૌર તરફ રવાના થયો.

નાસતી વેળા આ અધિનાયકને જણાવવામાં આવ્યું હતું કે તમારે નદી પાર જતી વેળા વૈરામઘાટ તરફ ન જવું, કારણ કે આ ઘાટ પર બંડખોરોની છાવણી છે. નાસેડુ અધિનાયકને આ પ્રમાણે બાતમી મળી હોવાથી તે બહુ સાવચેત હતો. પણ બહરાઇચના યુરોપિઅનોને આ બાબતની ખબર નહોતી. ત્યાંના સેનાનાયક અને ડેપ્યુટિ કમિશનર પોતાના મદદનીશો સાથે ઘોડેસ્વાર થઇ નવાપાડા તરફ દોડ્યા. પરંતુ ત્યાં તેઓને આશ્રય ન મળ્યો. નવાપાડાનો તાલુકદાર સગીર હતો. જે માણસો તેના વાલી તરીકે કામ કરતાં હતાં તે અંગ્રેજો તરફ સહાનુભૂતિ દર્શાવતાં નહોતાં. ગમે તે હોય પણ ત્યાં નાસેડુઓને આશ્રય નહોતો મળ્યો છતાં કંઇ નુકસાન નહોતું થયું એ તો નક્કી. પરંતુ દુર્ભાગ્યે તેઓ બંડખોરોની છાવણી તરફ-વૈરામઘાટ તરફ રવાના થયા. નાસેડુઓએ દેશી લોકોનો પોશાક ધારણ કર્યો હતો. આવા છુપા વેશમાં તેઓ ઘાટ પર આવી પહોંચ્યા, પોતાના ઘોડા હોડી પર ચઢાવ્યા, તેવામાં કેટલાક સિપાહીઓ 'ફિરંગીઓ નાસી જાય છે' એવા બરાડા પાડવા લાગ્યા.

તરતજ બીજા સિપાહીઓ નદી કિનારે આવી યુરોપિઅનો પર ગોળી-બાર કરવા લાગ્યા. ડેપ્યુટિ કમિશ્નર અને સેનાનાયક માર્યા ગયા. ડેપ્યુટિ કમિસ્નરના મદદનીશને હોડી બહાર ખેંચી કાઢવામાં આવ્યો. છેવટ તેની પણ એજ દશા થઈ. એમ કહેવાય છે કે બહરઈચના સેનાનાયકે ફજલઅલી નામના એક લુટારાને પકડયો હતો. તે લુટારા પર કામ ચાલતાં તેને ફાંસીની શિક્ષા થઇ હતી. એ લુટારાને પકડતી વેળા જે સિપાહીઓએ એ સેનાનાયકને મદદ કરી હતી તેજ સિપાહીઓએ અત્યારે કંપનિવિરૂદ્ધ બંડ ઉઠાવ્યું હતું. તેઓએ ૧૭મી પલ્ટણના સિપાહીઓને પૂછાવ્યું કે ફજલઅલીના ખૂન માટે સેના નાયકને શી સજા કરવી, એ સિપાહીઓએ જવાબ આપ્યો કે "શિરચ્છેદ કરવો" તરત જ એ સેનાનાયક અને તેના મદદનીશને પકડી મારી નાખવામાં આવ્યા.[1]

મોલ્લાપુર—મોલાપુરમાં સિપાહીઓ ન હોવાથી ત્યાં એકાએક અશાંતિ ફાટી નીકળશે એવી શંકા નહોતી. પરંતુ થોડા દિવસો પછી ત્યાં બદમાસ લોકોએ અશાંતિ ફેલાવી. રાજપુરુષો શાંતિ જાળવી શક્યા નહિ ને નાસી ગયા. રસ્તામાં સીતાપુર અને બીજાં સ્થાનોના નાસેડુઓ તેઓને મળ્યા. તેઓ પહેલાં તો જળ માર્ગે નાસતા હતા, પેણ તેમાં ભય હોવાથી સ્થળ માર્ગે નાસવાનું ઠરાવ્યું. તેઓ હિડિયા નામના સીમના રાજાના મતિયારીમાંના મહેલમાં લગભગ બે માસ રહ્યા. ત્યાર પછી કોઇ શત્રુના હાથમાં સપડાયા ને કોઇ નેપાળમાં નાસી ગયા. એ સ્થળના એક રાજાએ તેઓને આશ્રય આપ્યો. પરંતુ એથી

1. Mutiny of the Bengal Army. By one who served under Sir Charles Napier, P. 82.

એ અભાગિઆઓનો બચાવ ન થયો. નેપાલ ભરાઇની ખરાબ આબો-હવાને લીધે ઘણા માર્યા ગયા. કેવળ એક જ જણ એ બધી વિપત્તિ-માંથી બચ્યો અને જંગબહાદુરની ગોરખપુરની છાવણીમાં આવી પહોંચ્યો.

દરીયાબાદ—લખનોર વિભાગમાંના દરીયાબાદમાં અયોધ્યાની ૫ મી પલ્ટણ પડી હતી. મે માસમાં એ પલ્ટણ શાંત રહી હતી, કપ્તાન તે પલ્ટણના સિપાહીઓ પર બહુ સ્નેહ રાખતો હતો તેઓ પણ કપ્તાન પર સ્નેહ રાખતા હતા, અને તેના હુકમો બરાબર બજાવતા હતા. આથી કપ્તાનને ખાત્રી થઇ ગઇ હતી કે મારા સિપાહીઓ છેવટ સુધી મને વફાદાર રહેશે. લગભગ ત્રણ લાખ રૂપીયા દરીયાબાદની તેજુરીમાં હતા. આ પૈસા જ છેવટ અનર્થનું મૂળ થઇ પડયા. કપ્તાને એ પૈસા લખનોર લઈ જવાનો વિચાર કર્યો. પણ તે ગેરહાજર રહેશે તો બીજા યુરોપીઅનોને અડચણ થશે એવા આશયથી અમલદારોએ તેને લખનોર જતો અટકાવ્યો; પરતુ છેવટે પૈસા બીજે સ્થળે મોકલવા એ નક્કી થયું. કપ્તાન પૈસા અને કેદીઓને લશ્કરી છાવણીમાં લાવ્યો. કેદીઓ કંઇ ગડબડ ન કરે માટે પુષ્કળ બંદોબસ્ત કરવામાં આવ્યો. ૯ મી જુને પૈસા ગાડીઓ પર ચઢાવી આનંદના પોકારો સાથે સિપાહીઓ છાવણી છોડી રવાના થયા. પરંતુ અર્ધો માઇલ ન જતાં તો તેઓ વિફર્યા. કપ્તાને તેઓને બહુ સમજાવ્યા છતાં કઇ ન વળ્યું. તેઓ ઉદ્ધતાઇ દર્શાવવા લાગ્યા. છતાં કેટલાક વિશ્વાસુ સિપાહીઓ વચ્ચે પડયા એટલે તેઓ યુરોપિઅનોને ઈજા કરતા અટક્યા. સિપાહીઓની આવી દશા જોઇ યુરોપિઅનો હતાશ થઇ ગયા. રૂપીઆ પાછા દરીયાબાદ લાવવામાં આવ્યા. યુરોપિઅનો નાસી જવાની તૈયારી કરવા લાગ્યા.

તૈયારી પૂરી થઇ. કોઇ ગાડી પર તો કોઈ ઘોડેસ્વાર થઇ નાસી છૂટયું. સિપાહીઓએ કપ્તાન પર ગોળીબાર કર્યા છતાં તે સહીસલામત લખનોર જઈ પહોંચ્યો. સિપાહીઓ થોડા રોજ દરીયાબાદ રહ્યા. ત્યાર બાદ તેઓ પોતાના મુખ્ય મથક નવાબગંજ તરફ ગયા. અંગ્રેજો દરિયાબાદ છોડી ગયા એટલે આખા વિભાગમાં અયોધ્યાના નવાબની સત્તા જાહેર થઇ.

આ પ્રમાણે અયોધ્યામાં સર્વત્ર સૈનિકોએ બંડ ઉઠાવ્યાં. આ સંબંધમાં સિપાહીઓના બળવાનો ઇતિહાસ લખનાર કે સાહેબ લખે છે કે " આ બનાવોથી અંગ્રેજોનાં જીવન અને સંપત્તિને જે ઇજા થઇ હતી તે જ રીતે આપણાં જાતીય ગૌરવની પણ હાનિ થઇ હતી. દરેક સ્થળે આપણી સત્તા નાશ પામી હતી. દરેક સ્થળે આપણા સ્વદેશ બંધુઓ શિઆળનો ખોરાક બન્યા હતા, છતાં પોતાનો પ્રાણ જવાના ભયથી બેભાન બની નાઠા હતા. અને થોડા વખત પહેલાં જે લોકો પર તેઓ ઉપરિપણું ભોગવતા હતા તે જ લોકો પાસે આજીજી પૂર્વક દયા ભીખતા હતા, × × તેઓમાંના કોઇ કોઇ બહુ પ્રયાસે લખનોર આવી પહોંચ્યા હતા, કોઇ કોઈ ગોરખપુર ગયા હતા ને કોઇ દૈવયોગે અલાહાબાદ પહોંચી પોતાને સુરક્ષિત માની બેઠા હતા. બાકીના બધા રસ્તામાં માર્યા ગયા હતા. કેવી દુર્દશામાં આવી પડી તેઓએ જીવ બચાવ્યો હતો, કેવાં કષ્ટો વેઠી તેઓએ દેહ ત્યાગ કર્યો હતો તે સંપૂર્ણ રીતે જાહેર થયું નથી." [૧]

અહીં આપણે નાસેડુ અમલદારોના થોડા કિસ્સા તપાસી ગયા છીએ, આ વખતે અંગ્રેજોની સ્થિતિ કેવી થઇ પડી હતી, તે એ કિસ્સાઓ

૧. Kaye, Sepoy War, Vol. III. P. 481-482.

પરથી સમજાશે. સીતાપુરનો સર માઉન્ટ સ્ટુઅર્ટ જેક્સન નામનો એક સિવિલિયન પોતાની બે બ્હેનો સાથે માંડ માંડ નાસી છૂટયો. નાસભાગની ગડબડમાં તેની એક બ્હેન વિખૂટી પડી ગઇ. જેક્સન સાહેબ બીજી બ્હેનને લઇ સુરક્ષિત સ્થળ તરફ દોડયા. રસ્તામાં બીજા કેટલાક નાસેડુઓ સાથે ભેટો થયો. બધા મિથૌલી આવ્યા. અહીં મોહમદીના મદદનીશ ડેપ્યુટિ કમિશનર કમાન ઓરે પોતાનાં બૈરી છોકરાં મોકલ્યાં હતાં. અયોધ્યાની ૯ મી અનિયમિત પલટણનો સુબેદાર ઇશ્વરીસિંહ એ લોકોનું રક્ષણ કરતો હતો. મિથૌલીનો રાજા લુણીસિંહ કમાન ઓરનો અનેક વિષયમાં ઋણી હતો. તેથી જ કમાને પોતાનાં બૈરી છોકરાંને ત્યાં મોકલ્યાં હતાં. ઓર સાહેબની મડમે આખી રાત મુસાફરી કરી સવારના આઠ વાગે મિથૌલીમાં પગ મૂક્યો. એ વખતે રાજા ઉંઘતો હતો. તેમના આવ્યા બાદ બે કલાકે રાજાની ઉંઘ ઉડી. રાજાએ ઓર સાહેબની મડમને પોતાના કિલ્લામાં ન રાખતાં કાચિયાનિ નામના કિલ્લામાં મોકલી દીધી. કારણ કે એ સ્થળ તેને વધારે સુરક્ષિત લાગ્યું હતું. ઓર સાહેબની મડમ કાચિયાનિના કિલ્લામાં આવી પહોંચી. કિલ્લો માટીનો બાંધેલો હતો. ચોતરફ ગાઢ જંગલ આવેલું હતું. માણસોનું નામ નહોતું. આ પશુઓની વિહારભૂમિ આગળ આવી મડમ સાહેબ બહુ ગભરાયાં. કિલ્લામાં વાપરવાની ચીજો ન હતી. સાયંકાળ વખતે રાજા પોતે કિલ્લામાં આવ્યો અને તેની મુલાકાત લઇ તેણે બનતી મદદ આપવાનું વચન આપ્યું. જેક્સન સાહેબ, તેની બ્હેન, કમાન ઓર અને બીજા કેટલાક નાસેડુઓ પણ પાછળથી આ કિલ્લામાં આવી પહોંચ્યા હતા. મિથૌલીના રાજાએ એ લોકોને આશ્રય આપ્યો હતો. તે બંડખોરોથી બ્હીતો હતો છતાં

આ લોકોને છુપી રીતે ખોરાકી મોકલતો હતો. કાચિયાનિનું જંગલ જંગલી જાનવરોથી એટલું તો ભરપૂર હતું કે હિંસક પશુઓને આવતાં અટકાવવા માટે નાસેડુઓને આખી રાત ખુલ્લી જગામાં અગ્નિ સળગાવી રાખવો પડતો.

સીતાપુરના બીજા પણ કેટલાક નાસેડુઓ અહીં આવ્યા હતા. તેઓની દશા પણ અતિ ભયંકર બની ગઇ હતી. તેઓના પોશાક ફાટી ગયા હતા. જંગલનો કાંટાવાળો રસ્તો કાપતાં પગ ચીરાઇ જતા હતા, કારણ કે તેઓનાં પગરખાં ખોવાઈ ગયાં હતાં.[1] થાકથી, ભૂકથી અને તરસથી તેઓ તદ્દન હેરાન થઇ ગયા હતા. આવી દશા ભોગવતા ભોગવતા તેઓ કાચિયાનિના જંગલમાં પોતાના દોહલા દહાડા ગુજારવા લાગ્યા.

આ દરમિયાન કપ્તાન ઓર આવી પહોંચ્યો. થોડી મુદ્દત આ બધા યુરોપિઅનો આ જંગલી પશુઓથી ભરપૂર જંગલમાં રહ્યા. જુન માસ ગયો. જુલાઇ માસ પણ જોતજોતામાં પસાર થઇ ગયો. પરંતુ તેઓનો છુટકો ન થયો. ઑગસ્ટ માસ શરૂ થયો. હવે મિથૌલીનો રાજા આ યુરોપિઅનોને માટે દુઃખરૂપ થઈ પડયો. તેની પાસેથી બંડખોરોને આ નાસેડુઓની બાતમી મળી પરંતુ બંડખોરો આ ગાઢ જંગલમાં પેઠા નહિ. રાજાના હુકમથી નાસેડુઓને પોતાનું છૂપું મથન છોડવું પડયું. તેઓ કયાં જવાના છે, કોના હાથમાં સોંપાવાના છે, તે વાતથી તેઓને અજાણ્યા રાખવામાં આવ્યા હતા. તેઓ વિચારવા લાગ્યા કે તાપથી, વરસાદથી અથવા હિંસક પશુઓના આક્રમણથી

---

૧, English Captive in Oudh, Edited by M. wylie, P. 14.

હવે આપણું આવી બન્યું. પરંતુ તેમના દુઃખનો હજુ છેડો આવ્યો નહોતો, તેઓમાંના કોઇ બહુ થાકી ગયા. કોઇ જંગલના તાવથી પીડાવા લાગ્યા. તેઓમાંનું કોઇ કોઇને મદદ કરી શક્યું નહિ. કેવળ એક બીજા પરસ્પરનું દુઃખ જોઇ રૂદન કરવા લાગ્યાં. તાપથી બચવા માટે કંઇ સાધન નહોતું. રસ્તામાં પડેલા કાંટા કે કાંકરાથી બચવા માટે પગમાં પગરખાં નહોતાં. ફાટયાં તૂટયાં કપડાં સિવાય આબોહવાના પરાક્રમમાંથી બચવાનું કંઈ સાધન નહોતું. એકાદ કપડાંનો કકડો માગતાં રક્ષકો સહાનુભૂતિને બદલે કઠોર વચનો કહી સંભળાવતા. આવી રીતે આ લોકોને જંગલમાંથી હાંકી કાઢવામાં આવ્યા. જંગલની બહાર બે ગાડી હતી. એ બે ગાડીમાં બધાને લાદવામાં આવ્યા. ગાડીઓ કોઇ અજ્ઞાન પ્રદેશ તરફ ચાલવા લાગી.

મિથૌલીના રાજાનો અમલદાર જહિરૂલ હુસેન આ વખતે ત્યાં આવી પહોંચ્યો. અસહાય યુરોપિઅનો આટલું દુઃખ વેઠવા છતાં હજુ છુટા રહ્યા હતા. જહિરૂલહુસેને આવી પુરુષોને બેડીઓ પહેરાવી. થોડી વાર બાદ યુરોપિઅનોએ જાણ્યું કે અમને લખનોર લઇ જવામાં આવે છે. દોઢસો હથિયારબંધ માણસો ને એક તોપ તેની આગળ ચાલવા લાગ્યાં. તેટલાં જ માણસો ને તોપ તેની પાછળ ગમન કરવા લાગ્યાં. થોડો ખોરાક તેઓ આગળ ફેંકવામાં આવતો. મદ્ય મહા મુશ્કેલીએ મળી શકતો. આ પ્રમાણે ૭ દિવસની લાંબી મુસાફરી કર્યા બાદ તેઓને લખનોરના કૈસરબાગ તરફ લઇ જવામાં આવ્યા. મહેલથી થોડે દૂર તેઓને ગાડી પરથી ઉતારવામાં આવ્યા. હવે તેઓ પગપાળા ચાલવા લાગ્યા. તેઓનાં શરીર વીંધાઇ ગયાં હતાં. ભૂખ તરસથી તેઓ અર્ધમૃત સ્થિતિમાં આવી પડયા હતા. એક જણ

(સર માઉન્ટ સ્ટુઅર્ટ જેક્સન) તો રસ્તામાં બેભાન થઇ પડ્યો હતો. નોકરોએ તેને ખાટલામાં નાખી ઉપાડ્યો. એ મડમો પાણી ખાતર બરાડા પાડવા લાગી. તેઓને એવાં ગંદાં વાસણમાં પાણી આપવામાં આવ્યું કે તેઓએ એ પીવાની ચોકખી ના પાડી. આવી શોચનીય સ્થિતિમાં ગોરા લોકોને કૈસરબાગમાં લાવવામાં આવ્યા. બાગના કમ્પાઉન્ડમાં કેટલાક નાનાં મોટાં મકાનો હતાં. ઘોડારના એક નાના ઘરમાં કેદીઓને રાખવામાં આવ્યા.

આ વખતે માનવરૂપી રાક્ષસોની પેઠે માનવરૂપી દેવો પણ પ્રગટ થયા હતા. પહેરગીરોમાંનો એક બહુ દયાળુ હતો. તેનું નામ હતું મીર વાજિદઅલી. રાજ્યભ્રષ્ટ નવાબના જેવું જ નામ હોવા છતાં તે નવાબનું રાજ્ય ફરી સ્થાપવાની આશાથી પ્રફુલ્લ બની ગયો નહોતો. વાજિદઅલી આ ખરાબ વખતે કેદીઓનો મુખ્ય સહાયક બન્યો હતો. રાત્રે બે પહોર વીત્યા બાદ કેદીઓને એક બીજા મકાનમાં લઇ જવામાં આવ્યા. આ મકાન પહેલાના મકાન કરતાં વધારે સગવડવાળું હતું.

કેદીઓનું શું થયું તે જણાવતા પહેલાં લખનોરના દરબાર વિષે ટુંકામાં જણાવી જવું જોઇએ. નવાબ વાજિદઅલીની બેગમ હજરત મહાલના બ્રિજિસ કાદર નામના એક ચૌદ વર્ષના (કોઇ કોઇના અભિપ્રાય મુજબ અગીયાર વર્ષના) પુત્રને નવાબ બનાવવામાં આવ્યો હતો. હજરત મહાલ તેના વાલી તરીકે રાજ્ય ચલાવતી હતી. ચકલાદાર નાજર વગેરે અમલદારો તેને નામે જુદા જુદા વિભાગમાં રાજકીય ઓદ્ધા ભોગવતા હતા. જુદા જુદા વિભાગના તાલુકદારોને લખનોર દરબારમાં આવવાની માગણી કરવામાં આવી હતી. બ્રિટિશ સરકારે

અયોધ્યા ખાલસા કરી સિપાહીઓની ૧૨ પલ્ટણો ઉભી કરી હતી. આ પલ્ટણોનો મોટો ભાગ પહેલાં નવાબ સરકારનું કામ કરતો હતો. આ લશ્કર અને કેટલીક ઘોડેસ્વાર પલ્ટણો 'અયોધ્યાનું અનિયમિત લશ્કર' એ નામથી ઓળખાતું હતું. મુખ્યત્વે કરીને આ લશ્કરેજ લખનોર કબજે કર્યું હતું અને પ્રિન્સિસ કાદરને નામનો નવાબ બનાવી સર્વત્ર પોતાનું ચલણ ચલાવ્યું હતું. દારોગો મમ્મુખાન હજરત મહાલનો મુખ્ય મદદગાર હતો. ઉપર કહેલ વાજિદઅલી દરબારના મહેસૂલી વિભાગમાં કામ કરતો હતો. પરંતુ ઉદ્ધત સિપાહીઓએ એની સત્તા બહુ સંકુચિત કરી નાખી હતી. એ દરમિયાન એક ધર્મોન્મત્ત મૌલવી ફુટી નીકળ્યો. એ માણસે સિપાહીઓપર બહુ સત્તા જમાવી, એટલી બધી કે લખનોર દરબાર પણ તેનાથી મુંઝા લાગ્યો. એ વાત બહુ મનોરંજક હોવાથી નીચે આપી છે.

એ મૌલવીનું નામ અહમ્મદ ઉલ્લા શાહ હતું. ઇ. સ. ૧૮૫૭ ના જાન્યુઆરી માસમાં અહમ્મદ ઉલ્લાએ કેટલાક હથિયારબંધ ચેલકાઓ સાથે ફૈઝાબાદની મસ્જિદમાં ભાષણ આપવાં શરૂ કર્યાં. સત્તાવાળાઓએ તેને હથિયારો છોડી દેવાનું જણાવ્યું. મૌલવીએ એ હુકમ માનવાની ના પાડી. સત્તાવાળાઓને બળજોરીથી હુકમ પળાવવાની ફરજ પડી. મૌલવી ઘવાયો અને તેના બે ત્રણ ચેલાઓ માર્યા ગયા. પહેલીવારના મુકદ્દમામાં લખનોરની વડી અદાલતે નીચલી અદાલતનો ચુકાદો નામંજૂર કર્યો. તેનાપર અપીલ થઇ. પણ અપીલનું કામ પૂરૂં થાય તે દરમિઆન ફૈઝાબાદમાં બંડ ઉઠયું. મૌલવી જેલમાંથી છુટી સિપાહીઓનો અધ્યક્ષ થયો. પરંતુ ત્રણ દિવસમાં તો સિપાહીઓ તેના ઉપરિપણાથી એટલા બધા કંટાળી ગયા કે ત્રણસો રૂપીઆ આપી તેને

રવાના કર્યો. મૌલવી લખનોર આવ્યો. હજરત મહાલે તેને માન આપ્યું. ખર્ચ પેટે તેને દરરોજ પુષ્કળ નાણું આપવામાં આવતું. અંગ્રેજોના પરાક્રમથી ઘણા સિપાહીઓ દિલ્હીથી નાસી લખનોર આવી રહેવા લાગ્યા. તેઓએ મૌલવીની તાબેદારી સ્વીકારી, આવી રીતે પુષ્કળ સૈનિકો એકઠ્ઠ કરી મૌલવી સાહેબ ગોમતી નદીના ગૌઘાટ ઉપર અયોધ્યાના જુના મંત્રી અલીતકીખાનના વિશાળ મહેલમાં રહેવા લાગ્યા અને દરરોજ તીખી તમતમતી ભાષામાં જાહેરનામાં કાઢવા લાગ્યા. એ જાહેરનામામાં તેનું સર્વોપરિપણું સ્પષ્ટરૂપમાં જાહેર કરવામાં આવતું હતું. દરબારમાંથી બહાર પડતી આજ્ઞાઓનો વિરોધ કરવાથી મૌલવી સાહેબને કેદ કરવામાં આવ્યા. પણ દિલ્હીના સિપાહીઓએ તેઓને છોડાવ્યા. ત્યારબાદ મૌલવીની સત્તા દહાડે દહાડે વધવા લાગી.

વાજિદઅલીની પેઠે મહારાજ માનસિંહે પણ કૈસર બાગમાં કેદ થયેલા યુરોપિઅનો તરફ દયા બતાવી હતી. માનસિંહના અમલદાર અનંતરામે કેદીઓને છોડાવવા માટે ખૂબ ધ્યાન આપ્યું હતું. જેઓને બેડીઓ ઠોકવામાં આવી હતી તેઓની બેડીઓ વાજિદઅલીના પ્રયત્નથી કાઢી નાંખવામાં આવી. મૌલવીએ આ વાતની ખાત્રી કરવા માટે જાસુસોને મોકલ્યા હતા, પરંતુ વાજિદઅલીએ એ લોકોને લાંચ આપી ફોડયા, એટલે ખરી વાત મૌલવી પાસે ન પહોંચી. છેવટે જે દિવસે સેનાપતિ હેવલોક અને આઉટ્રામ લખનોર પહોંચ્યા તેજ દિવસે મૌલવીના હુકમથી ઓગણીશ અંગ્રેજોની કતલ કરવામાં આવી. જેક્સન સાહેબની જે બ્હેન વિખુટી પડી હતી તે એ ઓગણીશ જણમાં હતી.[1] વાજિદઅલી અને રાજા માનસિંહે આ લોકોને બચાવવા છુપી

---

[1] કહેવાની જરૂર નથી કે આ અંગ્રેજો કાચિયાનિના કેદીઓ નહોતા.

રીતે પુષ્કળ પ્રયત્નો કર્યા હતા, પરંતુ મૌલવી અને તેના ચેલાઓએ (તેઓ બધા દિલ્હીથી આવ્યા હતા) તેઓને ફાવવા દીધા નહોતા. વાજિદઅલીપર મૌલવીને શક આવ્યો હતો. તેથી જો તે ખુલ્લી રીતે અંગ્રેજોને બચાવવા તૈયાર થયો હોત તો જરૂર માર્યો જાત.

૨૬ મી અક્ટોબરથી ૧૬ મી નવેમ્બર સુધી મમ્મુખાન વારંવાર કેદીઓને મળી જતો. તેનો એવો ઉદ્દેશ હતો કે કપ્તાન ઓરે સેનાપતિ આઉટ્રામને એવું લખી જણાવવું કે જો અંગ્રેજો અયોધ્યા છોડી ચાલ્યા જાય તો દરબાર બધા કેદીઓને છોડી મૂકવા તૈયાર છે. જેક્સન સાહેબે અને ઓર સાહેબે આ બે પત્ર લખવાની ચોકખી ના પડી. પછી મમ્મુખાને એ લોકોને રેસિડેન્સિને ઘેરો ઘાલનારાં લશ્કરના ઉપરિ થવાનું જણાવ્યું, પણ એ માગણી તિરસ્કારપૂર્વક તરછોડવામાં આવી. આ રીતે બંને માગણીઓ રદ થવાથી મમ્મુખાન ચાલ્યો ગયો. કેદીઓએ ધારી લીધું કે હવે અમારૂં મોત પાસે આવ્યું છે.

છેવટે તેઓની ધારણા ખરી પડી. ૧૪ મી નવેમ્બરે કેદીઓએ તેઓની ગર્જના સાંભળી. તેઓ સમજી શક્યા કે વડો સેનાપતિ સર કોલિન કેમ્પબેલ લખનૌર પર ચઢી આવ્યો છે. બીજે દિવસ પણ ચિંતામાં ને ચિંતામાં પસાર થયો. એ દિવસે કૈસરબાગમાં એટલી બધી ગડબડ મચી હતી કે તોપોના અવાજ પણ સંભળાતા નહતા. ૧૬ મી નવેમ્બરે લગભગ ૯ વાગ્યાને સુમારે ૭૧ મી પલ્ટણના કેટલાક સિપાહીઓ હથિયારોથી સજ્જ થઈ પુરુષોને બીજે કોઇ સ્થળે લઈ જવા આવ્યા. તેઓનો ઉદ્દેશ સમજતાં કોઇને વાર ન લાગી. પુરુષોએ ધીરજથી બૈરાં છોકરાની રજા લીધી. તેઓ રડતી આંખે રવાના થયા.

થોડીવાર પછી દૂર બંદુકના અવાજો થયા. રક્ષકોએ સ્ત્રીઓને સમજાવ્યું કે કેટલાક દેશી કેદીઓને ગોળીથી મારી નાંખવામાં આવે છે. પરંતુ છેવટે બધું જાહેર થયું. સ્ત્રીઓ રક્ષણ વિનાની થઇ ગઇ. પતિ, ભાઇ, અને મુરબ્બીઓ મારાઓનાં ભયંકર અસ્ત્રોને ભોગ થઇ પડયા. આ બનાવ બન્યા પછી એક બલિકા માંદગી ભોગવતી હતી તે મરણ પામી. પહેરગીરોમાંના એકને દયા આવી. તેણે એક બીજા માણસ દ્વારા રાતના અંધકારમાં એ બલિકાને દફનાવવાની વ્યવસ્થા કરી. હવે કેવળ બે સ્ત્રીઓ અને એક બાલિકા બાકી રહી.

એ વખતે લખનોરની એક દયાળુ સ્ત્રી બાલકાને બચાવવા તૈયાર થઇ. તેણે દુઃખીને મદદ કરવાનું પવિત્ર કામ માથે લઇ વાજિદઅલી મારફત આ મડમો અને બાલિકાની સારવાર કરવાની જવાબદારી સ્વીકારી.

દરબારનો ન્યાયાધીશ દયાળુ અને પરોપકારી હતો. કેદી મડમોની અવસ્થા જોઇ તે બહુ દિલગીર થયો. વાજિદઅલીની સલાહ મુજબ તેણે દરબારના સત્તાવાળાઓને જણાવ્યું કે કેદીઓની બાલિકા બહુ માંદી છે. ન્યાયાધીશ દરરોજ આ સમાચાર દરબારને જણાવવા લાગ્યો. દરરોજ દરબારના અમલદારો ન્યાયાધીશને મોઢે બાલિકાનો મંદવાડ વધતો જતો હોવાની ખબર સાંભળવા લાગ્યા, પરંતુ આ વખતે ન્યાયાધીશની માફક પહેરગીરોના અધ્યક્ષને પણ વશ કરવાની જરૂર હતી, નહિ તો વાજિદઅલીનો વિચાર જાહેર થઈ જાય તેવું હતું. એ દરમિઆન દરબારના હુકમથી પહેરગીરોના ઉપરિને બીજું કામ સોંપવામાં આવ્યું. તેની જગાએ જે માણસ આવ્યો તેને અને તેનાં

માણસોને વાજિદઅલીએ પૈસા વડે વશ કર્યા. એ દરમિઆન પેલા ન્યાયાધીશે દરબારમાં જાહેર કર્યું કે બાલિકા મરણ પામી છે. હવે પેલી લખનૌરની દયાળુ સ્ત્રી કે જે મડમોની સારવાર કરતી હતી તે બાલિકાને બચાવવા તૈયાર થઇ. તેણે તેના શરીર પર રંગ ચોપડયો, શરીર વસ્ત્રોથી ઢાંકી દીધું, ત્યાર પછી તેને ઉપાડી રૂદન કરતી કરતી એવી રીતે બ્હાર જવા લાગી કે લોકોને એવો જ ભાસ થાય કે એ બાઇ પોતાનાં મુએલાં બાળકને દફનાવવા જાય છે. આ પ્રમાણે એ દયાળુ સ્ત્રી પહેરગીરોને વટાવી રાજા માનસિંહને ઘેર જઇ પહોંચી. થોડા દિવસ બાદ એ બાલિકા સહીસલામત આલમબાગમાંની અંગ્રેજ છાવણીમાં જઇ પહોંચી.[૧]

ત્યારબાદ પેલી બે મડમોને છોડાવવાની યુક્તિ રચાવા લાગી. આ વખતે ચોતરફ અંગ્રેજોની જીત થતી હતી, તોપણ લખનૌર શહેર અને તેના પાધરમાં બંડખોર સિપાહીઓ સર્વોપરિ સત્તા ભોગવી રહ્યા હતા. પરિસ્થિતિ આવી હતી છતાં વાજિદઅલી એ બાઇઓને બચાવવા તૈયાર થયો હતો. તે પાલખીમાં બેસાડી એ બંને બાઇઓને કૈસરબાગમાંના એક બીજા મકાનમાં લઇ ગયો. એ વખતે પહેરગીરો એટલા બધા સાવચેત બની ગયા હતા કે વાજિદઅલીને છુપા વેશમાં કેદીઓની મુલાકાત લેવી પડતી હતી. વાજિદઅલી કેદીઓને છોડાવી શકે તો સેનાપતિ આઉટ્રામે તેને એક લાખ રૂપીઆનું ઇનામ આપવાનું વચન આપ્યું હતું. આ બાબતમાં સરકારે પણ સંમતિ આપી હતી. વાજિદઅલીએ કેદી મડમો આગળ પોતાના છોકરાના માથા

૧ English Captive in Oudh: Edited by M. Wylie, P. 29–47.

પર હાથ મૂકી પ્રતિજ્ઞા લીધી હતી કે હું આ બાબતમાં મારાથી બનતું કરીશ. અગાઉનું સ્થળ સુરક્ષિત ન જણાવાથી વાજિદઅલીએ બંને મડમોને બીજા મકાનમાં રાખવાનું ઠરાવ્યું. વાજિદઅલીનું કુટુંબ અહીં રહેતું હતું. મડમો તેના કુટુંબ સાથે રહેવા લાગી. અહીં તેની બધી અગવડો દૂર કરવામાં આવી. ઓર સાહેબની મડમે અહીંથી એક પત્ર લખી વાજિદઅલીના એક કુટુંબીને આપ્યો અને કહ્યું કે સૌ પહેલાં કોઇ અંગ્રેજ અમલદાર મળે તેને આ પત્ર આપવો. વિધાતા આ સમયે અનુકૂલ થઇ. પત્ર લઇ જનાર ઘર બહાર નીકળ્યો કે તરત એક ગુરખા ટુકડી સાથે બે અંગ્રેજ અમલદારો નજરે પડયા. પત્ર તેમને સોંપવામાં આવ્યો. ઓફિસરો તરતજ મડમોને છોડાવવા આવ્યા. તેઓએ આવી મડમોને પાલખી પર ચઢાવી દીધી. પાલખી ઉપાડનારા કોઇ નહોતા એટલે ઓફિસરોના નોકરો અને ગુરખા સિપાહીઓએ એ કાર્ય ઉપાડી લીધું. ઓફિસરો શહેરના સાંકડા રસ્તા ઓળંગી પાલખી સેનાપતિ મેકગ્રેગરની છાવણીમાં લઇ ગયા. બીજે દિવસે બને મડમોને સેનાપતિ આઉટ્રામની છાવણીમાં પહોંચતી કરી. આ રીતે જે દેશના લોકોએ તેઓને અપાર દુઃખ આપ્યું હતું તેજ દેશના લોકોએ એ મડમોને બચાવી હતી.

અયોધ્યાના જુદા જુદા વિભાગોમાં, જુદી જુદી પલટણોમાં આવી ઉશ્કેરણી ફેલાવાથી ચીફ કમિશનર સર હેન્રિ લોરેન્સ બહુ ચિંતામાં પડયો. પરંતુ ચિંતામાં પડયા છતાં તેણે પોતાનું કર્તવ્ય છોડયું નહિ. ન અટકાવી શકાય એવી વિપત્તિના સંદેહથી પણ તેનો ઉદ્યોગ અને સતત્ કામ કરવાની પ્રવૃત્તિ મંદ પડી નહિ. અયોધ્યાની જવાબદારી લીધા પછી તેની તંદુરસ્તી બગડી હતી. તેનું શરીર દિવસે દિવસે

દુર્બળ થતું જતું હતું. તેની દઢતા વ્યંજક મુખાકૃતિ દહાડે દહાડે મલિન થતી હતી, તો પણ તે કર્તવ્યવિમુખ થયો નહિ. ૧૧ મી જુન સુધીમાં આખા વાયવ્ય પ્રાંતમાં લખનોર અને કાનપુર એ બે શહેરો અંગ્રેજોના તાબામાં હતાં. ૧૨ મી જુન પછી લખનોરને બચાવવા માટેનો સર હેન્રિ લોરેન્સનો ઉદ્યોગ વધારે વિકાસ પામતો ગયો. તે રાત દહાડો કામ કર્યા કરતો હતો. છુપા વેશમાં શહેરના જુદા જુદા વિભાગ તપાસતો હતો. કોઈ વખતે તોપોની પાસે પથારી કરી ગોલંદાજ સૈનિકો સાથે સૂતો હતો. પરંતુ એવી પથારી પણ તેને ઉંઘવા માટે તૈયાર થતી નહોતી. તે પથારીમાં પડયો પડયો શહેર બચાવવાની યોજનાઓ ઘડયા કરતો હતો. પોતાનું બળ કેવી રીતે વધારવું, શત્રુનું બળ કેવી રીતે ઘટાડવું તે વિચારવામાં તેની રાત પસાર થતી હતી. ટુંકામાં કહીએ તો તે તેના રક્ષણ તળેના શહેરમાં સર્વવ્યાપી બની રહ્યો હતો. તે સઘળે સ્થળે હાજરાહજુર જણાતો હતો.[1]

શહેરમાં લશ્કરી કાયદો જાહેર થયો હતો. મચ્છિભવનની પાસે કેટલાક ફાંસીના માંચડા ઉભા કરવામાં આવ્યા હતા. જેઓ બ્રિટિશ સરકાર સામે લડનાર તરીકે પકડાતા તેઓ એ માંચડા પર ચઢી જીવન વિસર્જન કરતા. સર હેન્રિ લોરેન્સ આવી શિક્ષા વિરૂદ્ધ હતો. લોકોને જિંદગી બચે તેવા ઉપાયો તરફ તેની ખાસ નજર રહેતી. પરંતુ પરિસ્થિતિ એવી થઇ પડી હતી કે તેને આવી સજા અમલમાં મૂકવાની મંજૂરી આપવી પડી હતી, સૈનિક પહેરગીરો યુરોપિયન અધિનાયકોની સરદારી નીચે શાંતિ જાળવવા લાગ્યા. યુરોપિયનો

---

૧ Ras, Siege of Lucknow, P. 39.

નિયમિતપણે પોતપોતાનું કર્તવ્ય બજાવવા લાગ્યા. પરંતુ જેના પર બધા કાર્યની જવાબદારી હતી, જે ચાલુ તોફાનમાં ડોલતાં ખાતી નૌકાનો સુકાની હતો તેનો મંદવાડ દહાડે દહાડે વધતો ગયો. સર હેન્રિ લૉરેન્સ દરરોજ દુર્બળ બનતો ગયો. આથી તેણે જરૂરી કામો બજાવવા માટે એક સમિતિ નીમી. ગબિન્સ સાહેબ એ સમિતિના પ્રમુખ બન્યા. ફક્ત ત્રણ દિવસ આ સમિતિ મળી, પણ એ ત્રણ દિવસમાં તો વિપત્તિ ગાઢતર બની ગઇ.

૩૦ મી મેના બનાવ પછી ગબિન્સ સાહેબે બધી પલ્ટણોને નિઃશસ્ત્ર કરવાનો નિશ્ચય કર્યો હતો, પરંતુ ચીફ કમિશનરે આ વાતનો વિરોધ કર્યો હતો. તે બધા હિંદીઓને શત્રુ માનવા તૈયાર નહોતો. કાળો રંગ બીજા અંગ્રેજોને ભયનું કારણ છતાં સર હેન્રિ લૉરેન્સ આગળ તો એ ઘણીવેળા ઉપસ્થિત વિપત્તિના નિવારણ માટે મુખ્ય ઉપાય મનાતો હતો. તે હિંદીઓની વફાદારીપર આફ્રિન હતો. જો કે સિપાહીઓએ હથિયારો ઉપાડયાં હતાં છતાં તેને ખાત્રી હતી કે તેઓમાં પણ કેટલાક નિમકહલાલ માણસો છે ખરા. આવા વિશ્વાસને લીધે તે બધી પલ્ટણોને તોડી નાખવા માગતો નહોતો પરંતુ હવે તો ગબિન્સ સાહેબના હાથમાં કુલ સત્તા આવી હતી. તે પોતાનો વિચાર અમલમાં મૂકવા તત્પર થયા. તેના હુકમ મુજબ જુદી જુદી પલ્ટણોના અધિનાયકોએ સિપાહીઓને નિઃશસ્ત્ર કર્યા, અને તેઓને નવેમ્બર માસ સુધીની રજા આપી પોતપોતાને ઘેર જવાનું કહ્યું. આ વાતની સર હેન્રિ લૉરેન્સને ખબર પડી કે તરત તે પથારી છોડી ઉભો થયો. એક ક્ષણમાં તેણે માંદા શરીરે સેનાપતિનો કારભાર ગ્રહણ કર્યો અને સમિતિનો હુકમ રદ કર્યો. તેના હુકમથી સિપાહીઓને બોલાવી લાવવા

માટે માણસો મોકલવામાં આવ્યાં. લગભગ ૫૦૦ નિઃશસ્ત્ર સિપાહીઓ પ્રફુલ્લ વદને પાછા ફર્યાં અને પોતાને કામે વળગ્યા. આ સિપાહીઓએ ઘેરા વખતે પુષ્કળ વફાદારી બતાવી હતી.[1] રેસિડેન્સિને બચાવવા માટે પુરતું ગોરૂં સૈન્ય નહોતું. વિશ્વાસુ સિપાહીઓ પાછા ફર્યાં છતાં સર હેન્રિ લોરેન્સનું બળ વધ્યું નહોતું. એ ખાતર તે જુદી યોજના કરવા તૈયાર થયો. આ યોજનાને લીધે તેની કાળા લોકો પ્રત્યેની અપાર પ્રીતિ અને વિશ્વાસ જણાઇ આવ્યા. જે સિપાહીઓ કંપનિનું પેન્શન ભોગવતા પોતપોતાનાં ગામડાંમાં સુખી દિવસો ગુજારતા હતા, તે લોકોને બોલાવવામાં આવ્યા. ચીફ કમિશનરના બોલાવવાથી લગભગ પાંચસો વૃદ્ધ સિપાહીઓ લખનૌર આવી પહોંચ્યા. સર હેન્રિ લોરેન્સે તેઓને આદરમાન આપ્યું. તેઓમાંના અનેક કંપનિનું કાર્ય સાધતાં લૂલાં લંગડા બની ગયા હતા કોઈ વૃદ્ધાવસ્થાને લીધે બળહીન બની ગયા હતા. તો પણ તેઓ એક વખતે જેઓ લશ્કરી પોશાક ધારણ કરતા હતા, જેઓની પાસેથી લડાયક કળા શીખી વીર પુરુષોમાં વખાણને પાત્ર થયા હતા, જેઓને ખાતર લડાઇના મેદાનપર શરીર પાડવા તૈયાર થયા હતા, તેઓને ખાતર વળી આ ભયંકર સમયમાં આવાં વિકલાંગ શરીર લઈ લખનૌર આવ્યા હતા. સર હેન્રિ લોરેન્સે આ વિશ્વાસુ અને વફાદાર સિપાહીઓમાંથી ૧૭૦ જણને પસંદ કર્યા. આ પહેલાં જુદી જુદી ટુકડીઓમાંથી અમુક શિખ સૈનિકોને એકત્ર કરવામાં આવ્યા હતા. આ પ્રમાણે, લગભગ ૮૦૦ દેશી સિપાહીઓ લખનૌરના બચાવ માટે એકત્ર કરવામાં આવ્યા.

૧૨ મી જુને બળવાનાં ચિહ્નો જણાયાં. જે સૈનિકો પોલિસનું

---

૧. Kaye, Sepoy War Vol. III; P. 499.

કામ કરતા હતા, તે લોકોએ ૧૧ મી જુને સરકાર સામે બંડ ઉઠાવ્યું. બીજે દિવસે ઘોડેસ્વારોએ પણ એજ રસ્તો સ્વીકાર્યો. તેઓ સુલતાનપુર તરફ રવાના થયા. એક અંગ્રેજ સેના નાયક કેટલુંક સૈન્ય લઇ તેઓની પાછળ પડયો. એ સૈનિકોનો અધિનાયક પણ સૈન્ય સાથે પોતાના સૈનિકોને સમજાવવા ગયો. તેણે ઘોડેસ્વારો આગળ આવી તેઓને સમજાવવાની માગણી કરી પરંતુ એ લોકો સમજે શાના? આ વખતે જે માણસે આ બંડખોરોની સરદારી લીધી હતી તે તરવાર ઉછાળતો ઉછાળતો આ સમજુતિના કાર્યમાં અડચણ નાંખવા લાગ્યો. એક બંડખોરે તો પોતાના અધિનાયકો સામે બંદુક તાકી. તરત જ એ બંદુકને ફેંકી દેવા માટે બીજી બાર બંદુકો ઉપાડી. બાર જણુ બંદુક તાકી એ ઉદ્ધત સિપાહીને અટકાવતાં કહેવા લાગ્યા કે "આવા સાહસિક માણસને મારી નાખનાર છે કોણ?"[૧] અધિનાયક અક્ષત શરીરે ચાલ્યો ગયો.

એ વખતે સેનાપતિ સર હ્યુ વ્હીલર બહુ જ મુશ્કેલીમાં આવી પડ્યો હતો. તેણે સર હેન્રિ લોરેન્સની મદદ માગી હતી. ગબિન્સ સાહેબે કાનપુરને બચાવવા માટે સૈન્ય મોકલવાની માગણી કરી, પરંતુ એ માગણીને કોઇએ અનુમોદન ન આપ્યું. ખુદ સર હેન્રિ લોરેન્સે પણ એ બાબતમાં પોતાની અસંમતિ જણાવી. તેની પાસે પુરતું લશ્કર ન હોતું. આવા સમયમાં તે પોતે પોતાના બળની અલ્પતા જોઇ ચિંતાતુર બની રહ્યો હતો. વળી ગંગાના કિનારા પર પુષ્કળ બંડખોરો રહેતા હતા. આથી ગંગા ઉતરવાનું કામ અસાધ્ય બની ગયું હતું. થોડું સૈન્ય ગંગાનદી ઉતરી સિપાહીઓની જબરદસ્ત હાર તોડી

૧. Ras, Siege of Lucknow, P. 61

કાનપુર પહોંચી શકે એવી સંભાવના ન હોતી. આથી હેન્રિ લોરેન્સે બહુ જ દિલગીરી સાથે કાનપુરના સેનાપતિની માગણી સ્વીકારવાની ના પાડી. જેઓએ વર્તમાન સ્થિતિની સાંગોપાંગ ચર્ચા કરી છે, તેઓ આ બાબતમાં સર હેન્રિ લોરેન્સની દયા કે લાગણીનો અભાવ જોઈ શકતા નથી. તેણે જે દલીલ કરી છે તેનું ખંડન કોઇ કરી શક્યું નથી. આ વખતે સઘળે ઠેકાણે અંગ્રેજોને થોડાં સરખાં સૈન્ય પર આધાર રાખવો પડ્યો હતો. એક સ્થળ સુરક્ષિત કરવા જતાં બીજા સ્થાનનું બળ ઓછું થાત. વળી આવ-જા કરવાનો રસ્તો વિપત્તિથી ભરપૂર હતો. સર હેન્રિ લોરેન્સ સ્પષ્ટ સમજી શક્યો હતો કે જો હું કાનપુરના સેનાપતિને મદદ કરવા નાનું સરખું સૈન્ય મોકલીશ તો સંખ્યાબંધ સિપાહીઓ ગંગા નદી ઉતરી આવશે. વળી મારૂં પોતાનું બળ ઓછું થશે તે તો જુદું. આવા વિચારથી તેણે પોતાના કાનપુરના સ્વદેશ બંધુઓ માટે ઊંડો નિઃશ્વાસ નાખ્યો અને એ ઊંડા નિઃશ્વાસ સાથે પોતાનું મથક જાળવી રાખવાની યોજના ઘડવા લાગ્યો. ઉદારતાને લીધે તે બંડખોરોના સ્વદેશબંધુની દયા આકર્ષી શક્યો હતો. તેની અનુકંપાને લીધે જ લખનોર કાનપુર થતું બચી ગયું હતું. હિંદીઓમાંના અનેક આ વખતે તેની મદદે આવી ઉભા હતા. અયોધ્યા ખાલસા થયું ત્યારે નવાબ સરકારના કેટલાક ગોલંદાજોએ કંપનિની નોકરી કરવાની ના પાડી હતી. અત્યારે તેઓ ઇરાદાપૂર્વક પોતાના અધિનાયક મીર ફરજંદઅલી સાથે અંગ્રેજોના લશ્કરમાં જોડાવા આવ્યા હતા. તેઓની માગણી સ્વીકારવામાં આવી હતી. ઘેરા વખતે તે લોકોએ પોતાની વફાદારી બતાવી આપી હતી. તેઓ અંગ્રેજોને ખાતર જાન આપતાં અચકાયા નહોતા. બળવાખોરોએ ફરજંદઅલીના

મકાનની મૂલ્યવાન સામગ્રી લૂંટી લીધી હતી. સરકારે એ નુકસાન ન ભરી આપ્યું હોત તો ફરજદઅલી પોતાની અપરિસીમ વફાદારીના બદલામાં કંઇ મેળવી શકત નહિ.[1]

રામદીન નામના એક અયોધ્યાવાસી વૃદ્ધ બ્રાહ્મણે આવા સમયમાં અંગ્રેજોને સારી મદદ કરી હતી. તે ઓવરસિયરનું કામ કરતો હતો. બળવો થતાં તેનું કામ બંધ પડ્યું. તે છ નજિકના સગા સાથે લખનૌ આવી પહોંચ્યો. તેઓને પાયદળ સૈન્યમાં ગોઠવવામાં આવ્યા. આ કામમાં તેઓએ ખૂબ સાહસ દર્શાવ્યું. રાત્રે તેઓ તોપ સાચવતા અને દિવસે શત્રુઓ સામે ઝૂઝતા. લડાઇમાં રામદીન અને તેના બે સગા મરણ પામ્યા. બાકીના જીવતા રહ્યા. સરકારે તેઓને પેન્શન બાંધી આપી તેઓની અસાધારણ વફાદારીનો બદલો આપ્યો. રામદીન અને તેના સગા સિવાય પિરાણ નામના એક મિસ્ત્રીએ પણ આ ભયંકર સમયમાં ઘણું કામ કરી બતાવ્યું હતું. ગબિન્સ સાહેબે એના વિષે લખ્યું છે કે "આ માણસ ઉત્તમ કારીગર હતો. તેની અને રામદીનની મદદ વિના અમે જે બાંધકામ આરંભ્યું હતું તે કદી પૂરૂં થાત નહિ. મેં નજરોનજર જોયું છે કે પિરાણ હાથમાં ઇંટ લઇ ગોઠવવા જતો હતો કે તરત બંદુકની ગોળી આવી તેના હાથમાંની ઇંટ પાડી નાખતી."[2] ઘેરા પહેલાં ગુલાબ નામનો એક કારીગર ઇજનેર ખાતામાં કામ કરતો હતો. એ ખાતાના અમલદારે તેને કામ કરવાની કે ઘેર જવાની છૂટ આપી હતી. ગુલાબે ઘેર ન જતાં કામ પર રહેવાની ઇચ્છા જણાવી. તેણે ભયંકર મુશ્કેલીઓ વેઠવા પોતાનું કામ ન છોડ્યું.

---

૧. Gubbins, Mutinies in Oudh, P. 190.

૨. Gubbins, Mutinies in Oudh, P. 190–191.

ભયંકર વિપત્તિ વખતે પણ એ કર્મકુશળ અને વફાદાર ગુલાબે પોતાના માલીકના ભલા ખાતર કર્તવ્ય બજાવવામાં હદ વાળી. જે દિવસે લખનોર બચાવવા માટે અંગ્રેજ સૈન્ય રેસિડેન્સિમાં પેઠું તેજ દિવસે એ પરમ વિશ્વાસુ, કર્તવ્યપરાયણ નોકર તોપના ગોળાના આઘાતથી મૃત્યુવશ થયો.[1] આ પ્રમાણે અનેક હિંદીઓએ અંગ્રેજોને ખાતર બલિદાન આપ્યાં હતાં. પરદેશી માલીકોને ખાતર સ્વદેશબંધુઓને હાથે પ્રાણ ગુમાવતાં અચકાયા ન હોતા.

અંગ્રેજો બહાદુરીથી ટકાવ કરતા હતા, હિંદીઓ વફાદારીની પરાકાષ્ઠા બતાવતા હતા ત્યારે ઉનાળાની સખત ગરમીથી ગોરા લોકોને બહુજ કષ્ટ ભોગવવું પડ્યું. તેઓ શત્રુઓ સામે તો ઝૂઝી રહ્યા હતા, પણ આ પ્રાકૃતિક શત્રુ સામે ઝૂઝી શકતા નહોતા. જુન માસની શરૂઆતમાં ને લગભગ અરધો માસ વીત્યો ત્યાં સુધી વરસાદ થયો એટલે રેસિડેન્સિમાં શીતળા અને કોલેરાનો રોગ ફાટી નીકળ્યો. ગોરા સૈનિકોનાં બૈરાં છોકરાં આ રોગથી પીડાવા લાગ્યાં. જગા થોડી હોવાથી એક જ ઘરમાં ઘણાને રહેવું પડતું હોવાથી રોગ પ્રબળ થવા લાગ્યો. સુભાગ્યે ૨૮ મી જુને વરસાદ થયો એટલે આ રોગનું જોર નરમ પડી ગયું. અંગ્રેજો આ ચેપી રોગના પંજામાંથી છુટી આનંદ પામતા હતા ત્યારે અન્ય સ્થળના સમાચાર સાંભળી પાછા શોકસાગરમાં ડુબી ગયા. કાનપુરના અંગ્રેજ સેનાપતિ સર હુ વ્હીલર શરણ થયો ત્યાર બાદ ઘણા સિપાહીઓ લખનોરથી ૨૦ માઇલ દૂર નવાબગંજ બડબાકિ નામની જગાએ આવી પહોંચ્યા. અહીંથી તેઓ લખનોર આવવા નીકળ્યા. ૨૯ મી

૧. Gubbins, Mutinies in Oudh, P. 191.

જુને ચીફ કમિશનરને બાતમી મળી કે સિપાહીઓનું અગ્રગામી દલ લખનૌરથી ૮ માઇલ દૂર આવેલા ચિનહાટ નામના ગામ આગળ આવી પહોંચ્યું છે. તરત જ આ બાતમી ખરી છે કે ખોટી તે જાણવા માટે અને આવનાર સિપાહીઓની સંખ્યા નક્કી કરવા માટે કેટલાક ઘોડેસ્વારોને તે તરફ મોકલવામાં આવ્યા. પરંતુ તેઓ પુરતા સમાચાર લાવી શક્યા નહિ. હવે સર હેન્રિ લોરેન્સ પોતે થોડું સૈન્ય લઇ એ લોકો સામે જવા તૈયાર થયો. ૩૦ મી જુને સવારના ૬ વાગે તેણે લખનૌર છોડયું. ચિનહાટ એક મોટું ગામડું હતું. તે એક વિશાળ તળાવને કિનારે આવેલું હતું. લખનૌર અને ચિનહાટ વચ્ચે કોકઇલ નામની એક નાની નદી આવેલી છે લખનૌરથી ફૈજાબાદ જતાં રસ્તામાં કોકઇલનો પુલ ઉતરતાંજ ચિનહાટ પહોંચી શકાય છે. અંગ્રેજ સૈન્ય એ પુલ પાસે આવી પહોંચ્યું. કોઇ નઠારી ક્ષણે સર હેન્રિ લોરેન્સે સૈન્યને બંડખોરો તરફ ધસવાનો હુકમ આપ્યો. સેનાપતિના હુકમથી સૈનિકો બંડખોરો તરફ ધસ્યા. ચિનહાટની ડાબી બાજુએ બંડખોરોના તંબુઓ હતા. અગ્રેજ સૈન્ય જે રસ્તે ચિનહાટ તરફ જતું હતું તે રસ્તાની ડાબી બાજુએ ઇસ્માઇલપુર નામનું એક ગામડું આવેલું હતું. એ ગામડામાં સિપાહીઓ સાથે અંગ્રેજોને લડાઇ થઇ. સિપાહીઓએ અંગ્રેજોને જવાના રસ્તા પર તોપો ગોઠવી રાખી હતી. સૈન્ય નજરે પડયું કે તરત તેઓએ તોપોનાં મોં ખુલ્લાં કરી દીધાં. ત્યાર બાદ ઘોડેસ્વારો, પાયદળ અને ગોલંદાજ સિપાહીઓ બે ભાગમાં વહેંચાઈ અંગ્રેજોની બંને બાજુએ આવી ઉભા. અંગ્રેજ સૈન્ય પર આ રીતે બંને બાજુએથી બે પ્રબળ દલ વડે હુમલો થયો તેથી સૈન્યની વ્યવસ્થા તૂટી ગઇ. અંગ્રેજો કોઇ

પણ રીતે સિપાહીઓનો હલ્લો ખાળી શકયા નહિ. જે યુરોપિઅનો સ્વયંસેવક તરીકે સૈન્યમાં જોડાયા હતા તેઓ કંઇ યુદ્ધકળામાં પારદર્શી નહોતા. તેઓ સેનાપતિના હુકમથી આગળ વધ્યા હતા પણ આ વખતે દિગ્મૂઢ બની ઉભા. શિખો પણ મેદાન પર દૃઢતાપૂર્વક ઉભા રહી શક્યા નહિ. અંગ્રેજ પાયદળ સેના શત્રુઓને મારી હઠાવવા આગળ વધી. પરંતુ તેઓનો અધિનાયક માર્યો ગયો. તેઓ પોતાના અધ્યક્ષને માર્યો ગયેલો જોઇ એક ઉચ્ચ પ્રદેશને ઓથે જઈ ભરાયા. શત્રુઓના બળ આગળ પોતાના સૈન્યને અવ્યવસ્થિત થઇ ગયેલું જોઇ પાછા હઠવાનો હુકમ આપવામાં આવ્યો. સર હેન્રિ લોરેન્સના હુકમથી લેફટેનેન્ટ બન્હામ તોપો લઈ પાછો ફરવા તૈયાર થયો. પરંતુ તોપો ખેંચનાર હાથી ગોળીબારને લીધે ગાંડો બની ગયો. બન્હામ પણ શત્રુઓના ગોળીબારથી ઘાયલ થયો, અંગ્રેજોની તોપ શત્રુઓના હાથમાં જઈ પડી, અંગ્રેજ વીરોમાંના કેટલાક રણક્ષેત્ર પર મરણ પામ્યા. સર હેન્રિ લોરેન્સ હરોળના ભાગમાં ઉભો ઉભો ઉત્સાહ ચઢાવતો હતો, પણ તેનું કંઈ ન ચાલ્યું. શત્રુઓની સંખ્યા જોતાં જ અંગ્રેજ સૈન્યના હાંજા ગગડી ગયા હતા. તે હવે ગાંડાની માફક લખનોર ભણી દોડયું. ઘાયલોને લઈ જવા જેટલી સગવડ નહોતી, કારણ કે ડોળી ઉપાડનારામાંના કેટલાક માર્યા જતાં બધા ઉપાડનારાઓ નાસી ગયા હતા. જીતવાની કંઇ આશા રહી નહોતી કારણ કે પાણી પુરૂં પાડનારા ભીસ્તી લોકો પણ રણક્ષેત્ર તજી નાસી ગયા હતા. આ તરફ સૂર્યદેવ તો થાક્યા વગર પોતાનાં પ્રચંડ કિરણો ફેંકયે જતો હતો. શત્રુઓનાં હથિયારના મારામાંથી જેઓ બચ્યા હતા, તેઓ તરસના માર્યા મરણ પામ્યા. આ વખતે દેશી પાયદળોએ

અગ્રેજોને ખૂબ મદદ કરી હતી. તેઓ ભયકર તાપથી ડગ્યા નહોતા, સ્વદેશબંધુઓના જબ્બર હુમલા સામે અવ્યવસ્થિત થઈ કર્તવ્યભ્રષ્ટ થયા નહોતા. તેઓના પ્રયત્નથી ઘાયલ યુરોપિઅનોને શાંતિ મળી હતી. તેઓએ પોતાના સ્વદેશી ઘાયલો સામે ન જોતાં યુરોપિઅન ઘાયલોની સારવાર કરવામાં ધ્યાન પરોવ્યું હતું. એક વખતે જેઓએ તેઓની વફાદારીમાં શક આણ્યો હતો તે લોકોનો શક આ બનાવથી તદ્દન નષ્ટ પામ્યો. આ સૈનિકોએ પોતાના સ્વદેશી બંડખોરો પર ગોળીઓનો વરસાદ વરસાવી અપાર વિશ્વાસુપણું બતાવી આપ્યું હતું.

સવારના પહોરમાં કોકઇલના પુલપરથી અગ્રેજ સૈન્ય બંડખોરો તરફ ઉત્સાહપૂર્વક ધસ્યું જતું હવે અત્યારે તે જ સૈન્ય નિરુત્સાહી બની એ પુલની પાસે આવી ઉભું. પુલપરનો માર્ગ બંડખોર ઘોડેસવારોએ રોક્યો હતો. મહામહેનતે એ રસ્તો સાફ કરવામાં આવ્યો. થાકેલા સૈનિકો લખનોર આવી પહોંચ્યા એટલે સ્થાનિક સ્ત્રી પુરષો, બાલક–બાલિકાઓ અને ધની–નિર્ધન લોકોએ એ લોકોને સુશીતલ પાણી આપી સંતોષ પમાડયા.

અમે અગાઉ જણાવ્યું છે કે રેસિડેન્સિના બચાવ માટે બહુ થોડું સૈન્ય હતું. તેમાં પણ ચિનહાટની લડાઇમાં ૧૧૯ સૈનિકો માર્યા ગયા. હવે સિપાહીઓના હુમલાને અટકાવી શકાય એવું રહ્યું નહિ. એટલુંજ નહિ પણ તેઓ સમક્ષ આત્મરક્ષા કરવાનું કાર્ય પણ મુશ્કેલ બની ગયું. ચિનહાટની લડાઇમાં જય મળવાથી બંડખોર સિપાહીઓનાં ટોળેટોળાં ગોમતીને કિનારે આવવા લાગ્યાં.

લોખંડના પૂલના માર્ગપર તોપો ગોઠવવામાં આવી હતી. પત્થરનો પુલ પણ તોપો વડે સુરક્ષિત બનાવવામાં આવ્યો હતો. ગોમતી

નદી ઉતરવાના આ બે ધોરી રસ્તા આ ભયંકર તોપો સારવી રહી હતી. પરંતુ પુલ સિવાય નદી ઉતરવાના બીજા રસ્તા પણ હતા. સિપાહીઓએ એ રસ્તાનો ઉપયોગ કર્યો. તેઓ હોડીઓ વાટે નદી ઉતરવા લાગ્યા. બપોર પહેલાં અંગ્રેજોનું મથક ફૈઝાબાદ, સીતાપુર, સુલતાનપુર વગેરેના બંડખોર સિપાહીઓએ ઘેર્યું. લોકોનો કોલાહલ સંભળાતો ન હોવાથી કોઇ કોઈ લેખક લખનોરને ' મુંગું શહેર ' એવું ઉપનામ આપી ગયા છે. પણ હવે તોપોના ગડગડાટથી, બંદુકના કઠોર શબ્દથી અને યુદ્ધના પડકારથી એ નગરની નિઃસ્તબ્ધતા તૂટી. સિપાહીઓનું સાહસ પૂરેપૂરી રીતે વિકાસ પામવા લાગ્યું. તેઓનો આવ-જા કરવાનો રસ્તો મુક્ત હતો. તેઓએ વાજિદઅલીની પ્રસિદ્ધ રાજધાનીમાં આવી અંગ્રેજોનું મથક રેસિડેન્સિ અને મચ્છિભવન પાસેનાં મકાનો કબજે કર્યાં. અને એ મકાનોપરથી એવો કાતિલ મારો ચલાવ્યો કે એ મારો ચોવીસે કલાક અંગ્રેજોને માટે ત્રાસદાયક બની રહ્યો.

સર હેન્રિ લોરેન્સે હવે મદદ મેળવવાની આશાથી ચોતરફ કાસદો દોડાવ્યા. બનારસના કમિશનર પાસે બ્રિગેડિયર હેવલોકના નામે એક પત્ર મોકલવામાં આવ્યો. એ પત્રમાં સર હેન્રિ લોરેન્સે પોતાની દુર્દશાનું વર્ણન આ પ્રમાણે કર્યું છે કે " અમે આજે સવારે બંડખોરોને હઠાવી મૂકવા માટે આઠ માઇલ દૂર ગયા હતા. પણ અમે તેઓની સાથેના યુદ્ધમાં હાર્યા છીએ. દેશી ગોલંદાજોના દગાથી અમારી પાંચ તોપો શત્રુઓના હાથમાં ગઇ છે. શત્રુઓ અહીં સુધી અમારી પૂંઠે આવી પહોંચ્યા છે. ચાર કલાક થયાં તેઓએ અમારાપર હલ્લો કર્યો છે. કદાચ આજ રાત્રે જ અમે ચોતરફથી ઘેરાઇ જશું. શત્રુઓ

અતિશય જોરમાં છે. અમારી સંખ્યા થોડી છે. ગઇ કાલ કરતાં આજે અમારી દશા દશગણી ખરાબ બની ગઇ છે. × × આપ જો જેમ બને તેમ જલદી અર્થાત્ પદર કે વીશ દિવસમાં નહિ આવી પહોંચો તો અમારો બચાવ થઇ શકશે નહિ. " સર હેન્રિ લોરેન્સે જે ધાર્યું હતું તે જ બન્યું. જુલાઇ માસ-શરૂ થતામાં તો અંગ્રેજો ચો તરફથી ઘેરાઇ ગયા. ૩૦ મી જુને ચિનહાટની લડાઇમાં હાર ખમવી પડી. ૧ લી જુલાઇએ શહેરની એવી દશા થઇ કે મચ્છિભવન તજી અંગ્રેજોને રેસિડેન્સિમાં જઇ ભરાવાની જરૂર પડી. ફક્ત એક જ દિવસમાં લખનોરમાંથી અંગ્રેજોની સત્તા નાશ પામી.

મચ્છિભવનમાં લડાઇની સામગ્રી રાખવામાં આવી હતી. તેના બચાવ માટે યુરોપિઅન સૈનિકો ત્રીશ તોપો સાથે રહેતા હતા. દારૂગોળો ખસેડવાનું કામ મુશ્કેલ હતું. તેથી એ બધાનો નાશ કરવાનો ઠરાવ થયો. આ ઠરાવ બહુ જ કુશળતાપૂર્વક અમલમાં મૂકવામાં આવ્યો. રેસિડેન્સિ અને મચ્છિભવનની વચ્ચે બંડખોર સિપાહીઓ આવી રહ્યા હતા. રેસિડેન્સિમાંથી મચ્છિભવન તરફ માણસ મોકલવામાં આવે તો એ માણસ સિપાહીઓના હાથમાં સપડાય અને એ રીતે અંગ્રેજોનું કાર્ય વણસે એવો સંભવ હતો. પરંતુ ઇજનેરોએ મચ્છિભવનમાંના પોતાના સ્વદેશબંધુઓને પોતાનો ઠરાવ જણાવવાની કારમી યુક્તિ કરી. એ લોકોએ રેસિડેન્સિના છાપરા પર ચઢી એવો સંકેત કર્યો કે એ સંકેત પરથી મચ્છિભવનમાંના લોકો સમજી ગયા કે આપણે દારૂગોળો સળગાવી નાખી રાતને વખતે કોઇ ન જાણે તેમ રેસિડેન્સિમાં જઇ પહોંચવાનું છે. સંકેત મુજબ કાર્ય થયું. રેસિડેન્સિમાં અંગ્રેજો ઉદ્વેગપૂર્વક મચ્છિભવન તરફ જોઈ રહ્યા હતા. થોડીવારમાં તેઓએ

જોયું કે પ્રજ્વલિત અગ્નિની જ્વાળા સ્તંભના આકારમાં આકાશ તરફ ભભુકી રહી છે, તરત જ ગંભીર શબ્દ તેઓના કાનમાં પેઠો. તે સાથે ધૂમાડાનો સ્તંભ આકાશને વીંટી વળ્યો. એ જોઈ રેસિડેન્સિમાંના અંગ્રેજો સ્પષ્ટ સમજી ગયા કે અમારો સંકેત અમલમાં મૂકાયો છે. જોતજોતામાં દારૂગોળો હથિયારો અને ખોરાકીનો મોટો જથ્થો ભસ્મીભૂત થઇ ગયો. થોડી વાર પછી મચ્છિભવનના અંગ્રેજો સાજા-તાજા રેસિડેન્સિમાં જઇ પહોંચ્યા. રેસિડેન્સિના લોકોએ આનંદના પોકારો સાથે તેઓને વધાવી લીધા.

ચિનહાટની લડાઇમાં અંગ્રેજોનો પરાજય થતાં સિપાહીઓ બહુ જ બહાદુરી અને સાહસપૂર્વક લખનોર ઘેરી વળ્યા. સિપાહીઓએ ચિનહાટની લડાઇમાં અંગ્રેજોને હરાવ્યા છે, એ વાત સાંભળી અનેક બદમાસો સિપાહીઓને આવી મળ્યા. સિપાહીઓ અંગ્રેજોના મથક પર ગોળા ફેંકવા લાગ્યા. ૩૦ મીએ ચિનહાટની લડાઇમાં હાર મળી, ૧લી જુલાઇએ અંગ્રેજો લખનોરમાં ઘેરાયા અને એક દિવસ જતામાં તો સિપાહીઓના કાતિલ ગોળાથી[૧] અંગ્રેજો બહુ જ ગભરાઇ ગયા. ૧ લી જુલાઇની રાત્રે મચ્છિભવનમાંનો દારૂગોળો સળગાવી મૂકવામાં આવ્યો. ૨ જી જુલાઇએ સવારમાં સર હેન્રિ લોરેન્સે સૈન્યની અને

૧. આ ગોળાનું અંગ્રેજી નામ 'શેલ' છે. તેનો અંદરનો ભાગ પોલો હોય છે. એમાં નાના પ્રકારના સળગી ઉઠે તેવા પદાર્થો ભરાય છે. આ ગોળા તોપોમાંથી છોડવામાં આવે છે એટલે ફાટી જાય છે, અને તેના પેટામાં ભરેલા જલદી સળગી ઉઠે તેવાં પદાર્થો ચો તરફ વીખરાઇ પડે છે. આ પદાર્થોના આઘાતથી મકાનો પડી જાય છે અને લોકોની જિંદગીનો નાશ થાય છે.

તોપોની ગોઠવણ કરી. સૂર્ય સારી પેઠે ચઢ્યો એટલે તે બહારથી રેસિડેન્સિમાં આવી પહોંચ્યો અને પોતાને બેસવાના ઘરમાં એક કોચ પર સૂતો. એક બીજા કોચ પર તેની બાજુએ તેનો ભત્રીજો સૂતો હતો. સર હેન્રિ લોરેન્સનો એક મદદનીશ પોતાનો એક ઘુંટણ કોચ પર રાખી ઉભો ઉભો એક સરકારી પત્ર વાંચતો હતો. એ સિવાય એક દેશી નોકર પણ એ ઘરમાં હતો. એ વખતે એક ભારે પદાર્થ ભાંગી પડયો હોય એવો શબ્દ થયો. થોડીવારમાં ધૂમાડાથી અને રેતીથી આખું ઘર ભરાઇ ગયું. થોડી વાર સુધી ઘરમાં કંઈ ન દેખાયું. ચીફ કમિશ્નરનો મદદનીશ ભોંય પર પડી ગયો. તે તરત જ બૂમ પાડી પૂછવા લાગ્યો—"સર હેન્રિ! તમે શું ઘવાયા છો?" પ્રથમ તો આ પ્રશ્નનો કંઇ જવાબ ન મળ્યો. થોડી વાર પછી ચીફ કમિશનરે અતિ ધીમા અવાજે કહ્યું, "હું મુઓ," જ્યારે ધૂમાડો દૂર થયો ત્યારે જણાયું કે સર હેન્રિ લોરેન્સનો કોચ લોહીથી પલળી ગયો છે. સિપાહીઓએ ચિનહાટની લડાઇમાં અંગ્રેજોની હોવિટ્ઝર નામની તોપો કબજે કરી હતી, તે તોપનો એક ગોળો સર હેન્રિ લોરેન્સના ઘરમાં આવી ફાટયો હતો અને તેનો એક ટુકડો તેના ડાબા સાથળના ઉપલા ભાગમાં પેઠો હતો.

તરત જ ડોકટર ફેરરને બોલાવવામાં આવ્યો. ડોકટરે જોયું કે ઘા ભયકર છે. સર હેન્રિ લોરેન્સનું શરીર એટલું બધું દુર્બળ હતું કે એવી અવસ્થામાં તેનો સાથળ કાપી નાખવામાં આવત તો પણ કંઈ સારૂં પરિણામ ન આવત. ડોકટરથી બને તેટલું કરવામાં આવ્યું. તેની પીડા ઘટાડવા માટે પુષ્કળ પ્રયત્નો કરવામાં આવ્યા. ઘા વાગતાં જ સર હેન્રિ લોરેન્સ સમજી ગયો હતો કે હવે મારૂં આવી બન્યું છે.

તેને અતિશય વેદના થતી હતી. લોહી વહેવાથી તેનું દુર્બળ શરીર વધારે દુર્બળ બની ગયું હતું. પરંતુ તેણે આવા દુઃખમાં પણ ધીરજ છોડી નહિ. મેજર બેંક્સ્ તેની જગાએ ચીફ કમિશનર થયો. કર્નલ ઈંલિસે વડા સેનાપતિની પદવી ધારણ કરી. સર હેન્રિ લોરેન્સે મરણ પથારીમાં પડયાં પડયાં એ લોકોને યોગ્ય ઉપદેશ આપ્યો. તે જે ઘરમાં હતો, તે શત્રુઓની તોપો સામે હોવાથી તેને અતિ યત્નપૂર્વક રેસિડેન્સિની હદમાં ડોક્ટર ફેરરને બંગલે લઇ જવામાં આવ્યો. ત્યાં તે સર્વ શક્તિમાન ભગવાન પર આધાર રાખી મરણની રાહ જોવા લાગ્યો. મરણ વખતે તેણે એવો અભિપ્રાય પ્રગટ કર્યો કે મારા સમાધિ સ્તંભ પર એમ કોતરવું, કે "જેણે પોતાનું કર્તવ્ય બજાવવાનો પ્રયત્ન કર્યો હતો, તે હેન્રિ લોરેન્સ અહીં શાંતિમાં સૂતો છે." ત્યારબાદ તેણે કહ્યું કે મને દફનાવતી વેળા કોઇ પણ પ્રકારનો આડંબર કરવો નહિ. આટલું કહી તેણે બધાની રજા માગી. ૪થી જુલાઇએ સવારના પહોરમાં સર હેન્રિ લોરેન્સે શાંતભાવે દેહત્યાગ કર્યો.

આ પ્રમાણે લખનૌરના અંગ્રેજોની આશાનો અદ્વિતીય આધાર રૂપ રક્ષક મરણ પામ્યો. સર હેન્રિ લોરેન્સના મરણ સમાચાર થોડા દિવસ છુપાવવામાં આવ્યા હતા. તે ધીમે ધીમે સાજો થતો જાય છે એવા સમાચાર રેસિડેન્સિમાં જાહેર કરવામાં આવતા હતા. પરંતુ સત્ય કેટલા દિવસ છૂપું રહે ? થોડા દિવસોમાં આ શોચનીય સંવાદ રેસિડેન્સિના લોકોના જાણવામાં આવ્યા. જે જે લોકોએ આ સમાચાર સાંભળ્યા તે તે લોકો હવે પોતાને અસહાય ધારી ઊંડા નિસાસા મૂકવા લાગ્યા. સર હેન્રિ લોરેન્સનું ચરિત્ર બીજાના માનસ પટ પર આલેખી બતાવવાનું કામ બહુ મુશ્કેલ છે. પૃથ્વી પર જે મહાપુરુષો માનવોના

કલ્યાણ માટે અવતર્યા છે તેની સાથે સર હેન્રિ લોરેન્સનો મુકાબલો થઇ શકે. તેના ચરિત્રની ગમે તેટલી પ્રશંસા કરીએ તે થોડી જ છે. તે કર્તવ્ય બજાવવા આવ્યો હતો અને કર્તવ્ય બજાવતાં મરણ પામ્યો. આ કર્તવ્યપરાયણ મહાપુરુષની યોગ્યતા વિષે કંઇને સંદેહ થયો નથી. કંપનિના ડિરેકટરો સર હેન્રિના મરણ સમાચાર જાણી શકયા ન હોવાથી તેઓએ ૨૨મી જુલાઇએ એવો ઠરાવ કર્યો હતો કે લોર્ડ કેનિંગ મરણ પામે અગર પદત્યાગ કરે તો તેની જગાએ સર હેન્રિ લોરેન્સની નીમણુક કરવી. આ પરથી જણાશે કે સર હેન્રિ લોરેન્સ પોતાની કર્તવ્યપરાયણતાને લીધે હિંદમાં ને ઇંગ્લાંડમાં પ્રશંસાપાત્ર થઇ પડયો હતો. જેમ ટોડ રજપુતોને પ્રિય હતો, મેકફર્સન ખંડ લોકોને પ્રિય હતો, આઉટ્રામ ભીલ લોકોને વહાલો હતો તેમ સર હેન્રિ લોરેન્સ શિખ લોકોને એટલું જ નહિ પણ સમગ્ર હિંદીઓને પ્રિય હતો. લડાઇના મેદાનમાં કે શાંતિમય કર્તવ્યક્ષેત્રમાં સર હેન્રિએ એકસરખું મહત્વ બતાવ્યું છે. દુર્દશામાં આવી પડેલી પરાધીન જાતિ પ્રત્યે કેવી લાગણી દર્શાવવી જોઇએ તે સર હેન્રિ લોરેન્સના જેવું કોઈ જાણતું હોય એમ લાગતું નથી. એ મહાપુરુષે પોતાના સમાધિસ્તંભ પર જે વચનો કોતરવાનાં કહ્યાં હતાં તે જ વચનો હંમેશને માટે તેની ઉદાર પ્રકૃતિ જણાવશે. સર હેન્રિએ કેવળ કર્તવ્ય બજાવવાના પ્રયત્નમાં જ બલિદાન આપ્યું ન હોતું, તે શક્તિ મુજબ કર્તવ્ય બજાવી ગયો હતો અને તેથી તે ઇતિહાસકારોની અપરિસીમ આસ્થા અને પ્રીતિનું પાત્ર બન્યો છે.

સર હેન્રિ લોરેન્સ મરણ પામ્યો. બંડખોર સિપાહીઓ અધિક ઉત્સાહમાં આવી ગોળાનો વરસાદ વરસાવવા લાગ્યા. લખનૌર હવે

સિપાહીઓનું મુખ્ય મથક બની ગયું હતું. અંગ્રેજોનું આશ્રય સ્થળ–રેસિડેન્સિ–અત્યારે સિપાહીઓનું મુખ્ય લક્ષ્ય હતું. શહેરની શાંતિ, વ્યવસ્થા અને સ્વચ્છતા નાશ પામી હતી. રાજમાર્ગ સૂના હતા. લોકો બીકના માર્યા રેસિડેન્સિથી દૂર નાસી ગયા હતા. ઘોડા સ્વારવિનાના બની આમ તેમ દોડતા હતા. હાથી અને ઉંટોને તેના માલીકો દૂર લઇ ગયા હતા. નદીમાંની હોડીઓ રેસિડેન્સિ આગળથી ખસેડી લેવામાં આવી હતી. આ પ્રમાણે રેસિડેન્સિ પાસેનાં માણસોએ પોતાનાં દરરોજનાં કર્તવ્યો બંધ પાડયાં હતાં. દિવસો જવા લાગ્યા. સિપાહીઓના મારાનું જોસ વધવા લાગ્યું. ગોળાઓના વરસાદથી રેસિડેન્સિના લોકો ગભરાટમાં પડ્યા. તેઓનાં મકાનોમાં ખૂબ અવ્યવસ્થા મચી રહી. સ્ત્રીઓ અને બાળકો રેસિડેન્સિમાં આવી રહ્યાં હતાં. આ તરફ જે નોકર ચાકરો યુરોપિયનોની સેવા કરતા હતા તેઓ નાસી ગયા. જેઓ આ ગરમ દેશમાં આવી બીજાની સેવાથી સંતોષ પામતાં હતાં, ઘરકામ કરવાનું બીજાપર નાંખી પોતે સુખશાંતિમાં દિવસો ગુજારતાં હતાં, તેઓને હવે પોતાને હાથે ઘર વાળવું ઝૂડવું પડતું, કુવામાંથી પાણી લાવવું પડતું, પોતાનાં વસ્ત્રો ધોવાં પડતાં અને ખોરાક પકવવો પડતો. આ પ્રમાણે જિંદગીની જરૂરીઆતો તેઓને સ્વહસ્તે પૂરી પાડવી પડતી. રેસિડેન્સિમાં માણસોની સંખ્યાને પુરતાં મકાનો નહોતાં. તેથી ઘણાં માણસોને એકત્ર રહેવું પડતું, ઘણાંખરાંને ઘોડારમાં રહેવું પડતું. આ તરફ ઇસ્પિતાલની દશા દહાડે દહાડે શોચનીય બનવા લાગી. અંગ્રેજો એક વખત જે વિશાળ ઘરમાં ખાઇ પી મોજ કરતા હતા તે ઘર હવે ઇસ્પિતાલનું રૂપ ધારણ કરી રહ્યું હતું. એ ઘર થોડા વખતમાં ઘાયલોથી ભરપૂર થઇ ગયું એટલે અંગ્રેજોને બહુ પીડા થઈ

પડી. સ્ત્રીઓ બધાં કામ છોડી ઘાયલોની સેવા કરવા લાગી. તેઓ આ દુર્દશામાં આવી પડેલ જીવોને શીતળ પાણી, દવાદારૂ અને પવન વડે સંતોષવા લાગી. ઘાપર પાટા બાંધી, નિયમિત દવા આપી શાંતિ પમાડવા લાગી અને મમતાળુ સગાની માફક, પ્રીતિમય પરિજનની માફક અપાર શાંતિ બતાવી તેઓને સુખી કરવાના પ્રયત્નો કરવા લાગી.[1]

આ તરફ સિપાહીઓનું પરાક્રમ પણ અલૌકિક બનતું ગયું. અંગ્રેજોનું મથક તોડી પાડવા માટે જે જે સ્થળે તોપો ગોઠવી શકાય તે તે સ્થળે એ ઘાતકી અસ્ત્રો ગોઠવી-દેવામાં આવ્યાં. મસ્જિદના ઘુમટ, મકાનોનાં છાપરાં અને દિવાલો પર હોશિયાર નિશાનબાજો ગોઠવાઇ ગયા. જ્યારે જ્યારે ગોરા લોકો નજરે પડે ત્યારે ત્યારે આ નિશાનબાજો પોતાના આશ્રય સ્થળની ઓથે રહી તોપોના ગોળા ફેંકવામાં ભુલ કરતા નહિ. તેઓની તોપો બહુ ભયંકર કામ કરતી. સૂર્યોદય પછી ત્રણ કલાક સુધી તેઓ અટક્યા સિવાય ગોળા ફેંકતા હતા. બપોર વખતે એ કાર્ય મોળું પડતું હતું. સાંજરે વળી જોસબંધ મારો ચાલતો હતો.[2]

સામી બાજુએ અંગ્રેજો પણ આત્મરક્ષણ માટે યથાશક્તિ પ્રયાસ કરતા હતા. માનવોથી બની શકે તેટલું બધું તેઓ કરતા હતા. ગોળીઓ અટકાવવા ખાતર અંગ્રેજોએ દિવાલ બાંધવા માંડી. દિવાલ બાંધવાનાં સાધનો નહોતાં છતાં તેઓ અટક્યા નહિ. મેહોગનિના લાકડાનાં ટેબલો અને બીજો અસબાબ, પેટીઓ, ગાડીઓ, ઓફિસના કાગળો, એટલું

૧. Ras, Siege of Lucknow, P. 92.

૨. Lucknow and its Memorials &c. P. 2.

જ નહિ પણ કપ્તાન હે સાહેબની લાઇબ્રેરીનાં મૂલ્યવાન હાથનાં લખેલાં અને છાપેલાં પુસ્તકો પણ એ દિવાલ બાંધવામાં વપરાવા લાગ્યાં. એક વખતે તેઓ જે પદાર્થોથી આનંદ પામતા હતા, જે પદાર્થો તેમની જરૂરિઆત પૂરી પાડતા હતા, તે બધા પદાર્થો અત્યારે શત્રુઓ સામે ખડકવામાં આવ્યા.

બીજાં સ્થળોની માફક અહીંના યુરોપિઅનોએ પણ પોતાની બધી શક્તિ વાપરી બચાવ કર્યો હતો. મુલ્કી ખાતાના અમલદારો પણ લશ્કરી ખાતાના અમલદારોની માફક શત્રુઓનો હલ્લો અટકાવવા ખાતર મરી ફીટતા હતા. દિવસ આથમે, રાત પડે છતાં તેઓનું સૈનિક વ્રત પૂરૂં થતું નહતું. તેઓ રાત દહાડો પોતાના કામમાં અપાર ઉત્સાહ દર્શાવતા હતા. શત્રુઓની પેઠે ચેપી રોગો પણ તેઓ પર હુમલો કરી રહ્યા હતા. કોલેરા, તાવ, ઝાડા અને શીતળાના રોગથી તેઓ તદ્દન હતાશ બની જવા લાગ્યા. એ સિવાય તેઓને ખોરાકીના પણ સાંસા પડવા લાગ્યા. કેટલીક વેળા તેમને પોતાના વાહનો ઘસડનારા નિર્દોષ બળદોનું માંસ ખાઇ પેટ ભરવું પડતું. પ્રચંડ તાપથી માર્યા ગએલા ઘોડાના શરીરમાંથી નીકળતી દુર્ગંધને લીધે તથા માખી અને મચ્છરના ત્રાસને લીધે તેઓને બહુ ત્રાસ વેઠવો પડતો. ઘેરો ઘાલનારાનો ગોળીબાર તો નિત્યનો બનાવ થઇ પડ્યો હતો. એટલે તેથી તેઓ ટેવાઇ ગયા હતા. તેઓ એ બનાવને સામાન્ય બનાવ ગણી પોતપોતાનું નિત્યકર્મ કર્યે જતા હતા.[1] ગોળાઓ તેમના પગ પાસે આવી પડતા, ગોળીયો વાળ પાસેથી પસાર થઇ જતી, પણ તે તરફ નજર

૧. Mrs. Casa, Day by day at Lucknow. P. 144, 171.

કરવાની તેઓને બિલકુલ ફુરસદ નહોતી. આવી પડનારાં મૃત્યુમાંથી છૂટકારો મેળવવો એ એક એવો સામાન્ય બનાવ બની ગયો હતો કે આવી આવી મુશ્કેલીઓ પર લક્ષ આપવાનું તેઓને સૂઝતું જ ન હોતું. જુલાઇ અને ઓગસ્ટ માસમાં જન્મ અને મૃત્યુ બંને ઘેરાએલા લોકોને સમાન રીતે પીડાકારક થઇ પડયાં. એ વખતે અનેક બાળકો મરણ પામ્યાં તેમ અનેક બાળકો નવાં જન્મ્યાં. પરંતુ બંડખોર સિપાહીઓના પ્રચંડ મારાને લીધે સુવાવડી બાઈની કે જન્મેલાં બાળકની સારવાર થઇ શકતી ન હોતી. કોઇના પતિ મરણ પામ્યા હતા. તાજાં જન્મેલાં બાળકોને માટે દૂધ મળતું નહોતું. સુવાવડી બાઇઓ આજીજીપૂર્વક બીજા લોકો પાસે દૂધ માગતી હતી.[1] ઘેરાએલા લોકોને કોઈ પણ વખતે શાંતિ નહોતી. તેઓ નિરાંતે પ્રાર્થના પણ કરી શકતાં નહોતાં. એ વખતે પણ તેઓના ઘર પાસે ગોળા પડતા અને ફાટતા, તેના પ્રચંડ અવાજથી તેઓની શાંતિ તૂટતી.[2] એક દિવસ ગોળાનાં પ્રચંડ આઘાતથી રેસિડેન્સિના છાપરાનો થોડા ભાગ પડી ગયો, તેથી છ સૈનિકો દબાઇ ગયા. તેમાંના કેવળ બેને જીવતા બહાર કાઢવામાં આવ્યા.[3] ખોરાક અને મદ્ય એવો મોંઘો થઇ ગયો હતો કે તેની કિંમત તરફ કોઇની નજર પડતી જ નહિ. સર હેન્રિ લોરેન્સની ચીજો વેચતી વેળા એક ડઝન બ્રાંડિની બાટલી બસો રૂપીએ અને ચાર નાની રોટલી પચીસ રૂપીએ વેચાઈ હતી.[4] એક ઇંડું આઠ આનાથી માંડીને એક રૂપીઆ

૧. Mrs. Casa, Day by day at Lucknow P. 152
૨. Ibid P. 133
૩. A Lady's Diary of the Siege of Lucknow, P. 99
૪. Mrs. Case, Day by day &c. P. 172.

સુધી વેચાતું હતું. લુગડાં ધોવાની કંઇ સગવડ ન હોતી. ધોબી લોકો બાર કપડાં ધોવાની મજૂરી દશ રૂપીઆ માગતા હતા.[1]

આ પ્રમાણે ઘેરાએલા લોકો ચોતરફથી દુ:ખી થતા હતા. હવે શત્રુઓ ગોળાઓના વરસાદ સિવાય એ લોકોનું મથક ઉડાડી નાખવાં માટે સુરંગ ખોદવા લાગ્યા. અંગ્રેજો પણ આત્મરક્ષણ માટે સામી સુરંગ ખોદવા લાગ્યા. આ પ્રમાણે જુન, જુલાઇ ને ઑગસ્ટ માસ વીત્યા. આ ત્રણ માસ દરમિઆન હથિયારો અને રોગના ભોગ થઇ ઘણા અંગ્રેજો માર્યા ગયા. તેઓનો મુખ્ય ઈજનેર માર્યો ગયો, ચીફ કમિશ્નર માર્યો ગયો, મુખ્ય ગોલંદાજ-સિફોરાનો પ્રસિદ્ધ અધિનાયક ઘાયલ થઇ પડ્યો. આ વખતે દરેક પુરુષે હથિયાર પકડ્યાં હતાં છતાં તેઓનું બળ વધ્યું નહિ. રેસિડેન્સિના બચાવ માટે ૧૬૯૨ માણસો તૈયાર થયા હતા. તેમાં ૯૨૭ યુરોપિઅનો ને ૭૬૫ હિંદીઓ હતા. ઘેરાં વખતે ૩૫૦ યુરોપિઅનો અને ૧૩૩ હિંદીઓ માર્યા ગયા અને ઘવાયા.[2] એ સિવાય રોગને લીધે સંખ્યાબંધ બચ્ચાંઓ મરણ પામ્યાં[3] ૨૩૦ હિંદીઓ નાસી ગયા. શત્રુઓની મોટી સંખ્યાનો હલ્લો અટકાવવા માટે આટલા થોડા લોકો પુરતા નહોતા. તેઓ આશાતુર હૃદયે મદદની રાહ જોવા લાગ્યા. સપ્ટેમ્બર માસ અરધો પુરો થયો. પરતુ મદદગાર સૈન્ય આવી પહોંચ્યું નહિ. આ વખતે અંગદ નામનો એક

---

૧. Mrs. Case. Day by day &c. P. 187.

૨. Lucknow and its Memorials of the Mutiny. P. 3.

૩. Lieut. Innes, Rough Narrative of the Siege of Lucknow, P. 13.

વિશ્વાસુ સિપાહી જાસુસનું કામ કરતો હતો. અંગદ કંપનિનો પેન્શનર હતો. તેણે ઘેરા વખતે જાસુસનું કામ સ્વીકાર્યું હતું. તે છુપી રીતે અંગ્રેજોને બધી બાતમી પૂરી પાડતો હતો. આ વખતે બીજા લોકો ન સમજી શકે એ ખાતર ઘણાખરા પત્રો ગ્રીક વગેરે ભાષાઓમાં લખાતા હતા. પરંતુ બધા અંગ્રેજો એ ભાષા જાણતા નહોતા. તેથી કેટલાક અંગ્રેજો બહુ નાના કાગળના ટુકડાપર ઝીણા અક્ષરે અંગ્રેજી ભાષામાં પત્રો લખતા હતા. જાસુસો એ પત્રો બહુ છુપી રીતે નક્કી કરેલે સ્થળે પહોંચાડતા હતા. કોઇ કોઇ વખતે બરૂની કલમમાં એવા પત્રો નાંખવામાં આવતા. સંદેશવાહકો એવી કલમો કાને ખોસી રવાના થતા હતા. લખનોરના અંગ્રેજોએ પોતાના વિશ્વાસુ જાસુસ અંગદ પાસેથી જાણ્યું કે હેવલોક લખનોર તરફ નીકળી ચૂકયો છે. આ સમાચારથી અંગ્રેજો બહુ રાજી થયા; અને હેવલોકના આગમનની રાહ જોતા બેઠા. સપ્ટેમ્બરની આખરે તેઓની આશા ફળી. લગભગ ત્રણ માસ પછી તેઓએ દૂરથી મંદદગાર સૈનિકો આવ્યાની નિશાનીઓ જોઇ. એ વખતે આખું શહેર વાવાઝોડાંથી ઉછળતા સમુદ્રની માફક ખળભળી ઉઠ્યું. લોકો આમ તેમ દોડવા લાગ્યાં. ઘણાંખરાં પોતપોતાનો સરસામાન લઇ નાસી જવાની તૈયારી કરવા લાગ્યાં. ઘેરો ઘાલનારા સિપાહીઓ પહેલા કરતાં વધારે જોરથી ગોળા ફેંકવા લાગ્યા. હેવલોકનું સૈન્ય શહેરના રસ્તાપર શત્રુઓ સાથે લડાઇ કરતું રેસિડેન્સિ પાસે આવી પહોંચ્યું.[1] તેના આગમનથી ઘેરાએલા અંગ્રેજો પ્રફુલ્લ બની રેસિડેન્સિની

૧. ૨૫ મી સપ્ટેમ્બરે બપોરે મદદગાર સૈન્યના આગમનનાં ચિહ્નો જણાવા લાગ્યાં. સાંજના પાંચ વાગે સૈન્ય રેસિડેન્સિની પાસેના રસ્તાપર થઇ આવી પહોંચ્યું. સેનાનાયક નીલ એ રસ્તાપર માર્યો

ચોમેરથી બહાર નીકળવા લાગ્યા. શત્રુઓની બીક તેના હૃદયમાંથી નીકળી ગઇ. શત્રુઓનાં હથિયારો હજુ હાનિ કરી શકે તેમ છે તે તરફ તેનું ધ્યાન ન રહ્યું. તેઓ તોપોની પાછળથી, ખંડિયેર પાછળથી, અને દિવાલની આડચમાંથી બહાર નીકળવા લાગ્યા. સ્ત્રીઓ રેસિડેન્સિની નાની કોટડીઓમાંથી બહાર આવી. ઘાયલો ઇસ્પિતાલમાંથી ખોડંગતા ખોડંગતા બહાર નીકળ્યા. ઉઠવાની શક્તિ વિનાના ઘાયલો પથારીમાં પડયા પડયા ઉંચું માથું કરી જોવા લાગ્યા. રેસિડેન્સિ જાણે અપૂર્વ જાદુમંત્રથી સજીવ બની ગઇ હોય એવું જણાવા લાગ્યું. હેવલોક અને આઉટ્રામ ૨૫ મી સપ્ટેમ્બરે પોતાના સૈનિકો સાથે ઘેરાએલા લોકો સમક્ષ હાજર થયા. હાઇલેન્ડર પંલ્ટણ સ્ત્રીઓ પાસે આવી પહોંચી અને તેઓના હાથમાંથી બાળકો લઇ પ્રીતિપૂર્વક ચુંબનો કરવા લાગી. આ પ્રમાણે છોકરાંઓ એક સૈનિકના હાથમાંથી બીજા સૈનિકના હાથમાં જવા લાગ્યાં.[૧] ઘેરાએલા લોકો પ્રફુલ્લભાવે મદદે આવેલા અધિનાયકોને ભેટવા લાગ્યા અને સર્વ શક્તિમાન ભગવાનને ધન્યવાદ આપી આ ભયંકર વખતે પોતાના મદદગારોપર આધાર રાખી રહ્યા.

---

ગયો. અત્યારે એ રસ્તો નીલરોડના નામથી ઓળખાય છે.–Lucknow and its memorials of the Mutiny. P. 3.

૧. Marshman, Memories of Sir Henry Havelock, P. 414.

## ખંડ ૨ જો

### અધ્યાય ૧ લો

### દિલ્હી

વિષય નિર્દેશઃ- દિલ્હીમાં અંગ્રેજોનાં સૈન્યનો જમાવ–શહેરપર હલ્લો કરવાનો બંદોબસ્ત–શહેરપર હલ્લો–સિપાહીઓની બહાદુરી–અંગ્રેજ સૈન્યની ઉદ્ધતાઇ–રાજમહેલ તાબે કર્યો–મોગલ શહેનશાહ નાઠો–તેને કેદ કર્યો–શાહજાદાનાં ખૂન–કપ્તાન હડસનના કાર્યની ચર્ચા–દિલ્હીના રહેવાશીઓને ફાંસી–નિકલ્સન મરણ પામ્યો

સેનાપતિ હેવલોક જે દિવસે સર જેમ્સ આઉટ્રામ સાથે લખનોરનો ઘેરો ઉઠાવવા જઈ પહોંચ્યો તે વખતે દિલ્હી જીતાયાને થોડો જ વખત થયો હતો. ઓગસ્ટ માસની આખર સુધી અંગ્રેજ સૈન્યે દિલ્હી જીતવાનો ખાસ પ્રયત્ન કર્યો હતો. પરંતુ તેઓની સંખ્યા થોડી હતી. લડાઇનાં સાધનો પણ બહુ ન હોતાં. તેઓ દિલ્હી જીતવા જતાં પોતે જ કેદી જેવી સ્થિતિમાં આવી પડ્યા હતા. છેવટે તેઓની સંખ્યા વધી. લડાઇનાં સાધનો પણ આવી પહોંચ્યા. પંજાબના ચીફ કમિશનરે તેમની મદદમાં સૈન્યને તોપો મોકલી દીધી. પ્રસિદ્ધ વીર નિકલ્સન દિલ્હીને જીતવામાં પોતાનું બલિદાન આપવા માટે આવી પહોંચ્યો. સાહસિક સેનાનાયક નિવિલ ચેમ્બરલેન જો કે ઘાયલ થયો હતો છતાં મુકરર કાર્ય કરવા માટે અગાઉની માફક ઉત્સાહ અને મહેનત બતાવવા લાગ્યો. ૬ઠ્ઠી સપ્ટેમ્બરે મિરતથી એક સૈન્ય આવી પહોંચ્યું. એ સૈન્ય જમ્મુના રાજા

ગુલાબસિંહે મોકલ્યું હતું. મિરતનાં મદદગાર સૈન્યના આવ્યા પછી બે દિવસે આ લશ્કર આવી પહોંચ્યું હતું. આ પ્રમાણે સહાય આવી પહોંચવાથી સેનાપતિએ દિલ્હી પર હલ્લો કરવાની તૈયારી કરી. સૈન્ય, દારૂગોળો, બંદુકો, તોપો વગેરે જે કંઇ મોકલી શકાય તેવી ચીજો આ વખતે અંગ્રેજોની છાવણીમાં મોકલાઇ ચૂકી હતી. સપ્ટેમ્બર માસની શરૂઆતમાં આ બધી ચીજો આવી પહોંચતાં જ અંગ્રેજ સૈન્યે દિલ્હીને ખરેખરી રીતે ઘેર્યું.

વડા ઈજનેર બેયર્ડસ્મિથે શહેર પર હલ્લો કરવાની બધી વ્યવસ્થા કરી હતી; વડા સેનાપતિએ તેની યોજના સ્વીકારી સૈનિકો પ્રત્યે જાહેરનામું કાઢ્યું. એ જાહેરનામામાં તેણે જણાવ્યું કે હવે તમારે માટે સાહસ, હોશિયારી અને બહાદુરી સાથે ધીરજ દર્શાવવાનો સમય આવી પહોંચ્યો છે. તમારે તમારા કર્તવ્યથી ડગમગવાનું નથી. તમારે હંમેશાં ઈજનેરોને મદદ કરવી. ખાઇ ખોદવામાં, તોપો ગોઠવવામાં, કે પછી દિવાલો બાંધવામાં–ટુંકામાં કોઇ પણ બાબતમાં તમારે જરા પણ ઉદાસીનતા બતાવવી નહિ. ગોલંદાજોએ અત્યાર સુધીમાં ખાસ શ્રમ ઉઠાવ્યો છે, પણ હજુ તેઓએ અગાઉ કરતાં પણ વધારે શ્રમસાધ્ય કામ કરવાને તૈયાર થઇ રહેવું જોઇએ, તમારે કદી ઉશ્કેરાવું નહિ. શત્રુઓએ નિર્દયતાપૂર્વક ખૂન કર્યાં છે ખરાં પણ તે તરફ લક્ષ રાખી તમારે નિરાધાર બૈરાં છોકરાં પર કોઇ પણ જાતનો જુલમ ગુજારવો નહિ અને તેઓના જાનને ઇજા કરવા તૈયાર થવું નહિ. આટલી સાવચેતી રાખી પ્રત્યેક કાર્ય કરવામાં લક્ષ આપવું.

ત્યાર બાદ અંગ્રેજો પોતાનાં કર્તવ્યો બજાવવા તૈયાર થયા. સમયના પરિવર્તન સાથે લશ્કરી પ્રણાલીમાં પણ ફેરફાર થયો હતો.

વિજ્ઞાનશાસ્ત્ર આ બાબતની ઉન્નતિમાં પ્રધાન સહાયભૂત થયું હતું. જેઓ સુધરેલા અને પંડિત તરીકે જગતમાં વખણાય છે, વિજ્ઞાન તેઓની સેવા આજ્ઞાવાહક નોકરની માફક કરી રહ્યું છે. જગતની ઉન્નતિ કરનારાં કાર્યોની માફક સુધરેલા માણસોએ પોતાના માનવ બંધુઓનો સંહાર કરવામાં પણ વિજ્ઞાનની મદદ લીધી છે. આ વખતે પણ અંગ્રેજોએ સામા પક્ષનું બળ ઘટાડવા માટે વિજ્ઞાનનો આશ્રય લીધો હતો. તેઓની પાસે ૬૫૦૦ સૈનિકો હતા. તેઓમાં ૧૨૦૦ યુરોપિઅનો હતા. આટલું સૈન્ય સામા પક્ષના લગભગ ૩૦૦૦૦ સિપાહીઓને મારી હઠાવવા તૈયાર થયું હતું.[૧]

અમે પહેલા ભાગમાં દિલ્હીનું વર્ણન આપેલું છે તે પરથી તેના જુદા જુદા દરવાજા, કિલ્લો, દિવાલ અને આસપાસનાં સ્થળો વિષે બધી બાબત સ્પષ્ટ જણાશે. અંગ્રેજો જુદા જુદા દરવાજા તરફ તોપો ગોઠવવા તૈયાર થયા. કાશ્મીર અને મોરી દરવાજા એ માટે પસંદ કરવામાં આવ્યા. સપ્ટેમ્બરની ૭મી તારીખે રાત્રે એક કાર્ય કરવાનું ઠરાવવામાં આવ્યું. એ દિવસે સેનાપતિ વિલ્સને સૈનિકો સમક્ષ ઉપલું જાહેરનામું પ્રગટ કર્યું. એ દિવસે સાયંકાળ વખતે ઈજનેરો નક્કી કરેલાં કામ કરવા મંડી પડયા.[૨] રાત્રે ને રાત્રે તોપો ગોઠવવાનો સામાન ઊંટો પર ચઢાવી લઇ જવામાં આવ્યો. બળદ ગાડીઓમાં દારૂગોળો મોકલવામાં આવ્યો. તેની પાછળ મોટી તોપો જવા લાગી. એકેક તોપને ચાળીશ ચાળીશ બળદો ખેંચતા હતા. તોપની ગાડીના શબ્દથી, ચલા-

૧. Major-General Handcock, Siege of Delhi in 1857 P. 29

૨ Handcock, Siege of Delhi, P. 18

નારાઓના કોલાહલથી અતિશય ગડબડ થઇ. પરંતુ શત્રુઓ આટલી બધી ગડબડ થઇ છતાં હલ્લો કરનારાનો ઉદ્દેશ સમજી શક્યા નહિ. તેઓની તોપો ને બંદુકો શાંત રહી. તેઓના સરદારોએ જાણે કંઇ ન બનતું હોય તેવી વૃત્તિ દાખવી. શત્રુઓને આ પ્રમાણે ઉદાસીન જોતાં અંગ્રેજોએ વધારે ઉત્સાહમાં આવી ચાર સ્થળે તોપો ગોઠવી દીધી. એ તોપોમાંથી શહેર તરફ ગોળા છૂટવા લાગ્યા. ૧૩મી સપ્ટેમ્બરના બપોર સુધી એવો જબરો મારો ચાલ્યો કે કોટ બે જગાએ તૂટી પડયો. ત્યાર બાદ એ તૂટેલા ભાગમાં થઈ સૈનિકોએ પેસવું એવો ઠરાવ થયો. ઠરાવ મુજબ કાર્ય શરૂ થયું. સૈનિકો પાંચ ભાગમાં વહેંચાઇ ગયા. ચાર વિભાગના ચાર સરદારો પોતપોતાનાં સૈન્ય લઇ જુદી જુદી બાજુએ રવાના થયા. છેવટનો વિભાગ એટલે પાંચમો વિભાગ પહેલા વિભાગની મદદમાં રહ્યો.

શત્રુઓ સંખ્યામાં વધારે હતા. હથિયારોનો પણ તેઓની પાસે પુરતો જથ્થો હતો. તેઓના અધિનાયક બખતખાં પણ હોશિયાર હતા પરંતુ તેઓમાં વ્યવસ્થા નહોતી. વૈજ્ઞાનિક યુક્તિઓથી તેઓનું બળ વધતું જતું નહોતું. અંગ્રેજ સૈન્ય કરતાં કેટલીક બાબતમાં ઉતરતા છતાં સિપાહીઓએ લડાઇમાં ખૂબ બહાદુરી બતાવી હતી. તેઓએ પોતાની સંખ્યા વધારવા માટે જુદે જુદે સ્થળેથી સિપાહીઓને બોલાવ્યા હતા. એ આમંત્રણ પત્રમાં તેઓનું કવિત્વ પણ ઝળકી ઉઠયું હતું. લાગણીવાળા કવિની પેઠે તેઓએ જુદા જુદા સ્થળોના સિપાહીઓને સંબોધી લખ્યું હતું કે વસંતઋતુ વિના જેમ ગુલાબ વિકસતું નથી, દૂધ વિના બાળક પ્રફુલ રહેતું નથી, તેમ તમારા સમાગમ વિના અમારા હૃદય પણ વિકસિત થતાં નથી.[૧] આવી કવિત્વમય ભાષામાં

૧ Martin, Indian Empire, Vol. II P. 216

તેઓએ સિપાહીઓને રાજધાનીમાં આવવાનું આમંત્રણ પાઠવ્યું હતું. તેઓના પ્રયત્નથી પ્રસિદ્ધ રાજધાનીમાં વિશાળ સૈન્યસાગર ઉલટ્યો હતો. આ સૈનિકો પોતાને કેળવનાર અંગ્રેજો પ્રત્યે સજ્જડ રીતે હથિયારો વાપરતાં અચકાયા નહોતા. અંગ્રેજો પણ તેઓનું સાહસ, રણકૌશલ, અને વીરત્વ જોઇ આનંદ પામ્યા હતા અને તેઓએ પોતાના પરાજય વખતે પણ એ લોકોના ગુણોનાં વખાણ કરી વીર પુરુષને લાયક-ઉદારતા બતાવી હતી.[૧]

૧૪મી સપ્ટેમ્બરે રાતના ત્રણ વાગતાં અંગ્રેજોની જુદી જુદી ટુકડીઓ તૈયાર થઈ. પરોઢિઆમાં તે ટુકડીઓ શહેરના જુદા જુદા દરવાજા ભણી રવાના થઇ. બ્રિટિશ સૈનિકોની બાજુએ તેજસ્વી શિખ, સાહસિક સિપાહીઓ અને મજબૂત બાંધાના ગુરખા પોતાનું વીરત્વ બતાવવા આવી ઉભા હતા. જેઓએ એક વખત ચિનિયનવાલાની પ્રસિદ્ધ લડાઇમાં અંગ્રેજોને તોબા પોકરાવી હતી, તેઓ પણ અત્યારે અંગ્રેજોની રાજ્યપદ્ધતિને પ્રતાપે એ પુરાતન શત્રુતા ભૂલી અંગ્રેજોને માટે પોતાની જાતનું બલિદાન આપવાની દૃઢ પ્રતિજ્ઞા લઇ આવ્યા હતા.[૨] અંગ્રેજો આ પ્રમાણે સ્વદેશની માફક પરદેશના વીર પુરુષોનું બળ મેળવી પરાક્રમી શત્રુ સામા ચાલ્યા.[૩]

---

૧. Kaye, Sepoy War, Vol. III P. 610

૨. Twelve years of a Soldier's Life in India P. 289. ખાનસિંહ નામના એક શિખ સરદારે ચિનિયનવાલામાં અંગ્રેજો વિરૂદ્ધ યુદ્ધ કર્યું હતું. આ વખતે તે અંગ્રેજોના પક્ષમાં રહી દિલ્હીના સિપાહીઓ સામે લડયો હતો–Kaye, Sepoy War, Vol. III P. 610, note.

૩. દિલ્હીની લડાઇમાં જે શિખ સૈનિકો મરણ પામ્યા હતા,

સેનાનાયક નિકલ્સનના હુકમથી પહેલી ને બીજી ટુકડી શહેર તરફ રવાના થઇ. સિપાહીઓએ એવા જોરથી ગોળીઓ વરસાવી, એવા જોસથી ઈંટો ને પથરાનો મારો ચલાવ્યો કે અંગ્રેજ સૈન્ય

---

તેઓમાં સુબેદાર રતનસિંહ વિશેષ પ્રખ્યાત થયો છે. રતનસિંહ પત્યાળાનો શિખ હતો. તંદુરસ્તી બગડવાથી તેણે સરકારી લશ્કરમાંથી રજા લીધી હતી. જ્યારે પંજાબની પહેલી પાયદળ પલ્ટણ દિલ્હી જવા નીકળી ત્યારે એ પલ્ટણના અધિનાયકે જોયું કે વૃદ્ધ રતનસિંહ બે હાથમાં બે તરવારો લઇ રસ્તાની બાજુએ ઉભો છે. રતનસિંહે લશ્કરમાં જોડાવાની માગણી કરી, અધિનાયકે પ્રથમ તો ના પાડી. રતનસિંહે કહ્યું, "શું ! મારી જુની પલ્ટણ મને મૂકી દિલ્હીમાં લડાઈ કરવા જશે ? મને આશા છે કે આપ મારા જુના શિખોની સરદારી લેવા માટે મને ફરીથી લડાઇના મેદાન પર જવાની રજા આપશો. હું આપને ખાતર આ બંને તરવારો ભાંગીશ." અધિનાયક-વૃદ્ધ શિખની આટલી બધી વફાદારી જોઇ તેને લશ્કરમાં દાખલ કર્યો. આ વૃદ્ધ સુબેદારે લડાઇમાં ખૂબ બહાદુરી બતાવી. ૧ લી ને ૨ જી ઓગસ્ટે સિપાહીઓએ અંગ્રેજો પર સખત ગોળીબાર ચાલાવ્યો. એ ગોળીબારમાં સુબેદારની ટુકડીનો અંગ્રેજ અધિનાયક મરણ પામ્યો. એટલે વૃદ્ધ સુબેદાર એ પ્રચંડ ગોળીબાર વચ્ચે એકજ કુદકે દિવાલ પર ચઢી ગયો અને બંડખોરોને કહેવા લાગ્યો કે "જે કોઇને લડાઇ કરવાની ઇચ્છા હોય તો તેણે બાયલાની પેઠે એક સ્થળે ઉભા ઉભા ગોળીબાર ન કરતાં અહીં આવવું. હું પત્યાળાનો રતનસિંહ છું." એમ કહી તેણે દિવાલ પરથી પડતું મેલ્યું, તેની ટુકડી પણ તેની પાછળ જઇ પહોંચી. એ લોકોએ શત્રુઓને હાંકી કાઢયા હતા.

ખાઇની નીચે નીસરણી રાખી તૂટેલી દિવાલ ઉપર ચઢી શક્યા નહિ. છેવટે તેઓનો પ્રયાસ સફળ થયો. બે ત્રણ નિસરણી મૂકી સાહસિક સૈનિકોમાંના કોઇ કોઇ દિવાલપર ચઢયા. સિપાહીઓની ગોળીથી તેમાંનો એક પડયો છતાં બીજો ઉપર ચઢતો અટકયો નહિ. તેઓ કાશ્મીર દરવાજા પાસેનું એ સ્થાન કબજે કરી મેઇનગાર્ડ આગળ આવી પહોંચ્યા. બીજી ટુકડી એ વખતે કાબુલ દરવાજા તરફ વધતી હતી. તેણે તે તરફના સિપાહીઓનું જોર તોડયું. એ સ્થળે અંગ્રેજોને બહુ જ નુકસાન વેઠવું પડયું હતું. સિપાહીઓના પ્રચંડ ગોળીબારથી ઘણા અંગ્રેજ સૈનિકોનો ખોરકુટો વળી ગયો હતો. તો પણ છેવટે અંગ્રેજ સૈન્યે ધારેલું મથક કબજે કર્યું.

કાબુલ દરવાજો કબજે થયા બાદ નિકલ્સન લાહોર દરવાજા ભણી વધ્યો. એ દરવાજાના રસ્તાના બંને બાજુએ આવેલાં મકાનોમાં સિપાહીઓ રહેતા હતા. એ માર્ગે જતાં સાહસિક વીરોમાંના અનેક મરણ પામ્યા. સેનાનાયક નિકલ્સન પોતે પણ ભયંકર રીતે ઘવાયો. તેને લશ્કરી છાવણીમાંની ઇસ્પિતાલમાં લઇ જવામાં આવ્યો.

આ તરફ ત્રીજી ટુકડીએ કાશ્મીર દરવાજો ઉડાડી નાખવાની તૈયારી કરી. હોમ, સ્મિથ, કાર્માઇકલ, હવાલદાર મધુ વગેરે સાહસિક સૈનિકો દારૂના થેલા દરવાજા નીચે નાખવા લાગ્યા. આ કાર્ય કરતાં

---

જે દિવસે સવારે દિલ્હી પર હલ્લો થયો, તે દિવસે પણ વૃદ્ધ સુબેદાર એક હલ્લો કરનારી ટુકડીની હરોળમાં હતો. થોડી મિનિટમાં તે ઘવાયો. તેની ટુકડીનો જમાદાર દયાલસિંહ તેની બાજુએ જ મરણ પામ્યો હતો. Lord Roberts, Forty-one years in India, Vol. I. P. 254, note.

કાર્માઇકિલ માર્યો ગયો અને હવાલદાર મધુ ઘાયલ થયો. ત્યારબાદ સોલકેલ્ડ નામનો એક સૈનિક ગોઠવેલા થેલાને સળગાવવા માટે હાથમાં કાકડો લઇ તૈયાર થયો. પરંતુ થેલા સળગાવે તે પહેલાં તે ઘાયલ થયો. જમીન પર પડતી વેળા આ સાહસિક પુરુષે એક બીજા સૈનિકના હાથમાં સળગતો કાકડો આપ્યો. એ સૈનિક પાસે એક ત્રીજો સૈનિક ઉભો હતો, તે માણસને ગોળી વાગવાથી પડયો. જેના હાથમાં કાકડો હતો તે પણ એક ગોળીથી માર્યો ગયો. પછી એક સૈનિકે દિવાસળી સળગાવી દારૂના થેલામાં મૂકી. એક ક્ષણમાં દરવાજો ઉડયો. દારૂના થેલા સળગાવવાની ક્રિયામાં ઘણા સૈનિકોનો ભોગ દેવાયો હતો. સોલકેલ્ડની પડખે જ હવાલદાર તિલકસિંહ ઘવાયો હતો. રામહેત નામનો એક સૈનિક પણ માર્યો ગયો હતો. એ સિવાય બીજા ૭ હિંદી સૈનિકોએ આ કાર્યમાં અપૂર્વ સાહસ દર્શાવ્યું હતું. આ કાર્ય પાર પાડવામાં અંગ્રેજ સૈનિકોની સાથે હિંદી સૈનિકો પણ દઢતાપૂર્વક લડાઇ 'કરતાં કરતાં ઘવાયા હતા 'અને કોઇ કોઈ એ લડાઇમાં અનંત નિદ્રાને વશ થયા હતા.[૧]

પરંતુ ચોથી ટુકડી ત્રીજી ટુકડીની માફક સફળ થઇ નહોતી. તે શહેરની બહાર આવેલા 'કૃષ્ણગંજ નામના ગામ આગળથી બંડખોરોને હઠાવી લાહોર દરવાજે કરી શકી નહોતી. પહેલાં જમ્મુના સૈનિકોને આ કાર્ય કરવાનું ફરમાન થયું હતું. પરંતુ તેઓ અતિશય નુકસાન થવાથી નાસી ગયા. સેનાનાયક રીડ ગુર્ખા પલટણ સાથે તોપો લઇ એ લોકોની મદદે ગયો. પણ તે ઘવાયો ને હાર્યો. નીવિલ ચેમ્બર્લેન પોતે ઘવાયો હતો છતાં આ વખતે સિપાહીઓને અટકાવવાની તૈયારી

૧. Martin, Indian Empire Vol. II. p. 442.

કરવા લાગ્યો. તેના હુકમથી હથિયારબંધ રક્ષકો હિંદુરાવના મકાનના છાપરાપર ગોઠવાઈ ગયા. ઘણા ઘાયલ સૈનિકો હાથમાં બંદુક લઇ ત્યાં જઇ રહ્યા. સિપાહીઓએ રીડને હરાવ્યો એ વખતે સેનાનાયક હોપ ગ્રાન્ટ સેનાપતિ વિલ્સનના હુકમથી કેટલાક શિખ અને યુરોપિઅન સૈનિકો સાથે તેની મદદે આવી પહોંચ્યો. બંડખોર સિપાહીઓએ પોતાનું પરાક્રમ બતાવવામાં મણા ન રાખી. સુશિક્ષિત અંગ્રેજ વીર પુરુષો પણ તેઓનું અસામાન્ય સાહસ અને અદ્ભુત રણકૌશલ જોઇ બહુ નવાઇ પામ્યા. ધીમે ધીમે સિપાહીઓની તોપો ધીમી પડવા લાગી. છેવટે તેઓએ અંગ્રેજોની ચોથી ટુકડીને અટકાવવાનું માંડી વાળ્યું.

આ પ્રમાણે ૧૪ મી સપ્ટેમ્બરે અંગ્રેજ સૈન્યની મહેનત ઘણે અંશે સફળ થઈ. અંગ્રેજો કોટ ભેદી શહેરમાં પેઠા. સેનાપતિ વિલ્સન ઘોડેસ્વાર થઇ એક હાથમાં દિલ્હીનો નકશો લઇ શહેરમાં આવ્યો. વડો ઇજનેર પણ પ્રફુલ્લ ભાવે શહેરમાં આવ્યો. સેનાપતિ અને તેના સહચરોએ શહેરના મધ્યભાગમાં આવેલાં સ્કિનર હાઉસમાં રાત ગાળી.[1]

બીજે દિવસે લડાઇનો કોલાહલ શાંત પડયો. એ દિવસે અંગ્રેજ સૈનિકોએ પોતાની વિજયી વૃત્તિ બીજી રીતે તૃપ્ત કરી. દિલ્હી અનેક મૂલ્યવાન સામગ્રીથી ભરપૂર હતું. સોનું, રૂપું, મણિ, વસ્ત્ર વગેરે મૂલ્ય-

---

૧. સ્કિનર નામના એક ફિરંગીએ આ મકાન બાંધ્યું હતું. સ્કિનર પ્રથમ મોગલ શહેનશાહના દરબારમાં નોકરી કરતો હતો. લોર્ડ લેકે દિલ્હી જીત્યું એટલે સ્કિનરે કંપનિના લશ્કરી ખાતામાં નોકરી લીધી. ધીમે ધીમે તે ઉંચી પદવીએ ચઢયો હતો. Lord Roberts, Forty one years in India, Vol. I. P. 241, note.

વાન પદાર્થો માટે એ પ્રખ્યાત ગણાતું. આ સમૃદ્ધિ વિજયી સૈનિકોને લલચાવનારી હતી, પરંતુ સોનું રૂપું વગેરે તો ઘણે ભાગે બીજે સ્થળે ખસેડવામાં અગર તો છુપાવવામાં આવ્યું હતું. જેઓ દિલ્હીથી નાસી ગયા હતા. તેઓ એ ચીજો સાથે લઇ ગયા હતા. કોઇએ ફરી મેળવવાની આશાથી છુપી રીતે દાટી દીધું હતું. પરંતુ એક પદાર્થને છુપાવવામાં બહુ ધ્યાન આપવામાં આવ્યું નહોતું. કાળા, ધોળા કે લીલા રંગની મદ્ય પરિપૂર્ણ બાટલીઓ દિલ્હીના રહેવાશીઓ આગળ ધિક્કારવા યોગ્ય ગણાતી હોય એ સ્વાભાવિક છે પણ અંગ્રેજ સૈનિકોને માટે તો એ બહુ લલચાવનારી ચીજો ગણાય. જે પીવાથી એક વખતે તેઓની જડતા હરાઇ જતી, તેજ પદાર્થ બીજી વેળાએ તેને સંપૂર્ણ જડ બનાવી દેતો હતો. ૧૫ મી સપ્ટેમ્બરે દિલ્હીમાંના અંગ્રેજ સૈનિકો આ લલચાવનારી ચીજને છોડી શકયા નહિ. દિલ્હીનો કેટલોક ભાગ તાબે કરી તે લોકોએ દુકાનોમાં લૂટ ચલાવી અને બાટલીઓ ફોડી તેમાંનો તીવ્ર માદક પદાર્થ પેટમાં પધરાવી દીધો. બધા બેભાન બની આમ તેમ ટહેલવા લાગ્યા. અંગ્રેજોની પેઠે પંજાબના શિખો પણ એજ કાર્ય કરવા લાગ્યા. તેઓમાં કંઇ વ્યવસ્થા રહી નહિ, અધિનાયકોના હુકમ મુજબ વર્તવાનો આગ્રહ રહ્યો નહિ. સુરાપાનથી બધા પોતે પોતાના બાદશાહ બની બેઠા. એક અંગ્રેજ અધિનાયકે (કપ્તાન હડસન). લખ્યું છે કે "મારી જિંદગીમાં આ પહેલી જ વાર મે અંગ્રેજ સૈનિકોને વારંવાર તેઓના અધિનાયકોનો હુકમ માનવાની અસંમતિ દર્શાવતા જોયા છે."[1] એક બીજો સદાચારી અંગ્રેજ આવા સુરામત્ત

---

૧. Twelve years of a Soldier's Life in India, P. 296.

અંગ્રેજોને ઉચ્છૃંખલ ભાવે વર્તતા જોઇ બહુ તિરસ્કાર બતાવી ગયો છે.[1] સેનાપતિ વિલ્સન સૈનિકોમાં આવી ગેરવ્યવસ્થા જોઈ બહુ ચિંતાતુર બની ગયો. સેનાપતિ હેવલોકે કાનપુરમાંના પોતાના સૈનિકોને વ્યવસ્થિત રાખવા માટે દારૂની બાટલીઓ રસદ વિભાગના અમલદારના કબજામાં સોંપી હતી. સેનાપતિ વિલ્સને એમ ન કરતાં ૧૬ મી સપ્ટેમ્બરે બધો દારૂ ઢોળી નાખવાનો હુકમ આપ્યો. દિલ્હીના રાજમાર્ગો દારૂથી ધોવાવા લાગ્યા, સુરાથી ભરપૂર સેંકડો બાટલીઓ ફોડી નાખવામાં આવી. તેમાંનો પ્રવાહી પદાર્થ ધૂળ સાથે ભળી ગયો. રસ્તાઓ કાદવમય બની ગયા. જે પદાર્થ ઇસ્પિતાલમાંના રોગીઓ અને ઘાયલો માટે અતિ જરૂરનો હતો, તે આમ ધૂળમાં મળ્યો.[2]

---

૧. Martin, Indian Empire. Vol II. P. 444.

૨. રોબર્ટસ નામનો એક સૈનિક ( પાછળથી લોર્ડ રોબર્ટસ; એ હિંદનો વડો સેનાપતિ બન્યો હતો. ) એ વખતે દિલ્હીના સૈનિકોમાં હતો. તેણે લખ્યું છે કે કોઇએ તાપ અને અતિશય શ્રમને લીધે થાકી જઈ સુરાપાન કર્યું હતું ખરૂં, પરંતુ મેં એ દિવસે કોઇને પણ મદ્યપાનથી પ્રમત્ત બનેલો જોયો નહોતો. Lord Roberts, Forty one year in India, Vol. I. P. 243, note. પરંતુ બીજા કેટલાક લેખકોએ સાધારણ રીતે સૈનિકોને પ્રમત્ત ગણી વર્ણન કર્યું છે.

૧૪ મી સપ્ટેમ્બરે શહેરનો થોડો જ ભાગ અંગ્રેજોના કબજામાં આવ્યો હતો. અસ્ત્રાગાર, રાજમહેલ, સલીમગઢ અને શહેરનો બીજો ગાઢ વસ્તીવાળો પ્રદેશ સિપાહીઓના તાબામાં હતો.–Lord Roberts, Forty one years in India, Vol I P. 240–241.

વૃદ્ધ મોગલ શહેનશાહનો એક અમલદાર ( એના વિષે આગળ

૧૫ મી સપ્ટેમ્બરે અંગ્રેજી સૈનિકોની આવી દશા થઈ હતી. તે વખતે બંડખોર સિપાહીઓએ જો સામાન્ય અક્કલ વાપરી હોત તો તેઓનો ઉદ્દેશ પાર પડત, અને તેઓને સફળતા મળતાં જ અંગ્રેજોને

ઉપર જણાવવામાં આવશે.) આ વખતે દિલ્હીમાં હાજર હતો. તેણે લખ્યું છે કે "૧૪ મી સપ્ટેમ્બરે અંગ્રેજ લશ્કર કમિશ્નર દરવાજા વાટે શહેરમાં પેઠું. તે લશ્કર કોટવાળી અને જુમ્મામસ્જિદ સુધી આગલ વધ્યું હતું. કેટલાક સ્વારોએ કોટવાળીમાંથી અંગ્રેજોના સૈન્ય પર ગોળા ફેંક્યા હતા. એથી તેઓના પચાસ માણસો મરાયા અને ઘાયલ થયા હતા. સિપાહીઓએ જુમ્મામસ્જિદમાં રહી અંગ્રેજોને અટકાવ્યા હતા. આથી એ લોકો પાછા કાશ્મીર દરવાજા તરફ ચાલ્યા ગયા હતા.–Two Native Narratives of the Mutiny in Delhi, P. 70. જુમ્મામસ્જિદ શહેરનાં મધ્ય ભાગમાં આવેલી છે. તે શહેનશાહ શહાજહાને બાંધેલી છે. અંગ્રેજોએ દિલ્હી તાબે કર્યું એટલે એક માણસે અસંતોષ પામી એ મસ્જિદની દિવાલ પર ચાક વડે આવી મતલબની કવિતા લખી હતી કે "લડાઇ જાહેર થયા પછી ભયંકર રણસંગ્રામ જોઇ ભગવાન અને સૈનિકોને વારંવાર પડકારવામાં આવે છે. પરંતુ લડાઇમાં જય મળતાં ઇશ્વર કે સૈનિકોને કોઇ સંભાળતુંએ નથી."

ત્યારબાદ આ સુંદર મસ્જિદ તોડી પાડવાની માગણી થઈ હતી. પરંતુ લોર્ડ લોરેન્સના પ્રયત્નથી એ માગણી અમલમાં મૂકવામાં આવી નહોતી. Address on Ancient Buildings in India by Lord Curzon, at the Annual Meeting of the Asiatic Society of Bengal, 7th February, 1900.

અતિશય મુશ્કેલીમાં ઉતરવું પડત. કૃષ્ણગંજ હજુ તેઓના તાબામાં હતું. લાહોર દરવાજો અને દિલ્હીના મધ્યભાગમાં આવેલા સંખ્યાબંધ મકાનો તેઓના હાથમાં હતાં. પહાડ પરની અંગ્રેજોની છાવણીમાં બહુ થોડા સૈનિકો હતા. અને હતા તેમાંનો મોટો ભાગ તો ઘાયલોનો હતો. આ તરફ શહેરના મધ્યભાગમાં અંગ્રેજ સૈનિકો અવ્યવસ્થિત ભાવે ભટકતા હતા. લાયક સેનાપતિની પ્રતિભાથી દોરવાયા હોત તો આ વખતે સિપાહીઓ આખા અંગ્રેજ લશ્કરને હરાવી વૃદ્ધ મોગલ શહેનશાહની જયપતાકા સ્થાપવાને અસમર્થ નીવડત નહિ. ટુંકામાં ૧૫ મી સપ્ટેમ્બરે દિલ્હીમાંના અંગ્રેજ લશ્કર પર ભયંકર વાદળ ચઢ્યું હતું. એ વાદળમાંથી કડકડતી વીજળી તૂટી પડવાનો ભય હતો. પરંતુ અંગ્રેજોના ભાગ્યે એ ભયંકર વાદળ વિખરાઇ ગયું. શત્રુઓનો જય છેવટે તેઓના જ પરાજયનું પગથિઉં થઇ પડયું.

૧૫ મી સપ્ટેમ્બર બીન હરકતે પસાર થઇ. સેનાપતિ વિલ્સન બીજાં મદદનીશ સૈન્ય વિના દિલ્હીનાં બીજાં સ્થળો પર હલ્લો કરવો કે નહિ તેનો વિચાર કરવા લાગ્યો. પરંતુ તેના મદદનીશો પાછાં પગલાં કરવાની વિરૂદ્ધ હતા. એક સો વર્ષ પહેલાં લોર્ડ ક્લાઇવે હિંદમાં અંગ્રેજી સત્તા સ્થાપતી વેળા કહ્યું હતું કે " એક સ્થળે સ્થિર થઇ રહેવું એ વિપત્તિજનક છે, પાછાં પગલાં કરવાં એ સત્યાનાશનું કારણ થઇ પડે છે. " દિલ્હીનો અંગ્રેજ સેનાપતિ હવે આ વચનોનું તાત્પર્ય સમજ્યો. આથી તેણે સૈનિકોને આગળ વધવાને તૈયાર થવાનો હુકમ આપ્યો. ૧૬ મી સપ્ટેમ્બરની સવાર અંગ્રેજો સમક્ષ શાંતપણે ઉપસ્થિત થઇ. દિલ્હીના અંગ્રેજ આ બે દિવસો દરમિઆન પહેલા કરતાં વધારે આશાવંત બન્યા હતા. બે દિવસ પહેલાં બંડખોર સિપાહી-

ઓએ અંગ્રેજોની ચોથી ટુકડીને હરાવી કૃષ્ણગંજ કબજે રાખ્યું હતું. તે સિપાહીઓ આજ સવારે કૃષ્ણગંજ છોડી ગયા હતા. કૃષ્ણગંજ સાથે તેનું જુદા જુદા પ્રકારનાં હથિયારોથી ભરપૂર અસ્ત્રાગાર પણ અંગ્રેજોના તાબામાં આવ્યું. ૧૭ મી સપ્ટેમ્બરે સાયંકાળ વખતે અંગ્રેજ સૈન્ય દિલ્હીના રસ્તાઓ પર લડાઇ કરતું કરતું શહેનશાહના મહેલ ભણી જવા લાગ્યું. સિપાહીઓ એ સૈન્યને અટકાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. ઘરના છાપરા પરથી, બારીઓમાંથી, દરવાજામાંથી અંગ્રેજો પર ભયંકર ગોળીબાર થવા લાગ્યો. ૧૮ મી તારીખે લાહોર દરવાજો કબજે કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો, પરંતુ સિપાહીઓએ મકાનો પરથી છુપી રીતે એવો સખત ગોળીબાર ચલાવ્યો કે યુરોપિયન સૈન્ય ડરી ગયું, અને આગળ ન વધ્યું. આથી સેનાપતિ વિલ્સન ચિંતામાં પડયો. તેના શરીરમાં કમકમાં આવી ગયાં. પણ બીજે દિવસે તે ચિંતા દૂર થઇ. ૨૦ મી સપ્ટેમ્બરે અંગ્રેજોએ લાહોર દરવાજો, જુમ્મામસ્જિદ, અજમેર દરવાજો વગેરે કબજે કર્યું. એ જ દિવસે શહેનશાહના મહેલ પર અંગ્રેજોની જય પતાકા ઉડવા લાગી.

હજુ જો કે દિલ્હીના કેટલાક ભાગમાં સિપાહીઓ ભરાઇ રહ્યા હતા, છતાં હવે એ મહા નગરીમાં અંગ્રેજોની સત્તા જામતાં વાર ન લાગી. ૨૦ મી સપ્ટેમ્બરે દિલ્હી સંપૂર્ણ કબજામાં આવ્યું. અંગ્રેજોએ તે તારીખે દિલ્હીના દિવાન-ઇ-ખાસમાં-પૃથ્વી પરના અમર નિકેતનમાં-ખાસ દરબાર ભરી અમનચમન ઉડાવ્યાં.[1]

---

૧ મોગલ શહેનશાહોનું ખાસ દરબાર ગૃહ-દિવાન-ઇ-ખાસ ધોળા આરસનું બાંધેલું છે અને તેમાં જાતજાતની કોતરણી કોતરેલી છે. તેમાંના થાંભલા પણ શ્વેત આરસના છે. આ દરબારગૃહમાં

દિલ્હી જીતાયું. બંડખોર સિપાહીઓ હતાશ થઇ ગયા. રહેવાશીઓ પોતપોતાનો પૈસો ટકો લઇ નાસી જવા તૈયાર થયા. હવે અંગ્રેજ સૈનિકોને વેર વાળવાની તક મળી. જે સ્થળે તેમનાં અસહાય બૈરાં છોકરાં માર્યા ગયા હતાં, વહાલાં બાળકોનાં અંગો કપાયાં હતાં, હવે તેઓ તે સ્થળના અધિકારી થયા હતા. તેમના હથિયારબંધ શત્રુઓમાંના અનેક માર્યા ગયા હતા અથવા નાસી ગયા હતા. તેથી સોલ્જરોને કોઈ પણ જાતનો પ્રતિબંધ રહ્યો નહોતો. તેઓ જેને જોતા તેના પર હથિયારો ચલાવવા લાગ્યા. આ તરફ શિખોએ પણ લૂટફાટ અને મારફાડ કરવામાં સોલ્જરોની હરિફાઇ કરવા માંડી. દિલ્હી અંગ્રેજોની માફક શિખોને પણ આકરૂં થઈ પડયું હતું. મોગલોના હુકમથી તેમના ગુરૂ તેગબહાદુર અહીં માર્યા ગયા હતા. દિલ્હીના પ્રબળ પ્રતાપી શહેનશાહો તરફથી ગુરૂ ગોવિંદસિંહને ઘણું ખમવું પડયું હતું. એ બધું શિખો વિસરી ગયા નહોતા. પોતાના પૂજ્ય ગુરુઓની શોચનીય દશા સાથે દિલ્હી અને મોગલોનું નામ ગુંથાએલું હતું. તેઓ દિલ્હી અને મોગલના નામથી ઉશ્કેરાઇ જતા, તિરસ્કાર દર્શાવતા અને વેર વાળવા માટે તલસી રહેતા. આમ હોવાથી અત્યારે અંગ્રેજોને શિખો પોતપોતાનું વેર વાળવાની હરિફાઇમાં ઉતર્યા ન હોય એવો ભાસ થવા લાગ્યો. જેઓએ અંગ્રેજોનાં બૈરાં છોકરાંને કતલ કર્યા હતાં તેઓ ન્યાયાનુસારે દયાને પાત્ર ન હોઇ શકે. પરંતુ જેઓએ

સુપ્રસિદ્ધ મયુરાસન રાખવામાં આવ્યું હતું. દિવાન-ઇ-ખાસમાં આ વચનો કોતરેલાં હતાં કે 'જો પૃથ્વીમાં સ્વર્ગ હોય, તો તે આ છે, આ છે, આ છે." Two Native Narratives of the Mutiny in Delhi, P. 11.

કદી પણ અંગ્રેજો વિરુદ્ધ હથિયાર ચલાવ્યાં નહોતાં, અંગ્રેજોને હાંકી કાઢવાનો કે મારી નાખવાનો આગ્રહ બતાવ્યો નહોતો, સંસારનો શાંતિમય માર્ગ છોડ્યો નહોતો; જેઓ પોતાના બંડખોર સ્વદેશ બંધુઓથી લૂટાયા હતા છતાં જન્મભૂમિ પરના અપાર પ્રેમને લીધે ચિંતાતુર અવસ્થામાં જેમ તેમ કરીને વસવાટ કરી રહ્યા હતા, એવા લોકોની જિંદગી તરફ અંગ્રેજ સૈનિકોએ નજર રાખવાની જરૂર હતી. પરંતુ આ પવિત્ર કર્તવ્ય બજાવવા તરફ દરેકે સમાન રીતે ધ્યાન ન આપ્યું. પ્રચંડ વિપ્લવના તરંગોથી ખરાબ વ્યવસ્થાની સાથે કેટલીક સારી વ્યવસ્થા પણ લુપ્ત થાય છે. ઉદ્ધત લોકોની સાથે નિર્દોષ લોકો પણ માર્યા જાય છે. દુનિયા પરની બધી ઉથલપાથલોમાં આવું જ બન્યું છે. દિલ્હી બળવામાં એ ખાસ રૂપમાં જણાવ્યું હતું. જેઓએ કોઇપણ પ્રકારે શાંતિમાં વિઘ્ન નાખ્યું નહોતું, તેઓનાં હૃદય અંગ્રેજોની સંગીનોથી વીંધાઇ ગયાં, જેઓએ અંગ્રેજ બૈરાંછોકરાંને હાથ પણ અડાડયો નહોતો તેઓનાં શરીર અંગ્રેજોની તરવારથી કપાઇ ગયાં! દિલ્હીના કોટની અંદર રહેતાં બધાં માણસો અત્યારે અંગ્રેજી ને દેશી સૈનિકોને શત્રુ રૂપે ભાસવા લાગ્યાં અને શત્રુ રૂપે ભાસતાં હોવાથી વધ્ય ગણાવા લાગ્યાં.[૧] અપરાધી કે નિરપરાધી, શાંત કે અશાંત વગેરે બધાં આ મહાપાપનું ફળ ભોગવવા તૈયાર થયાં. દિલ્હી તાબે થયા પછી થોડા દિવસો સુધી તો આવા નિર્દોષ માણસોને બંદૂકની ગોળીઓથી કે બીજી રીતે મારી નાખવાનું કામ ચાલ્યું. સાહસ અને રણકૌશલમાં પ્રસિદ્ધ થયેલા અંગ્રેજ વીર પુરુષોમાંના ઘણાખરા આ નિંદનીય કાર્યની જવાબદારી પોતે માથે લીધી નહોતી છતાં એ કાર્યમાં તેઓનું અનુ-

૧. Lord Roberts, Forty one years in India Vol. 1, P. 245.

મોદન હતું એ તો નક્કી.[1] લડાઇમાં ઘાયલ થયેલા, રોગથી પીડાતા લોકો તરફ પણ આ વખતે દયા દર્શાવવામાં આવી નહોતી. શત્રુઓ લગભગ એકસો ઘાયલ ને રોગી સિપાહીઓને પોતાની છાવણીમાં મૂકી ગયા હતા. કમાન હડસનના સૈનિકોએ એ નિરાધાર જીવોને મારી નાખ્યા. કેટલાક ઘાયલ સિપાહીઓ મોગલોના પ્રસિદ્ધ દરબાર-ગૃહમાં સુતા હતા. અંગ્રેજોની સંગીનોથી વીંધાઇ તેઓનો જીવ અનંત આકાશમાં વિલીન થઇ ગયો, એક અંગ્રેજ ઇજનેરે આ વખતે લખ્યું છે કે "તરવારના ઘાથી એક સિપાહીના બંને હાથ કપાઈ ગયા હતા. શરીરમાં બંદુકની ગોળી પેસી ગઈ હતી. પેટમાં બે જગાએ સંગીનના ઘા વાગ્યા હતા. આ માણસ હજુ જીવતો હતો. એક અંગ્રેજ સૈનિકે બંદુકની ગોળી મારી આવા દુર્દશાગ્રસ્ત અને અસહાય માણસનું માથું ખેંચી કાઢયું. એ જોઇ મને એટલો બધો તિરસ્કાર છૂટયો હતો કે તે વર્ણવી શકાય તેવો નથી."[2] પરંતુ એટલું તો સ્વીકારવું પડશે કે સૈનિકોએ દેશી સ્ત્રીઓ પ્રત્યે કંઇ જુલમ ગુજાર્યો નહોતો. બાલકબાલિકાઓ પણ તેઓનાં હથિયારોને ભોગ થઇ પડયાં નહોતાં. જો કે અજાણતાં કોઇ કોઇ સ્ત્રી પર ગોળીબાર થઇ ગયા હતા, પણ ઇરાદાપૂર્વક એવા જુલમો ગુજારવામાં આવ્યા નહોતા. બંડખોર મુસલમાનો મસ્જિદ વગેરે છુપાં સ્થળોમાં છુપાઇ રહ્યા હતા. તેઓ ત્યાં બેઠા બેઠા અંગ્રેજ સૈનિકો પર ગોળીબાર કરતા હતા. તેઓના ગોળીબારથી કેટલાક અંગ્રેજ ને દેશી સૈનિકો માર્યા ગયા હતા. એ લોકોનાં છુપાં સ્થળો તોડી પાડવામાં આવ્યાં હતાં અને એ લોકોને

૧. Kaye, Sepoy War, Vol. III P. 636.

૨. Martin, Indian Empire, Vol. II. P. 445.

પકડી મારી નાખવામાં આવ્યા હતા. આ બનાવથી દિલ્હીના લોકોમાં એટલી બધી શેહ ફેલાઇ ગઇ કે ત્યારબાદ કોઇએ અંગ્રેજોના લશ્કરના કોઇપણ માણસને મારી નાખવાનો પ્રયત્ન ન કર્યો.

દિલ્હીનો રાજમહેલ કબજે થયો હતો ખરો, પરંતુ હજુ બહાદુરશાહ પકડાયો નહોતો. ૧૪ મી સપ્ટેમ્બરે તેની રાજધાની પર હલ્લો થયો. ૧૯ મી સપ્ટેમ્બરે રાત્રે અંગ્રેજોએ ચાંદનીચોક વગેરે કબજે કર્યું, એટલે સેનાપતિ બખતખાંએ નાસી જવાનો ઠરાવ કર્યો. તેણે મહેલમાં જઇ બહાદુરશાહને જણાવ્યું કે જો કે રાજધાની શત્રુના હાથમાં ગઇ છે, છતાં હજુ બીજાં અનેક સ્થળો છે કે જ્યાં આપણું કાર્ય સિદ્ધ થાય તેમ છે. આપના નામથી અને આપની હાજરીથી અનેક માણસોને ઉત્સાહ ચઢશે અને શત્રુઓ સામે લડાઇ કરવા તત્પર થશે. કર્નલ મેલિસન આ સંબંધમાં લખે છે કે જો બહાદુરશાહ પોતાના પૂર્વજો બાબર, હુમાયુ કે અકબરના જેવો દૃઢ મનનો ને ઉદ્યોગી હોત તો બખતખાંનાં વચનો ખોટાં પડત નહિ. પરંતુ તેનામાં દૃઢતાનું નામ નહોતું. વૃદ્ધાવસ્થાથી તે બહુ જ લથડી ગયો હતો. લડાઇ વખતે પણ તે બીજાના હાથનું રમકડું થઇ રહ્યો હતો. ઘેરા વખતે સિપાહીઓના અધિનાયકો તેના પર સત્તા ચલાવતા હતા. તેઓની હારથી આ સત્તા પણ નાશ પામી.[૧]

અંગ્રેજ ઇતિહાસકાર વૃદ્ધ બહાદુરશાહની દુર્દશાનું આવું ચિત્ર આપે છે. બખતખાંની માગણી સ્વીકારવામાં ન આવી. તે 'કાલે અમીરા' કહી ચાલ્યો ગયો. એ વખતે એક બીજો માણસ કર્મક્ષેત્રપર આવી ઉતર્યો. તેણે બખતખાંની જેમ ન કરતાં વૃદ્ધ બહાદુરશાહને પોતાના પક્ષમાં લીધો.

૧. Malleson, Indian Mutiny, Vol. II. P. 72.

મીર્જાઇલાહિબક્ષ બહાદુરશાહનો સગો હતો. બહાદુરશાહના મોટા દીકરા દારાબખતની સાથે તેની દીકરીનો વિવાહ થયો હતો. બખતખાં ચાલ્યો ગયો એટલે ઇલાહિબક્ષ પાદશાહને પોતાને ઘેર લાવ્યો. અહીં તેણે પાદશાહને સમજાવ્યું કે બંડખોરો સાથે જવાથી આપને કંઇ ફાયદો થશે નંહિ. જશો તો નકામા હેરાન થશો. દુર્દશામાં આવી પડેલા વૃદ્ધે આ વાત સ્વીકારી. ત્યારબાદ તે ઇલાહિબક્ષને ઘેરથી જીન્નત મહાલ અને તેના પંદર વર્ષના પુત્ર સાથે હુમાયુના કબરસ્તાનમાં જઇ રહ્યો. જેને રાજ્યમાંથી હાંકી કાઢવામાં આવ્યો હતો, જે રાજ્ય જવાથી ભિખારી દશા ભોગવતો ચોતરફ ભટકતો હતો અને એવી ભટકતી સ્થિતિમાંથી પોતાના અપૂર્વ સાહસને લીધે પાછો શહેનશાહ બન્યો હતો અને છેવટે પ્રધાનોના તરકટને લીધે રાજ્ય ભોગવવાનું સુખ કાયમને માટે તજી સ્વર્ગે સંચર્યો હતો તે ભલા હુમાયુનું શરીર અહીં માટીમાં મળ્યું હતું. હુમાયુ સિવાય ગાજિઉદ્દીને મારી નાખેલો બીજો આલમગીર પણ અહીં જ સુતો હતો. અત્યારે આ જ સ્થળે છેલ્લા મોગલ પાદશાહની બધી આશાનું દફન થયું.

રજબઅલી નામનો માણસ હડસન સાહેબનો જમણો હાથ હતો. દિલ્હીમાં શું બને છે તે રજબઅલી હડસન સાહેબને જણાવતો. આ વખતે દિલ્હીના ઘણા આબરૂદાર માણસો અંગ્રેજોના પક્ષમાં હતા. મુન્શી જીવણલાલે આ સમયે અંગ્રેજોને પુષ્કળ મદદ કરી હતી.[૧] વૃદ્ધ પાદશાહ હુમાયુના કબરસ્તાનમાં જઇ ભરાયો છે એ વાત સાંભળી તેણે ઇલાહિબક્ષને કહ્યું કે "તમારે ગમે તે યુક્તિ કરી પાદશાહને ૨૪

૧. A Short account of the Life of Rai jeewanlal Bahadur. By his son.

કલાક ત્યાં ને ત્યાં રોકી રાખવો." ઇલાહિબક્ષ જમાનાનો ખાધેલ હતો, ઉગતાને પૂજનારો હતો. તેણે જોઈ લીધું કે અંગ્રેજોના પરાક્રમને અટકાવી શકાય તેમ નથી. તેમને જય થયો છે. આ વખતે પાદશાહને અંગ્રેજોના હાથમાં સોંપીશ તો કંઇક ફાયદો થશે, આથી તેણે રજબ-અલીની સલાહ માની. રજબઅલીએ કપ્તાન હડસનને ખબર આપ્યા. હડસને પાદશાહને પકડવાની સેનાપતિ વિલ્સન પાસે રજા માગી. સેનાપતિએ એવી શરતે રજા આપી કે પાદશાહ તરફ કોઇ પણ જાતની ગેરવર્તણુક ન ચલાવવી તેમ તેના શરીરને ઇજા ન કરવી. કપ્તાન હડસન પોતાના ૫૦ સૈનિકો સાથે રજબઅલીને સાથે લઇ હુમાયુના મકબરા તરફ રવાના થયો.

મકબરાની આજુબાજુ સૈનિકો ગોઠવી દીધા. ત્યારબાદ રજબઅલી અને તેનો એક સહચર જીન્નતમહાલ પાસે ગયા. બે કલાક પસાર થયા. આ બે કલાક સુધી હડસન બહાર ચિંતાતુર સ્થિતિમાં ઉભો ઉભો તેના આગમનની રાહ જોતો ઉભો. છેવટે તેની ચિંતા દૂર થઇ. જીન્નત-મહેલે જોઇ લીધું કે જિંદગી બચતી હોય તો શરણ થવું એ જ શ્રેયસ્કર છે. તેણે આ બાબતમાં પાદશાહને સમજાવ્યો એટલે રજબ-અલીનું કાર્ય સરલ થયું. રજબઅલીએ આવી હડસનને કહ્યું કે 'જો આપ જાતે આવી કહો કે સરકાર પાદશાહને કંઇ નુકસાન નહિ કરે તો તે શરણ થવા તૈયાર છે.' કપ્તાન હડસને આ વાત સ્વીકારી.

તરતજ ઢાંકેલી પાલખીમાં જીન્નત મહાલ બહાર આવી. તરૂણ જુવાનબખ્ત તેની પાછળ આવ્યો. તેની પાછળ વૃદ્ધ પાદશાહની પાલખી ધીરે ધીરે બહાર આવી. કપ્તાન હડસન ઉઘાડી તરવારે તેના આગમનની રાહ જોતો મકબરાના દરવાજા પાસે ઉભો હતો. તૈમુરનો વંશધર બીકથી ધ્રુજતો ધ્રુજતો તેની પાસે આવી પહોંચ્યો. આ દૃશ્ય

માનવ માત્રને શિક્ષાપ્રદ હતું. જેઓ મોગલ શહેનશાહતથી અપૂર્વ સમૃદ્ધિથી જાણીતા છે તેઓ આ દશ્ય જોઇ નશ્વર માનવનો અણધાર્યો દશા પલટો જોઇ વિસ્મય પામશે. લોકો જેના નામ આગળ શિર ઝુકાવતા, વૃદ્ધાવસ્થામાં બનેલા બનાવોના ઘાત પ્રતિઘાતથી, સર્વોપરિ અનિવાર્ય નિયતિનાં અપરિવર્તનીય નિયમોથી જે સત્તા ગુમાવી બેઠો હતો, છતાં હજુ સુધી જે બીજાની સત્તા ને ઉત્સાહનો આધારસ્તંભ હતો તે અત્યારે પ્રિયતમા પત્ની, વહાલા પુત્ર, અને પોતાના જીવનની ભીખ માગવા એક ભિખારીની પેઠે એક હલકા દરજ્જાના સૈનિક અમલદાર પાસે દીન વેશે આવી ઉભો. જેઓ એક વખત દિલ્હીશ્વર કે જગદીશ્વરના નામથી સંબોધાતા તે મહા પરાક્રમી શહેનશાહોનો વંશધર અત્યારે આવી સ્થિતિમાં આવી પડયો. લોકો અંગ્રેજોની અપાર સત્તા જોઈ દિગ્મૂઢ બની ગયા. વૃદ્ધ પાદશાહના સંખ્યાબંધ નોકર ચાકરોએ બીન હરકતે એ મહા શક્તિ આગળ ભયભીત બની માથું નમાવ્યું.

કપ્તાન હડસને બહાદુરશાહને હથિયારો સોંપી દેવાનું કહ્યું. પાદશાહે પૂછ્યું કે 'શું આપ જ હડસન બહાદુર?' એ પ્રશ્નનો યોગ્ય જવાબ આપવામાં આવ્યો. ત્યારબાદ પાદશાહે પોતાના, પોતાની સ્ત્રીના અને પુત્રોના જીવન બચાવવા માટે જે વચન આપવામાં આવ્યું હતું તે હડસનને મોંએ સાંભળવા માગ્યું. એ માગણી સ્વીકારવામાં આવી. એ વખતે હડસને દૃઢતાપૂર્વક કહ્યું કે 'જો તમે નાસી જવાનો પ્રયત્ન કરશો તો હું તમને કુતરાને મોતે મારીશ.'[૧] પાદશાહે કપ્તાનને પોતાની બે તરવારો સોંપી દીધી. કપ્તાને તે લઈ

૧. Hodson, Twelve years in India, P. 506.

પોતાના નોકરોને સોંપી દીધી. ત્યારબાદ બહાદુરશાહ, ઝીન્નતમહાલ અને જુવાનબખ્તને શહેરમાં લાવવામાં આવ્યાં. તેઓની પાલખીઓ પાસે સંખ્યાબંધ નોકરચાકરો હતા. તે ધીમે ધીમે વીખરાઇ ગયા. દિલ્હીના પ્રસિદ્ધ ચંદનીચોકમાંથી બહાદુરશાહની સ્વારી જવા લાગી ત્યારે બધા લોકો આંખો ફાડી ફાડીને આ બધું જોઇ રહ્યાં. પાદશાહને સ્ત્રી પુત્ર સાથે વડા મુલ્કી અધિકારી સેન્ડર્સ સાહેબના હવાલામાં સોંપવામાં આવ્યો.

કેપ્તાન હડસને જો આ વખતે સદ્‌ગૃહસ્થની માફક વર્તણૂક ચલાવી હોત તો તેના કાર્યમાં અડચણ પડત નહિ. ઉલટો તે ઇતિહાસમાં માન મેળવી જાત. પરંતુ તે કર્તવ્ય બજાવતી વેળા સદ્‌ગૃહસ્થાઇ બતાવી શક્યો નથી. એક અંગ્રેજ ઇતિહાસકાર આ સંબંધમાં લખે છે કે "બહાદુરશાહને કુતરાને મોતે મારવાનો અગર કસાઇખાનાના સાંઢની માફક હલાલ કરવાનો હુકમ આપતાં આ સાહસિક સૈનિકનું હૃદય ઉછાળા મારે એ સ્વાભાવિક છે. પરંતુ તેને તેના સ્વભાવને લાયક કામ કરવા દેવામાં આવ્યું નહિ. તેનો બદી શોચનીય દશામાં આવી પડ્યો હતો, અશક્તિમાન હતો અને વૃદ્ધ હતો. તે નઠારી સલાહને લીધે બળવામાં જોડાયો હતો. બળવાના પ્રબળ પ્રવાહને નિયમમાં રાખવાની શક્તિ તેનામાં નહોતી. તેના નામે કેટલાંય કરપીણ કામો થયાં હતાં. આવા નિર્બળ પુરુષ પ્રત્યે પાશવિક જુલમ આદરવો, એ સ્ત્રી હત્યા કરત વધારે શ્રેષ્ટ કામ ગણી શકાય નહિ."[૧] એક બીજા ઇતિહાસકારે પણ હડસન સાહેબના આ કાર્યને વખોડી કાઢયું છે. કપ્તાન હડસનને પાદશાહ પ્રત્યે માન રાખવાનો હુકમ મળ્યો હતો. પરંતુ તેણે એ હુકમ તરફ

---

૧ Kaye, Sepoy War, Vol. III, P. 647–648

લક્ષ આપ્યું નહોતું.[1] હડસન સાહેબે પોતે કબુલ કર્યું હતું કે પાદશાહ વૃદ્ધ અને અશક્તિમાન હતો. તેના નામે તેના પુત્રોએ ગેરવર્તણુક ચલાવી હતી. તોપણ તેણે તો આ વૃદ્ધ અને અશક્તિમાન માણસને જીવતી કે મુએલી સ્થિતિમાં દિલ્હી લાવવાની ઇચ્છા કરી હતી.[2] તેણે બહાદુરશાહ પાસેથી જે બે તરવારો મેળવી હતી તેમાંની એક પરાક્રમી નાદિરશાહની હતી. અને બીજી જહાંગીરની હતી. કપ્તાન હડસને એ બીજી તરવાર મહારાણી વિક્ટોરિઆને ભેટ કરવા રાખી હતી.[3]

પરંતુ કપ્તાન હડસનની શિકારી વૃત્તિ આટલેથી સંતોષ પામી નહિ. હજુ વૃદ્ધ પાદશાહના પુત્રો અથવા નિકટના સગાઓ છુપાઈ રહ્યા હતા. હડસન સાહેબને તેના વિષે પોતાના વિશ્વાસુ જાસુસ રજબઅલી મારફત બાતમી મળી. આ તરફ ઇલાહિબક્ષે એ લોકોને સપડાવવાની તૈયારી કરી. આ બંને માણસો દિલ્હીના શહેનશાહી કુટુંબમાંના હતા, અને શહેનશાહ સાથે અતલગના સંબંધથી જોડાયા હતા. હવે એ બંને પોતાના જ સગાઓને નરકમાં મોકલવાનો રસ્તો-મોકળો કરવા લાગ્યા.[4] ત્રણ શાહજાદા–મીર્ઝા ખાજર સુલતાન, મીર્ઝા મોગલ, અને મીર્ઝા અબુબકર વૃદ્ધ શહેનશાહને પકડવામાં આવ્યો હતો તે મકબરામાં છુપાઇ રહ્યા હતા. કપ્તાન હડસને તેઓને પકડી લાવવા માટે સેનાપતિ વિલ્સનની રજા માગી. સેનાપતિ કપ્તાન હડ-

૧. Martin, Indian Empire, Vol. II, P. 447
૨. Twelve years in India, P. 300
૩. Twelve years in India, P. 301–308
૪. Kaye, Sepoy War, Vol. III P. 649, note

સનનો સ્વભાવ જાણતો હતો, તેથી તેણે રજા આપતાં આનાકાની કરી, પણ સેનાનાયક નિકલ્સનના આગ્રહને લીધે કમને રજા આપી. કપ્તાન હડસન એક સો સૈનિકો અને મદદનીશો સહિત ફરી હુમાયુના મકબરા તરફ દોડયો. રજબઅલી ને ઇલાહિબક્ષ પણ ઘોડેસ્વાર થઇ ત્યાં ગયા. શાહજાદાઓને નાસવાનો રસ્તો ન રહ્યો. તેના ઘણા નોકરો ત્યાં આવી રહ્યા હતા. સૌથી સાહસિક શાહજાદાએ મરી ખૂટવાની ઇચ્છા પ્રદર્શિત કરી. પણ બીજા બે શાહજાદાને એ ઇચ્છા ન રૂચી. વૃદ્ધ પિતાનું અનુકરણ કરી તેઓએ જીવન બચાવવાની શરતે શરણ થવાની આજીજી કરી. બે કલાક સુધી તેઓએ વિજેતા આગળ આ સંબંધમાં કાલાવાલા કર્યા, પરંતુ કપ્તાન હડસને એ વાત સ્વીકારી નહિ. તેણે બીજી શરતે શરણ થવાનું જણાવ્યું. છેવટે ત્રણ શાહજાદા વિજેતાની દયા પર આધાર રાખી શરણ થયા.

રથના જેવી બંધ બળદ ગાડીમાં ત્રણે શાહજાદા પોતાનું મથક છોડી બહાર આવ્યા. તેઓએ કપ્તાન હડસન પાસે આવી સલામ કરી કહ્યું કે અમારો ન્યાય અદાલતમાં છણાશે એવી અમને આશા છે. હડસને સલામનો જવાબ સલામથી વાળ્યો પણ અદાલતમાં કામ ચલાવવા વિષે કંઇ વચન આપ્યું નહિ. તેને ખાત્રી થઇ ગઇ હતી કે રાજકુમારોએ જ અમારાં અસહાય બૈરાંછોકરાંને મારી નાખ્યાં છે. આથી તેણે તેઓને મારી નાખવાનો નિશ્ચય કર્યો હતો. પ્રબળ વૈર વૃત્તિએ તેની બધી કોમળ વૃત્તિઓને દબાવી દીધી હતી. તેણે સૌ પહેલાં શરણે આવેલા લોકોનાં હથિયારો છિનવી લેવાની તૈયારી કરી. આ વખતે અંગ્રેજોની સત્તા જોઇ લોકો ભયભીત બની ગયા હતા. લોકો શહેનશાહના મહેલ પર અંગ્રેજ પતાકા ઉડતી નિહાળી તેઓ

વિરૂદ્ધ વર્તન ચલાવવું એ નિરર્થક માની બેઠા હતા. હડસન સાહેબે બધા અનુચરોને હથિયારો છોડી દેવાનો હુકમ કર્યો. કમાનના સૈનિકોએ તેઓનાં હથિયારો, ઘોડાઓ અને વાહનો આંગણાના મધ્ય ભાગમાં ખડકી દીધાં.

છેવટે કપ્તાન હડસને રથ હાંકનારને રથ નગર તરફ હાંકવાનો હુકમ કર્યો. તેના સૈનિકો રથને વીંટાઈ ચાલવા લાગ્યા. રથ શહેર પાસે આવી પહોંચ્યો. કપ્તાન હડસને પોતાના સૈનિકોને સંબંધી પાસેના લોકો સાંભળી શકે એવા મોટા અવાજે કહ્યું કે આ શાહજાદાઓ ખૂની છે. તેઓએ આપણાં બૈરાં છોકરાંને મારી નાખ્યાં છે. સરકારની ઇચ્છા મુજબ હવે તેઓને એ કૃત્યની શિક્ષા ભોગવવી પડશે. એમ કહી તેણે શાહજાદાઓને રથમાંથી ઉતરી શરીરનું નીચલું વસ્ત્ર ખસેડી નાખવાનો હુકમ કર્યો. શાહજાદાઓએ એ હુકમ અમલમાં મૂકવો એટલે તેણે તેઓને પાછા રથપર ચઢવાની આજ્ઞા કરી, ત્યાર બાદ કમાન હડસન પોતાનો વિચાર અમલમાં મૂકવા તૈયાર થયો. મારા સ્વારો હુકમ નહિ માને એવા વિચારથી કે પછી મારે જાતે આ તપાસને વધ કરવા જોઇએ અને એ રીતે વૈર વૃત્તિને તૃપ્ત કરી આનંદ પામવું જોઇએ એવી ઈચ્છાથી તેણે બીજા કોઇને હુકમ ન આપતાં એક સ્વાર પાસેથી પિસ્તોલ માગી લીધી. પછી તેણે એ શાહજાદાઓને સ્વહસ્તે ગોળાથી વીંધી નાખ્યા. ત્યારબાદ તે પોતાના શિકારને લઇ આનંદ પામતો પામતો શહેરમાં પેઠો. પ્રજા જોઇ શકે તે ખાતર શાહજાદાનાં શબો કોટવાળી આગળ મૂકવામાં આવ્યાં. લગભગ બસો વર્ષ પહેલાં ઔરંગઝેબની આજ્ઞાથી શિખગુરૂ તેગબહાદુરના શબને જે સ્થળે રાખવામાં આવ્યું હતું; તે સ્થળે શાહજાદાઓનાં

શબોને પણ રાખવામાં આવ્યાં હતાં. આ કૃત્યથી ડંસીલા શિખો આનંદ પામ્યા, વૈર વૈર પોકારતા અંગ્રેજો પણ સંતોષ પામ્યા. શબો કેટલા દિવસ ત્યાં જ રહ્યાં, છેવટે સડવા લાગ્યાં અને ચોતરફ માથું ભમાવી નાખે તેવી દુર્ગંધી ફેલાવવા લાગ્યાં એટલે તંદુરસ્તીની જાળવણી ખાતર દૂર લઈ જઈ દાટી દેવામાં આવ્યાં.

કપ્તાન હડસને વૈર વાળવા ખાતર જ આ કૃત્ય કર્યું હતું. જેઓ પોતાના પક્ષના માણસોને માર્યા ગયેલાં જોઇ આતતાયીના અપરાધનું વૈર વાળવા માટે અધીરા બની જાય છે, તેઓ સારાસારનો વિચાર કરી શકતા નથી. કપ્તાન હડસન પણ એવી જ અવસ્થા ભોગવી રહ્યો હતો. કપ્તાન હડસન સાહસિક વીર પુરુષ હતો. શાહજાદાઓમાંના એકની ઇચ્છા પાર પડી હોત અને કપ્તાન હડસને રણક્ષેત્ર પર શત્રુઓને મારી નાખ્યા હોત તો તેની વિરૂદ્ધ કોઇ કંઇ બોલી શક્ત નહિ. સૌ પહેલાં તેણે જે જે કાર્યો કર્યા હતાં તે તેની બહાદુરીને છાજે તેવાં હતાં. તેણે રાજકુમારોને કેદ કર્યા હતા. તેના હથિયારબંધ અનુચરોનાં હથિયારો ઉતરાવ્યાં હતાં. એ બધા અનુચરોને શાહજાદાના રથથી દૂર રાખ્યા હતા. ત્યારબાદ તેણે જો કેદી શાહજાદાઓને વૃદ્ધ શહેનશાહની માફક મુલ્કી અધિકારીઓને સોંપી દીધા હોત તો તેનું અસાધારણ સાહસવાળું વીરત્વ જરૂર વખણાત. પરંતુ તેણે અતિશય નિર્દયપણે પોતાના નિઃશસ્ત્ર, અસહાય, બંદીવાનોને મારી નાખ્યા હતા. તેથી તેનું વીરત્વ ઝળકતું નથી, તેના કૃત્યથી કોઈ કોઇ રાજપુરુષ અતિશય ઉશ્કેરાઈ ગયા હોવાથી સંતોષ પામ્યા હતા,[૧] પરંતુ તે તેના બધા

૧ પંજાબના વડા ન્યાયાધીશ (પાછળથી અયોધ્યાના ચીફ કમિશનર) રોબર્ટ મોન્ટગોમરિએ આ બાબતમાં સંતોષ પ્રગટ કરી

સ્વદેશી બંધુઓની પ્રશંસા મેળવી શક્યો નથી. ઉશ્કેરણી વખતે જેઓએ આ કૃત્યને વખાણ્યું હતું, તેઓ પણ પાછળથી પસ્તાયા હતા. કર્નલ મેલિસન સાહેબ આ સંબધમાં લખે છે કે " આ કરતાં વધારે પાશવિક અને વધારેમાં વધારે બીનજરૂરી જુલમ બીજો કોઇ હોઇ શકે નહિ. આ ભારેમાં ભારે ભૂલ હતી, ભારેમાં ભારે પાપ હતું. આપણી છાવણીમાં એવી ગપ્પ ઉડી હતી કે રાજકુમારો મે માસમાં આપણાં બૈરાં છોકરાંની ખૂનરેજીના કૃત્યમાં ભળ્યા હતા, પરંતુ એ અપરાધ સાબીત કરવા માટે કશી સાબીતિ દર્શાવવામાં આવી નહોતી. અદાલતમાં આ બાબત પર પુષ્કળ અજવાળું પડે તેવું હતું. જો એ ગુનો સાબીત થયો હોત તો ઇંગ્લાંડના લોકો યોગ્ય ને યોગ્ય સજા થઇ છે માની સંતોષ પામત. શાહજાદાઓ શરણ થયા હતા. તેના અનુચરોમાંના કોઇએ તેઓને છોડાવવનો પ્રયત્ન કર્યો નહોતો. જ્યારે હડસન સાહેબે પોતાના શિકારને ગાડી પરથી ઉતરી શરીરપરનાં લુગડાં ઉતારવાનું જણાવ્યું ત્યારે કોઇએ કંઇ ઉશ્કેરણી બતાવી ન હોતી. જેનામાં સાહસ કે દઢતા ઓછી હોય તે પોતાની ચોતરફ અસંખ્ય માણસોને વીંટાઈ વળેલાં જોઇ કદાચ નિરાશામાં ને નિરાશામાં કેદીઓને મારી નાખે એ સ્વાભાવિક છે. પરંતુ કપ્તાન હડસનની ધમની તો લોહમય હતી. તે સંપૂર્ણ ભાનમાં હતો. દિલ્હીના શહેનશાહને મારી નાખવાનો હુકમ ન મળવાથી તે બહુ દુઃખી થયો હતો. તેને પશુવૃત્તિ તૃપ્ત કરવાની જરૂર હતી તેથી જ તેણે આ પ્રમાણે બાયલાની માફક ખૂન કરી એ વૃત્તિ તૃપ્ત કરી હતી.

---

કપ્તાન હડસન પર પત્ર લખ્યો હતો, Twelve years in India P. 316, note, Comp. Martin, Indian Empire, Vol. II, P. 440

"બહુ દિલગીરીની વાત છે કે હડસને પોતાની વૃત્તિને વશ થઇ આવું કાર્ય કર્યું હતું. ન્યાયની દૃષ્ટિએ જોતાં આ કાર્ય બહુ ખોટું ગણાય. કારણ કે આવી ખૂનરેજી તદ્દન બીન જરૂરી હતી. રાજકુમારો પર અદાલતમાં કામ ચલાવવામાં આવ્યું હોત તો ઘણું જાણવા જેવું મળી આવત એ કારણથી સમાન્ય પ્રજાને માટે પણ આ બનાવ દિલગીરીભર્યો ગણી શકાય. લોકો ઉશ્કેરાઇ ગયા હતા તેથી જો કે આવાં કાર્યો તરફ તેઓનું બહુ ધ્યાન ન હોતું પરંતુ છેવટે જ્યારે તેઓ શાંત થશે ત્યારે હડસન સાહેબના નામ પર હંમેશને માટે કલંક ચઢાવશે જ, આ એક તેની આબરૂને માટે બહુ શોચનીય ગણી શકાય. આ વિપ્લવના ઇતિહાસમાં હડસનના નામ સાથે જે જે બાબતોને સંબંધ છે, તે તે બાબતોમાં આ બનાવ સૌથી વધારે કષ્ટકારક છે." ૧

કે સાહેબે પણ એવો જ અભિપ્રાય આપ્યો છે: ઇતિહાસકાર જણાવે છે કે "તેણે ( કપ્તાન હડસને ) આનંદમાં આવી જઇ ૨૩મી સપ્ટેમ્બરે લખ્યું હતું કે–'મેં ચોવીસ કલાકમાં તૈમુરના વંશના મુખ્ય માણસોનું કામ તમામ કર્યું છે. હું નિષ્ઠુર નથી. જતાં હું સ્વીકારૂં છું કે પૃથ્વીને આ નરપિશાચોના પંજામાંથી મુક્ત કરવાની તક મળી એ ખાતર મને ઘણો આનંદ થયો છે.' × × હડસન સાહેબ આ નરહત્યા કરી આનંદ પામ્યા હતા, અને મગરૂર બન્યા હતા. એથી તેમને જરાય દુઃખ જણાયું નહોતું. તેણે એ ખૂનરેજીનું સમર્થન કરવાની જરૂર જોઇ નહોતી. પરંતુ તેના કરતાં વધારે માણસાઇવાળા સત્તાવાળાઓ શાહજાદાઓની ખૂનરેજી વિષે કંઇ પ્રશ્ન ઉભો કરે તેના ખુલાસા માટે, તેણે આ બે દલીલો બતાવી છે–પહેલી એ કે સેનાપતિએ મને કહ્યું હતું કે બંદીઓ માટે હું વધારે તકલિફ લેવા કરવા માગતો

૧ Malleson, Indian Muttiny, Vol. II, P. 80-81

નથી. બીજું એ કે જો હું એ લોકોને ન મારી નાખત તો તેનાજ લોકો અમને ઠાર કરત. પરંતુ શાહજાદાઓને વગર વિચાર્યે મારી નાખવા એમ સેનાપતિ વિલ્સને કહ્યું નહોતું. તેણે બનતાં સુધી એમ કહ્યું હતું કે તેઓને મુલ્કી ખાતાના અમલદારોના હાથમાં સોંપી દેવા. બીજી દલીલ પ્રબળ છે. પરંતુ લોકો એ વખતે એટલા બધા નિર્જીવ બની ગયા હતા કે તેઓએ હડસનના હુકમથી હુમાયુના મકબરામાં પોતાનાં હથિયારો ઉતારી આપ્યાં હતાં; આ પરથી તેઓની દુર્બળતા પ્રગટ થતી હતી.

" x x ખરી વાત એ છે કે દિલ્હી તાબે કર્યા પછી આપણા લોકો એવા ઉશ્કેરાઈ ગયા હતા, શત્રુઓના અસંખ્ય જુલમો યાદ લાવી અંતઃકરણમાં એવી પ્રબળ આગ સળગતી હતી કે આપણા હિંદમાંના સજ્જનમાં સજ્જન ગણાતા માણસોમાંના કોઇ કોઇએ પણ આ ખૂનરેજીને પ્રથમ તો વખાણી હતી, પણ છેવટે શાંતિપૂર્વક વિચાર કરતાં તેમણે જ એ ખાતર દિલગીરી બતાવી હતી. જો કે કપ્તાન હડસનને ખાત્રી હતી કે સમગ્ર અંગ્રેજ જાતિ આ બનાવથી આનંદ પામશે પણ હું નિઃસંદેહપણે કહું છું, કે ઇંગ્લાંડના લોકો આ કૃત્ય માટે તિરસ્કાર દર્શાવી અતિશય દિલગીર થયા હતા. કોઇ આ ખૂનરેજીને વખાણે છે એવું મેં સાંભળ્યું નથી; એટલું જ નહિ પણ એ બાબતનું સમર્થન કરનારા પણ ત્યાં કોઈ હોય એવું મારે કાને પડયું નથી. "[1]

માર્ટિન સાહેબ પણ આ ખૂનરેજીનું સમર્થન કરતા નથી.[2] અમે

---

૧ Kaye, Sepoy War, Vol. III, P. 652–654.
૨ Martin, Indian Empire, Vol. II, P. 448.

અગાઉ જણાવ્યું છે કે લોર્ડ રોબર્ટસ આ વખતે દિલ્હીના સૈનિકોમાં હતો. તેણે લખ્યું છે કે "હું બીજા લોકો સાથે દિલ્હીના શહેનશાહને જોવા ગયો હતો. તેની દશા બહુ ખરાબ જણાતી હતી. × × પાછા ફરતી વેળા શહેનશાહના બે પુત્રો અને એક પૌત્રનું શબ જોઇ હું નવાઇ પામ્યો હતો. એ શબો કોટવાળી પાસે આવેલી શિલા પર પડયાં હતાં." ત્યારબાદ તેણે આ શાહજાદાના ખૂનની વિગત આપી તે ખાતર દિલગીરી બતાવી છે.[1]

આ વખતે અંગ્રેજોમાંના ઘણાખરા એવા ઉશ્કેરાઇ ગયા હતા કે એક માણસે કોઇ એક વર્તમાન પત્રમાં લખ્યું હતું કે "સ્ત્રીઓ અને બાળકોને ન મારવાનો હુકમ કરવામાં સેનાપતિની ભૂલ થઇ છે. તેઓ મનુષ્ય નથી પણ રાક્ષસો છે કે જંગલી પ્રાણીઓ છે. તેઓને તો કુતરાંને મોતે મારવા એ જ ઠીક છે." ૨૧મી સપ્ટેમ્બરે દિલ્હીની સ્થિતિ કેવી હતી એ સંબંધમાં આ લેખકે લખ્યું છે કે–'બધા બંડખોરો દિલ્હી છોડી ચાલ્યા ગયા હતા. આપણા સૈનિકો સિવાય બહુ થોડાં માણસો શહેરમાં જણાતાં હતાં, જ્યારે આપણું લશ્કર શહેરમાં પેઠું ત્યારે જે લોકો નજરે પડયા તે બધાને સંગીનથી વીંધી નાખવામાં આવ્યાં હતાં. કોઈ કોઇ મકાનમાં ૪૦ થી ૫૦ માણસો છુપાયાં હતાં. આ પરથી જ આપ સમજી શકશો કે માર્યા ગયેલા લોકોની સંખ્યા કેટલી બધી હશે. તેઓ બળવાખોરો નહોતા, પણ શહેરના વતનીઓ હતા. તેઓને આશા હતી કે દયાળુ અંગ્રેજ સરકાર આપણને

[1] Lord Roberts, Forty one years in India, Vol. I, P. 249-250.

બચાવશે. હું આનંદપૂર્વક જણાવું છું કે એ લોકો એ બાબતમાં નિરાશ થયા હતા."[1] વિજયી સૈનિકોએ બે દિવસ સુધી દિલ્હીમાં આવો ત્રાસ વર્તાવ્યો હતો. ખૂન કરવાં ને લૂટફાટ કરવી એ તેઓનું મુખ્ય કર્તવ્ય ગણાયું હતું.[2] આ વખતે વિલાયતના પ્રખ્યાત વર્તમાન પત્ર ટાઇમ્સના

૧. Martin, Indian Empire, Vol. II. P. 449.

૨. લુટાએલી સંપત્તિની સંખ્યા બહુ મોટી હતી. એક અંગ્રેજ આ વખતે ત્યાં હાજર હતો. તેણે નજરોનજર જોઇ લખ્યું હતું કે રાઇફલ નામની ટુકડીનો એક સૈનિક લૂટફાટની સંપત્તિ અને ઇનામ મળી દશ હજારથી પણ વધારે રૂપીઆ લઇ ઈંગ્લાંડ જશે.–Times November 21st, 1857, quoted in the Indian Empire Vol. II. p. 449. note.

સૈનિકોની માફક અંગ્રેજોના પક્ષના સામાન્ય લોકો પણ લૂટફાટમાં મશગુલ બની ગયાં હતા. લોર્ડ રોબર્ટસે લખ્યું છે કે "જ્યારે હું ઘોડેસ્વાર થઇ કાશ્મીર દરવાજામાં થઈ મારે કામે જતો હતો ત્યારે જણાયું કે રસ્તાની બાજુએ એક ડોળી પડી છે, તે ડોળીને ઉપાડનારા કોઇ નહોતા. મને જણાયું કે એમાં કોઇ ઘાયલ માણસ હશે. હું ખાત્રી કરવા માટે ઘોડા પરથી ઉતર્યો; મેં જે કંઇ જોયું તેથી મારા હૃદયમાં દુઃખ અને ભયની લાગણી એકી સાથે પેદા થઇ. બ્રિગેડિયર જોન નિકલ્સન એ ડોળીમાં પડ્યો હતો. તેણે મને કહ્યું કે ભોઇ લોકો ડોળી અહીં રાખી લૂટફાટ કરવા ચાલ્યા ગયા છે. મને બહુ દુઃખ થાય છે; મને ઇસ્પિતાલમાં લઇ જવામાં આવે તો સારૂં. તે ડોળીમાં અઢેલીને સૂતો હતો, ઘા દેખાતો નહોતો. મેં કહ્યું 'આપનો ઘા સખત હોય એવું જણાતું નથી.' તેણે જવાબ આપ્યો

મુંબઇના ખબરપત્રીએ લખ્યું હતું કે "જે દિવસે નાદિરશાહ ચંદની-ચોકની નાની મસ્જિદમાં બેસી દિલ્હીના લોકોનાં ખૂન જોતો હતો, તે દિવસ પછી શાહજહાનના નગરમાં આવો દેખાવ લોકોની નજરે કદી પડ્યો નહોતો."[૧]

જેઓ સંસારની જાળમાં જકડાએલા છે, જેઓ પ્રકૃતિના દાસ છે, તેઓ પોતાના સગાંસંબંધીઓના નાશથી આવા બેભાન બની જાય

---

"હું મરવા પડ્યો છું. હવે કંઇ આશા નથી." આવા મહાન્ પુરુષને આવી અસહાય સ્થિતિમાં મરતો જોઇ મને બહુ દુઃખ થયું. મારી ચોતરફ અસંખ્ય લોકો મરતા હતા; મારા મિત્રો–સાથીઓ મારી જ બાજુએ દેહત્યાગ કરતા હતા ત્યારે મારા મનની સ્થિતિ આવી થઇ નહોતી. પણ આ વખતે તો મને જણાયું કે નિકલ્સનને ગુમાવતાં બધું ગુમાવવું પડશે.

ડોળીના ભોઈઓ પલ્ટણના લોકો સાથે પાસેનાં મકાનો ને દુકાનો લૂટવા ગયા હતા. તેઓ જે કંઇ મળે તે લૂટી લેતા હતા. મેં બહુ કષ્ટે ચાર મજુરો એકત્ર કર્યાં. ૬૧ મી પલ્ટણના એક સાર્જન્ટનું નામ લખી લીધું અને તેને ડોળીમાં કોણ છે તે જણાવી પેલા મજુરો મારફત ડોળી ઇસ્પિતાલમાં લઈ જવાનું કહ્યું.

નિકલ્સનની સાથે આ મારો છેલ્લો મેળાપ હતો. મેં કેટલીક-વાર ઈસ્પિતાલમાં જઈ તેને વિષે પૂછપરછ કરી હતી. પરંતુ તેને મળવાની રજા મળી નહોતી.–Roberts, Forty one years in India, Vol. I, P. 236

૧ Bombay Correspondent, Times, November 16th 1857, quoted in the Indian Empire, Vol. II, P. 450

અને એવી બેભાન સ્થિતિમાં કરપીણ કામ કરી બેસે એમાં કંઇ નવાઇ જેવું નથી. સંસારક્ષેત્ર પર મનુષ્યો આવા જ સ્વભાવ બતાવ્યા કરે છે. પરંતુ જેઓ આ વખતે પરદેશના નિર્દોષ લોકોનું રક્ષણ કરવાનો પ્રયત્ન કરતા હતા અને પોતાનાં માણસોને પરદેશીઓ પ્રત્યે ગેરવાજબી વર્તન ચલાવતાં જોઇ તિરસ્કારપૂર્વક તેઓનાં અપકૃત્યોને વખોડતા હતા, તેઓને સાધારણ મનુષ્યોના વર્ગમાં ગણી શકાય નહિ. તેઓ ખરેખર મૃત્યુલોકમાં દેવ જેવા ગણી શકાય. આનંદની વાત એ છે કે આવી ભયંકર ઉશ્કેરણી વખતે કેટલાક અંગ્રેજોએ આવી દેવપ્રકૃતિ દર્શાવી હતી.

જે દિવસે સેનાપતિ હેવલોક અને આઉટ્રામના આગમનથી લખનોરના અંગ્રેજો આનંદમાં મસ્ત બની ગયા હતા, બાલક બાલિકાઓ પણ આનંદથી અધીરાં બની ગયાં હતાં, માતાના મુખ પર ચુંબન કરતાં કરતાં ભગવાનની અપાર કરુણા વિષે વાતો કરતાં હતાં, તે સમયથી થોડા દિવસ પહેલાં દિલ્હીના નિર્દોષ લોકો નિરાશાથી અધીરા બની સંસારમાં જે કર્મ સર્વથી કઠોર છે, સર્વથી શોચનીય છે, સર્વથી વધારે નિર્દય ગણાય છે, તે કરવા તત્પર થયા હતા. પાછળથી પોતાની પ્રાણાધિક પત્નીઓ, અને સ્ત્રીઓ વિજયના મદમાં ગાંડા બની ગયેલા સૈનિકોના હાથમાં જઇ પડે એ સંદેહથી તેઓએ સ્વહસ્તે તેઓનો સંહાર કર્યો. એક પ્રેક્ષક લખી ગયો છે કે "મેં ચૌદ સ્ત્રીઓનાં શબો જોયાં હતાં. શબો શાલથી ઢાંકેલાં હતાં. દરેક સ્ત્રીનું ગળું કાનના એક છેડાથી બીજા છેડા સુધી વીંધાએલું હતું. મેં આ બાબત એક જણને પૂછ્યું; તેણે કહ્યું કે 'પાછળથી આપના હાથમાં ન પડે એ ખાતર તેઓના પતિદેવોએ આ સ્ત્રીઓને મારી નાખી છે' એમ કહી પેલા માણસે તે સ્ત્રીઓના પતિદેવોનાં શબ બતાવ્યાં. તે લોકો પોતાનું કાર્ય પૂરું કરી છેલ્લા આપઘાત

કરી મુવા હતા."[૧] દિલ્હીના રહેવાશીઓની આ શંકા ખોટી છતાં તેઓ ત્રાસના માર્યા બેભાન બની ગયા હતા અને આવી કઠોરતા બતાવી મરણ પામ્યા હતા. દિલ્હીના કમિશનર ગ્રિથેડ સાહેબે શહેરની શોચનીય સ્થિતિ વિષે પોતાની પત્નીને આ પ્રમાણે લખ્યું હતું કે "જો પાદશાહને પોતાના કુટુંબનો અને પોતાનો બચાવ કરવાની ઇચ્છા હતી તો તેમણે આપણા હાથમાં મહેલનો કબજો સોંપી દેવો હતો. એમ થયું હોત તો હું આ ખૂનરેજી અટકાવી શકત. સંખ્યાબંધ સ્ત્રીઓ આપણી દયા પર આધાર રાખી શરણ થઇ હતી. તેઓ બીન અડચણે સુરક્ષિત સ્થળે જઇ પહોંચી હતી. અભાગિયાં મુસાફરોની સ્થિતિ બહુ બુરી હતી. તેઓમાંનાં કેટલાંક તો બાળકો અને વૃદ્ધોને લીધે મુસાફરી કરી શકતાં નહોતાં."[૨]

દિલ્હીના ઉન્મત્ત લોકોને હાથે યુરોપિઅનોના જીવ ગયા હતા. તે જ રીતે ઉન્મત્ત સૈનિકોને હાથે દિલ્હીના લોકોએ જીવ ગુમાવ્યા હતા. વૈરની દેવી પ્રાચીનકાળથી મોગલોની સમૃદ્ધ રાજધાનીમાં આવી રીતે વારંવાર લોહીની નદિઓ ચલાવતી આવી છે. એ પ્રબળ વૃત્તિની ઉશ્કેરણીમાંથી મુક્ત થઇ છેવટે બધા એ સર્વ મંગલમય, સર્વસાક્ષી, સર્વપ્રકારના પક્ષપાતથી અલગ એવા પ્રભુની સમક્ષ જઇ પહોંચ્યા છે. હિંદુ, મુસલમાન, ખ્રીસ્તી, નાના, મોટા–બધાને એ મહાન ન્યાયાધીશના દરબારમાં દયાના ભિખારી બની ઉભા રહેવું પડયું છે. જેનામાં હૃદય છે, લાગણી છે, તેઓએ હવે એ લોહી અને માંસની વાતો છોડી એ લોકોની સદ્‌ગતિ થાય એવી પ્રાર્થના કરવી જોઇએ.

---

૧. Times, November 19th, 1857, quoted in the Indian Empire, Vol. II. P. 460.

૨. Greathed. Letters, P. 285.

દિલ્હીમાં અંગ્રેજોની સત્તા જામી. અંગ્રેજોની બધી વિપત્તિઓ દૂર થઇ ગઇ. વૃદ્ધ મોગલ અંગ્રેજોનો કેદી થયો. તેની વિશાળ રાજધાનીનો મોટો ભાગ ખંડિયર બની ગયો. સૈનિકોની વૈર વૃત્તિ અને લૂંટફાટ કરવાની ચેળ શાંત પડી. જે અમલદારો એક વખતે બીકના માર્યા કોઇ અગોચર જગામાં જઇ છુપાયા હતા, તેઓ હવે પોતપોતાના કામ પર હાજર થઈ કર્તવ્ય બજાવવા લાગ્યા. દરરોજ, દર અઠવાડીએ, દર માસે મેજિસ્ટ્રેટ સર ટોમસ મેટ્કાફના હુકમથી લોકોને ફાંસીની સજા થવા લાગી.[1] દિલ્હી બંડખોર સિપાહીઓનું આશાસ્થળ હતું. વૃદ્ધ મોગલ પાદશાહ તેઓની એકાગ્રતા, ઉત્સાહ, અને વ્યવસાયનું મુખ્ય અવલંબન રૂપ હતો. હવે એ અવલંબન તો ગયું. સિપાહીઓનો ભ્રમ ભાંગ્યો. આ સાધના સાધતાં અંગ્રેજોને પણ બહુ નુકસાન વેઠવું પડયું. તેઓના ૩૮૩૭ સૈનિકો માર્યા ગયા, ઘવાયા કે ગુમ થયા હતા. તેઓને લગભગ ૬૧,૦૦૦૦૦ રૂપીઆનું ખર્ચ થયું.[2] એ ઉપરાંત તેઓનો એક પ્રસિદ્ધ વીર મરણ પામવાથી તેઓને બહુ દિલગીરી થઈ. ૧૮ મી સપ્ટેમ્બરે સેનાનાયક નિકલ્સન ઘાયલ થયો હતો. ૨૩ મી સપ્ટેમ્બરે તેનું મરણ નીપજ્યું. દિલ્હી કબજે થવાથી થયેલો હર્ષ નિકલ્સનના મરણથી વિષાદના રૂપમાં ફેરવાઇ ગયો. એક શહેરમાંથી બીજા શહેરમાં, એક છાવણીમાંથી બીજી છાવણીમાં આ સમાચાર પહોંચવા લાગ્યા કે દિલ્હી જીતાયું છે; વૃદ્ધ મોગલ પાદશાહ બંદીવાન થયો છો, પરંતુ નિકલ્સન મરણ પામ્યો છે; આ સમાચાર સાંભળી અંગ્રેજો આનંદ પામતા હતા ખરા પણ એ આનંદ પાછળ નિકલ્સનના મરણનો ઊંડો વિષાદ દ્દષ્ટિગોચર થતો હતો.

---

૧. Martin, Indian Empire, Vol. II, P. 451-452.

૨. Martin, Indian Empire Vol. II, P. 450

## અધ્યાય ૨ જો

### અંગ્રેજ સેનાપતિની લખનોર તરફ કુચ

વિષય નિર્દેશઃ—સેનાપતિ હેવલોક કાનપુરમાં–તેની લખનોર તરફ કુચની તૈયારી–તે મંગલોયરમાં આવી પહોંચ્યો–ઉનાવ અને બસિરથગંજની લડાઇ–હેવલોકની કાનપુર પાછા ફરવાની તૈયારી–સેનાનાયક નીલનો ગુસ્સો–હેવલોક ફરીથી લખનોર તરફ–બસિરથગંજની બીજી લડાઇ–હેવલોકની પાછા કાનપુર જવાની તૈયારી–તે મંગલોયર પાછો આવ્યો–ફરી લખનોર તરફ–બસિરથગંજની ત્રીજી લડાઇ–હેવલોક કાનપુર પાછો આવ્યો–બિથુરની લડાઇ–આઉટ્રામનું કાનપુરમાં આવાગમન–એનું જાહેરનામું–હેવલોક, આઉટ્રામ ને નીલની લખનોર તરફ મુસાફરી–તેઓ આલમબાગમાં આવી પહોંચ્યા–ચારબાગના પુલના માર્ગ પર લડાઇ–છત્રમંઝિલ અને ફરિદબક્ષ–ખાસબજાર–નીલ મુઓ–હેવલોક અને આઉટ્રામ રેસિડેન્સિમાં આવી પહોંચ્યા.

અત્યાર સુધી બંડખોરોનું મુખ્ય મથક દિલ્હી હતું. ચોતરફથી સિપાહીઓ દિલ્હીમાં એકત્ર થતા હતા. દિલ્હીનો વૃદ્ધ શહેનશાહ તેઓનો મુખ્ય આધાર હતો. તેઓ વૃદ્ધ મોગલને નામે બધાં કામ બજાવતા હતા. આથી દિલ્હીમાં તેઓની સર્વોપરિ સત્તા વિરાજતી હતી. પણ હવે તો દિલ્હી ગયું. વૃદ્ધ શહેનશાહ પકડાયો. દિલ્હીમાં આશાભંગ બનવું પડયું. આથી તેઓને બીજું સ્થળ શોધી લેવું પડયું. તેઓમાંના ઘણાખરાએ લખનોર જઇ નવા અધિનાયકની સરદારી સ્વીકારી.

દિલ્હી કબજે થવાથી લોકોને અંગ્રેજોની સત્તાનું ભાન થયું ખરું,

પણ એથી વિપ્લવ શાંત થયો નહિ. ઉદ્ધત લોકો પણ સાહસિક કામો કરતા અટકયા નહિ. હજુ જુદે જુદે સ્થળે સિપાહીઓનાં ટોળાં ટકાવ કરી રહ્યાં હતાં. જુદે જુદે સ્થળે સાહસિક અધિનાયકો એ લોકોને અંગ્રેજો વિરુદ્ધ દોરી રહ્યા હતા. બરેલીમાં ખાનબહાદુર ખાનની સત્તા ટકી રહી હતી. ફરૂક્કાબાદમાં ત્યાંના નવાબનો અમલ ચાલતો હતો. અયોધ્યામાં ચોતરફ બંડખોર સિપાહીઓની ઉશ્કેરણીનાં ચિહ્નો જણાતાં હતાં. કુમારસિંહે આખું બિહાર એટલું જ નહિ પણ વાયવ્ય પ્રાંતનો ઘણો ભાગ ગજાવી મૂક્યો હતો. ઝાંસીની રાણી અંગ્રેજોની સત્તા ઉથલાવી નાંખવા તૈયાર થઇ રહી હતી. તાત્યાતોપી અંગ્રેજ સૈન્યને ગભરાવી મૂંકવાના ભગીરથ પ્રયત્નો કરી રહ્યો હતો. મધ્યપ્રાંત, દક્ષણ અને મુંબાઇ ઇલાકાના સિપાહીઓની વફાદારી ડગમગવા લાગી હતી, તે પ્રદેશોની પ્રજા પણ ઉશ્કેરાઇ રહી હતી. આ વખતે હિંદના જુદા જુદા ભાગના સિપાહીઓ એક જ ઉદ્દેશ પાર પાડવા એક સંપ થયા હતા. જુદા જુદા સ્થળના લોકો પણ એકજ કાર્યપદ્ધતિને અનુસરી રહ્યા હતા. એક સ્થળે જે બનાવ બનતો તે જ બનાવ બીજે સ્થળે બનતો હતો. તેથી એ વૈચિત્ર્યહીન બાબતો ટુંકાણમાં વર્ણવી જવી યોગ્ય છે. આ બળવા વિષે અત્યાર સુધીમાં જે કંઇ વર્ણવેલું છે તે પરથી તેના સ્વરૂપ વિષે વાચકવર્ગને સાધારણ રીતે ખ્યાલ આવી ગયો હશે. હવે વારંવાર એક જ જાતની બાબતો વર્ણવતાં તેમની ધીરજ ખૂટી પડે તો તેમાં અમે અજબ ન થઇએ. જે બાબતો વિચિત્રતાથી પરિપૂર્ણ છે તે અમે વાચકો સમક્ષ રજૂ કરવામાં લોભ કર્યો નથી. પરાક્રમી કુમારસિંહ વગેરેની માફક ઝાંસીની રાણી અને તાત્યાતોપીની વાતો પણ વિચિત્રતાથી પરિપૂર્ણ છે, માટે તેનો ઇતિ-

હાસ યોગ્યસ્થાને કથવામાં આવશે. એ વાત લખ્યા પહેલાં અમે બીજાં સ્થળોએ જે કંઈ બન્યું હતું, તે ટુંકાણમાં જણાવી જઇએ છીએ.

દિલ્હી છતાયું ત્યારે લખનોરનો ઘેરો પૂર જોસમાં ચાલતો હતો. એ ઘેરો ઉઠાવવા માટે સેનાપતિ હેવલોક અને આઉટ્રામ ૨૫ મી સપ્ટેમ્બરે લખનોર આવી પહોંચ્યા. એ દરમિઆન કાનપુરમાં શું બન્યું હતું તે આપણે જોઇ જઇએ. અગાઉ કહેવામાં આવ્યું છે કે સેનાપતિ હેવલોકે નાના સાહેબને હરાવી કાનપુરમાં શાંતિ સ્થાપી હતી. તેણે સેનાનાયક નીલને કાનપુર રાખી લખનોર તરફ સૈન્ય દોર્યું હતું. તેનું સૈન્ય હતું ન્હાનું. રસ્તો હતો અંટઓરીથી ભરપૂર. વળી વર્ષાઋતુ મુસાફરીમાં વારંવાર અડચણ કરતી હતી. છતાં એ સાહસિક વીરનર કશાથી ન ડરતાં આગળ વધ્યો. ૨૧ મી જુલાઇએ સવારમાં વરસાદ થયો. વરસાદ આવવાથી ગંગા નદીનું કલેવર પુષ્ટ થયું. આવા સમયમાં હેવલોકની તોપો અને સૈનિકોનો થોડો ભાગ એક નાની સ્ટીમરની મદદથી ગંગાને સામે કિનારે જઇ પહોંચ્યો. બધુ સૈન્ય પાર ઉતરે તે દરમિઆન ચાર દિવસ પસાર થઇ ગયા. ૨૪ મી જુલાઇએ સેનાપતિ પોતે ગંગા ઉતર્યો. રાત્રે સૈનિકો સાથે લખનોરના રસ્તા પર આવેલા મંગલોયર નામના ગામડામાં જઇ પહોંચ્યો. વાદનો અને સરસામાન સંઘરવા માટે સેનાપતિને અહીં ૪ દિવસ થોભવું પડયું. ત્યારબાદ તે ૨૯ મી તારીખે ઉનાવ તરફ વધ્યો. તેણે ત્રણ માઇલની મુસાફરી કરી ત્યાં તો શત્રુઓનો ભેટો થયો. શત્રુઓની જમણી બાજુએ પાણીથી ભરપૂર જમીન હતી. તેઓના આગલા ભાગમાં–ઉનાવ અને બ્રિટિશ સૈન્ય વચ્ચે–ઘણા બાગોની ઉંચી દિવાલોની હાર હતી. આ દિવાલો જે ગામ સુધી પહોંચેલી હતી, ત્યાંથી ઉનાવ સુધી એક સાંકડો રસ્તો

હતો. ગામનાં મકાનોમાં શત્રુઓ રહેતા હતા. મકાનોની જાળીઓ, દરવાજા અને બીજાં બાકાંમાંથી તેઓ અંગ્રેજ સૈન્ય પર ગોળીબાર ચલાવવા તૈયાર હતાં.[૧] સેનાપતિ હેવલોક સાહસપૂર્વક આગળ વધ્યો. શત્રુઓ નાઠા ખરા, પરંતુ ઉનાવ તેઓના તાબામાં રહ્યું. પરંતુ એ સ્થળે પણ તેઓ હાર્યા અને ૧૫ તોપો છોડી ચાલ્યા ગયા.

ત્યારબાદ સેનાપતિ હેવલોકે પોતાના સૈનિકોને થોડીવાર થાક ઉતારવાનો હુકમ આપ્યો. જ્યારે ખોરાક તૈયાર થતો હતો ત્યારે તેણે શત્રુઓની તોપો સાથે લઇ જવાની સગવડ ન હોવાથી તે બધી તોપો નકામી કરી નાખી. વિશ્રાંતિ લેતાં લગભગ ત્રણ કલાક પસાર થયા. ત્યારબાદ સેનાપતિ વળી પોતાના લક્ષ્ય સ્થાન તરફ ચાલ્યો. ૭ માઇલ દૂર ગયા બાદ એક વિશાળ મેદાનમાં ઉંચી દિવાલથી ઘેરાએલું એક ગામડું નજરે પડ્યું. આ ગામનું નામ બસિરથગંજ હતું. તેની આગળ એક વિશાળ તળાવ વર્ષાઋતુને લીધે નદીના જેવું દેખાતું હતું. લખનોરને માર્ગે એક બીજું તળાવ પણ નજરે પડતું હતું. લોકોની આવજા માટે તેના પર બંધ બાંધેલો હતો. ગામમાં પેસવાના રસ્તા પર એક માટીના ઓટલા પર ચાર તોપો ગોઠવવામાં આવી હતી. સિપાહીઓ અહીંથી અંગ્રેજ સૈન્યને અટકાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પરંતુ તેઓ સફળ થઇ શક્યા નહિ. લડાઇ કરતાં તેઓએ અપાર શૌર્ય દર્શાવ્યું. પણ છેવટે તેઓને પેલા બંધની મદદ લઇ અંગ્રેજ સૈન્યના હાથમાંથી મુક્તિ મેળવવી પડી. આ પ્રમાણે હેવલોક લખનોર જતા બે સ્થળ—ઉનાવ ને બસિરથગંજ—જીત્યો.

---

૧. Marshman, Memoirs of Sir Henry Havelock, P. 329.

પરંતુ જીત મળતા છતાં તેનું હૃદય પ્રફુલ્લ થયું નહિ. બંને લડાઇઓ પૂરી થઈ ત્યારે તેણે જોયું કે પાયદળ લશ્કરમાં સાડા આઠસોથી વધારે સૈનિકો રહ્યા નથી. વળી જેઓ યુદ્ધમાં ઘવાયા હતા તેને સાથે લઇ જવાનું કામ મુશ્કેલ હતું. વળી તેનું સૈન્ય એટલું મોટું ન હોતું, કે તેઓને માટે ખાસ રક્ષકો રાખી શકે. તે જાણતો હતો કે લખનૌર તરફ જતાં હજુ અનેક લડાઇઓ લડવી પડશે. હજુ લખનૌર ૩૬ માઇલ દૂર હતું. વર્ષાઋતુને લીધે અનેક સ્થળ પાણીથી ભરપૂર બની ગયાં હતાં. વરસાદ અને ભેજવાળા પવનથી શરીરનો બચાવ કરે તેવાં કપડાં હતાં નહિ. એક તરફથી સૂર્યનો પ્રચંડ તડકો, અને બીજી તરફથી વરસાદ અને ખાબોચિયાંવાળી જમીનમાં રખડવાથી તેના સૈનિકોમાં કોલેરાનો રોગ ફાટી નીકળ્યો હતો. વળી નાના સાહેબના ઘોડેસ્વાર તે કાનપુર પાછો ન ફરી શકે તે માટે પ્રયત્ન કરી રહ્યા હતા. ચોતરફ આવાં વિઘ્ન જોઇ હેવલોક કાનપુર પાછો ફરવા તત્પર થયો. તે ૩૦મી. જુલાઇએ ઉનાવ અને તેને બીજે દિવસે મંગલોવર આવી પહોંચ્યો ત્યાંથી તેણે રોગી અને ઘાયલ સિપાહીઓને કાનપુર મોકલી દીધા, અને સેનાનાયક નીલ પર એવી મતલબનો પત્ર લખ્યો કે લખનૌર જવા માટે હજુ એક હજાર સૈનિકો અને તોપો સહિત ગોલંદાજ સૈન્યની એક ટુકડીની જરૂર છે.

સેનાપતિ નીલ કાનપુરમાં શાંતિ જાળવવા માટે નીમાયો હતો. તેનું સાહસ અને તેની ઉદ્ધત પ્રકૃતિ વિષે અગાઉ બહુ કહેવાઇ ગયું છે. હેવલોકનો પત્ર આ ભાઇ સાહેબના હાથમાં આવતાં જ એ બહુ ગુસ્સે થઇ ગયો. તેને લાગ્યું કે સેનાપતિ હેવલોક પાછો ફર્યો છે તો પછી લોકો તેની જીતના સમાચાર કેવી રીતે સાચા માનશે? હેવલોકની

મદદે સૈનિકોની એક ટુકડી અને કેટલીક તોપો મોકલવામાં આવી ખરી પણ તે સાથે નીલ કઠોર ભાષામાં તેના પત્રનો જવાબ આપતાં ચૂક્યો નહિ. નીલ હેવલોકના હાથ નીચેનો અમલદાર હતો. નીલના પત્રના જવાબમાં હેવલોકે લખ્યું હતું કે 'મેં મારી જિંદગીમાં કદી આવો પત્ર વાંચ્યો નથી.[1] હેવલોકને ખાત્રી હતી કે કલકત્તાથી મારી મદદે બે પલટણો આવશે. પરંતુ આ વખતે વાયવ્ય પ્રાંતની પેઠે બિહાર પણ સળગી ઊઠ્યું હતું. હેવલોક જે સૈન્યની રાહ જોતો હતો તે એ પ્રદેશનું બંડ બેસાડી દેવા ગયું હતું. હેવલોકને જે કંઈ મદદ મળી તે લઇ ૪ થી ઓગસ્ટે બીજીવાર લખનૌ તરફ રવાના થયો. તેણે સાંભળ્યું કે બંડખોર સિપાહીઓ વળી બસિરથગંજ આગળ એકત્ર થયા છે. અહીં બીજીવાર લડાઇ થઈ. સિપાહીઓ વળી હારી નાસી ગયા. પરંતુ તેઓની હાર થયા છતાં હેવલોકનો ઉદ્દેશ સર્યો નહિ. સેનાપતિએ આ ગામ આગળ થએલી પહેલી લડાઇમાં પકડાએલી ૧૫ તોપોને નકામી કરી દેવાનો હુકમ ગોલંદાજ ટુકડીના અધ્યક્ષને આપ્યો હતો પરંતુ એ બધી તોપો સંપૂર્ણ રીતે નકામી બનાવી શકાઇ નહોતી. તેમાંની બે સિપાહીઓએ કામમાં લીધી હતી. વળી હેવલોકના સૈન્યમાં કોલેરાનો પ્રકોપ વધ્યો હતો. બસિરથગંજની લડાઇમાં તોપોના ગોળા, દારૂ વગેરેનો ચોથો ભાગ ખરચાઇ ગયો હતો. રસ્તામાં સઇ નામની એક ઊંડી નદી આવતી હતી. એ સિવાય બીજાં ત્રણ સ્થળે પુષ્કળ સિપાહીઓ અડ્ડો જમાવી પડ્યા હતા, એટલું જ નહિ પણ ગ્વાલિયરના સૈનિકો ત્યાંના મહારાજાનો હુકમ ન માનતાં કાલ્પી તરફ

---

૧. Malleson, Indian Mutiny. Vol. I. P. 502, note.

આવતા હતા. કાલ્પી કાનપુરથી ૪૬ માઇલ નૈઋર્ત્યમાં હતું. એ સ્થળેથી કાનપુર પર સહેલાઇથી હલ્લો કરી શકાય તેમ હતું. વળી ત્યાંથી અલાહાબાદનો રસ્તો રોકાવાનો પણ સંભવ હતો. આ બધી બાબતો પર ગંભીર વિચાર ચલાવ્યા બાદ તેણે પાછા કાનપુર જવાનો નિર્ણય કર્યો. તેણે આ નિર્ણય કરવામાં બહુ સાવચેતી રાખી હતી. વર્ષાઋતુ ચાલતી હોવાથી પાણીની રેલો આવતી હતી. હાથી, ઊંટ, ગાડી વગેરે વાહનો મહા મુશીબતે મળતાં હતાં. લખનૌરનો રસ્તો બંડખોર સિપાહીઓથી ભરપૂર હતો. તેઓની સાથે લડાઇ કરવામાં અને કોલેરાથી લશ્કરની સંખ્યા ઘટી ગઇ હતી વળી ફરૂક્કાબાદનો નવાબ સંખ્યાબંધ સિપાહીઓનો અધિનાયક બની અંગ્રેજોની સત્તા તોડવા માટે તૈયાર થઇ રહ્યો હતો. દક્ષિણે ગ્વાલિયરના સૈનિકો કાનપુર તરફ આવતા હતા. આવી સ્થિતિમાં લખનૌરનો બચાવ કરવાનું કામ અવશ્યનું છતાં એ કાર્ય થોડા સૈન્ય વડે બની શકે તેમ નહોતું. આ બધાં કારણોને લીધે હેવલોકે કાનપુર પાછા ફરવાનો બીજી વાર વિચાર કર્યો.

તે પાછો મંગલોયર આવ્યો. અહીં બધા સૈન્યને એકત્ર કરવા માટે ચાર દિવસ રહી ૧૧ મી ઓગસ્ટે તે ગંગા નદી ઉતરવા તૈયાર થયો. પણ એ વખતે તેણે સાંભળ્યું કે બંડખોર સિપાહીઓ પાછા બસિરથગંજમાં એકત્ર થયા છે. તેઓની એક ટુકડી ઉનાવ તરફ આવે છે અને ગંગા ઉતરતી વેળા અંગ્રેજ લશ્કરને હેરાન કરવા માગે છે. આથી હેવલોકને વળી એ સિપાહીઓને હાંકી કાઢવા માટે લખનૌર તરફ જવું પડયું. શત્રુઓને ઉનાવમાંથી હાંકી કાઢવામાં આવ્યા. રાત્રે હેવલોક ગામની ચોતરફ તપાસ કરવા લાગ્યો. ૧૨ મી ઓગસ્ટે સવારમાં તેણે થોડે દૂર ગયા બાદ જોયું કે શત્રુઓ બસિરથગંજની

આગળ માટીની દિવાલની પાછળ એકત્ર થઇ રહ્યા છે. બસિરથગંજની ત્રીજી લડાઇ શરૂ થઇ. આ લડાઇમાં પણ સિપાહીઓ હાર્યા ને નાઠા. સેનાપતિ હેવલોક ૧૨ મી ઓગસ્ટે ગંગા ઉતરી પાછો કાનપુર આવ્યો. તેણે પોતાના સૈનિકોને બે દિવસની વિશ્રાંતિ આપી. ત્યારબાદ ૧૬ મી તારીખે સવારમાં સેનાનાયક નીલ પાસે ૧૦૦ સૈનિકો રાખી તે બિથુર તરફ ચાલ્યો. અહીં જુદી જુદી પલ્ટણોના અસંખ્ય સિપાહીઓ રહેતા હતા. નાના સાહેબનાં માણસો બે તોપો સાથે તેમને મદદ કરતાં હતાં. બધા મળીને લગભગ ચાર હજાર હથિયારબંધ લોકો અંગ્રેજો વિરૂદ્ધ એકઠા થયા હતા. આ માણસોએ અંગ્રેજ સેનાપતિના હલ્લાનો જવાબ બહુ બહાદુરીથી વાળ્યો. તેઓએ એવા પરાક્રમથી પોતાની તોપો જાળવી રાખી હતી, એવા સાહસથી અંગ્રેજોનો વ્યૂહ તોડવા માટે ધસારો કર્યો હતો, એવી કુશળતાથી અંગ્રેજોનો સરસામાન અટકાવવાની પેરવી કરી હતી કે ખુદ અંગ્રેજો પણ એ લોકોનાં એ બાબતસર વખાણ કર્યા સિવાય રહી શક્યા નથી, પરંતુ છેવટે તેઓને હારવું પડ્યું. સેનાપતિ ૧૭ મી ઓગસ્ટે પાછો કાનપુર આવ્યો. અહીં ૫ મી ઓગસ્ટનું કલકત્તા ગેઝેટ તેના હાથમાં આવ્યું. તે ગેઝેટમાં તેણે જોયું કે સર જેમ્સ આઉટ્રામ લખનોર પર ચઢાઇ કરવા માટે પોતાની જગાએ સેનાપતિ તરીકે નીમાયો છે.

અમને લાગે છે કે લોર્ડ કેનિંગ હેવલોક પાછો આવેલો જોઇ દિલગીરી થયો હશે. પરંતુ જો તેણે બધી બાબતનો વિચાર કર્યો હોય તો આ વીર સેનાપતિને આવો અન્યાય કરવા તૈયાર થાત નહિ. સેનાનાયક આઉટ્રામને માટે આવી મુશ્કેલીઓ રહી નહોતી. આઉટ્રામ ૧ લી ઓગસ્ટે કલકત્તા આવ્યો હતો. ત્યાર પછી ચાર દિવસે તેની

અયોધ્યાના ચીફ કમિશનર તરીકે નીમણુક થઇ હતી. તે તરત જ કલકત્તાથી રવાના થયો. રસ્તામાં બંડખોર સિપાહીઓને હઠાવતો હઠાવતો તે ૧૬ મી સપ્ટેમ્બરે કાનપુર આવી પહોંચ્યો. સરકારે તેને સેનાપતિ બનાવ્યો હતો, પરંતુ અહીં આવી આઉટ્રામે જોયું કે હું એ પદ ગ્રહણ કરીશ તો સેનાપતિ હેવલોકને બહુ દુઃખ થશે. શત્રુઓને આશાભંગ કરવા જતાં પ્રથમ મારે સ્વપક્ષના મુખ્ય માણસનો ઉત્સાહ તોડવામાં કારણભૂત થવું પડશે. આ બાબત પર વિચાર કરી આઉટ્રામે ઉદારતાપૂર્વક એક જાહેરનામું પ્રગટ કર્યું કે 'સેનાપતિ હેવલોકના કાર્યથી મને બહુ સંતોષ થયો છે. હું મુલકી ખાતાના અધિકારી તરીકે અયોધ્યામાં હાજર રહીશ અને મારી પોતાની મરજીથી લશ્કરીખાતાના સેનાપતિને મદદ કરીશ.' આઉટ્રામની આવી ઉદારતાથી વડો સેનાપતિ બહુ રાજી થયો હતો.

આ પ્રમાણે હેવલોક લખનૌર જીતવા માટે જે લશ્કર તૈયાર થયું હતું તેનો મુખ્ય અધ્યક્ષ તરીકે ચાલુ રહ્યો. આઉટ્રામ તેનો મદદનીશ બન્યો. આ લશ્કરના એક ભાગની સરદારી નીલને સોંપવામાં આવી. ત્રણ સાહસિક સેનાપતિઓ લખનૌરને જીતવા માટે તૈયાર થયા. ગંગા નદી ઉતરવા માટે હોડકાંનો પુલ બંધાવા લાગ્યો. ૧૯ મી સપ્ટેમ્બરે બંધાઇ રહ્યો. તે જ દિવસે લશ્કર ગંગા ઉતરવા લાગ્યું. પહેલે દિવસે બધું લશ્કર ગંગાને પેલે પાર જઇ પહોંચ્યું, બીજે દિવસે તોપો વગેરે સરસામાન પેલે પાર લઇ જવામાં આવ્યો. ૨૧ મીએ સૈન્ય મંગલોયર જઇ પહોંચ્યું. મંગલોયરમાં બંડખોર સિપાહીઓ આવી રહ્યા હતા; તેઓને હાંકી કાઢવામાં આવ્યા, ત્યારબાદ બધું લશ્કર ઉનાવમાં થાક ઉતારી બીજે દિવસે બસિરથગંજ પહોંચ્યું. સૈનિકો સતત વરસાદમાં

સોળ માઇલ ચાલી બાનિ નામના ગામ આગળ જઇ પહોંચ્યા. બાનિથી લખનૌ જતાં સઇ નદી ઉતરવી પડે છે. નદી ઉતરવામાં કંઇ મુશ્કેલી ન પડી. કારણ કે તે પર પુલ બાંધેલો તૈયાર હતો. લશ્કર નદી ઉતરી આલમબાગ તરફ જવા લાગ્યું. એ વિશાળ બાગમાં શત્રુઓ છ તોપો સાથે પડાવ નાખી રહ્યા હતા. ૨૩ મી સપ્ટેમ્બરે થોડી વિશ્રાંતિ લઇ સૈનિકો એ તરફ ધસ્યા. સેનાનાયક નીલે આજુબાજુનાં ગામડાંમાંથી કેટલાક શત્રુઓને હાંકી કાઢ્યા. શત્રુઓએ આલમબાગ અને તેની પાસેનાં મકાનોમાં રહી ખૂબ બહાદુરીપૂર્વક અંગ્રેજ સૈન્યની ગતિ અટકાવી. પરંતુ છેવટે તેઓને એ સ્થળ છોડી જવું પડ્યું. સંધ્યાકાળ વખતે હેવલોકે પોતાના સૈનિકોને વિશ્રાંતિ લેવાનો હુકમ કર્યો. તેઓ તોપો ગોઠવી વિશ્રાંતિ લેવા લાગ્યા. પરંતુ અકસ્માત તોપોના ગડગડાટ થવા લાગ્યા. નાસેલ સિપાહીઓ નવી તોપો લાવી તેઓ પર ગોળા ફેંકવા લાગ્યા. એ વખતે વરસાદ જોસબંધ પડતો હતો. મેઘલી રાત બરાબર જામી હતી. રસ્તો હાથી, ઘોડા વગેરે ચોપગાં સાથે બે પગવાળાં મનુષ્યો અને તોપો વગેરે જડ હથિયારોથી ભરપૂર હતો. ગમે તેમ હો પણ આ યુક્તિ પણ સિપાહીઓને માટે સફળ નીવડી નહિ. અંગ્રેજોએ આમલબાગ છોડ્યો નહિ. છેવટે સિપાહીઓનું મથક પણ અંગ્રેજોના હાથમાં આવ્યું. તેઓની એ ટુકડી ઘુંટણ ભર કાદવ ખુંદી ચોતરફ ચોકી કરવા લાગી. એ વખત વરસાદ બંધ પડ્યો હતો આ વખતે દિલ્હી તાબે થયાના સમાચાર પણ છાવણીમાં જાહેર થયા હતા. અંગ્રેજી લશ્કર આ સમાચાર સાંભળી લખનૌ આગળના મેદાનમાં તોપોના અવાજ કરી હર્ષ પ્રદર્શિત કરવા લાગ્યું. બીજે દિવસે વિશ્રાંતિ લેવામાં આવી. આલમબાગમાં સરસામાન રાખવામાં આવ્યો હતો. અઢીસો સૈનિકો એ પર પહેરો ભરતા હતા.

૨૫મી સપ્ટેમ્બરે સવારમાં હેવલોક આઉટ્રામ સાથે મસલત કરી, સીધા રસ્તાને બદલે જરા ફેરવાળો રસ્તો લઇ રેસિડેન્સિ તરફ જવા લાગ્યો. સૈનિકો ચાર બાગ પાસે આવી પહોંચ્યા એટલે ત્યાંના સિપાહીઓએ ગોળાનો સખત મારો ચલાવ્યો. તેઓએ ચાર બાગના પુલની ઉપલાણે ગોઠવેલી તોપોમાંથી એટલા જોસથી ગોળા ફેંક્યા કે અંગ્રેજોની તોપોના ગોળા નકામા જવા લાગ્યાં. સેનાપતિનો જુવાન પુત્ર હેવલોક ત્યાં હાજર હતો. તેણે જોયું કે મારા પિતા કે આઉટ્રામમાંનું કોઈ અહીં હાજર નથી. તે તેના પિતા તરફ દોડયો અને ત્રણ ચાર મિનિટમાં પાછો આવ્યો. તેણે નીલને કહ્યું કે સૈનિકોને પુલના માર્ગ પર આગળ વધવાનો હુકમ આપો. સેનાનાયક નીલના હુકમથી પચીસ સૈનિકો આગળ વધ્યા. પરંતુ એક ક્ષણમાં તેઓનાં શરીરના ટુકડે ટુકડા થઇ ગયા. સેનાપતિનો પુત્ર પણ ન બચ્યો. એ વખતે સેનાપતિ હેવલોક ત્યાં આવી પહોંચ્યો અને ઉઘાડી તરવાર હલાવતો હલાવતો સૈનિકોને આગળ વધવાનો હુકમ આપવા લાગ્યો. સૈનિકો નિર્ભયપણે તોપોના ગોળાના વરસાદ વચ્ચે પુલ ઉતરી પેલે પાર જઇ પહોંચ્યા. તેઓએ તોપો કબજે કરી, સંગીનોના મારાથી શત્રુઓમાંના અનેકનો જીવ લીધો અને પ્રબળ પરાક્રમ દાખવતા દાખવતા લખનૌરમાં પેઠા.

ત્યારબાદ સૈનિકો કૈસર બાગ તરફ ધસ્યા. શત્રુઓ ત્યાંથી ગોળાઓનો વરસાદ વરસાવવા લાગ્યા, તેથી અંગ્રેજ સૈન્યને બહુ નુકસાન થવા લાગ્યું. આટલું નુકસાન વેઠતા છતાં તેઓએ પુલ માર્ગે નાળું પસાર કરી છત્રમંજિલ અને ફરિદબક્ષ મહેલ કબજે કર્યા. પાછળનાં લશ્કર સાથે એકત્ર થવા માટે આઉટ્રામ આગળના લશ્કરને

છત્રમંજિલમાં થોડા કલાક રોકવાની સલાહ આપી. પરંતુ હેવલોક એ સલાહ પર ધ્યાન ન આપતાં રેસિડેન્સિ તરફ જવા લાગ્યો. આ પહેલાં આઉટ્રામના હાથમાં ગોળી વાગી હતી. લોહી અટકાવવા માટે તેણે હાથ પર રૂમાલ બાંધ્યો હતો. એક જણે ઘા પર પાટો બાંધવા માટે તેને ઘોડા પરથી ઉતરવાનું કહ્યું. આઉટ્રામે જવાબ આપ્યો કે "જ્યાં સુધી રેસિડેન્સિમાં ન જઇ પહોંચીએ ત્યાં સુધી આ સ્થિતિમાં રહેવું એ જ બહેતર છે." રેસિડેન્સિ તરફ જતી વેળા હાઇલેન્ડર સૈન્ય આગળ રાખવામાં આવ્યું. તેની પાછળ શિખો અને તેની પાછળ મદ્રાસી સૈનિકો રવાના થયા. આ પ્રમાણે વ્યવસ્થિત થઇ અંગ્રેજ સૈન્ય શહેરની સાંકડી ગલીઓમાં થઈ રેસિડેન્સિ તરફ જવા લાગ્યું. ગલીઓની બાજુએ આવેલાં ઉંચાં મકાનોમાં સિપાહીઓ રહેતા હતા. હેવલોકનું સૈન્ય આવા વિપત્તિમય માર્ગે વાટે ખાસ બજાર નામના સ્થળે આવી પહોંચ્યું. અહીંનાં મકાનો સિપાહીઓથી ભરપૂર હતાં. અંગ્રેજ સૈન્ય ખાસ બજારના દરવાજા પાસે આવી પહોંચ્યું એટલે સિપાહીઓએ ગોળીબાર શરૂ કર્યો. આ સૈન્યની સરદારી સેનાનાયક નીલના હાથમાં હતી. તે દરવાજો ઓળગી પોતાના સહચરને કહેવા લાગ્યો કે તોપો જુદે માર્ગે ગઈ છે, તે પાછી લાવવી પડશે. એમ કહી તેણે તોપો મંગાવી. ત્યારબાદ તે ઘોડાની લગામ ખેંચી તોપો આવે છે કે નહિ તે જોવા માટે મુખ ફેરવી રહ્યો: એ વખતે એક સિપાહીએ દરવાજા પરથી તેના માથાને લક્ષી ગોળી છોડી. ગોળી માથું વીંધી ડાબા કાનના નીચલા ભાગમાં પેસી ગઇ. આ ગોળીબારથી તે તરત જ મરણ પામ્યો અને ઘોડા પરથી પડી ગયો. પરતુ સૈનિકો આથી ડગમગ્યા નહિ. તેઓ હેવલોક અને આઉટ્રામનાં ઉત્સાહ વાકયો સાંભળતા

સાંભળતા ગોળીઓના વરસાદ વચ્ચે રેસિડેન્સિ તરફ જવા લાગ્યા. છેવટે તેઓમાંના ઘણાખરા ૨૫ મી સેપ્ટેમ્બરે રાતના અંધકારમાં આનંદના પોકારો કરતા કરતા નિશ્ચિત સ્થાને જઇ પહોંચ્યા.[૧] તેઓના આગમનથી રેસિડેન્સિની સ્થિતિ કેવી થઈ હતી તે અગાઉ વર્ણવાઇ ગયું છે. ૨૫ મી સપ્ટેમ્બરે બધું લશ્કર રેસિડેન્સિમાં પેસી શકયું નહોતું. તેનો મોટો ભાગ ૨૬ મીએ સવારમાં ત્યાં જઇ પહોંચ્યો હતો. પાછળનું સૈન્ય રોગી અને ઘવાએલા સૈનિકોને લઇ કર્નલ નેપિયરની ( પાછળથી લોર્ડ નેપિયર, એ હિંદનો વડો સેનાપતિ થયો હતો. ) સરદારી નીચે રેસિડેન્સિમાં આવી પહોંચ્યું. આ પ્રમાણે બધાં વિઘ્નો ખસેડી સેનાપતિ હેવલોક અને આઉટ્રામ લખનૌરની રેસિડેન્સિમાં આવી પહોંચ્યા. રસ્તામાં સેનાનાયક નીલ મરણ પામ્યો. સૈનિકોમાંના અનેક રોગના સખત હુમલાથી દુર્બળ બની ગયા હતા. અનેક રોગના સખત હુમલાથી માર્યા ગયા હતા. ઘણા સિપાહીઓના હલ્લાથી ઘવાયા ને મરણ પામ્યા હતા.

---

૧ Marshman, Memoirs of Sir Henry Havelock P. 412-413

# અધ્યાય ૩ જો

## વાયવ્ય પ્રાંત ને અયોધ્યા

વિષય નિર્દેશઃ—સેનાપતિ ગ્રિથેડની દિલ્હીથી રવાનગી—ગાજીઉદ્દીન નગર—બુલંદ શહેર—માલદાર—ખુર્જા—મૌની સંન્યાસી—અલીગઢ—અકબરાબાદ—આગ્રા—મૈનપુરી—સેનાપતિ આઉટ્રામનો પત્ર—કાલી નદીને કિનારે લડાઈ—વડો સેનાપતિ સર કોલિન કેમ્પબેલ યુદ્ધ ક્ષેત્ર પર—કજવારની લડાઇ—વડો સેનાપતિ અયોધ્યામાં—જંગ બહાદુર—વડો સેનાપતિ લખનોરમાં—તેની સાથે સેનાપતિ હેવલોક ને આઉટ્રામનો મેળાપ—સેનાપતિ હેવલોક મરણ પામ્યો—આઉટ્રામનું આલમબાગમાં રહેઠાણ—વડો સેનાપતિ કાનપુર તરફ.

સેનાપતિ વિલ્સન માંદો પડયો હતો, તેથી તે દિલ્હી છતાયા બાદ હવાફેર માટે સીમલા ગયો હતો. દિલ્હી છોડતાં પહેલાં તેણે ગંગાયમુના વચ્ચે આવેલા પ્રદેશમાંથી સિપાહીઓને હાંકી કાઢવા માટે લશ્કર મોકલવાની ગોઠવણ કરી હતી. ૭૫૦ ગોરા અને ૧૯૦૦ દેશી સૈનિકો એ માટે તૈયાર થયા. લેફ્ટેનેન્ટ કર્નલ ગ્રિથેડ એ લશ્કરનો સરદાર બન્યો. ૨૪ મી સપ્ટેમ્બરે સવારમાં આ લશ્કર દિલ્હીથી રવાના થયું. આ વખતે મહાન મોગલોની રાજધાની શ્મશાન જેવી બની ગઇ હતી. રસ્તા પર લોકોનું નામ જણાતું નહોતું. અંગ્રેજ સૈનિકોના પગરવ સિવાય કોઇ પણ શબ્દ સંભળાતો નહોતો. ચો તરફ મુડદાં પડયાં હતાં. સડતાં શબોની દુર્ગંધ ચોતરફ ફેલાઇ વાયુને ખરાબ કરતી હતી. કોઇ સ્થળે કુતરાં શબોને સુંઘતાં માલમ પડતાં

હતાં. કોઇ સ્થળે ગીધ અને કાગડા પોતાની ચાંચોમાં પોતાનો પ્રિય ખોરાક ગ્રહણ કરી આનંદ પામતાં હતાં. સૈનિકોના પગરવથી એ પક્ષીઓ દૂર જઇ બેસતાં છતાં તેમની આંખો તો એ શબના તરફ જ ચોંટી રહેતી હતી. કોઇ સ્થળે તો શબ જાણે જીવતું જ હોય એવું જણાતું હતું. કોઇ સ્થળે શબના હાથમાંની તરવાર અગાઉની જેમ ઉગામેલી જ રહી હતી. અંગ્રેજ સૈનિકોની માફક ઘોડાઓ પણ આ ભયંકર દેખાવ જોઇ ચમકતા હતા. સૈનિકો મુંગા મુંગા આ ભયંકર શ્મશાન ઓળંગી શહેર બહાર જઈ પહોંચ્યા.

એ બીભત્સ દેખાવ અને દુર્ગંધ તજી સૈનિકો જ્યારે શહેર બહાર મેદાનમાં જઇ પહોંચ્યા ત્યારે તેમના આનંદનો પાર રહ્યો નહિ. તેઓ સુખરૂપ વાયુથી પ્રફુલ્લ બની આગળ વધવા લાગ્યા. અગિયાર માઇલની મુસાફરી કરી તેઓ ગાઝીઉદ્દીન નગર વિષે જઇ પહોંચ્યા. બંડખોર સિપાહીઓ અહીંથી નાસી ગયા હતા. કેટલાક સિવિલયનો જે દિવસે દિલ્હી જીતાયું તેના બીજે દિવસે અહીં આવી પહોંચ્યા હતા. તેઓમાં બુલંદ શહેરની મદદનીશ મેજિસ્ટ્રેટ લાયલ પણ હતો.[1] સિવિલિયનો ફરીથી પોતાની જગાએ સંભાળી લેવા લશ્કર સાથે જોડાયા.

કર્નલ ગ્રિથેડ ૨૮ મી સપ્ટેમ્બરે પરોઢિયામાં બુલંદ શહેર તરફ રવાના થયો. સૈન્યનો અગ્રભાગ સૂર્યોદય વખતે ચાર રસ્તાના સંધિ સ્થળ આગળ જઈ પહોંચ્યો. અહીં સિપાહીઓના કેટલાક સ્વારો ચોકી કરતા હતા. તે અંગ્રેજ લશ્કરને જોતાં જ રવાના થઇ ગયા. સેનાનાયક ગ્રિથેડે બુલંદ શહેર પર હુમલો કર્યો. મુખ્યત્વે કરીને ઘોડે-

૧. એ પાછળથી વાયવ્ય પ્રાંતના લેફ્ટેનેન્ટ ગવર્નર થયો હતો અને સર આલ્ફ્રેડ લાયલને નામે જાણીતો થયો હતો.

સ્વારો અને ગોલંદાઓએ આ હુમલામાં ભાગ લીધો હતો. શત્રુઓ હાર્યા અને નાઠા. તેઓના ત્રણસો માણસો રણક્ષેત્રપર મરણ પામ્યા. અંગ્રેજોના ૪૭ માણસોને ઈજા થઇ. સિપાહીઓ ત્રણ તોપો અને બીજો સરંજામ છોડી ગયા હતા. બુલંદશહેરની લડાઇ પછી સેનાપતિએ ત્યાંથી એક માઇલ દૂર કાલી નદીને કિનારે છાવણી નાખી. એજ દિવસે સાંજરે તેના સૈનિકો માલઘર જઇ પહોંચ્યા. માલઘરનો નવાબ વલીદાદખાન દિલ્હીના વૃદ્ધ શહેનશાહને નામે એ ગામ પર હકુમત ચલાવતો હતો. અંગ્રેજોને આવેલા જાણી તે રવાના થઇ ગયો. તેના કિલ્લામાં પુષ્કળ સરંજામ હતો. ૧ લી અકટોબરે એ કિલ્લાનો નાશ કરવામાં આવ્યો. નાશ કરતી વેળા સળગતા દારૂના ધડાકાથી એક ગોરો સૈનિક માર્યો ગયો. ગ્રિથેડનું સૈન્ય ઘાયલોને મિરત મોકલવા માટે ચાર દિવસ બુલંદ શહેરમાં રહ્યું. લાયલ સાહેબ આ જગાની શાંતિ રક્ષક નીમાયા. બે ત્રણ દિવસ પછી તેમની મદદે મિરતથી કેટલાક સૈનિકો આવી પહોંચ્યા. બુલંદ શહેરની પશ્ચિમે રોહિલખંડનો વિશાળ પ્રદેશ આવેલો હતો. એ પ્રદેશ હજુ સિપાહીઓના અધિકારમાં હતો. સિપાહીઓ રોહિલખંડમાંથી ઘણી વેળા બુલંદ શહેરમાં આવી ચડતા. લાયલ સાહેબના સૈનિકો એ લોકોને મારી હકાવવા તૈયાર થઇ રહ્યા.

ગ્રિથેડનું લશ્કર ૩ જી અકટોબરે બુલંદ શહેર છોડી રવાના થયું. તે દિવસે બપોરે બુર્જા નામના ગામમાં જઇ પહોંચ્યું. બુર્જા અલીગઢના માર્ગમાં આવેલું છે. અહીંની વસ્તીનો મોટો ભાગ મુસલમાનોનો છે. સૈનિકોએ બુર્જામાં પ્રવેશ કરી જોયું કે રસ્તાની બાજુએ એક શબ લટકે છે. તેનું માથું કાપી નાખવામાં આવ્યું છે. ભાગેલાં હાડકાં પર મારનાં ચિહ્નો દેખાય છે. ડોકટરોએ પરીક્ષા કરી કહ્યું કે આ

રાજ કોઇ યુરોપિઅન આઇતું છે. આ સાંભળી સોલ્જરો બહુ ઉશ્કેરાઈ ગયા અને લોકોને મારી નાખવાનો નિશ્ચય કરી બેઠા. તેઓને મહા-મુશીબતે શાંત પાડવામાં આવ્યા. ગામના રહેવાશીઓએ સ્પષ્ટ જણાવ્યું કે 'અમારો કંઇ વાંક નથી, અમે તો સરકારના ગુલામ છીએ.' આ વખતે સામાન્ય બાબતોમાં પણ સોલ્જરો કેટલા ઉશ્કેરાઇ જતા તે આ દૃષ્ટાંત પરથી સમજાય છે.

એક બીજી બાબતને લીધે અંગ્રેજ સૈનિકોમાં ખૂબ ઉશ્કેરણી ફેલાઈ. જે સ્થળે તંબુ નાખવામાં આવ્યા, તેની પાસેના ઝાડ નીચે એક સંન્યાસી બેઠો હતો. એ સંન્યાસીને મુંગા રહેવાનું વ્રત હતું આથી સૈનિકોના પ્રશ્નોનો જવાબ ન આપતાં તેણે પોતાની પાસે પડેલી નાની પેટી તપાસવાનો ઇસારો કર્યો. તે પેટીમાં ખોરાકીની ચીજો ભરી હતી. પ્રથમ તો તેમાં કંઇ જોવા જેવું જણાયું નહિ. બારીક તપાસ કરતાં જણાયું કે પેટી નીચે છિદ્ર છે, એક નાનું ચોખુણિઉં લાકડું એ છિદ્રને ઢાંકી રહ્યું છે: એ લાકડું ખેંચી કાઢતાં પેલા છિદ્રમાંથી એક નાનો સરખો કાગળ મળ્યો. એ કાગળ સેનાપતિ હેવલોકે ગ્રીક ભાષામાં લખેલો હતો. તેમાં તેણે લખ્યું હતું કે હું લખનોરના અંગ્રેજોને બચાવવા જાઉં છું. મારી પાસે લશ્કર બહુ થોડું છે. વાહનાદિ નથી. આવે વખતે મારે મદદની બહુ જરૂર છે. જે કોઇ અંગ્રેજ સેનાધ્યક્ષના હાથમાં આ પત્ર આવે તેણે મારી મદદે આવી પહોંચવું. 'ગ્રિથેડે આ પત્ર વાંચી કાનપુર જવાની ઇચ્છા દર્શાવી.'[1] આ વખતે અંગ્રેજોને સમાચાર મોકલવા માટે જાસુસો પર

---

૧. Lord Roberts, Forty one years in India. Vol. I. P. 164–165.

આધાર રાખવો પડતો. તેઓ લોકો ન જાણી શકે તેવી ભાષામાં પત્રો લખી જાસુસોને સોંપતા. જાસુસો એ પત્રો છુપાવી નિશ્ચિત સ્થળે લઈ જતા. ઘણી વેળા તેઓ શત્રુઓની છાવણીમાં જઈ જોઇતી ખબર લાવી આપતા. લખનૌરના ઘેરા વખતે પણ અંગ્રેજોને આવા જાસુસોની મદદ લેવી પડી હતી, તે અમે અગાઉ જણાવી ગયા છીએ.

ત્યારબાદ અંગ્રેજ સૈન્ય અલીગઢ જઇ પહોંચ્યું. સિપાહીઓએ અગાઉથી આ સ્થળ છોડી દીધું હતું. જ્યારે લશ્કર આવી પહોંચ્યું ત્યારે ઉછ્રંખલ લોકો રણશિંગડાં અને ઢોલ વગાડતા વગાડતા, ભૂંડી ગાળો આપતા આપતા, અંગ્રેજોને અટકાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા, પરંતુ જ્યારે ઘોડેસ્વારો તોપો લઇ આવી પહોંચ્યા ત્યારે એ લોકોનું સાહસ અને વાચાળપણું કોણ જાણે ક્યાં નાસી ગયું. તેઓ બે તોપો છોડી શહેરમાં નાઠા અને દરવાજો વાસી પાછલે દરવાજે બહાર નીકળી ગયા. સૈનિકોએ તેમની પૂઠ લીધી. તેઓમાંના ઘણાખરા ખેતરોમાં ઉભેલા પાકના ઘેરામાં છુપાઇ ગયા હતા. અંગ્રેજોના ઘોડેસ્વારોએ પાછા ફરતી વેળા એ લોકોને જોવા અને તેઓમાંના ઘણાખરાને મારી નાખ્યા. અલીગઢના શાંત વતનીઓ અંગ્રેજોને પાછા આવેલા જોઇ બહુ આનંદ પામ્યા અને તેઓએ લશ્કરને જોઇતો સરસામાન મેળવી આપવામાં ઉત્સાહ બતાવ્યો.

અલીગઢથી ચૌદ માઇલ દૂર કાનપુર તરફ અકબરાબાદ આવેલું છે. સેનાનાયક ગ્રિથેડ અલીગઢના બચાવ માટે થોડા સૈનિકો રાખી અકબરાબાદ તરફ ચાલ્યો. અકબરાબાદમાં મંગલસિંહ અને મહતાબસિંહ નામના બે ભાઇઓ સત્તા ચલાવતા હતા. આ બંને ભાઇઓએ સરકારના શત્રુઓનો પક્ષ લીધો હતો. તેઓને પકડવાના પ્રયત્નો કરવામાં આવ્યા.

સાયંકાળ વખતે અંગ્રેજ ઘોડેસ્વારોએ એ ગામને ઘેરો ઘાલ્યો. નાસતી વેળા એ બંને રાજપુત ભાઇઓ મરણ પામ્યા. તેઓના મકાનમાં ત્રણ નાની તોપો અને યુરોપિઅન સ્ત્રીઓને કામનો કેટલોક સરસામાન મળી આવ્યો.

ગ્રિથેડને પેલા મૌની સંન્યાસી પાસેથી હેવલોકનો પત્ર મળ્યો તે જ અરસામાં તેને આગ્રાથી પ્રાચીન ને આધુનિક ભાષામાં લખેલા અનેક પત્રો મળ્યા. એ પત્રોમાં આગ્રાના કિલ્લામાં સપડાએલા અંગ્રેજોએ પોતાની દુર્દશાનું વર્ણન કર્યું હતું ને મદદ માટે પ્રાર્થના કરી હતી. આથી ગ્રિથેડ કાનપુર તરફ ન જતાં આગ્રા જવા તૈયાર થયો.

લેફ્ટેનેન્ટ ગવર્નર કૅલ્વિન સાહેબ મરણ પામ્યા ત્યાં સુધીની આગ્રાની હકીકત અમે જણાવી ગયા છીએ. કૅલ્વિનના મરણ પછી થોડા દિવસ તેની જગાએ રીડ સાહેબે કામ કર્યું હતું. પરંતુ એ વખતે લશ્કરી ખાતાના અમલદારો પર આધાર રાખવો પડતો હોવાથી તેમની જગાએ કર્નલ ફ્રેજરની નીમણુક થઇ. સત્તાવાળાઓ આગ્રા અને તેની આજુબાજુના પ્રદેશમાં શાંતિ સ્થાપી શક્યા નહિ. તેઓની સત્તા નાશ પામી હતી, વ્યવસ્થા જાળવવાની શક્તિ આગ્રાના સત્તાવાળાઓમાં નહોતી. બધા બંડખોર સિપાહીઓનો હલ્લો થવાના ભયથી ડરતા હતા. કૅલ્વિન સાહેબ મરણ પામ્યા તે પહેલાં એવા સમાચાર આવ્યા હતા કે ગ્વાલિયરના બંડખોર સિપાહીઓ મેહિદપુર, માળવા, ભોપાલ વગેરે સ્થળોના સિપાહીઓ સાથે આગ્રા પર ચઢી આવે છે. ગ્વાલિયરના સિપાહીઓને થોડા રોજ સુધી સિંધિઆએ ત્યાંના ત્યાં રોકી રાખ્યા હતા એ વાત અગાઉ જણાવી ગયા છીએ. પરંતુ તે લોકો લાંબો વખત ગ્વાલિયર રહ્યા નહિ. તેઓ મહારાજાનો

હુકમ ન માનતાં ચો તરફ દોડયા. ધીમે ધીમે મધ્ય હિંદનાં ગામડાંમાં બળવાનું જોર વધતું ગયું. ૧૪ મી સપ્ટેમ્બરે અંગ્રેજોએ દિલ્હીમાં પ્રવેશ કર્યો. ત્યાર બાદ ચાર દિવસોમાં દિલ્હી પૂરેપૂરું કબજે થયું, સિપાહીઓ હતાશ થયા અને ચો તરફ નાઠા. ફિરોજશાહ નામના એક શાહજાદાની સરદારી નીચે સિપાહીઓ ૨૬ મી સપ્ટેમ્બરે મથુરા આવી પહોંચ્યા. અહીં હીરાસિંહ નામના એક સુબેદારની સરદારી નીચે ૭૨ મી પલટણના પાયદળ સિપાહીઓ તેમને આવી મળ્યા. છેવટે આ ટોળું મધ્ય હિંદના સિપાહીઓને જઇ મળ્યું. આ વિશાળ સૈનિક દલના હલ્લાની બીકથી આગ્રાના અંગ્રેજો બહુ ડરવા લાગ્યા. તેઓએ સેના નાયક ગ્રિથેડની મદદ માગી. ગ્રિથેડ વખત ન વીતાડતાં આગ્રા ભણી ચાલ્યો.

ગ્રિથેડ ૭ મી અક્ટોબરે વિજયગઢ નામના ગામ આગળ આવી પહોંચ્યો. બીજે દિવસે રાતના બે પહોર વીત્યા બાદ મુસાફરી શરૂ કરી ૧૦ મી તારીખે સવારે હોડીઓના પુલ દ્વારા જમના નદી ઉતરી તે આગ્રાના કિલ્લા પાસે આવી પહોંચ્યો. સૂર્યના પ્રચંડ તાપથી સૈનિકોનાં મુખ મેલાં થઈ ગયાં હતાં. રસ્તાની ધૂળથી તેઓના પોશાક ભૂખરા બની ગયા હતા. તેઓ જ્યારે કિલ્લા પાસે આવી પહોંચ્યા ત્યારે દરવાજા પર તેમને માન આપવા ઉભેલા લોકોએ તેઓને સ્વદેશબંધુઓ તરીકે ઓળખ્યા નહિ. એક મડમે તો પોતાની પાસે ઉભેલા રેઇક્સ સાહેબને કહ્યું હતું કે "આ ભયંકર દેખાવના લોકો ખરેખર અફગાનો જ છે." રેઇકસ સાહેબ પણ પ્રથમ તો તેઓને અંગ્રેજો તરીકે ઓળખી શક્યા નહોતા.[1] તાપ, ધૂળ, કાદવ અને વરસાદને ન ગણકારતાં એકી

૧. Raikes, Notes on the Revolt &c. P. 70

સામટી ૪૮ કલાકની મુસાફરી ક્યાંએ વિશ્રામો લીધા સિવાય તેઓએ કરી હતી. તેઓ કિલ્લા પાસે આવેલા મેદાનમાં ઉભા રહ્યા. તેઓના અધિનાયકે છાવણી ક્યાં નાખવી એ બાબત કિલ્લાના સત્તાવાળાઓ સાથે બે કલાક સુધી મસલત કરી. છેવટે કવાયતના વિશાળ મેદાનમાં તંબુઓ ઠોકવાનું નક્કી થયું. આ બે કલાક સુધી આખું સૈન્ય મેદાનમાં ઉભું રહ્યું. તંબુઓ ઠોકાયા, ઘોડાઓને બાંધવા માટે જગા મુકરર થઇ. સૈન્ય ખાવા પીવાની સગવડ કરવા લાગ્યું કોઇ કોઇ અમલદારો કિલ્લામાં ગયા. કિલ્લાના લોકો આટલું બધું લશ્કર પોતાની મદદે આવેલું જોઇ બહુ આનંદ પામ્યા. તેઓ હવે બહાર આવવા લાગ્યા. ઘણા દિવસનું બંદીખાનું વેઠ્યા બાદ હવે તેઓ બહારની ખુલ્લી હવામાં આનંદ કરવા લાગ્યા. છાવણીમાંના સૈનિકો ભોજન કરી નાના પ્રકારના કામમાં જોડાઇ ગયા. કોઇ કોઇ જે સરંજામ પાછળથી આવતો હતો તેની રાહ જોતા જોતા જમીન પર સૂઈ ગયા, કોઇ કોઇ પાસે બેઠેલા બંધુઓ સાથે વાતચીત કરવા લાગ્યા, કોઇ કોઇ ઝાડ નીચે બેસી થાક ઉતારવા લાગ્યા. જે સૈનિકોએ દિલ્હી જીત્યું હતું, વૃદ્ધ શહેનશાહને કેદ કર્યો હતો, તેઓને જોવા માટે આગ્રાના દોઢ લાખ રહેવાશીઓમાંના બે તૃતીયાંશ કવાયતના વિશાળ મેદાનમાં આવી ઉભા. જ્યાં સુધી નજર પહોંચતી હતી ત્યાં સુધી જોતાં શત્રુઓના આગમનની નિશાની જણાતી નહોતી. આગ્રાના સત્તાવાળાઓએ જણાવ્યું કે દિલ્હીનાં વિજયી સૈન્યને આવેલું જાણી બંડખોરો અહીંથી ૯ માઇલ દૂર આવેલી કાલી નદી ઉતરી પેલે પાર ચાલ્યા ગયા છે. તેઓ આ વાત ખરી છે તે દૃઢતાપૂર્વક સાબીત કરવા લાગ્યા. પરંતુ અમે જણાવ્યું છે કે આગ્રાના સત્તાવાળાઓ કોઇ પણ જાતની વ્યવસ્થા જાળવી શક્યા નહોતા. અત્યારે એ ગેરવ્યવસ્થા પ્રત્યક્ષ જણાઇ આવી.

ગ્રિથેડના સૈનિકો શાંતિપૂર્વક વિસામાં લેતા હતા, તે વખતે ચાર માણસો નગારાં વગાડતા વગાડતા કવાયતના મેદાન પર પહેરગીરો આગળ આવી પહોંચ્યા. એક પહેરગીરે તેઓને ચાલ્યા જવાનું જણાવ્યું. તરત જ તે લોકોમાંના એકે છુપાવેલી તરવાર બહાર કાઢી અને તે પહેરગીરને કાપી નાખ્યો. બીજો એક પહેરગીર પોતાના સાથીની મદદે આવ્યો, પરંતુ તે પણ ઘાયલ થયો. છેવટે મેદાન પરના સૈનિકોના હથિયારો વડે એ ચારે જણા માર્યા ગયા. પરતુ એ સમાચાર પાછળના સૈનિકોમાં જઇ પહોંચે તે દરમિઆન તોપનો અવાજ સંભળાયો. એક ક્ષણમાં મેદાન પર ગોળાઓનો વરસાદ વરસવા લાગ્યો. જેઓ હરિયાળી જમીન પર પડયા પડયા ઉંઘતા હતા, જેઓ મિત્રો સાથે નાના પ્રકારની વાતચીત કરતા હતા, જેઓ ઝાડ નીચે બેસી નિશ્ચિન ચિત્તે શારીરિક શિથિલતા ઉતારતા હતા, જેઓ તંબુઓ ટોકવાનો સરસામાન યોગ્ય સ્થળે ગોઠવતા હતા, તેઓ બધા આ આકસ્મિક હલ્લાથી ચમકી ઉઠયા. સૈનિકો તૈયાર થવા લાગ્યા, હથિયારો બાંધવા લાગ્યા. ઘોડેસ્વારો ઘોડા પર ચઢી સજ્જ થઈ ઉભા. એક ક્ષણમાં બધુ લશ્કર તૈયાર થઇ ગયું. પરંતુ એ એક ક્ષણમાં તો છાવણીમાંના નોકરો. સૈનિકો અને જોવા આવનાર પ્રેક્ષકો શત્રુઓની તોપોના ગોળાથી તદ્દન પાગલ બની ગયા.

જે ઓફિસરો ( તેઓમાં લોર્ડ રોબર્ટસ પણ હતો ) કિલ્લામાં ગયા હતા, તેઓ આનંદપૂર્વક ભોજન કરતા હતા, પણ એવામાં તેઓના કાનમાં તોપોનો ભયંકર શબ્દ આવી અથડાયો. એક, બે, ત્રણ એમ સેંકડો શબ્દો આવી કિલ્લામાંના લોકોને ગભરાવી મૂકવા લાગ્યા. ભોજન કરતા ઓફિસરો ચકિત બની ઉભા થઇ ગયા, અને એક બીજાને

કહેવા લાગ્યા કે "આ શું ! આ કદી શત્રુઓની તોપોના અવાજ ન જ હોય." પરંતુ આ વચનો ખોટાં પડયાં. શત્રુઓએ ગ્રિથેડની છાવણી પર હલ્લો કર્યો હતો. તેઓની તોપો આ ભયંકર ગર્જના કરી રહી હતી. અમલદારો એક ક્ષણનો વિલંબ ન કરતાં સીડી વાટે નીચે કુદી પડ્યા, ઘોડેસ્વાર થયા, અને જે દિશા તરફ તોપોનો અવાજ આવતો હતો, તે તરફ દોડયા. તેઓ અર્ધે રસ્તે જઈ પહોંચ્યા એ વખતે ભયંકર ગડબડને લીધે મુંઝાઇ ગયા. લોર્ડ રૉબર્ટસ આ દેખાવનું આ પ્રમાણે વર્ણન કરે છે—"જુદા જુદા રંગના લોકો,—બાળક, બાલિકા, સ્ત્રી, પુરુષ; નાના પ્રકારનાં પશુઓ—હાથી, ઘોડા, ઊંટ, બળદ; નાના પ્રકારની ચીજો, નાના પ્રકારનાં વાહનો એક સ્થળે આવી પડયાં હતાં. લોકો એવી દોડધામ કરી રહ્યા હતા કે જાણે કોઇ દૈત્ય પાછળ પડયો ન હોય. જેઓ મદદગાર લશ્કર આવી પહોંચવાથી આનંદમાં આવી જઇ કિલ્લા બહાર નીકળ્યા હતા, તેઓ અત્યારે કિલ્લામાં પાછા જવા માટે વ્યાકૂળ થઇ રહ્યા હતા. જેઓ કુતૂહલતા શાંત પાડવા માટે શહેરમાંથી છાવણી તરફ આવ્યા હતા, તેઓ બેબાકળા બની પાછા શહેરમાં જવા દોડતા હતા. તોપનો અવાજ સાંભળતાં જ એ પ્રેક્ષકોનું પ્રચંડ ટોળું ચોતરફ દોડવા લાગ્યું અને જે ગાડાંમાં ગ્રિથેડના સૈન્યનો સરંજામ આવતો હતો, જે વાહનોમાં રોગી અને ઘાયલ સૈનિકો આવતા હતા. તે વાહનો સાથે અથડાયું. બધાં જેમ બને તેમ જલદી પોતાને ઘેર જવા તત્પર હતાં, બધાં પોતાનો માર્ગ મુક્ત કરવા માગતાં હતાં. ગાડીઓ અને હાથીઓ વડે રસ્તો રૂંધાયો. માણસોનું ટોળું હાથીઓની હડફેટે ચઢ્યું. ઊંટો સાથે બળદો અફળાવા લાગ્યા. અતિશય ગડબડ અને ગેરવ્યવસ્થાને લીધે બધાને

જવાનો રસ્તો રોકાઇ ગયો. છતાં બધા પોતપોતાનો માર્ગ કરી લેવા ઠેલા ઠેલી કરી રહ્યા હતા. તોપોની ગર્જનાથી માવતોની માફક હાથીઓ પણ ગાંડાતુર બની ગયા. તેઓ ભયના માર્યા, અંકુશનો માર ન સહન થવાથી ભયંકર બરાડા પાડવા લાગ્યા. ગાડાં હાંકનારા બળદોને જોરથી ચલાવવા માટે તેનાં પૂછડાં આમળવા લાગ્યા. ઊંટોને ઘોડાની માફક દોડાવવા માટે તેના પર બેઠેલા સ્વારો એટલા બધા આતુર બની ગયા હતા કે તેઓના તાણવાથી ઊંટોની નાથ તૂટી ગઇ." આ પ્રમાણે બધાને એકી સાથે એક જ સ્થળે જવું હતું. અમલદારો મહા મુશીબતે છાવણી પર જઇ પહોંચ્યા. તેઓએ ત્યાં જઇ જે જોયું, તેથી તેઓની નવાઇનો પાર રહ્યો નહિ. આખી છાવણી જાણે દ્વંદ્વયુદ્ધનું મથક બની ગઇ હોય એવું જણાતું હતું. એક સ્થળે બે ઘોડેસ્વારો પરસ્પર તરવારો ચલાવી રહ્યા હતા. એક સ્થળે એક માણસ તરવાર ને બીજો માણસ સંગીન વડે એક બીજાને મારી નાખવાનો પ્રયત્ન કરતો હતો. એક સ્થળે શત્રુઓના કેટલાક ઘોડેસ્વારો અંગ્રેજોની એક તોપ દૂર ઘસડી જતા હતા. કોઇ સ્થળે અંગ્રેજ સૈનિકો લશ્કરી પોશાક પહેરી શક્યા ન હોવાથી કેવળ ડગલો પહેરી શત્રુઓના ઘોડેસ્વારોને હઠાવવા તૈયાર થયા હતા. એ સૈનિકોથી થોડે દૂર ડાબી બાજુએ અંગ્રેજોના ગોલંદાજો તોપોમાંથી ગોળા ફેંકયે જતા હતા. તેઓને પણ લશ્કરી પોશાક પહેરવા જેટલો સમય મળ્યો નહોતો. એક બાજુએ ઘોડા તૈયાર થતા હતા. જુદી જુદી ટુકડીના પાયદળ સૈનિકો પોતપોતાનાં હથિયારો માટે ગભરાટ બતાવી રહ્યા હતા. સેનાપતિ ગ્રિથેડ આ હલ્લો થયા પછી થોડી મિનિટમાં આવી પહોંચ્યો. તેણે સૈનિકોને આગળ વધવાનો હુકમ આપ્યો. સિપાહીઓ અંગ્રેજોની

છાવણી પર એકાએક છાપો મારી પાછા હઠી ગયા. અંગ્રેજ સૈન્ય તેઓની પાછળ પડયું. તેઓ તોપો છોડી કાલી નદી ઉતરી ચાલ્યા ગયા. તેઓની ૧૩ તોપો અંગ્રેજોના હાથમાં આવી.

ગ્રિથેડના સૈનિકો ૧૩ મી અકટોબર સુધી આગ્રામાં રહ્યા. ૧૪ મી અકટોબરે તેઓ આગ્રાથી મૈનપુરી તરફ રવાના થયા. રસ્તામાં તેમનો અધિનાયક બદલાયો. સત્તાવાળાઓના હુકમથી કર્નલ હોપ ગ્રાંટ ગ્રિથેડની જગાએ નીમાયો હતો. તેણે દિલ્હીથી ગ્રિથેડની છાવણી પર આવી પોતાની જગાનો ચાર્જ સંભાળી લીધો. મૈનપુરી વિષે અગાઉ કહેવાયું છે. મૈનપુરીના રાજાએ સરકાર સામે બંડ ઉઠાવ્યું હતું. તેના એક સગાની મદદથી તેજુરી જળવાઇ રહી હતી. અંગ્રેજ લશ્કર આવી પહોંચે તે પહેલાં રાજા તોપો, દારૂગોળો વગેરે છોડી નાસી ગયો હતો. અંગ્રેજ સૈન્યે આવી તેના કિલ્લાનો નાશ કર્યો. દારૂગોળો સળગાવી દીધો. મૈનપુરીના મુલ્કી અધિકારીઓ બળવો થતાં નાસી આગ્રાના કિલ્લામાં જઈ ભરાયા હતા. હવે તેઓ આ લશ્કર સાથે અહીં આવી પહોંચ્યા હતા. તેઓએ બધી સત્તા હાથમાં લીધી. ત્યારબાદ લશ્કર બિવર નામના ગામ આગળ જઇ પહોંચ્યું. અહીં મિરત, આગ્રા, ફતેહગઢ, અને કાનપુરના રસ્તા આવી મળ્યા હતા. અહીં સેનાપતિ કર્નલ હોપ ગ્રાંટને સર જેમ્સ આઉટ્રામનો પત્ર મળ્યો. આ પત્ર પણ હેવલોકના પત્રની માફક ગ્રીક ભાષામાં લખાએલો હતો. આ પત્ર એક બરૂની કલમમાં નાંખી એ કલમ લાકડીના પોલા ભાગમાં છુપાવવામાં આવી હતી. આ રીતે જાસુસ ખંડખોરીથી છુપી રીતે આ પત્ર અહીં લાવ્યો હતો. જાસુસો કેવી યુક્તિથી અંગ્રેજોના પત્રો એક સ્થળેથી બીજે સ્થળે લઇ જતા હતા, તે આ પરથી બરાબર સમજાય

છે. સેનાપતિ આઉટ્રામે દિલ્હીના સેનાપતિ પાસે મદદ માગી હતી. આથી કર્નલ હોપ ગ્રાન્ટ તરત જ લખનૌર તરફ રવાના થયો. તે ૧૨ મી અકટોબરે બિવર છોડી ૨૮ માઇલનો રસ્તો કાપી ગુરસાહિ-ગંજ આગળ આવી પહોંચ્યો અને તેને બીજે દિવસે કનોજ પાસેના મિરણકી સરાઇ નામના ગામ આગળ જઇ પહોંચ્યો.

એ દિવસે બંડખોર સિપાહીઓ સાથે અંગ્રેજ સૈન્યને નાનું સરખું યુદ્ધ થયું. સિપાહીઓ પોતાની તોપો લઇ કાલી નદીને પેલે પાર ગયા. અંગ્રજી લશ્કરે આ પરથી તોપોના બાર કર્યા એટલે તેઓ તોપો છોડી નાસી ગયા. હોપ ગ્રાન્ટ નદી ઉતરી તેની પાછળ દોડયો. બંડખોર પાયદળ સિપાહીઓ એ ધસારામાંથી બચવા માટે નાસી છૂટયા. ઘોડેસવારો ગંગામાં કુદી પડયા. તેમાંના ઘણાખરા પ્રવાહમાં તણાઇ ગયા. કોઇ કોઇ સામે પાર જઇ પહોંચ્યા. ૨૬ મી અકટોબરે હોપ ગ્રાંટનું સૈન્ય કાનપુર જઇ પહોંચ્યું. ૩૧ મીએ તે આલમબાગ અને બાનિના પુલ વચ્ચેના મેદાનમાં જઇ પહોંચ્યું. વડો સેનાપતિ આવી પહોંચ્યો ત્યાં સુધી તે સૈન્ય ત્યાં જ પડયું રહ્યું.

સર કોલિન કેમ્પબેલ હિંદનો વડો સેનાપતિ બન્યો હતો. તે ૧૩ મી ઓગસ્ટે ઈંગ્લાંડથી કલકત્તા આવી પહોંચ્યો હતો. આ વખતે બળવો ચોમેર ફાટી નીકળ્યો હતો. સમગ્ર અયોધ્યા પ્રાંત, રોહિલખંડ અને ગંગાયમુનાનો દોઆબ બળવાની પ્રચંડ જ્વાળાથી સળગી રહ્યાં હતાં. મોગલ રાજધાની પાસે અંગ્રેજોનું સૈન્ય અશક્ત બની બેઠું હતું. મધ્યહિંદમાં બળવાનાં મોજાં ફરી વળતાં હતાં. સમાચાર મોકલવા જેવી સગવડ રહી નહોતી. આવા સમયમાં સર કોલિન કેમ્પબેલ વડો સેનાપતિ બની કલકત્તે આવ્યો. તેણે કેવી રીતે આ ભભુકતી આગ શાંત કરી તે હવે સંક્ષેપમાં જણાવીએ છીએ.

સૌ પહેલાં વડા સેનાપતિએ બળવાના પ્રદેશમાં સૈન્ય મોકલવાનો બંદોબસ્ત કર્યો. ચીન જતાં લશ્કરને હિંદનો બળવો શમાવવા બોલવવામાં આવ્યું. એ કાફલાનો અધ્યક્ષ કપ્તાન પીલ પોતાનો કાફલો અને તોપો લઇ કલકત્તા આવી પહોંચ્યો. જુદાં જુદા સંસ્થાનોમાંથી લશ્કર અને લડાઇનો સરંજામ એકત્ર કરવામાં આવ્યો. આ પ્રમાણે એકત્ર થયેલું લશ્કર બળવાવાળા પ્રદેશમાં મોકલવામાં આવ્યું. સર કોલિન કેમ્પબેલ ૨૭ મી અક્ટોબરે કલકત્તાથી રવાના થયો. રાતદિવસ ઘોડાની ટપાલ મારફત મુસાફરી કરતો કરતો તે ૧લી નવેમ્બરે અલ્લાહાબાદ જઇ પહોંચ્યો. તેને બીજે દિવસે તે ફતેહપુર ગયો. વડો પ્રધાન જ્યારે આમ ઝપાટાબંધ મુસાફરી કરી રહ્યો હતો ત્યારે કાનપુરના માર્ગે પર કપ્તાન પીલે સિપાહીઓ સાથેની લડાઇમાં જીત મેળવી. હિંદના ઇતિહાસમાં પ્રસિદ્ધ થએલ સ્થળ આગળ આ લડાઇ થઇ હતી. ફતેહપુરથી લગભગ ૨૪ માઇલ વાયવ્યમાં કજવા નામનું ગામ આવેલું છે. ઇ. સ. ૧૬૫૯માં ઔરંગઝેબે અહીં પોતાના ભાઇ સુલતાન સુજાને હરાવ્યો હતો. દાનાપુરના સંખ્યાબંધ સિપાહીઓ કજવામાં આવી ભરાયા હતા. ૧ લી નવેમ્બરે અંગ્રેજ લશ્કર તેઓની સામે આવ્યું. લડાઇમાં અંગ્રેજ સેનાનાયક મરાયો, પરંતુ નૌકાના અધ્યક્ષ કપ્તાન પીલની કુશળતાથી સિપાહીઓ નાસી ગયા. આ લડાઇને બીજે દિવસે અર્થાત્ ૨ જી નવેમ્બરે વડો સેનાપતિ કાનપુર આવી પહોંચ્યો. આ વખતે લખનૌર તરફ તેની તીક્ષ્ણ દૃષ્ટિ હતી. તેને બાતમી મળી હતી કે લખનૌરમાંના યુરોપિઅનો પાસે જે ખોરાકી છે, તે નવેમ્બરની આખર સુધી ચાલશે. ખોરાક વિના, પ્રબળ શત્રુઓના પરાક્રમ આગળ એ લોકો લાંબો વખત ટકી શકશે નહિ. એવો વિચાર કરી તે સૌ

પહેલાં લખનોર જવા તૈયાર થયા. સેનાપતિ હોપ ગ્રાન્ટનું લશ્કર આલમબાગ અને બાનિના પુલ વચ્ચેના મેદાનમાં પડયું હતું. વડો સેનાપતિ પોતાના મુખ્ય મદદગાર બ્રિગેડિયર મેન્સફીલ્ડ[1] સાથે ૯ મી નવેમ્બરે ત્યાં જઇ પહોંચ્યો. તેના હુકમ મુજબ સેનાનાયક વાઇન્ડહામ કાનપુરમાં રહ્યો.

સર કોલિન કેમ્પબેલના સૈનિકોએ જ્યારે અયોધ્યામાં પ્રવેશ કર્યો ત્યારે તેને ચોતરફ ભયંકર બળવાની નિશાનીઓ જણાવા લાગી. રસ્તામાં માણસનું જણ્યું સામું મળતું નહિ. હડખાયાં કુતરાં ચોતરફ ભટકતાં નજરે પડતાં. ગામડાંમાં માણસોનું નામ નહોતું. સેનાપતિ હેવલોક આવ્યો ત્યારે જ ગામડાંના લોકો પોતપોતાનાં ઘરબાર છોડી ચાલ્યા ગયા હતા. માણસોથી ખદબદતાં ગામડાં, લોકોથી પરિપૂર્ણ રાજમાર્ગ, ખેડુતોથી ભરપૂર ખેતરો, બધું નિસ્તબ્ધ જણાતું હતું. આવાં ઉજડ સ્થાનો ઓળંગી વડો સેનાપતિ વાજિદઅલીની રાજધાનીના પાધરમાં આવી પહોંચ્યો. વડા સેનાપતિની મદદે નેપાળનો વડો પ્રધાન જંગબહાદુર આવી પહોંચ્યો હતો, તેણે બળવો શરૂ થયો કે તરત લોર્ડ કેનિંગને લખી જણાવ્યું કે 'મારૂં લશ્કર આપની મદદમાં હાજર છે' લોર્ડ કેનિંગે આ મદદ સ્વીકારવાનો નિશ્ચય કર્યો હતો. તેથી જંગબહાદુર પોતે ત્રણ હજારનું ગુરખા સૈન્ય લઇ હિંદનાં સપાટ મેદાન પર આવી પહોંચ્યો હતો. જંગબહાદુર ઇગ્લાંડ જઇ આવ્યો હતો. ઇગ્લાંડ વસવાટ કર્યાથી તેને ખાત્રી થઇ ગઇ હતી કે અંગ્રેજો હિંદમાં પોતાની સત્તા ટકાવી રાખવાને કદી અશક્ત નહિ

૧. તેને પાછળથી લોર્ડની પદવી મળી હતી. ત્યારથી તે લોર્ડ સેન્ડહર્ટના નામથી ઓળખાતો હતો.

બને.[1] આ વખતે વાસ્તવિક રીતે જંગબહાદુર જ નેપાળનો ધણી હતો. અંગ્રેજો પર તેને પ્રીતિ હતી અને સિપાહીઓ પર દ્વેષ હતો આથી તે આ વખતે અંગ્રેજોની મદદે જઇ સિપાહીઓનું લોહી રેડવા તત્પર બન્યો. પરંતુ જંગલમય તરાઇ ઓળંગ્યા બાદ તેને સમાચાર મળ્યા કે બ્રિટિશ સરકારે હજુ તમારી મદદ લેવાનો નિર્ણય કર્યો નથી, તેનું સૈન્ય ૧૫ મી જુન દરમિઆન અયોધ્યા પહોંચી શકે તેમ હતું. પરંતુ સરકારના કહેવાથી તેને પાછું ખટમંડુ તરફ જવું પડયું. જંગલનાં હવા પાણીથી તે લશ્કરમાંના ઘણાખરા માંદા પડયા હતા. આવી સ્થિતિમાં અપાર દુઃખ વેઠી સૈન્ય ખટમંડુ પહોંચ્યું, એવામાં તેને ખબર મળ્યા કે બ્રિટિશ સરકારે તમારી મદદ સ્વીકારવાનો નિર્ણય કર્યો છે. આથી ૨૬ મી જુને ગુરખા સૈન્ય પાછું નેપાળથી રવાના થયું. ગુરખા સૈન્યે બ્રિટિશ હદમાં પગ મૂક્યો ત્યારે સર હેન્રિ લોરેન્સ મરણ પામ્યો હતો અને સર હ્યુ વ્હીલર સિપાહીઓને હાથે અનંત નિદ્રામાં સૂતો હતો. સરકારના આવા વ્યવહારથી જંગબહાદુર બહુ કંટાળ્યો હતો. તેણે પોતાના એક અંગ્રેજ મિત્રને કહ્યું હતું કે " આપ જુઓ તો ખરા, મારા પ્રત્યે કેવી વર્તણુક ચલાવવામાં આવી છે તે. આવા અમલદારો જ્યાં સુધી અમલ ચલાવે છે, ત્યાં સુધી આપ લોકો હિંદનો બચાવ કરવાની આશા શી રીતે રાખી શકો ? "[2] પરંતુ જેના હાથમાં આ વખતે હિંદ પર સત્તા ચલાવવાની દોરી હતી, તેને બહુ સાવચેતીથી દરેક કામ કરવું પડતું હતું. ગુરખાઓ પર લોર્ડ

૧. William Digby, A friend in need: Friendship forgotten P. 43.

૨. Mead, Sepoy Revolt, P. 86.

ડેલ્હાઉઝીને બહુ વિશ્વાસ નહોતો. જ્યારે યુરોપમાં લડાઇ જાગતી ત્યારે ગુરખાઓ હથિયારો ભેગાં કરવામાં ચિત્ત પરોવતા હતા. તેઓમાં એ વખતે શત્રુતાચરણ જણાતાં હતાં.[૧] આવા વિચારથી લોર્ડ કેનિંગ નેપાળ સરકારની મદદ સ્વીકારવી કે નહિ એ બાબત દઢ રહ્યો નહોતો. પરંતુ છેવટે ફરીથી વિચાર કરતાં તેણે તેની મદદ સ્વીકારવાનો નિશ્ચય કર્યો હતો. સર હેન્રિ લોરેન્સે દઢતા સંપન્ન ગુરખાઓને મદદે બોલાવવા માટે ગવર્નર જનરલ પર તાર કર્યો હતો. કોઇ કોઇ જણાવે છે કે જો ગુરખા સૈન્ય બરાબર વખતે લખનોર જઇ પહોંચ્યું હોત તો સર હેન્રિ લોરેન્સ બંડખોરોને હરાવી સર હ્યુ વ્હીલરની મદદે જઇ પહોંચત.[૨] ગમે તેમ હોય પણ એટલું તો ખરૂં કે બ્રિટિશ સરકારે પ્રથમ ગુરખાઓ પર વહેમ આણ્યો હતો છતાં એ વીરનરોએ અંગ્રેજોની તરફેણમાં લડતાં જરાએ દગડાઇ કરી નહોતી. ઇતિહાસકારોએ બહુ જ આનંદપૂર્વક એ લોકોની અસાધારણ વીરતાના વખાણ કર્યા છે. હવે આપણે વડો સેનાપતિ આવી પહોંચ્યો તે પહેલાં લખનોરમાં શું બન્યું હતું તે સંક્ષેપમાં તપાસી જઇએ.

સેનાપતિ હેવલોક અને આઉટ્રામ બંડખોર સિપાહીઓને લખનોરમાંથી હાંકી કાઢી શકયા નહિ. તેઓએ લખનોરનો ઘેરો ઉઠાડયો હતો એ વાત વાસ્તવિક રીતે ખરી નથી. તેઓના આગમનથી ઘેરાએલા લોકોનું બળ વધ્યું હતું. એ સિવાય બીજો કંઈ ફાયદો થયો નહોતો. વાજિદઅલીની રાજધાનીનાં જુદાં જુદાં સ્થાનો હજુ સિપાહીઓના કબજામાં હતાં. સેનાપતિ આઉટ્રામ સિપાહીઓનાં ટોળાં વિખેરી નાખી કાનપુરનો

૧ Martin, Indian Empire, Vol, II. P. 278.

૨ Mead, Sepoy Revolt, P. 86.

રસ્તો સાફ કરી શક્યો નહોતો. આઉટ્રામે પ્રથમ સૈનિકોને રહેવા માટે નદી કિનારે આવેલાં તારાકોઠી, છત્રમંજિલ, ફરિદબક્ષ વગેરે સ્થાનો કબજે કરવાની તૈયારી કરી. ૨૬ મી સપ્ટેમ્બરે એ સ્થળો કબજે થયાં. ૬ ઠી નવેમ્બરે તેને બાતમી મળી કે હોપ ગ્રાન્ટ પોતાનું લશ્કર લઇ આલમબાગ પાસેના મેદાનમાં આવી પહોંચ્યો છે. ત્યાં તે વડા સેનાપતિની રાહ જોતો છાવણી નાખી પડયો છે.

સર જેમ્સ આઉટ્રામે વડા સેનાપતિને લખનોરની અવસ્થા અને પોતાના સૈન્યની ગોઠવણી વિષે બધી હકીકત જણાવવાની ઇચ્છા કરી હતી. પણ એ ઇચ્છા અમલમાં મૂકી શકાય તેમ નહોતું. રસ્તામાં સિપાહીઓનાં થાણાં પડયાં હતાં. એ લોકોની ચોકીઓ ભેદી જવાનું કામ અસાધ્ય હતું. હેન્રિ કાબેના નામના એક મુલકી ખાતાના અધિકારીએ આ અસાધ્ય કાર્ય કરવાનું બીડું ઝડપ્યું. અંગ્રેજોના અવયવોમાં જે ખાસ લક્ષણો હોય છે, તેવાં લક્ષણો કાબેનાના શરીરમાં પણ જણાતાં હતાં. તેનું શરીર લાંબું, વર્ણ ગોરો અને વાળ નપખીરીઆ હતા. આ લક્ષણો છુપો વેશ ધારણ કરવામાં અંતરાયરૂપ હતાં. સર જેમ્સ આઉટ્રામ જો કે સાહસિક કામો કરવામાં હંમેશાં ઉત્સાહ આપનારો હતો છતાં કાબેનાનાં આવાં ખાસ લક્ષણો જોઇ તે આનાકાની કરવા લાગ્યો. પરંતુ કાબેના દૃઢ હતો, તે આઉટ્રામના કહેવાથી અટકયો નહિ. આઉટ્રામે તેનો અતિશય આગ્રહ જોઇ જવાની રજા આપી. કાબેનાએ લુટારાનો વેશ લીધો. તેણે વાળો કાપી ટુંકા કરી નાખ્યા. રેશમી પાયજામો, મસ્લિનનું પહેરણ અને તેના પણ પીળા રંગનું અંગરખું પહેર્યું. કમર પર ધોળા રંગનો કમરબંધ વીંટાળ્યો. ખાંધ પર એક રંગીન દુપટો રાખ્યો. તેના માથા પર ધોળા રંગની પાઘડી

શોભવા લાગી. ખાંધ સુધીના શરીરના બધા ઉપલા ભાગ પર અને કોણી સુધીના હાથ પર તેલવાળી મેશ લગાડી દીધી. આવો અપૂર્વ વેશ ધારણ કરી તે એક હાથમાં ઢાલ અને બીજા હાથમાં તરવાર લઇ કાનોજીલાલ નામના એક વિશ્વાસુ જાસુસ સાથે ૯ મી નવેમ્બરે રાતના ૯ વાગે સેનાપતિના તંબુ તરફ રવાના થયો. બીજે દિવસે તે સહીસલામત વડા સેનાપતિની છાવણીમાં જઇ પહોંચ્યો. કાબેનાનાં આ સાહસથી સર જેમ્સ આઉટ્રામની બધી યોજના સર કોલિનના જાણવામાં આવી. વડો સેનાપતિ હોપ ગ્રાન્ટને મળ્યો ત્યારે સિપાહીઓ સ્થળે સ્થળે એકત્ર થઇ, તોપો ગોઠવી, તેઓને અટકાવવા તૈયાર થઈ રહ્યા હતા. આઉટ્રામે કાબેનાની સાથે વડા સેનાપતિએ કયે રસ્તે થઇ આવવું તે કહાવી મોકલ્યું હતું. તે મુજબ વડા સેનાપતિએ પોતાનો રસ્તો નક્કી કરી લીધો હતો. તેણે ૧૧ મી નવેમ્બરે સાંજરે સૈનિકોની મુલાકાત લીધી. બીજે દિવસે સવારમાં તેનું સૈન્ય રેસિડેન્સિ તરફ રવાના થયું.

૧૩ મી નવેમ્બરે વડા સેનાપતિએ આલમબાગ અને દિલખુશ—બાગની વચ્ચે આવેલો જેલેલાબાગ નામનો કિલ્લો જીતી લીધો. દિવસે સવારમાં તેનું લશ્કર દિલખુશ બાગમાં આવી પહોંચ્યું. અહીં આવી તેણે આ બાગ અને માર્ટિનિયર કોલેજ કબજે કરી. માર્ટિનિયરથી સૈનિકો સિકંદર બાગ પાસેના ગામડા આગળ આવી પહોંચ્યા. આ ગામડાની સાંકડી ગલીમાં થઇ તેઓ સિકંદર બાગ તરફ વધવા લાગ્યા. સિપાહીઓએ સિકંદર બાગની વચ્ચે આવેલી બે માળની હવેલી પરથી એવો સખત ગોળીબાર કર્યો કે અગ્રજ સૈન્ય બહુ હેરાન થઇ ગયું. એ વખતે શિખ લોકોએ બહુ જ પરાક્રમ દર્શાવ્યું. તોપોના ગોળાથી સિકંદર બાગની દિવાલ તુટી એટલે હાઇલેન્ડર, શિખ, પંજાબના

મુસલમાનો વગેરે બધાને અંદર પેસવાનો હુકમ મળ્યો. તેઓ બધા અપાર શૌર્ય દર્શાવવા લાગ્યા. પ્રથમ એક હાઈલેન્ડર તૂટેલી દિવાલ પર ચઢી અંદર કુદી પડયો કે તરત ગોળીના આઘાતથી તેનો જીવ નીકળી ગયો. પંજાબની ૪ થી પલ્ટણનો એક શિખ તેની પાછળ કુદી પડયો. પરંતુ તેની પણ એવી જ દશા થઇ. ત્યારબાદ અંગ્રેજોના બીજા સૈનિકો આગળ વધ્યા. ગોકુલસિંહ નામનો શિખ સુબેદાર એ માર્ગે પોતાના સૈનિકોને દોરી ગયો. એ ટુકડીના મોકારબ ખાન નામના એક પંજાબી મુસલમાને અતિશય પરાક્રમ દાખવ્યું. સિકંદર બાગના દરવાજા બંધ કરવાનો પ્રયત્ન થયો ત્યારે મોકારબખાને તેમાં અટકાવ નાખવા ખાતર પોતાનો ડાબો હાથ બંને બારણાં વચ્ચે રાખ્યો. તરવારથી એ હાથ પર ઘા મારવામાં આવ્યા, એટલે તેણે એ હાથ પાછો ખેંચી જમણો હાથ રાખ્યો. તરવારના ઘાથી એ હાથ કાંડા સુધી કપાઈ ગયો. પરંતુ એ દરમિઆન મોકારબ ખાનનો ઉદ્દેશ પાર પડયો. બારણાં બંધ થાય તે દરમિઆન અંગ્રેજ લશ્કરનાં અસંખ્ય માણસો આવી પહોંચ્યા. અને એ દ્વાર વાટે સિકંદર બાગમાં પેઠા.[૧] આ લડાઇમાં વડા સેનાપતિના સાથળમાં ઘા પડયો હતો. પરંતુ એ ઘા બહુ ઊંડો નહોતો.

જે સૈનિક પુરુષો આ વખતે વડા સેનાપતિના લશ્કરમાં હતા, તેઓમાંના કોઇ કોઇએ આ લડાઇની વિગત લખી જણાવી છે. ૯૩ મી હાઇલેન્ડર પલ્ટણમાં ફોર્બ્સ મિચેલ નામનો એક સાર્જન્ટ હતો. તેણે કહ્યું છે કે સિકંદર બાગના મધ્યભાગમાં એક મોટો પીપળો હતો. એની

૧. Lord Roberts, Forty one years in India. Vol. I. P. 326-327.

ડાળોમાંથી નીકળેલી ડાંખળીઓ પર પુષ્કળ પાંદડાં હતાં. એ પીપળા નીચે ઠંડા પાણીથી ભરપૂર ગોળા પડ્યા હતા. લડાઇ પૂરી થઇ એટલે કેટલાક અંગ્રેજ સૈનિકો વિશ્રાંતિ લેવા ખાતર અને ઠંડુ પાણી પી શાંત થવા ખાતર એ સ્થળે આવી પહોંચ્યા. તેઓએ ત્યાં પોતાની ટુકડીના કેટલાક સોલ્જરોનાં શબો પડેલાં જોયાં. તેઓમાંના એકે એ શબોના ઘા તપાસી કહ્યું કે ઝાડ ઉપરથી ગોળીબાર થયા લાગે છે અને એ ગોળીબારથી આ બધા મરણ પામ્યા છે. એમ કહી તેણે ઝાડ પર કોઇ છે કે નહિ તે જોવા માટે એક બીજા માણસને વિનંતિ કરી. એ માણસે ઉંચું જોઇ બૂમ પાડી કે "હા! હું જોઇ શકું છું," એમ કહી તેણે બંદુક છોડી. તરત જ વૃક્ષ પરથી એક શબ જમીન પર પડયું. તેણે ગુલાબી રંગનો રેશમી પાયજામો અને અંગરખું પહેર્યું હતું. જમીન પર પડતાં તેની છાતી પરનો અંગરખાનો ભાગ ફાટી ગયો હતો. ઉઘાડી છાતી પરથી તે સ્ત્રી હોય એવું જણાયું. આ સ્ત્રીએ બે બંદુકો રાખી હતી. એક ભરેલી બંદુક તેની કેડે લટકતી હતી. જે માણસની ગોળીથી આ બાઇ નીચે પડી તે આ દૃશ્ય જોઇ રડતો રડતો બોલ્યો, "જો મને ખબર પડી હોત કે આ સ્ત્રી છે, તો હું મરી ફૂટયો હોત તો પણ તેના પર ગોળી ચલાવત નહિ"[૧] ત્યારબાદ સિકંદરબાગનું મકાન તોડી પાડવામાં આવ્યું. અત્યારે એક નાની કોટડી સિવાય એ મકાનની કઇ નિશાની રહી નથી. એક વખત બળવા વખતનાં બધાં ચિહ્નોનો નાશ કરવાની માગણી થઇ હતી. ઘણા અંગ્રેજોની એવી ઇચ્છા હતી કે દિલ્હીના પહાડનાં સ્મૃતિ ચિહ્નો અને લખનોરની સુંદર રેસિડેન્સિ તોડી પાડવી. પરંતુ દીર્ઘ

૧. Forbes-Mitchell, Reminiscences of the Great Mutiny P. 57-58

દૃષ્ટિવાળા-લોકોને આ માગણી ન ગમી. એ બધાં ચિહ્નો મહારાણીની પ્રજાનાં અસાધારણ વીરત્વ સાથે દર્શાવાએલી રાજભક્તિનાં સાક્ષી રૂપ છે. અંગ્રેજો અને દેશી લોકોએ સાથે રહી પોતાનાં કર્તવ્ય બજાવ્યાં છે, એ બધું આ ચિહ્નો જોનારને સમજાય છે. વળી એ ચિહ્નો અમલદાર વર્ગને પ્રજાજન સાથે સદ્‌વ્યવહાર ચલાવવાનો ઉપદેશ આપી રહ્યાં છે. વાસ્તવિક રીતે આવાં ચિહ્નો જેમ અંગ્રેજો અને હિંદીઓની બહાદુરી બતાવનારાં છે, રાજભક્તિ ઉશ્કેરનારાં છે, તેમ ઘટનાયોગે માનવ પ્રકૃતિ કેવી પશુભાવથી ભરપૂર બની જાય છે તે બતાવનારાં છે. આવાં ચિહ્નોથી નાના પ્રકારનો ઉપદેશ મળે છે. લોર્ડ લોરેન્સ જેવા મહા પુરુષે જુમ્મા મસ્જિદને તોડી પાડવા દીધી નહોતી. લોર્ડ રોબર્ટ્સ જેવા વીર પુરુષે આવી અજુગતી માગણી તુચ્છકારી કાઢી છે.[૧]

૧૬ મી નવેમ્બરે સાંજરે અંગ્રેજોના બાકી રહેલા સૈનિકો વળી રેસિડેન્સિ ભણી રવાના થયા. તેઓની ડાબી બાજુએ લગભગ ૧૧૦૦ ગજ પહોળું મેદાન હતું; મેદાનની બાજુએ એક નાનું ગામડું હતું; જમણી બાજુએ લગભગ ત્રણસો ગજનું મેદાન હતું; ત્યાર પછી ચાર ગજનો માર્ગ નાનાં નાનાં મકાનો અને બાગોથી ભરપૂર હતો. ત્યાર બાદ નવાબ ગાઝીઉદ્દીન હૈદરની કબર શાહનજિફ આવેલી હતી.[૨] આ કબર શ્વેત પત્થરના ઘુમટથી શોભતી હતી; તેનું વિશાળ આંગણું ઉંચી દિવાલથી ઘેરાએલું હતું. શાહનજિફથી થોડે દૂર કદમરસુલ નામની એક નાની મસ્જિદ હતી.[૩]

---

૧. Forty one years in India, Preface, P. IX.

૨. હજરત મહમ્મદના જમાઇ અલીની કબર નજફ પહાડ પર આવેલી છે. શાહનજિફ એ અકબરની પ્રતિકૃતિ રૂપ છે.

૩. કદમ રસુલમાં હજરત મહમ્મદનાં પગલાં છે. અરબસ્તાનથી

ડાળોમાંથી નીકળેલી ડાંખળીઓ પર પુષ્કળ પાંદડાં હતાં. એ પીપળા નીચે ઠંડા પાણીથી ભરપૂર ગોળા પડયા હતા. લડાઇ પૂરી થઇ એટલે કેટલાક અંગ્રેજ સૈનિકો વિશ્રાંતિ લેવા ખાતર અને ઠંડુ પાણી પી શાંત થવા ખાતર એ સ્થળે આવી પહોંચ્યા. તેઓએ ત્યાં પોતાની ટુકડીના કેટલાક સોલ્જરોનાં શબો પડેલાં જોયાં. તેઓમાંના એકે એ શબોના ઘા તપાસી કહ્યું કે ઝાડ ઉપરથી ગોળીબાર થયા લાગે છે અને એ ગોળીબારથી આ બધા મરણ પામ્યા છે. એમ કહી તેણે ઝાડ પર કોઇ છે કે નહિ તે જોવા માટે એક બીજા માણસને વિનંતિ કરી. એ માણસે ઉંચું જોઇ બૂમ પાડી કે "હા! હું જોઇ શકું છું," એમ કહી તેણે બંદુક છોડી. તરત જ વૃક્ષ પરથી એક શબ જમીન પર પડયું. તેણે ગુલાબી રંગનો રેશમી પાયજામો અને અંગરખું પહેર્યું હતું. જમીન પર પડતાં તેની છાતી પરનો અંગરખાનો ભાગ ફાટી ગયો હતો. ઉઘાડી છાતી પરથી તે સ્ત્રી હોય એવું જણાયું. આ સ્ત્રીએ બે બંદુકો રાખી હતી. એક ભરેલી બંદુક તેની કેડે લટકતી હતી. જે માણસની ગોળીથી આ બાઇ નીચે પડી તે આ દૃસ્ય જોઇ રડતો રડતો બોલ્યો, "જો મને ખબર પડી હોત કે આ સ્ત્રી છે, તો હું મરી ખૂટયો હોત તો પણ તેના પર ગોળી ચલાવત નહિ"[1] ત્યારબાદ સિકંદરબાગનું મકાન તોડી પાડવામાં આવ્યું. અત્યારે [illegible] નાની કોટડી સિવાય એ મકાનની કઇ નિશાની રહી નથી. [illegible] બળવા વખતનાં બધાં ચિહ્નોનો નાશ કરવાની માગ[illegible] ઘણા અંગ્રેજોની એવી ઇચ્છા હતી કે દિલ્હીના [illegible] ચિહ્નો અને લખનૌની સુંદર રેસિડેન્સિ તોડી[illegible]

૧. Forbes-Mitchell, Great Mutiny P. 57–58

અસંભવિત જણાયું. તેનું સૈન્ય આગળ વધી શકતું નહોતું; પાછું હઠવા તૈયાર નહોતું. સૈન્ય આગળ ધસારો કરતું કે તરત સામેની ઉંચી દિવાલનાં કાણાંમાંથી અસંખ્ય ગોળીઓ આવી તેમાંના કેટલાકને મારી નાખતી હતી. છેવટે અંગ્રેજ સૈન્ય મહા મુશીબતે દિવાલ પાસે આવી પહોંચ્યું ખરૂં પણ ત્યાં દરવાજો હોય એવું જણાયું નહિ. નીસરણી સાથે નહોતી. આથી દિવાલ પર ચઢવાની કંઇ સગવડ ન મળી. તોપો વડે એ દિવાલમાં ગાબરાં પાડવાનો પ્રયત્ન થયો. પણ પ્રચંડ દિવાલની દ્રઢતાએ તોપોને પણ હરાવી. બધી ચેષ્ટા વ્યર્થ ગઇ જોઇ કપ્તાન પીલે તોપો પાછી ફેરવવાનો હુકમ આપ્યો. વડા સેનાપતિએ ઘાયલ અને માર્યા ગએલ સૈનિકોને લઇ આવવા માટે સૈનાનાયક હોપગ્રાન્ટને હુકમ આપ્યો. આ પ્રમાણે પાછળ હઠી જવું એવો નિશ્ચય થયો હોય એવું જણાયું.

વડા સેનાપતિનો હુકમ લઇ જનાર માણસ સાથે મસલત કર્યા પછી સેનાનાયક હોપે નક્કી કર્યું કે વડા સેનાપતિનો હુકમ અમલમાં મૂકયા પહેલાં દિવાલના કોઇ પણ ભાગમાં થઇ અંદર પ્રવેશ કરી શકાય તેમ છે કે નહિ તેની તપાસ કરવી. તેઓ બન્ને જંગલમાં થઈ દિવાલની બારીક તપાસ ચલાવવા લાગ્યા. છેવટે તેઓનો ઉદ્દેશ સિદ્ધ થયો. તેઓએ દિવાલના એક ભાગમાં રસ્તો જોયો. તેઓ બંને એ રસ્તા દ્વારા અંદર પેઠા. સૈનિકો પણ એ લોકો પાછળ અંદર ગયા. સિપાહીઓ અગાઉથી નાસી ગયા હોય એવું જણાયું. અંગ્રેજો હવે કશી મુશીબત વેઠ્યા સિવાય અંદર પેઠા. દરવાજો ઉઘાડી નાખવામાં આવ્યો. વડા સેનાપતિને જણાવવામાં આવ્યું કે હવે પાછળ હઠવાની જરૂર નથી. આ મુશ્કેલ સ્થળ કબજે થયું છે.

અંગ્રેજોને મેદાનની બાજુએ આવેલું ગામડું કબજે કરતાં બહુ ખમવું ન પડ્યું. ત્યારબાદ ગોલંદાજે શાહનજિફ અને કદમરસુલ તરફ ગોળા ફેંકવા લાગ્યા. શિખ પાયદળ સેનાએ કદમરસુલ કબજે કરી. પરંતુ શાહનજિફ કબજે કરવાનું કામ મુશ્કેલ નીવડ્યું. એ મસ્જિદની પાસેના જંગલમાં અને તેની ઉંચી દિવાલના અંદરના ભાગમાં છુપાઇ સિપાહીઓ ગોળીઓનો વરસાદ વરસાવવા લાગ્યા. વડો સેનાપતિ ઘોડેસ્વાર થઇ અતિશય દિલગીર ચહેરે એ મસ્જિદ તરફ જોઇ રહ્યો. તેના મદદનીશો તેની પાસે ઉભા ઉભા પોતાના સૈનિકોનો કાર્યકલાપ નિહાળી રહ્યા હતા. મસ્જિદ પર હલ્લો કરનારા સૈનિકોની મદદમાં બીજા પાયદળ સૈનિકો મોકલવામાં આવ્યા, પરંતુ તેથી પરિણામ કંઇ ન આવ્યું. સિપાહીઓએ ત્રણ કલાક સુધી એકી સરખું પરાક્રમ દાખવી અંગ્રેજોને અટકાવી રાખ્યા. તેઓની તોપો અને બંદુકોએ અંગ્રેજોનાં લશ્કરમાં કેર વર્તાવ્યો. વડો સેનાપતિ પોતાનું બળ ઓછું થતું જોઇ ચિંતા કરવા લાગ્યો. તેની પાસે ઉભેલામાંના એકનો હાથ કપાઇ ગયો, એક બીજો ઘાયલ થયો. એક સેનાનાયકનો ઘોડો મરાવાથી તે જમીન પર પડયો. આ તરફ રાતનો અંધકાર ચોતરફ ફેલાવા લાગ્યો. આ બધાં કારણોને લીધે વડો સેનાપતિ બહુ ચિંતાતુર થઇ ગયો, તેના કપાળપર કરચલીઓ પડી, મુખ પર ચિંતાનાં ચિહ્નો સ્પષ્ટ જણાવા લાગ્યાં. શત્રુઓને મારી હઠાવવાનું કાર્ય તેને

---

. હજરત મહમ્મદનાં પગલાંવાળો એક પત્થર લાવી આ મસ્જિદમાં રાખવામાં આવ્યો છે. બળવા વખતે એ પવિત્ર પત્થર ખસેડવામાં આવ્યો હતો.–Forty one years in India. Vol. I P. 330, note

અસંભવિત જણાયું. તેનું સૈન્ય આગળ વધી શકતું નહોતું; પાછું હઠવા તૈયાર નહોતું. સૈન્ય આગળ ધસારો કરતું કે તરત સામેની ઉંચી દિવાલનાં કાણાંમાંથી અસંખ્ય ગોળીઓ આવી તેમાંના કેટલાકને મારી નાખતી હતી. છેવટે અંગ્રેજ સૈન્ય મહા મુશીબતે દિવાલ પાસે આવી પહોંચ્યું ખરૂં પણ ત્યાં દરવાજો હોય એવું જણાયું નહિ. નીસરણી સાથે નહોતી. આથી દિવાલ પર ચઢવાની કંઇ સગવડ ન મળી. તોપો વડે એ દિવાલમાં ગાબડાં પાડવાનો પ્રયત્ન થયો. પણ પ્રચંડ દિવાલની દૃઢતાએ તોપોને પણ હરાવી. બધી ચેષ્ટા વ્યર્થ ગઇ જોઇ કમાન વીલે તોપો પાછી ફેરવવાનો હુકમ આપ્યો. વડા સેનાપતિએ ઘાયલ અને માર્યા ગએલ સૈનિકોને લઇ આવવા માટે સેનાનાયક હોપગ્રાન્ટને હુકમ આપ્યો. આ પ્રમાણે પાછળ હઠી જવું એવો નિશ્ચય થયો હોય એવું જણાયું.

વડા સેનાપતિનો હુકમ લઇ જનાર માણસ સાથે મસલત કર્યા પછી સેનાનાયક હોપે નક્કી કર્યું કે વડા સેનાપતિનો હુકમ અમલમાં મૂકયા પહેલાં દિવાલના કોઇ પણ ભાગમાં થઇ અંદર પ્રવેશ કરી શકાય તેમ છે કે નહિ તેની તપાસ કરવી. તેઓ બંને જંગલમાં થઈ દિવાલની બારીક તપાસ ચલાવવા લાગ્યા. છેવટે તેઓનો ઉદ્દેશ સિદ્ધ થયો. તેઓએ દિવાલના એક ભાગમાં રસ્તો જોયો. તેઓ બંને એ રસ્તા દ્વારા અંદર પેઠા. સૈનિકો પણ એ લોકો પાછળ અંદર ગયા. સિપાહીઓ અગાઉથી નાસી ગયા હોય એવું જણાયું. અંગ્રેજો હવે કશી મુશીબત વેઠયા સિવાય અંદર પેઠા. દરવાજો ઉઘાડી નાખવામાં આવ્યો. વડા સેનાપતિને જણાવવામાં આવ્યું કે હવે પાછળ હઠવાની જરૂર નથી. આ મુશ્કેલ સ્થળ કબજે થયું છે.

અંગ્રેજ સૈન્ય સાયકાળ પછી શાહનજિફમાં પેઠું. સિપાહીઓ પોતાનું ખાવાનું છોડી એકદમ નાસી ગયા હતા. સૈનિકોએ અંદર જઇ જોયું કે દિવાઓ બળે છે, ચપાટી તૈયાર પડી છે, દાળ હાલ્લામાં ઉકળ્યા કરે છે. શાહનજિફ પછી બીજાં બે સ્થળો કબજે કરવાની જરૂર પડી. આ તરફ રેસિડેન્સિના સેનાનાયકો પણ છાના રહ્યા નહિ. વડો સેનાપતિ તેમની સાથે જેમ બને તેમ જલદી જોડાઇ શકે તે ખાતર તેઓ પુષ્કળ પ્રયત્ન કરવા લાગ્યા. સેનાપતિ હેવલોકે જાણ્યું કે સિકંદરબાગ વડાસેનાપતિને કબજે થયો છે ત્યારે તેણે સુરંગ દ્વારા ફરિદબક્ષની દિવાલ ઉડાડી દીધી અને એ તૂટેલી દિવાલ પર તોપ ગોઠવી બંડખોરોપર સખત મારો ચલાવ્યો. એ દરમિઆન તેના પાયદળ સૈનિકોએ ફરિદબક્ષ અને મોતિમહાલની વચ્ચેનાં બે મકાનો પર હુમલો કર્યો અને ત્યાંથી સિપાહીઓને હાંકી કાઢવામાં આવ્યા. આથી વડા સેનાપતિનો માર્ગ વધુ સુગમ થયો. ૧૬મી નવેમ્બરે આ બનાવ બન્યો. ૧૭મી નવેમ્બરે સૂર્યોદય પહેલાં સર કોલિન કેમ્પબેલના સૈનિકો શત્રુઓના નગરાં અને ઘંટાના અવાજથી જાગ્રત થઇ ખુરશેદમંજિલ[1] પર હલ્લો કરવા તૈયાર થયા. શાહનજિફ કબજે કરતાં સર કોલિનને બહુ નુકસાન થયું હતું. આથી આ વખતે તેણે અતિ સાવચેતીથી પોતાના લશ્કરમાંથી ખાસ ચુંટી કાઢેલા સૈનિકોને આ કામ સોંપ્યું. ખુરશેદમંજિલ કબજે થયું. સિપાહીઓ અહિંથી મોતિમહાલ પહોંચ્યા. ઉપર કહ્યું છે તેમ સેનાપતિ હેવલોકે મોતિમહાલ સુધીનો રસ્તો કબજે કર્યો હતો. મોતિમહાલ છીનાય કે

૧. ખુરશેદ=સૂર્ય+મંજિલ=ગૃહ. લખનોરના અંગ્રેજો આ મકાનને ભોજનગૃહને નામે ઓળખતા. ૩૨મી પલટણના સૈનિકો આ ઘરમાં જમતા.

તરત બંને અંગ્રેજી લશ્કરનો ભેટો થાય તેમ હતું. સિપાહીઓએ મોતિમહાલ ટકાવી રાખવા ખૂબ શૌર્ય દાખવ્યું, પરંતુ છેવટે તેમને હારી નાસી જવું પડયું. સૂર્યાસ્ત પહેલાં અંગ્રેજ સૈન્યે મોતિમહાલ જીત્યો..

જ્યારે ખુરશેદમંજિલ કબજે થયો, ત્યારે વડા સેનાપતિએ રોબર્ટસને પોતાની ટુકડીની પતાકા એ ઘર પર ચઢાવવાની આજ્ઞા આપી. તેઓ ક્યાં સુધી આવી પહોંચ્યા છે, તે આઉટ્રામને જણાવવા માટે આવો હુકમ આપવામાં આવ્યો હતો. રોબર્ટસે વડા સેનાપતિના નોકરની અને એક સૈનિકની મદદથી એ કામ બજાવ્યું. શત્રુઓના એક જમાદારે કૈસરબાગમાંથી એ પતાકા પર ગોળા ફેંકયા. તેથી પતાકા ઉડી પડી. રોબર્ટસે એ ફરીથી ચઢાવી. એક બીજા ગોળાએ એ વખતે પણ પતાકા પાડી નાખી. પણ રોબર્ટસ્ ડગ્યો નહિ. તેણે ત્રીજી વાર પોતાની જય પતાકા ખુરશેદમંજિલ પર ફરકાવી.[1] હિંદના જુના વડા સેનાપતિએ એક વખતે આવું સાહસ દર્શાવ્યું હતું. જે જમાદારના ગોળાથી અંગ્રેજોનો વાવટો ઉડી ગયો હતો તે જમાદારની કુશળતાથી ખુશી થઇ શત્રુઓએ ૫૦૦ રૂપીઆનું ઇનામ આપ્યું હતું.[2]

મોતિમહાલ ગયો છતાં સિપાહીઓ હતાશ થયા નહિ. તેઓ કૈસરબાગમાંથી મોતિમહાલ અને ખુરશેદમંજિલના મધ્યભાગમાં ગોળા ફેંકવા લાગ્યા. વડો સેનાપતિ ખુરશેદમંજિલમાં હતો. રેસિડેન્સિના સૈનિકો આ ગોળાના વરસાદમાં પણ મોતિમહાલથી ખુરશેદમંજિલ

---

૧ Forbes—Mitchell, Reminiscences of the Great Mutiny P. 101. Comp. Forty one years in India Vol. I P. 337

૨ The English Captives in Oudh. P. 38.

જવા લાગ્યા. સર હેન્રિ હેવલોક અને સર જેમ્સ આઉટ્રામ અક્ષત શરીરે ત્યાં જઇ વડા સેનાપતિને મળ્યા. કર્નલ નેપિયર (પાછળથી હિંદનો વડો સેનાપતિ લોર્ડ નેપિયર.) રસ્તામાં ઘાયલ થયો. હેવલોકના અંગરક્ષકે આવા પ્રચંડ મારા વચ્ચે ખુરશેદમજિલમાં જઈ હેવલોકને જણાવ્યું કે 'આપનો પુત્ર પણ ઘાયલ થયો છે! પણ હેવલોક આ સમાચાર સાંભળી જરાએ ઉતાવળ ન કરી. તે તો વડા સેનાપતિ સાથે ધીમાશથી વાતચીત કરવા લાગ્યો. છેવટે તેને માલમ પડયું કે પોતાના પુત્રનો ઘા બહુ ઊંડો નથી. આ પ્રમાણે વડો સેનાપતિ આલમબાગ પાસેના મેદાન પરથી પાંચ દિવસે નિશ્ચિત સ્થળે આવી પહોંચ્યો. આ લડાઇમાં તેને પુષ્કળ નુકસાન થયું હતું. એ તેણે પોતે કબુલ કર્યું છે, તેના ૪૫ ઓફિસરો અને ૪૯૬ સૈનિકો–અર્થાત્ તેનાં કુલ લશ્કરના દશમા ભાગથી પણ વધુ ભાગ ઘવાયા અને માર્યા ગયા હતા.[૧]

ત્યારબાદ વડા સેનાપતિએ બૈરાંછોકરાં સાથે રેસિડેન્સિ છોડવાનો વિચાર કર્યો. હેવલોક અને આઉટ્રામ આ વિચાર સામા થયા. બીજા જુના સેનાનાયકો પણ વિરુદ્ધ પડયા. તેઓએ લગભગ પાંચ માસ થયાં અહીં રહી સિપાહીઓ સાથે બચાવ કર્યો હતો, અત્યારે એ સ્થળ એકાએક તજી જતાં તેઓને બહુ લાગી આવ્યું. તેઓ બંડખોરોને હાંકી કાઢી સમગ્ર અયોધ્યા પર પોતાની સત્તા જમાવવા માગતા હતા. સેનાનાયક ઇંગ્લિસે એ કામ બજાવવા માટે વડા સેનાપતિ પાસે કેવળ ૬૦૦ સૈનિકો માગ્યા. પરંતુ વડા પ્રધાને તેની આવી માગણી સ્વીકારી નહિ. તેને લખનૌર આવતાં બહુ નુકસાન થયું હતું. વળી કાનપુરના

૧ Reminiscences of the Great Mutiny, P. 102.

ખબર ન મળવાથી તેને બહુ ચિંતા થતી હતી. લખનોરની રેસિડેન્સિ તેને ઉપયોગી ન જણાઈ. આથી તેણે કોઇની વિનંતિ પર લક્ષ ન આપતાં રેસિડેન્સિ છોડી જવાને હુકમ આપ્યો. રેસિડેન્સિથી પ્રથમ દિલખુશ જવાનું નક્કી થયું. રેસિડેન્સિથી દિલખુશ બાગ પાંચ માઇલ દૂર હતો. મોતિમહાલથી શાહનજિફ સુધી વિશાળ મેદાન હતું. એ મેદાનપર સિપાહીઓ કૈસર બાગમાંથી ગોળાઓનો વરસાદ વરસાવતા હતા. આથી એ મેદાન પસાર કરવાનું કામ બહુ મુશ્કેલ હતું. એથી એ મેદાનપર માટીની દિવાલ ઉભી કરવામાં આવી અને તે પર તોપો ગોઠવવામાં આવી. તોપોમાંથી સિપાહીઓના મથક પર ગોળાઓ ફેંકાવા લાગ્યા. ૧૬ મી નવેંબરે બૈરાં છોકરાં દિલખુશ બાગ તરફ રવાના થયાં. તેઓને માટે વાહનોનો કંઇ બંદોબસ્ત નહોતો. નાના પ્રકારની ગેરવ્યવસ્થાથી ભારે ગડબડ થવા લાગી. સૂર્યાસ્ત વખતે તેઓ સિકંદરબાગમાં આવી પહોંચ્યાં. અહીં પણ રહેવાની સગવડ નહોતી. સિકંદરબાગમાં લગભગ બે હજાર સિપાહીઓ મરણ પામ્યા હતા. યુરોપિઅન સૈનિકોનાં શબો દફનાવવામાં આવ્યાં હતાં, શિખોએ પણ પોતાના જાતિ બંધુઓનાં શબો બાળ્યાં હતાં, પણ સિપાહીઓનાં શબો હજુ જેમનાં તેમ પડયાં હતાં. આ કામ કરવા માટે અંગ્રેજ સૈન્યને કંઇ સગવડ મળી નહોતી. આથી સિપાહીઓનાં શબો કુતરાં ને શિયાળનો ખોરાક બન્યાં હતાં. એ શબોની દુર્ગંધીથી સિકંદરબાગ ગંધાઇ ઉઠયો હતો. ઇ. સ. ૧૮૫૮ના માર્ચમાં જ્યારે અંગ્રેજ સૈનિકો સિકંદર બાગમાં આવી ઉતર્યા ત્યારે આ અભાગિયા જીવોનાં ધોળાં હાડપિંજરો તેઓની નજરે પડયાં હતાં. સિપાહીઓના હાર્યા પછી ૭ માસે તેઓનાં હાડકાંને દફનાવવામાં આવ્યાં હતાં.[૧]

૧. Reminiscences &c. P. 106.

બૈરાં છોકરાં સહિસલામત દિલખુશ બાગમાં જઇ પહોંચ્યાં. ૨૦મી, ૨૧મી અને ૨૨મી તારીખે વાહનો ખોળવામાં આવ્યાં. અહીં નવાબના કુટુંબનું લગભગ પચીશ લાખ રૂપીઆનું જવાહીર મળી આવ્યું. એ સિવાય નાના પ્રકારની ખાવાની ચીજો અને બીજી ઉપયોગી જણસો અંગ્રેજોના હાથમાં આવી.[૧] પરંતુ આ સ્થળે બનેલા એક બનાવથી અંગ્રેજોને બહુજ સંતાપ થયો. ૨૦મી નવેમ્બરે સેનાપતિ હેવલોકને કોલેરા લાગુ પડયો. બીજે દિવસે રાત્રે તેને ડોળીમાં ઘાલી દિલખુશ બાગમાં લાવવામાં આવ્યો. તે અહીં એક જુદા તંબુમાં એ ડોળીમાં જ રહેવા લાગ્યો. ધીમે ધીમે રોગ વધી ગયો. તેનો પુત્ર ઘવાયો હતો. તેનો હાથ એ વખતે ગળાંમાં ઘાલેલા પાટા પર ઝુલતો હતો. તો પણ એ પિતૃભક્ત પુત્ર પોતાના પિતાની બધી માગણી બીજે હાથે પૂરી પાડવા લાગ્યો. પરંતુ રોગ ન મટયો. ૨૪મી નવેમ્બરે સેનાપતિ હેવલોક એ ડોળીમાં જ મરણ પામ્યો. તેણે લશ્કરી કાર્યમાં એવી કુશળતા બતાવી હતી કે તેના સ્વદેશબંધુઓ તેના પ્રત્યે યોગ્ય માન દર્શાવતા હતા. મરણ પહેલાં થોડા દિવસો અગાઉ તેને 'નાઇટ'ની પદવી મળી હતી. તેના મરણ સમાચાર ઇંગ્લાંડ પહોંચે તે પહેલાં સત્તાવાળાઓએ તેને બીજી પદવી અને વાર્ષિક પેન્શન આપવાની ગોઠવણ કરી હતી. ઈંગ્લાંડના લોકો તેને મરણ પામેલો જાણી બહુ દિલગીર થયાં. તેઓએ ઉઘરાણું કરી તેની યાદગીરી કાયમ રાખી છે. હેવલોકની મૂર્તિ પ્રસિદ્ધ નૌકાધિપતિ નેલ્સનની બાજુએ ઉભી છે.[૨]

---

૧. Forty one years in India. Vol. I. P. 347.

૨. Marshman, Memoirs of Sir Henry Havelock, P. 450.

એક બિસ્કુટ ભરેલી ગાડી ઊંધી વળી ગઈ, અને તેનું પૈડું ભાગી ગયું. રસદ વિભાગના હીરાલાલ ચટ્ટોપાધ્યાય નામના એકવીશ વર્ષના બંગાળી યુવક ઉપર આ સરસામાન સાચવવાની ફરજ નાંખવામાં આવી હતી. હીરાલાલ બિસ્કુટોને સાચવી રાખવા માટે યથાશક્તિ પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ હાઇલેન્ડર પલ્ટણના સોલ્જરો એને દૂર હડસેલી બિસ્કુટના થેલા તોડી તેમાંથી જેટલી લઇ શકાય તેટલી બિસ્કુટો લઇ લેવા લાગ્યા. એ દરમિઆન વડા સેનાપતિ ત્યાં આવી પહોંચ્યો. હીરાલાલે તેની પાસે જઈ કહ્યું કે ' સાહેબ ! આપ મારાં માબાપ છો ! આપને તે શું કહું ! આ ઉછ્રૃંખલ હાઇલેન્ડર પલ્ટણ મારી મના છતાં આ રીતે રસદવિભાગની બિસ્કુટો ચોરી લે છે. એને મન તો જાણે મજા થતી ન હોય એવો ભાસ થાય છે. " વડા સેનાપતિએ ઘોડાની લગામ ખેંચી પૂછ્યું કે " કોઇપણ ઓફિસર પાસે છે કે નહિ ? " નિરૂપાય બંગાળી જુવાને જવાબ આપ્યો–" ના સાહેબ ! કોઇપણ ઓફિસર પાસે નથી. કેવળ એક હલકા દરજ્જાનો સૈનિક છે. તેણે મને કહ્યું કે ' થેલા બંધ કરો, નહિ તો તમારા પર ગોળી-બાર કરવામાં આવશે. ' આ વાત સાંભળી પેલો સૈનિક વડા સેનાપતિ પાસે આવી પહોંચ્યો અને તેને સલામ ભરી કહેવા લાગ્યો કે ' મારી ટુકડીના લગભગ બધા ઓફિસરો ઘાયલ થયા છે, કેવળ એક જ અક્ષત શરીરે રહ્યો છે, પરંતુ તે ટુકડીના અગ્ર ભાગમાં છે. ગાડી ભાંગી જવાથી બિસ્કુટો સાચવવાનો કંઇ ઉપાય રહ્યો નહોતો. એથી સોલ્જરોએ એ બિસ્કુટો જમીનપર પડવા ન દેતાં પોતપોતાની થેલીમાં ભરી દીધી છે. ' આ સાંભળી હીરાલાલે હાથ જોડી કહ્યું કે " પણ સાહેબ ! બિસ્કુટની એક ગાડી ઓછી થશે તો રસદ વિભાગનો

ઉપરિ સારું નહિ માને. તે મને ૩૦ ફટકા મારવાનો હુકમ આપશે. આ જંગલી હાઇલેન્ડર સમક્ષ એક ગરીબ બંગાળી શું કરી શકે!" વડા સેનાપતિએ હસતાં હસતાં કહ્યું, "હા બાબુ! હું તે જાણું છું કે આ હાઇલેન્ડરો જ્યારે ભૂખ્યા થાય છે ત્યારે અતિશય ઉન્મત્ત બની જાય છે. તેઓને બિસ્કુટ લેવા દો." એમ કહી તેણે પોતાના મદદનીશને હીરાલાલને એવી મતલબની રસિદ આપવાનો હુકમ કર્યો કે એક બિસ્કુટની ગાડી ભાંગી જવાથી તેમાંની બધી બિસ્કુટો વડા સેનાપતિના હુકમ મુજબ પછાડીના સૈનિકોને વહેંચી આપવામાં આવી છે. ત્યારબાદ તેણે સૈનિકોને સંબોધી કહ્યું કે "મેં આ બિસ્કુટો તમને અપાવી છે. તે તમે તમારા આગળના સાથીઓને વહેંચી આપશો. પરંતુ તમારે મને એક બાબતનું વચન આપવું પડશે. જો રમની (એક જાતનો વિલાયતી દારૂ) ગાડી ભાગી જાય તો તમે તે લઇ શકશો નહિ." સૈનિકોએ જવાબ આપ્યો, "ના, અમે કદી રમનો સ્પર્શ કરશું નહિ." સેનાપતિએ કહ્યું કે "વારૂ, એટલું લક્ષમાં રાખશો કે મેં તમારા પર વિશ્વાસ રાખ્યો છે." એમ કહી વડા સેનાપતિએ પોતાનો ઘોડો આગળ ધપાવ્યો.[1]



૧. શ્રીયુત હીરાલાલ ચટ્ટોપાધ્યાય અત્યારે મેકનીલ કંપનિની ઓફિસમાં કેશિયરનું કામ કરે છે. લેખકે તેની પાસેથી આ બાબત સિવાય બળવા વિષેની બીજી હકીકતો પણ મેળવી છે.

Valabhji Gharji ...

## અધ્યાય ૪ થો

### તાત્યા તોપી

વિષય નિર્દેશઃ—તાત્યા તોપી-તેનું યુદ્ધકૌશલ-પાન્ડુનદીને કિનારે વાઇન્ડહામ સાથે લડાઇ-તેની જીત-કાનપુરમાં રહેઠાણ અને વ્યૂહરચના-સર કોલિન કેમ્પબેલ કાનપુર આવી પહોંચ્યો-તેની સાથેની લડાઇમાં તાત્યા તોપીનો પરાજય.

૧૯મી નવેંબરે સવારે વડા સેનાપતિએ કાનપુરનો હોડીઓનો પુલ ઓળંગ્યો. એ વખતે કાનપુરનું અંગ્રેજસૈન્ય બહુ ઉદ્વેગપૂર્વક તેની રાહ જોઇ રહ્યું હતું. સેનાનાયક વાઇન્ડહામને કિલ્લામાં રહી સિપાહીઓના હલ્લાને અટકાવવાના પ્રયત્ન કરવા પડતા હતા. અત્યારે જ્યાં ઘોડાના સરંજામનું સરકારી કારખાનું આવેલું છે ત્યાં આ કિલ્લો બાંધવામાં આવ્યો હતો. કપ્તાન મૌબ્રે ટોમ્સન[1] કાનપુરના દુરાચારી આજિમ ઉલ્લાના કાવતરામાંથી મુક્ત થઇ અત્યારે ફરીથી પોતાની શોચનીય દશાના ચિહ્ન રૂપ સ્થળે આત્મરક્ષણ કરવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. તેની દેખરેખ નીચે ચાર હજાર મજૂરો દરરોજ સવારથી સાંજ સુધી કિલ્લો બાંધતા હતા. સેનાપતિ વ્હીલર શત્રુઓની દગલબાજી સમજી ન શકયો તેથી રક્ષણસ્થાન તજી કાવતરામાં ફસાઇ કપાઇ મુ[illegible] ત્યારે સેનાપતિ વાઇન્ડહામ પોતાની સત્તાના ગર્વથી [illegible] ઇરાદાપૂર્વક કાનપુર છોડી શત્રુઓ સામે લડવા ગ[illegible]

૧. મૌબ્રે ટોમ્સનના આત્મરક્ષણ વિષે [illegible] ભાગમાં જુઓ.

સૈનિકોને ગુમાવી વ્હીલે મોઢે પાછો ફર્યો. કાવનફે અને વિશ્વાસઘાત સેનાપતિ વ્હીલરના પતનનાં કારણભૂત થયાં હતાં ત્યારે ગર્વ અને ઉપલકદષ્ટિ વાઇન્ડહામના પરાજયનાં કારણભૂત બન્યાં હતાં. કાવતરાખોર, ખારીના સિપાહીઓએ બાયલાપણું દાખવી વ્હીલરનાં અસહાય માણસોને મારી નાખ્યાં હતાં, ત્યારે વાઇન્ડહામના સૈનિકોને એક રણકુશળ વીરે સામી લડાઇમાં મારી હઠાવ્યાં હતાં.

આ યુદ્ધકુશળ વીરનું નામ તાત્યાતોપી હતું. એ મરાઠા બ્રાહ્મણ હતો. તેનો જન્મ અહમ્મદનગરમાં થયો હતો. તે નાના સાહેબનો સહચર હતો. પાલણહાર માલીક પર તેને અપાર વિશ્વાસ હતો. તેણે પોતાના માલીકનું કામ કરવામાં અતુલ વફાદારી અને કુશળતા દર્શાવી આપી હતી. અત્યારે તેની ઉમ્મર લગભગ પચાસ વર્ષની હતી. તેનું ઉંચું શરીર, મોટું મસ્તક, વિશાળ લલાટ, સુગઠિત કલેવર અને પ્રતિભાવ્યંજક મુખ અસાધારણ કુશળતા સાથે વીરત્વ દર્શાવી રહ્યાં હતાં તેણે પોતાના માલીક ખાતર અંગ્રેજો વિરૂદ્ધ હથિયાર પકડયાં હતાં. અને પોતાની અપાર શક્તિ અને રણકુશળતાથી અંગ્રેજ વીરપુરુષોની માફક અંગ્રેજ ઇતિહાસકારોનો પણ માનીતો થઇ પડ્યો હતો.

આ પ્રસિદ્ધ વીરપુરુષ ગ્વાલિયરના લશ્કરનો સૈનાપતિ બન્યો હતો. એ લશ્કર કેળવાએલું અને પરાક્રમી હતું. અત્યાર સુધીની કોઇ પણ લડાઇમાં એ લશ્કર હાર્યું નહોતું. મહારાજા સિંધિઆ અને તેનો ચતુર દિવાન પણ તેને કબજામાં રાખી શક્યા નહોતા. કાનપુરના સેનાનાયક વાઇન્ડહામ પાસે ૨૪૦૦ સૈનિકો હતા. તેણે ધાર્યું કે આટલાં લશ્કર વડે હું જરૂર શત્રુઓને હાંકી કાઢી શકીશ. શત્રુઓ કાનપુરથી સાત માઇલ દૂર પાંડુ નદીને કિનારે આવી પહોંચ્યા છે એ બાતમી મળતાં જ તેણે તેઓને હાંકી કાઢવાનો નિશ્ચય કર્યો.

## અધ્યાય ૪ થો

### તાત્યા તોપી

વિષય નિર્દેશઃ—તાત્યા તોપી-તેનું યુદ્ધકૌશલ-પાન્ડુનદીને કિનારે વાઈન્ડહામ સાથે લડાઇ-તેની જીત-કાનપુરમાં રહેઠાણ અને વ્યૂહરચના-સર કોલિન કેમ્પબેલ કાનપુર આવી પહોંચ્યો-તેની સાથેની લડાઇમાં તાત્યા તોપીનો પરાજય.

૧૯મી નવેંબરે સવારે વડા સેનાપતિએ કાનપુરનો હોડીઓનો પુલ ઓળંગ્યો. એ વખતે કાનપુરનું અંગ્રેજસૈન્ય બહુ ઉદ્વેગપૂર્વક તેની રાહ જોઇ રહ્યું હતું. સેનાનાયક વાઇન્ડહામને કિલ્લામાં રહી સિપાહીઓના હલ્લાને અટકાવવાના પ્રયત્ન કરવા પડતા હતા. અત્યારે જ્યાં ઘોડાના સરજામનું સરકારી કારખાનું આવેલું છે ત્યાં આ કિલ્લો બાંધવામાં આવ્યો હતો. કપ્તાન મૌબ્રે ટોમ્સન[1] કાનપુરના દુરાચારી આખિમ ઉલ્લાના કાવતરામાંથી મુક્ત થઇ અત્યારે ફરીથી પોતાની શોચનીય દશાના ચિહ્ન રૂપ સ્થળે આત્મરક્ષણ કરવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. તેની દેખરેખ નીચે ચાર હજાર મજૂરો દરરોજ સવારથી સાંજ સુધી કિલ્લો બાંધતા હતા. સેનાપતિ વ્હીલર શત્રુઓની દગલબાજી સમજી ન શક્યો તેથી રક્ષણસ્થાન તજી કાવતરામાં ફસાઇ કપાઇ મુઓ, ત્યારે સેનાપતિ વાઇન્ડહામ પોતાની સત્તાના ગર્વથી અધીરો બની ઇરાદાપૂર્વક કાનપુર છોડી શત્રુઓ સામે લડવા ગયો અને અસંખ્યાબંધ

૧. મૌબ્રે ટોમ્સનના આત્મરક્ષણ વિષે આ ગ્રંથના બીજા ભાગમાં જુઓ.

સૈનિકોને ગુમાવી વ્હીલે મોઢે પાછો ફર્યો. કાવતરૂં અને વિશ્વાસઘાત સેનાપતિ વ્હીલરના પતનનાં કારણભૂત થયાં હતાં ત્યારે ગર્વ અને ઉપલકદષ્ટિ વાઇન્ડહામના પરાજયનાં કારણભૂત બન્યાં હતાં. કાવતરાખોર, ખારીના સિપાહીઓએ બાયલાપણું દાખવી વ્હીલરનાં અસહાય માણસોને મારી નાખ્યાં હતાં, ત્યારે વાઇન્ડહામના સૈનિકોને એક રણકુશળ વીરે સામી લડાઇમાં મારી હઠાવ્યાં હતાં.

આ યુદ્ધકુશળ વીરનું નામ તાત્યાતોપી હતું. એ મરાઠા બ્રાહ્મણ હતો. તેનો જન્મ અહમ્મદનગરમાં થયો હતો. તે નાના સાહેબનો સહચર હતો. પાલણહાર માલીક પર તેને અપાર વિશ્વાસ હતો. તેણે પોતાના માલીકનું કામ કરવામાં અતુલ વફાદારી અને કુશળતા દર્શાવી આપી હતી. અત્યારે તેની ઉમ્મર લગભગ પચાસ વર્ષની હતી. તેનું ઉંચું શરીર, મોટું મસ્તક, વિશાળ લલાટ, સુગઠિત કલેવર અને પ્રતિભાવ્યંજક મુખ અસાધારણ કુશળતા સાથે વીરત્વ દર્શાવી રહ્યાં હતાં તેણે પોતાના માલીક ખાતર અંગ્રેજો વિરૂદ્ધ હથિયાર પકડયાં હતાં. અને પોતાની અપાર શક્તિ અને રણકુશળતાથી અંગ્રેજ વીરપુરુષોની માફક અંગ્રેજ ઇતિહાસકારોનો પણ માનીતો થઇ પડયો હતો.

આ પ્રસિદ્ધ વીરપુરુષ ગ્વાલિયરના લશ્કરનો સેનાપતિ બન્યો હતો. એ લશ્કર કેળવાએલું અને પરાક્રમી હતું. અત્યાર સુધીની કોઇ પણ લડાઇમાં એ લશ્કર હાર્યું નહોતું. મહારાજા સિંધિયા અને તેનો ચતુર દિવાન પણ તેને કબજામાં રાખી શક્યા નહોતા. કાનપુરના સેનાનાયક વાઇન્ડહામ પાસે ૨૪૦૦ સૈનિકો હતા. તેણે ધાર્યું કે આટલાં લશ્કર વડે હું જરૂર શત્રુઓને હાંકી કાઢી શકીશ. શત્રુઓ કાનપુરથી સાત માઇલ દૂર પાંડુ નદીને કિનારે આવી પહોંચ્યા છે એ બાતમી મળતાં જ તેણે તેઓને હાંકી કાઢવાનો નિશ્ચય કર્યો.

સેનાપતિ વાઈન્ડહામ ૨૬ મી નવેમ્બરે પાંડુ નદી તરફ ચાલ્યો. તાત્યાટોપી તો લડાઈને માટે તૈયાર હતો. તે ૯ મી નવેમ્બરે કાલ્પી આવી પહોંચ્યો. કાલ્પી યમુના નદીના જમણા કિનારા પર કાનપુરથી ૪૬ માઇલ નૈઋત્યમાં આવેલું છે. કાલ્પી અને કાનપુરના માર્ગમાં ભગિનીપુર અને સુચડી નામનાં ગામડાં આવેલાં છે. સુચંડીથી કાનપુર ૧૪ માઇલ દૂર આવેલું છે. માર્ગ પાંડુ નદી અને ગંગાની નહેર એમ બે જળ માર્ગને લીધે બે જગાએ તૂટયો છે. સુચંડીથી ૪ માઈલ આગળ જતાં પાંડુ નદી અને બીજા ૪ માઇલ આગળ જતાં ગંગા નદીની નહેર આવે છે. એક બીજે રસ્તે કાલ્પીથી નીકળતાં કાનપુર જરા ઇશાન ખુણામાં રહી જાય છે. આ રસ્તાની એક શાખા અકબરપુર જાય છે. અકબરપુરથી થોડે દૂર ઉત્તરમાં જતાં સિવલી નામના ગામ આગળ એ રસ્તો પાંડુ નદીને જઇ મળે છે. ત્યારબાદ ૪ માઇલ વાયવ્યમાં ગંગાની નહેર દ્વારા એ રસ્તો તૂટક બની જાય છે. એ નહેર ઓળગી બે માઈલ ચાલતાં શિવરાજપુર નામના ગામડામાં જઇ પહોંચાય છે. એ ગામડું ટ્રંકરોડની પાસે આવેલા ગંગા સરાઇ ઘાટથી લગભગ ત્રણ માઇલ દૂર અને કાનપુરથી લગભગ એકવીશ માઇલ વાયવ્યમાં આવેલું છે.

ચતુર તાત્યાટોપીએ કાનપુર તરફ જતાં આ બધા રસ્તાપર ખાસ નજર રાખી હતી. જાસુસો મારફત સર કોલિન કેમ્પબેલની હિલચાલની બધી હકીકત તેના જાણવામાં આવી હતી. તે ૩૦૦૦ સૈનિકો અને ૨૦ તોપો વડે કાલ્પીને સુરક્ષિત બનાવી આગળ વધ્યો. તેનો રસ્તો મોકળો હતો. તે ૧૦ મી નવેમ્બરે જમના નદી ઉતર્યો. અને ભગિનીપુર આવી પહોંચ્યો. ત્યાં તેણે ૧૨૦૦ સૈનિકો અને ૪

તોપો રાખી. ત્યાર બાદ તે અકબરપુર થઇ સિવલી અને શિવરાજપુર આવી પહોંચ્યો. અકબરપુરમાં ૨૦૦૦ સૈનિકો અને ૬ તોપો, સિવલીમાં ૨૦૦૦ સૈનિકો અને ૪ તોપો અને શિવરાજપુરમાં ૧૦૦૦ સૈનિકો અને ૪ તોપો રાખવામાં આવી. આ પ્રમાણે ચતુર મરાઠા સરદારે ૧૦ મીથી ૧૯ મી તારીખ સુધીમાં—અર્થાત્ ૯ દિવસમાં બીન અડચણે જુદાં જુદાં સ્થળો કબજે કરી એ સ્થળોએ પોતાનું લશ્કર ગોઠવી દીધું. કાનપુરની પશ્ચિમમાંથી અને વાયવ્ય ખુણા તરફનાં ગામડાંમાંથી અંગ્રેજ લશ્કરને માટે ખોરાકી વગેરે જતું હતું. તાત્યાટોપીની વ્યૂહ રચનાથી અંગ્રેજ લશ્કરને સરસામાન મોકલવાનું કામ બંધ પડયું. મરાઠા સેનાપતિની આ કુશળતાપૂર્વક કરેલી ગોઠવણ કાનપુરના અંગ્રેજ સેનાનાયકથી અજાણી નહોતી. વાઇન્ડહામને ૨૦ મી નવેમ્બરે કાલ્પીથી શિવરાજપુર સુધીની વ્યૂહ રચનાની ખાતમી મળી. અમે અગાઉ જણાવ્યું છે કે મરાઠા સેનાપતિએ અકબરપુર, ભગિનીપુર, સિવલી અને શિવરાજપુર જીતી લીધાં હતાં. છેલ્લાં બે ગામડાં વચ્ચે ગંગાની નહેર હતી. વાઇન્ડહામે રાતને વખતે એ નહેર વાટે થોડું સૈન્ય અને તોપો શિવલી અથવા શિવરાજપુર પર હલ્લો લઇ જવા મોકલવાનો વિચાર કર્યો. આવી વ્યવસ્થાને લીધે અકબરપુરથી શત્રુઓ આવી પહોંચે તે પહેલાં અંગ્રેજ સૈન્ય પાછું કાનપુર આવે એવી સગવડ થતી હતી.

વાઇન્ડહામે પોતાની ઇચ્છા વડા સેનાપતિને લખી જણાવી. પરંતુ તેનો કંઈ જવાબ આવ્યો નહિ. રસ્તો રોકાયો હતો. હવે વાઇન્ડહામ પણ વિલંબ ન કરતાં ગ્વાલિયરના રણકુશળ સેનાપતિને અટકાવવા તૈયાર થયો. તે ૨૪ મી નવેમ્બરે સવારે કાનપુરથી રવાના થયો.

તેણે કાલ્પી જવાના રસ્તા પર ગંગાની નહેર પર આવેલા પુલ પાસે છાવણી નાખી. તાત્યાટોપી વાઇન્ડહામને આગળ વધતો જોઈ સમજી ગયો હતો કે તે મને અટકાવવા આવે છે. આથી તે પણ તેને હઠાવવા તૈયાર થયો. એજ દિવસે તેનું અકબરપુરમાંનું સૈન્ય સુચંડી તરફ રવાના થયું. સુચંડી અને ગંગાની નહેરની વચ્ચે પાંડુ નદી આવેલી હતી. ગ્વાલિયરનું સૈન્ય ૨૫ મી તારીખે પાંડુ નદીને કિનારે આવી પહોંચ્યું. આ સમાચાર મળતાં જ અંગ્રેજ સેનાપતિ ૨૬ મી તારીખે પાંડુ નદી તરફ વધ્યો હતો તે અમે અગાઉ જણાવી ગયા છીએ. આ નાની નદીના કિનારા પર હવે તેની સાથે મરાઠા સેનાપતિને લડાઇ શરૂ થઇ.

૨૬મી નવેંબરે સૂર્યોદય પહેલાં વાઇન્ડહામ પોતાનો સરસામાન ગોઠવી શત્રુઓની બ્યૂહરચના તપાસવા માટે થોડે દૂર આગળ વધ્યો. તેણે જોયું કે સુકાવા માંડેલી પાંડુ નદીને કિનારે શત્રુ, ૨૫૦૦ પાયદળ, ૫૦૦ ઘોડેસ્વાર અને ૬ તોપો લઈ પડ્યો છે. અંગ્રેજ સેનાપતિએ એના પર હુમલો કરવાનો હુકમ આપ્યો. સિપાહીઓની આગળ પાસે પાસે આવેલાં ઝાડોની હાર હતી. અંગ્રેજ સૈન્યને આગળ વધતું જોઇ તેઓ જમણી બાજુએ ખસી ગયા. ત્યારબાદ ઝાડ નીચે ગોઠવેલી તોપોમાંથી ગોળા ફેંકાવા લાગ્યા. અંગ્રેજોની તોપોનાં મોં પણ ઉઘડી ગયાં હતાં. એ તોપોએ શત્રુઓની તોપોને શાંત પાડી દીધી. ત્રણ તોપો અંગ્રેજોના હાથમાં આવી. ત્યારબાદ સિપાહીઓ રણક્ષેત્રપરથી હઠી ગયા. અંગ્રેજ સેનાપતિ પોતાના સૈનિકો સાથે શહેર તરફ રવાના થયો. વાઇન્ડહામને પાછો જતો જોઈ ગ્વાલિયરના સૈનિકોમાં ફરીથી સાહસનો સંચાર થયો. તેઓના ઘોડેસ્વારો ફરીથી આગળ વધ્યા.

અંગ્રેજ સેનાપતિ એ લોકોને આવતા જોઇ ઉભો રહ્યો. પરંતુ શત્રુઓએ અંગ્રેજ સૈન્ય પર હુમલો કરવાનો પ્રયત્ન ન કર્યો. આથી સેનાપતિ પાછળ હઠતો હઠતો કાલ્પીના રસ્તા પાસે આવેલા કાચી ઇંટો પકવવાના નિભાડા આગળ આવી છાવણી નાખી પડયો. તેના લશ્કરના ૯૨ જણા ઘવાયા હતા અને માર્યા ગયા હતા. શત્રુઓને તેથી વધારે નુકસાન થયું હતું. અહીં તેને વડા સેનાપતિનો પત્ર મળ્યો. તેમાં જણાવ્યું હતું કે લખનોરનું કામ પત્યું છે, હવે હું કાનપુર તરફ આવું છું. વાઇન્ડહામે ધાર્યું કે શત્રુઓને પાંડુ નદીને કિનારે જે નુકસાન થયું છે, તે તરફ જોતાં તેઓ બનતાં સુધી વડો સેનાપતિ આવી પહોંચે ત્યાં સુધી તો આગળ વધી શકવાના નથીજ. આવા વિચારથી તે પોતાની છાવણીમાં શાંતિથી રહેવા લાગ્યો.

પરંતુ તાત્યાતોપી કંઈ મૂર્ખ નહોતો. પોતાના સ્વદેશબાંધવોની રણકુશળતાથી તે બરાબર વાકેફ હતો. તે દરેક પ્રકારની રણચાતુરીથી જાણીતો હતો. અંગ્રેજ સેનાપતિની સાથેનાં પહેલાં યુદ્ધમાં તેની હાર થઈ તેથી તે ડરી ગયો નહિ, ઉલટો તે અંગ્રેજ સેનાપતિની લશ્કરી કુશળતામાં ખામી જોઇ વધારે સાહસિક બન્યો. તેનું સૈન્ય પાછું હઠી ગયું હતું, છતાં અંગ્રેજ સેનાપતિ પાછો ફર્યો એટલે તેની પ્રતિભા તેને કૌશલમય કર્મ સાધવા તૈયાર કરવા લાગી. તે જાણતો હતો કે જે સેનાપતિ શત્રુઓને નસાડી મૂકે છે તે કદી પોતાની જગા છોડી પાછો ફરતો નથી. અહીં તો તેની માન્યતા ખોટી ઠરી. અંગ્રેજ સેનાપતિ તેની ત્રણ તોપો કબજે કરી પાછો ફર્યો. એટલું જ નહિ પણ તેણે શત્રુઓના ઘોડેસ્વારોને ધસારો કરવાને તક આપી. એ સિવાય વાઇન્ડહામે લડાઇની શરૂઆતમાં જ્યાં છાવણી નાખી હતી,-

તે સ્થળ છોડી હવે કાનપુરની નજીકમાં જ છાવણી નાખી. અનુભવી વાચકોને આટલી હકીકત વાંચતાં અંગ્રેજ સેનાપતિની જે ભૂલ નજરે તરી રહે છે તેજ ભૂલ, તેટલી જ સ્પષ્ટતાથી તાત્યાતોપીના સમજ-વામાં આવી ગઇ. આવી તક તે જવા દે તેવો નહોતો. તે આ તક જોઈ ખરા સેનાપતિની મફક પોતાની અલૌકિક બુદ્ધિના પ્રભાવથી ધારેલું કાર્ય સિદ્ધ કરવા તૈયાર થયો.[૧]

યુદ્ધકુશળ મરાઠા સેનાપતિએ પોતાના શત્રુને ૨૪ કલાકનો પણ વખત ન આપ્યો. તેણે હુકમ આપ્યો કે જે લશ્કર ૨૬ મી તારીખે શત્રુઓ સામે ગોઠવાયું હતું, તે જ લશ્કરે બીજે દિવસે સવારમાં તૈયાર રહેવું. સિવલી અને શિવરાજ પુરના સૈનિકો ૨૬ મી તારીખે રાત્રે આવી પહોંચી જ્યારે અંગ્રેજ સૈન્યની જમણી બાજુ પર ગોળીબાર ચલાવે તે જ વખતે આ સૈનિકોએ હુમલો કરવો. આવો હુકમ આપી ચતુર મરાઠા સેનાપતિ લડાઇ કરવા તૈયાર થયો. અંગ્રેજ સૈન્યને જોતાં જ તાત્યાતોપીના સૈનિકો ગોળા ફેંકવા લાગ્યા. અંગ્રેજોની તોપો પણ ગર્જના કરવા લાગી. પરંતુ એક ક્ષણમાં સિપાહીઓની તોપોનો મારો એવો કાતિલ થઇ પડ્યો કે તેથી વાઇન્ડહામના સૈનિકો વ્યાકૂળ બની ગયા. તાત્યાતોપીએ તો આ વખતે વ્યૂહ ગોઠવવામાં કમાલ કરી હતી. તેણે પ્રથમ કેવળ તોપો વડે જ અંગ્રેજો સાથે યુદ્ધ ચલાવ્યું તેનું પાયદળ સૈન્ય પાછલા ભાગમાં અર્ધચંદ્રાકારે ગોઠવાઇ ગયું હતું. અંગ્રેજ સેનાપતિ જે વ્યૂહ ભેદવા

૧ કર્નલ મેલિસને પણ તત્યાતોપીનાં આવાં જ વખાણ કર્યાં છે. Indian Mutiny Vol. II. P. 237.

તૈયાર થાય તો પાછલા ભાગમાં ગોઠવાએલું અર્ધચંદ્રાકાર સૈન્ય ફરી વળી તેઓનો તદ્દન નાશ કરી નાખે તેમ હતું. પાંચ કલાક સુધી ભયંકર લડાઇ કર્યા બાદ અંગ્રેજ સેનાપતિને જણાયું કે શત્રુઓ તો શહેરમાં પેઠા છે. હવે કંઇ નહિ વળે એમ માની તેણે પોતાના લશ્કરને કિલ્લા તરફ હઠવાનો હુકમ આપ્યો. પાછા હઠતી વેળા અંગ્રેજ સૈનિકો શત્રુઓના ગોળાથી અવ્યવસ્થિત થઇ ગયા. સૈન્યના તંબુ ઉપાડનારા નોકરો નાસી ગયા હતા. તેઓની ઘણી ચીજો શત્રુઓના હાથમાં ગઇ હતી. તેઓના લગભગ ૩૦૦ માણસો માર્યા ગયા હતા. તેઓ એટલા બધા બી ગયા હતા કે કોઇપણ જાતની વ્યવસ્થા જાળવી શકતા નહોતા. તેઓએ માલની ગુદામ ઉઘાડી પીડાતુર માણસોને માટે સંઘરી રાખેલો દારૂ પીધો અને દારૂ પી મસ્ત બની પોતાના ઓફિસરોની પેટીઓ ભાંગી નાખી. એક વૃદ્ધ શિખ સરદાર કિલ્લાના દરવાજા પર ઉભો હતો. તેણે અંગ્રેજોને તદ્દન ભયગ્રસ્ત દશામાં આવી પડેલા જોઈ, વ્યવસ્થા સાચવવા ખાતર તેઓને થોભાવવાનો પ્રયત્ન કર્યો. પરતુ જ્યારે તેઓએ વૃદ્ધને હડસેલી કિલ્લામાં દાખલ થવા લાગ્યા ત્યારે તેણે તેઓને કહ્યું કે " જેઓએ ખાલસા સૈન્યની હરાવી પંજાબ કબજે કર્યું હતું તેના તમે જાત ભાઇઓ હો એમ લાગતું નથી, " એમ કહી એ વૃદ્ધ સરદાર નાસતાં સૈન્ય પાછળ જવા લાગ્યો અને કોઇ કોઇની પીઠ ઠોકી કહેવા લાગ્યો—" દોડો નહિ, કંઇ બીક નથી; અહીં તમને કોઇ મારી શકશે નહિ. "[૧] તાત્યાતોપીની રણકુશળતાથી અંગ્રેજ સૈન્ય ૨૭ મી નવેંબરે આ સ્થિતિમાં આવી પડ્યું. વાઇન્ડહામને મરાઠા વીરની ચતુરાઇ આગળ હારી નાસવું પડ્યું.

---

૧. Russell, Diary, Vol. I. P. 206.

અંગ્રેજ સેનાપતિ આ વખતે પણ કિલ્લામાં ભરાઇ રહેવાનું પસંદ ન કરતા ગયા અને નગર વચ્ચેની ઝાડીમાં આવી રહ્યો. અહીંનાં પ્રાર્થના મંદિર અને બીજાં ઘરોમાં ૫૦૦ તંબુ, ૧૧૦૦૦ ટોટા, ઘોડાનો સરસામાન, સૈનિકોના પોશાક વગેરે મળી લગભગ પાંચ લાખનો સામાન હતો. અંગ્રેજ સેનાપતિ એ બધું ૨૭મી તારીખે રાત્રે કિલ્લામાં લઇ જઇ શકત. પરંતુ તેણે એ બાબત પર લક્ષ ન આપ્યું. તેની એવી ધારણા હોય એ સંભવિત છે કે હું એ બધો સરસામાન મારી છાવણીમાં રહ્યો રહ્યો બચાવી શકીશ. બીજે દિવસે સવારમાં તાત્યાંતોપીએ શહેર કબજે કર્યું. બીબીઘર સુધીનો ગંગાનો કિનારો તેના તાબામાં આવ્યો. શહેરના આગલા ભાગમાં તોપો ગોઠવવામાં આવી. અહીંથી એવો સખત મારો ચલાવવામાં આવ્યો કે સૌથી પહેલાં અંગ્રેજ સૈન્યને કિલ્લામાં જઇ ભરાવું પડ્યું. આ તરફ પેલો બધો સામાન શત્રુઓના હાથમાં જઇ પડ્યો. એ સ્થળે જેટલી બીન જરૂરી ચીજો હતી તેટલી સળગાવી મૂકવામાં આવી. સૈનિકોના પોશાકો લડાઇનો સરંજામ વગેરેનો નાશ થયો. કર્નલ નેપિયરે ઈજનેર ખાતામાં રહી મહા મહેનતે જે કાગળો તૈયાર કર્યા હતા, તે બધા એ નકામા સરસામાન સાથે ભસ્મ થઈ ગયા. સર્વભક્ષી અગ્નિદેવ જ્યારે એ બધું ભક્ષ કરી રહ્યા હતા, ત્યારે વડો સેનાપતિ કાનપુર પાસે આવી પહોંચ્યો.

સેનાપતિ વાઇન્ડહામના લશ્કરમાંની કોઇ કોઇ ટુકડી શત્રુઓને મારી હઠાવવાનો પ્રયત્ન કરતી હતી પણ તાત્યાતોપીના સૈનિકો મધ્ય ભાગમાંની તોપોમાં એટલા જોરથી ગોળા ફેંકતા હતા કે તેઓના અધિનાયકો એ હલ્લો કોઇપણ રીતે અટકાવી શકતા નહોતા. વૃદ્ધ

બ્રિગેડિયર વિલ્સનનો ઘોડો માર્યો ગયો. છેવટે તે પોતે પણ મરણ પામ્યો. બીજા બે અધિનાયકો પણ માર્યા ગયા. પરંતુ તેઓના સાહસને લીધે શત્રુઓ આગળ વધી શક્યા નહિ. શત્રુઓએ હોડીઓના પુલનો નાશ કર્યો નહોતો. તેમ તેઓ ગંગા નદીની નહેર ઓળંગી ગયા ન હોવાથી હજુ લખનૌરથી કાનપુર સુધીનો રસ્તો અને કાનપુરથી અલાહાબાદ જવાનો રસ્તો ખુલ્લો હતો. ૨૭ મી તારીખનું શત્રુઓનું પરાક્રમ જોઈ કાનપુરનું સૈન્ય બહુ ચિંતાતુર બની ગયું. રાત્રે શી દશા થશે એવા વિચારથી તે મુંઝાવા લાગ્યું. પણ રાત પડતા પહેલાં તેની ચિંતા જતી રહી. જ્યારે સૂર્યદેવ પોતાનાં કિરણો સંસ્ત કરી રહ્યો હતો ત્યારે હોડીઓના પુલ પાસે વડો સેનાપતિ આવી પહોંચ્યો.

સર કૉલિન કેમ્પબેલ લખનૌર છોડી જેમ બને તેમ જલદી કાનપુર તરફ ધસ્યો આવતો હતો. ૨૬ મી નવેમ્બરે જ્યારે તાત્યા-તોપીના પરાક્રમના ફળ ચાખવામાં આવ્યાં ત્યારે વાઇન્ડહામે સર કૉલિન કેમ્પબેલ અથવા કાનપુરના રસ્તા પર કોઇ અંગ્રેજ સેનાનાયક હોય તેને મદદમાં આવી પહોંચવાના સંદેશા મોકલ્યા. એક દેશી કાસદે સર કૉલિનના સૈન્યના એક સૈનિકના હાથમાં આ મતલબનો પત્ર આપ્યો. પત્ર વાંચી સર કૉલિન સમજી ગયો કે કાનપુર ભયમાં આવી પડ્યું છે. આથી તે દડમજલ કરતો કાનપુર તરફ ધસવા લાગ્યો. ગંગા નદીના કિનારા પર આવી તેણે જોયું કે પુલ હજુ સુરક્ષિત રહ્યો છે. તેણે ગંગાને પેલે પાર છાવણી નાખી. તે પોતે પુલ ઓળંગી વાઇન્ડહામના કિલ્લા તરફ રવાના થયો. જેઓ કિલ્લામાં હતા. તેઓ વડા સેનાપતિને આવેલો જાણી આનંદના પોકારો કરવા લાગ્યા. એક ક્ષણમાં એક પછી એક દિવાલ પર સેંકડો સૈનિકો વડા સેનાપતિને

જોવા ચઢયા. વડા સેનાપતિએ કિલ્લામાં આવી વાઇન્ડહામની મુલાકાત લીધી. આ વખતે તેની બધી ચતુરાઈ નાશ પામી હતી. વડો સેનાપતિ તેની આ સ્થિતિ જોઇ બહુ દિલગીર થયો. ત્યારબાદ પોતાની યોજના સમજાવી તે છાવણીમાં પાછો આવ્યો. આખી રાત તોપો, સરસામાન, બૈરાં છોકરાં અને રોગી તેની છાવણી પર રવાના થવા લાગ્યાં.

બીજે દિવસે સવારમાં તાત્યાતોપીએ જોયું કે ગંગા નદીને સામે કિનારે અંગ્રેજોની બીજી છાવણી પડી છે. તેણે એ જોઇ અંગ્રેજો આ તરફ ન આવી શકે એ ખાતર પુલ તોડી પાડવાની તૈયારી કરી. મોટી તોપો પુલ સામે ગોઠવાઇ ગઇ. પરતુ કપ્તાન પીલની તોપોના જોર આગળ એ તોપો કંઇ કરી શકી નહિ. વડા સેનાપતિનું લશ્કર હવે પુલ પર થઈ કાનપુર આવવા ઉપડયું. તેમની પાછળ સરસામાન, બૈરાં છોકરાં, ઘાયલ સૈનિકો વગેરે ગાડીઓમાં ને ડોળીઓમાં આવવા લાગ્યાં. ૨૯ મી નવેમ્બરે સાંજના ૩ વાગતાં આ બધું કાનપુર તરફ આવવા ઉપડયું. સાંજનો બધો વખત, આખી રાત અને બીજા દિવસના સાંજના ૬ વાગતા સુધીમાં એ રીતે સમગ્ર સૈન્ય કાનપુર આવી પહોંચ્યું. પુલ ઉતરતી વેળા તેઓને કંઇ અડચણ ન નડી. ગંગાની નહેરની બીજી બાજુએ-એક વિશાળ મેદાનમાં છાવણી નંખાઇ. ૫ માસ પહેલાં અસહાય યુરોપિઅનો પોતાના વૃદ્ધ સેનાપતિ સાથે જે સ્થાનમાંથી બહાર આવી સિપાહીઓને હાથે માર્યા ગયા હતા, તે ઇતિહાસ પ્રસિદ્ધ સ્થળ આગળ આ છાવણી નાંખવામાં આવી હતી.

આ વખતે શત્રુઓ અગાઉની જેમ આખું શહેર અને ગંગાનો

વડા સેનાપતિએ આ બધા નિર્ણય કરી મૂક્યો. પણ તેણે એકદમ હલ્લો કર્યો નહિ. આ વખતે અનેક અસહાય માણસો તેની સાથે હતાં. લખનોરથી અસંખ્ય નિરાધાર માણસો સાથે આવ્યાં હતાં, તેઓની દુર્દશા જોઇ તેને બહુ દિલગીરી થતી હતી. તેઓમાંનાં કોઇ પાલણહાર વિનાનાં થઇ પડયાં હોય, કોઇ હાથ પગ કપાઇ જવાથી લૂંલાં, લંગડાં બની ગયાં હતાં, કોઇ ભયંકર રોગથી પીડાતાં હતાં. સર કોલિન તેઓને માટે બહુ ચિંતાતુર બની ગયો. ૧ લી ૨ જી ને ૩ જી ડીસેમ્બરે એ લોકોને અલાહાબાદ મોકલવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો. ૩ જી તારીખે રાત્રે તેઓને અલાહાબાદ તરફ રવાના કરવામાં આવ્યાં, એ દરમિઆન સિપાહીઓએ અંગ્રેજો પર છુટાછવાયા હુમલા કર્યા હતા, પણ અંગ્રેજોએ તેમને મારી હઠાવ્યા હતા. હવે વડો સેનાપતિ નિશ્ચિંત બની શત્રુઓને મારી હઠાવવા તૈયાર થયો. તેની પાસે ૫૦૦૦ પાયદળ, ૬૦૦ ઘોડેસ્વારો અને ૩૫ તોપો હતો. શત્રુઓ પાસે ૨૫૦૦૦ સૈનિકો અને ૩૫ તોપો હતી. પરંતુ તેઓમાંના ૧૪૦૦૦ સૈનિકો કેળવાએલા હતા, ચાર ગોલંદાજની ચાર ટુકડી, ઘોડેસ્વારોની બે ટુકડી, અને પાયદળોની સાત ટુકડી મળી બધા મળીને ૭૦૦૦ સૈનિકો ગ્વાલિયરના સૈન્યમાં હતા. નાના સાહેબના અનુચરો અને બુંદેલખંડ અને મધ્ય હિંદના સિપાહીઓ શત્રુઓની મદદમાં આવી ઉભા હતા. તાત્યાતોપી એ બધાં લશ્કરનો અધ્યક્ષ હતો. નાનાસાહેબ સૈનિકોની ડાબી પાંખ અર્થાત્ તેના તાબાનું સૈન્ય અને પોતાના માણસોને દોરતો હતો.[૧]

૧. માર્ટિન સાહેબ જણાવે છે કે નાના સાહેબનો ભાઇ બાલા સાહેબ આમાં હતો–Indian Empire, Vol. II. P. 474.

૬ ઠ્ઠી ડિસેમ્બરે સવારમાં બંને પક્ષ વચ્ચે લડાઇ શરૂ થઇ. તાત્યાતોપી ને નાનાસાહેબ સિપાહીઓને દોરવા લાગ્યા. વડો સેનાપતિ અને વાઇન્ડહામ, વેકપોલ વગેરે સેનાનાયકો અંગ્રેજ લશ્કરને દોરવા લાગ્યા. લગભગ આખો દિવસ બંને પક્ષો વચ્ચે લડાઈ ચાલી. કપ્તાન પીલની તોપોએ બહુ સારૂં કામ બજાવ્યું. તાત્યાતોપી હાર્યો. તેનું વિશાળ લશ્કર આમતેમ નાસવા લાગ્યું. અંગ્રેજ સૈન્યે લગભગ ૧૪ માઇલ સુધી તેની પૂઠ પકડી. શત્રુઓને નસાડી લગભગ મધરાતે અંગ્રેજ સૈન્ય પાછું કાનપુર આવ્યું.

ગ્વાલિયરના સૈન્યની એટલી ઝડપથી છાવણી તજવી પડી હતી કે તેઓ કંઇ પણ સાથે લઇ જઇ શક્યા નહિ. વિજયી અંગ્રજ સૈન્ય જ્યારે તેમની છાવણીમાં આવી પહોંચ્યું ત્યારે "ચપાટી શેકાતી હતી, બળદો ગાડીની પાછળ ઉભા હતા, ઘાયલ તથા રોગી ઇસ્પિતાલમાં પડયા હતા.[૧]" આ પ્રમાણે બધું જેમનું તેમ પડયું હતું, કેવળ સૈનિકો ને તેના સરદારો હાજર નહોતા. કાલ્પીના માર્ગ પાસે ગ્વાલિયરનું સૈન્ય તેના મધ્ય અને ડાબા ભાગથી વિખુટું પડી ગયું હતું. આ બે ભાગના સિપાહીઓને માટે બિથુર સિવાય બીજો કોઇ રસ્તો ખુલ્લો નહોતો. આ રસ્તો રોકાયો હોત તો તે સૈન્ય બીજે કોઇ રસ્તે જઈ શકત નહિ. સેનાપતિ મેન્સફીલ્ડને એ રસ્તો બંધ કરવાનું સોંપવામાં આવ્યું હતું. પરંતુ તે એ બાબતમાં સફળ થઇ શકયો નહિ. સિપાહીઓ કાનપુર છોડી બિથુર ભણી નાઠા. વળી તેઓ શિવરાજપુરથી ત્રણ માઇલ દૂર આવેલા સરાઇ ઘાટ આગળ ગંગા ઉતરી અયોધ્યા તરફ

૧ Blackwood's, Magazine, October, 1858, quoted in Malleson's Indian Mutiny. Vol. II. P. 271. note.

ન જાય એવી શંકાથી વડા સેનાપતિએ સેનાનાયક હોપ ગ્રાન્ટને તેઓની વિરૂદ્ધ તે દિશામાં મોકલ્યો. સિપાહીઓ પોતાની તોપો વગેરે લઇ સરાઇ ઘાટ આગળ ગંગા નદી ઉતરવાનો પ્રયાસ કરતા હતા, એ વખતે હોપ ગ્રાન્ટ આવી પહોંચ્યો. સિપાહીઓ હારી નાઠા. તેઓની ૧૫ તોપો અંગ્રેજોના હાથમાં આવી. આ લડાઇ ૯મી ડિસેમ્બરે થઇ હતી. આ પ્રમાણે ૬ ઠી અને ૯ મી તારીખની લડાઇમાં હારી સિપાહીઓનાં બે ટોળાં પરસ્પર છુટાં થઇ ગયાં. ગ્વાલિયરનું સૈન્ય કાલ્પી જઇ એકત્ર થયું. તાત્યાતોપીએ તેને ફરીથી વ્યવસ્થિત કર્યું. નાના સાહેબ બિથુર જઇ પહોંચ્યો. પરંતુ અંગ્રેજ સૈન્યના આગમન સમાચાર સાંભળીને સરાઇ ઘાટની લડાઇ પહેલાં પોતાની તોપો અને અનુચરો સાથે અયોધ્યા તરફ રવાના થયો.[૧] જુલાઇ માસમાં સેનાપતિ હેવલોક

---

૧ ૯૩મી હાઇલેન્ડર પલ્ટણનો સાર્જન્ટ ફોર્બ્સ મિચેલ સર કોલિન કેમ્પબેલના લશ્કરમાં હતો. તેણે બળવા વખતે પોતાની ટુકડીએ જે જે કાર્ય કર્યાં હતાં તેનું વર્ણન લખ્યું છે તેમાં જણાવ્યું છે કે સરાઇ ઘાટ પર સિપાહીઓ પર હુમલો થયો તે પહેલાં નાના સાહેબની નૌકા ગંગા નદી ઉતરી ચૂકી હતી. નાના સાહેબ ત્યાંથી અયોધ્યા તરફ રવાના થયો હતો. Farbes–Mitchell, Reminiscences &c. P. 150.

લોર્ડ રોબર્ટસ લખી ગયો છે કે અર્જુન તેવારી નામનો એક જાસુસ ૧લી પલ્ટણમાં સિપાહીનું કામ કરતો હતો. બળવા વખતે આ માણસે અંગ્રેજો તરફ બહુ વફાદારી દર્શાવી હતી. બાંદાની ગડબડવેળા આ માણસે એક યુરોપિઅન જોડાંને બચાવ્યું હતું. ત્યારબાદ તેને જાસૂસનું કામ સોંપવામાં આવ્યું હતું. તે અંગ્રેજ સેનાપતિઓના

બિથુરમાં નાના સાહેબનો મહેલ તોડી પાડવાનું કામ શરૂ કર્યું હતું, હવે એ કાર્ય પૂર્ણ સેનાપતિના હુકમથી હોપ ગ્રાન્ટે ૧૧ મી ડિસેમ્બર બિથુર જઇ તોપ વડે મંદિર ઉડાડી દીધું, મહેલ બાળી નાંખ્યો. વિશ્વાસઘાતી આજિમુલ્લા જે મકાનમાં રહેતો હતો. તે મકાનમાંથી કેટલાક પત્રો મળી આવ્યા.[૨] એ સિવાય બીજી કેટલીક વિચિત્ર

---

પત્રો નિશ્ચિત સ્થળે લઇ જતો હતો. આ વખતે રોબર્ટસે આ વિશ્વાસુ જાસુસ પાસે નાના સાહેબના સમાચાર જાણવા માગ્યા. અર્જુન તેવારી બીજે દિવસે મળવાનો વાયદો કરી બિથુર તરફ રવાના થયો. ૮મી ડિસેમ્બરે એ વફાદાર જાસુસે રોબર્ટસ પાસે આવી જણાવ્યું કે નાના સાહેબ ગઇ કાલે રાત્રે બિથુરામાંના પોતાના મહેલમાં સુતો હતો, પરંતુ અંગ્રેજો આવ્યાના સમાચાર સાંભળી તોપો અને અનુચરો સાથે અયોધ્યા જઇ પહોંચવા માટે અહીંથી થોડા માઇલ દુર ગંગા નદી ઉતરવાનો પ્રયત્ન કરે છે. લડાઇ પૂરી થયા બાદ લૉર્ડ રોબર્ટસના પ્રયત્નથી અર્જુન તેવારીને સરકારે તે જીવે ત્યાં સુધી વાર્ષિક ૧૨૦૦ રૂપિયાનું પેન્શન બાંધી આપ્યું હતું.—Forty one years &c. Vol. I. P. 375, note.

૨ એ પત્રો લાર્ડો નામના એક ફ્રેંચે લખેલા હતા. આ ચંદ્ર નગરમાંના ફ્રેંચોના સંસ્થાનને લગતા હતા. કેટલાક પત્રો ઇગ્લાંડથી આવ્યા હતા. અજિમુલ્લાખાન રૂપાળો હતો. તેના રૂપથી આકર્ષાઇ ઇગ્લાંડની એક યુવતી તેની સાથે પરણવા માટે હિંદમાં આવવા માગતી હતી એવું એક પત્ર પરથી જણાતું હતું. આ પત્રોમાંના ઘણાખરા ઇગ્લાંડની કુળવાન સ્ત્રીઓએ લખેલા હતા. એક પ્રૌઢાએ પોતાના પત્રમાં પૂર્વ દેશના પ્રિય પુત્ર તરીકે આજિમુલ્લાને સંબોધ્યો હતો.

વસ્તુઓ કબજે કરવામાં આવી. નાના સાહેબે ત્રીશ લાખ રૂપીઆ દારૂગોળો ભરવાની પેટીઓમાં નાંખી એક મોટા કુવામાં ફેંકી દીધા હતા. જાસુસો મારફત આ બાતમી મળતાં અંગ્રેજ સૈન્યે ૧૫ મીથી ૨૬ મી ડિસેમ્બર સુધી રાત દિવસ એ દ્રવ્ય કાઢવાનો પ્રયત્ન કર્યો. પૈસા તથા મુલ્યવાન વાસણો મળ્યાં ખરાં, પરતુ સૈનિકોને આ ભારે મહેનતના બદલામાં કંઇ ઇનામ મળ્યું નહિ.



કેટલાક પત્રો આબ્જિમુલ્લાના હાથના હતા. એ પત્રો કોન્સ્ટાન્ટિનોપલના ઓમર પાશા પર સિપાહીઓનો અસંતોષ અને હિંદની ચાલુ પરિસ્થિતિ વિષે લખેલા હતા–Forty one years &c. Vol. 1 P. 427–429.

## અધ્યાય ૫ મો

### ફત્તેહગઢ જીત્યું—વડો સેનાપતિ લખનોર તરફ.

**વિષય નિર્દેશ:**—ફત્તેહગઢ જીત્યું—સર કોલિન કેમ્પબેલની બરેલી તરફ જવાની ઇચ્છા—ગવર્નર જનરલ સાથે મતભેદ—સર કોલિન લખનોર તરફ ઉપડયો—તેના સૈનિકોની ઉનાવમાં છાવણી—અંગ્રેજ છાવણીમાં જાસુસો—તેઓ કેદ થયા—તેઓનાં વિચિત્ર આત્મ-વૃત્તાંત—તેઓને ફાંસી મળી.

ગ્વાલિયરના સાહસિક સિપાહીઓના હલ્લામાંથી કાનપુર મુક્ત થયું, પરંતુ હજુ ગંગા યમુનાના દોઆબમાં સિપાહીઓ જડ ઘાલી બેઠા હતા. સેનાપતિ ગ્રિથેડ અને હોવગ્રાન્ટ જુદે જુદે સ્થળે જઇ પહોંચ્યા હતા ખરા, પરંતુ તેઓ સર્વાંશે શાંતિ સ્થાપી શક્યા નહોતા. સિપાહીઓ પાછા જોર પર આવ્યા હતા અને અંગ્રેજોની સત્તા ઉખેડી નાખવા તત્પર થયા હતા. મૈનપુરી, ફતેહગઢ વગેરે સ્થળે એ લોકોની સત્તા હજુ ટકી રહી હતી. સર કોલિન કેમ્પબેલે એ ઠેકાણે શાંતિ ફેલાવવાની તૈયારી કરી. તેણે દોઆબ જીતી રોહિલ ખંડમાંથી શત્રુઓને હાંકી કાઢવાનો વિચાર રાખ્યો હતો. વાયવ્ય-પ્રાંતનાં ત્રણ મુખ્ય શહેરો તેના કબજામાં આવ્યાં હતાં. વાયવ્ય ખુણામાંનું દિલ્હી, અગ્નિ ખુણામાંનું અલાહાબાદ અને એ બંનેની વચ્ચે આવેલું આગ્રા અત્યારે અંગ્રેજોની સત્તા તળે હતું. પરંતુ ફતેહગઢ પર ફરૂક્કાબાદનો નવાબ સત્તા ચલાવતો હતો. વડા સેનાપતિએ પ્રથમ એ તરફ જવાની તૈયારી કરી. તેણે મૈનપુરી સુધીનો પ્રદેશ કબજે કરવા બ્રિગેડિયર વોલપોલને રવાના કર્યો. કર્નલ સીટનની

અગાઉથી કાલી નદીનો પુલ તોડી વડા સેનાપતિને અટકાવી શકત. પરંતુ તેઓમાં આવી સમયસૂચકતા નહોતી. અંગ્રેજ સૈન્ય ગુરસાહિગંજ આવી પહોંચ્યું ત્યારે તેઓએ પુલ તોડી પાડવાનો પ્રયત્ન કર્યો હતો, પણ એ પ્રયત્ન નિષ્ફળ ગયો હતો. વડા સેનાપતિની મરજી એવી હતી કે જ્યાં સુધી વોલપોલ અને સીટનનું સૈન્ય એકત્ર ન થાય ત્યાં સુધી ફતેહગઢ તરફ આગળ ન વધવું. પરંતુ પુલ તોડવાના સમાચાર સાંભળી તેણે પોતાની ઇચ્છા જતી કરી. નવા વર્ષની પહેલી તારીખે તેના હૃદયમાં નવીન આશા અને ઉત્સાહ જાગ્રત થયાં હતાં. તે એ આશાથી પ્રફુલ્લ બની ખોદાગંજ નામના ગામડા આગળ આવેલા કાલી નદીના પુલ આગળ આવી પહોંચ્યો. થોડા સમયમાં ઇજનેરોએ પુલનો તોડી પાડેલો ભાગ સમારી લીધો. બીજે દિવસે ભયંકર વાવાઝોડામાં બંડખોરો ફતેહગઢ છોડી અંગ્રેજ સૈન્યને અટકાવવા કાલી નદીને કિનારે આવી પહોંચ્યા. વાવાઝોડું બંધ થયું એટલે જણાયું કે ફરૂકકાબાદના નવાબના સંખ્યાબંધ સિપાહીઓ ખોદાગંજમાં આવી પહોંચ્યા છે. અંગ્રેજ સૈન્ય પુલ વાટે નદી ઉતર્યું. નદીને કિનારે, ખોદાગંજ ગામ આગળ ૨ જી જાન્યુઆરીએ બંને પક્ષ વચ્ચે યુદ્ધ જામ્યું. સિપાહીઓએ દૃઢતા અને પરાક્રમ બતાવવામાં બાકી રાખ્યું નહિ. તેઓની એક તોપ પુલ પાસેનાં ટોલગૃહની પાછળ ગોઠવાએલી હતી. આ તોપના ગોળાથી અંગ્રેજોના અનેક યોદ્ધાઓ માર્યા ગયા. એ તોપને મુંગી બનાવવા માટે કપ્તાન પીલની તોપો છૂટવા લાગી. અંગ્રેજ સૈન્યની તોપોએ ટોલગૃહપર ભયંકર મારો ચલાવ્યો. આથી શત્રુઓના ઘણા સૈનિકો માર્યા ગયા. તેઓની તોપો પણ બંધ થઈ ગઇ. તેઓ અંગ્રેજોની તોપો આગળ

દેખરેખ નીચે દોઆબના ઉત્તરભાગમાંથી સરસામાન વગેરે આવતું હતું-તેને મૈનપુરી આગળ વેલપોલને મળવાનો હુકમ કરવામાં આવ્યો. ત્યારબાદ એ બંને અધિનાયકોનાં લશ્કરોએ મળી ફતેહગઢ પર હલ્લો કરવો એવું નક્કી કરવામાં આવ્યું.

કર્નલ સીટન ખાદ્યસામગ્રી વગેરેના રક્ષણ માટે નીમાયો હતો. તે ૯ મી ડિસેમ્બરે દિલ્હીથી રવાના થયો. શત્રુઓ અલીગઢ વિભાગમાં આવી રહ્યા છે, એ સમાચાર તેના જાણવામાં આવ્યા હતા. તે અલીગઢમાં ખાદ્યસામગ્રી વગેરે અને તેના બચાવ માટે પુરું સૈન્ય તથા તોપો રાખી શત્રુઓ સામે ચાલ્યો. ડિસેમ્બર માસની અધવચમાં તેણે ખાસગંજ અને પાતિયાલી આગળ શત્રુઓને હરાવ્યાઃ આ લડાઇમાં દિલ્હીના પ્રસિદ્ધ કપ્તાન હડસને પોતાના ઘોડેસ્વારો સાથે અંગ્રેજ સેનાનાયકને મદદ કરી હતી. ત્યારબાદ અંગ્રેજ સૈન્ય મૈનપુરી તરફ રવાના થયું. મૈનપુરીના રાજા તેજસિંહે અંગ્રેજોને અટકાવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેનું કંઇ વળ્યું નહિ. ૨૭ મી ડિસેમ્બરે અંગ્રેજ સૈન્ય મૈનપુરીની લડાઇમાં જીત્યું. આ તરફ બ્રિગેડિયર વેલપોલ અકબરપુર અને ઇટાવાથી મૈનપુરી પાસેના બેવર નામના સ્થળે આવી કર્નલ સીટનના સૈન્ય સાથે જોડાયો. સંયુક્ત લશ્કર ફતેહગઢ તરફ રવાના થયું.

૨૪ મી ડીસેમ્બરે વડા સેનાપતિએ કાનપુર છોડયું. ૩૧ મી તારીખે તે ગુરસાહિગંજ આવી પહોંચ્યો. કપ્તાન હડસન, સેનાનાયક વેલપોલ અને સીટનની પહેલાં વડા સેનાપતિની છાવણી પર હાજર થયો. ગુરસાહિગંજથી પંદર માઇલ દૂર મીરનકા સરાઇ આગળ વડા સેનાપતિની છાવણી હતી. ગુરસાહિગંજથી પાંચ માઇલ દૂર કાલી નદી વહેતી હતી. શત્રુઓમાં જો કંઇ પણ બુદ્ધિ હોત તો તેઓ

અગાઉથી કાલી નદીનો પુલ તોડી વડા સેનાપતિને અટકાવી શક્ત. પરંતુ તેઓમાં આવી સમયસૂચકતા નહોતી. અંગ્રેજ સૈન્ય ગુરસાહિગંજ આવી પહોંચ્યું ત્યારે તેઓએ પુલ તોડી પાડવાનો પ્રયત્ન કર્યો હતો, પણ એ પ્રયત્ન નિષ્ફળ ગયો હતો. વડા સેનાપતિની મરજી એવી હતી કે જ્યાં સુધી વોલપોલ અને સીટનનું સૈન્ય એકત્ર ન થાય ત્યાં સુધી ફતેહગઢ તરફ આગળ ન વધવું. પરંતુ પુલ તોડવાના સમાચાર સાંભળી તેણે પોતાની ઇચ્છા જતી કરી. નવા વર્ષની પહેલી તારીખે તેના હૃદયમાં નવીન આશા અને ઉત્સાહ જાગ્રત થયાં હતાં. તે એ આશાથી પ્રફુલ્લ બની ખોદાગંજ નામના ગામડા આગળ આવેલા કાલી નદીના પુલ આગળ આવી પહોંચ્યો. થોડા સમયમાં ઇજનેરોએ પુલનો તોડી પાડેલો ભાગ સમારી લીધો. બીજે દિવસે ભયંકર વાવાઝોડામાં બંડખોરો ફતેહગઢ છોડી અંગ્રેજ સૈન્યને અટકાવવા કાલી નદીને કિનારે આવી પહોંચ્યા. વાવાઝોડું બંધ થયું એટલે જણાયું કે ફરૂકકાબાદના નવાબના સંખ્યાબંધ સિપાહીઓ ખોદાગંજમાં આવી પહોંચ્યા છે. અંગ્રેજ સૈન્ય પુલ વાટે નદી ઉતર્યું. નદીને કિનારે, ખોદાગંજ ગામ આગળ ૨ જી જાન્યુઆરીએ બંને પક્ષ વચ્ચે યુદ્ધ જામ્યું. સિપાહીઓએ દૃઢતા અને પરાક્રમ બતાવવામાં બાકી રાખ્યું નહિ. તેઓની એક તોપ પુલ પાસેનાં ટોલગૃહની પાછળ ગોઠવાએલી હતી. આ તોપના ગોળાથી અંગ્રેજોના અનેક યોદ્ધાઓ માર્યા ગયા. એ તોપને મુંગી બનાવવા માટે કપ્તાન પીલની તોપો છૂટવા લાગી. અંગ્રેજ સૈન્યની તોપોએ ટોલગૃહપર ભયંકર મારો ચલાવ્યો. આથી શત્રુઓના ઘણા સૈનિકો માર્યા ગયા. તેઓની તોપો પણ બંધ થઈ ગઇ. તેઓ અંગ્રેજોની તોપો આગળ

ટકી ન શક્યા. ફતેહગઢ તરફ ૩-૪ માઇલ સુધી વ્યવસ્થિત રીતે પાછા હઠી ગયા. ત્યાર બાદ વળી તેઓમાં સાહસ આવ્યું. તેઓ અંગ્રેજો સામે દઢતાપૂર્વક ઉભા રહ્યા પરંતુ અંગ્રેજોના ઘોડેસ્વારોના અશ્વાઘાતથી, શિખોના ગોળીબારથી અને બરછીવાળાઓની બરછીઓથી તેઓના અનેક સિપાહીઓ મરણ પામ્યા. શબોથી મેદાન ભરપૂર થઇ ગયું. બાકી રહેલા સિપાહીઓ એકદમ ફતેહગઢ છોડી, ગંગાનદી ઉતરી રોહિલખંડમાં નાસી ગયા.

બીજે દિવસે સર કોલિન કેમ્પબેલ કિલ્લા તરફ રવાના થયો. તોપના ગોળાથી બારણાં તોડી પાડવામાં આવ્યાં. અંગ્રેજસૈન્ય બીનઅડચણે કિલ્લામાં પેઠું. સિપાહીઓ બધો સરસામાન તજી ચાલ્યા ગયા હતા. કિલ્લામાં તોપોની ગાડી માટે સાગનાં લાકડાં સંઘરી રાખવામાં આવ્યાં હતાં. એ સિવાય એંજિન, નાના પ્રકારની તોપો, સૈનિકોના પોશાકો વગેરે બધું મળી લગભગ દશ લાખ રૂપિઆનો સામાન હતો. સિપાહીઓએ એ સામાન બાળી નાખ્યો નહોતો. ગંગા નદી પર હોડકાંનો પુલ હતો તે પણ જેમનો તેમ હયાત હતો. હવે એ બધો સામાન અને પુલ અંગ્રેજોના કબજામાં આવ્યાં.

ગ્વાલિયરના સૈનિકોના પરાજય પછી ગંગા નદીની દક્ષિણે આવેલાં ગામડાંમાં લશ્કરી કાયદાને બદલે સાધારણ કાયદો જારી કરવામાં આવ્યો. ત્યાં હવે શહેરીઓના જાનમાલનું રક્ષણ કરવાનું કામ મુલ્કી ખાતાના અધિકારીઓએ હાથમાં લીધું હતું. આ વખતે બૂમ ઉઠી કે ફરૂક્કાબાદનો નવાબ શહેરમાં છે. અંગ્રેજ મેજિસ્ટ્રેટે જાહેર કર્યું કે જો નવાબ નહિ પકડાય તો અંગ્રેજ સૈન્ય શહેર લૂટશે. થોડીવારમાં નવાબ પકડાયો અને મેજીસ્ટ્રેટ સમક્ષ હાજર થયો. પરંતુ એ ખરો નવાબ

નહોતો; નવાબનો સગો હતો. તેનું નામ નાજીરખાન હતું. તેના પર કેવાં વીતક વીત્યાં તે સાર્જન્ટ ફૉર્બ્સ મિચેલે આ પ્રમાણે જણાવ્યાં છેઃ–એક સાધારણ ખાટલા પર આ નવાબવંશી સરદારને હાથ પગ બાંધી સુવાડવામાં આવ્યો હતો.[૧] મજૂરો ખાટલો ઉપાડી આવ્યા હતા. તેના પરથી કેવી રીતે કામ ચલાવવામાં આવ્યું હતું તે હું જાણતો નથી. પરંતુ મને ખાત્રી છે કે જ્યુરિ કે વકીલ તો હતો જ નહિ. હું જાણું છું કે પ્રથમ તેના શરીર પર ડુક્કરની ચરબી ચોપડવામાં આવી હતી, પછી ફટકા મારનારાઓએ તેના શરીર પર સખત ફટકા માર્યા હતા. ત્યાર બાદ તેને ફાંસીએ લટકાવવામાં આવ્યો હતો."[૨] કર્નલ એલિસન નામના એક બીજા સૈનિક અમલદારે લખ્યું છે કે "૪ થી તારીખે તેને (નાજીરખાનને) ફાંસીએ લટકાવવામાં આવ્યો. ફાંસીએ ચઢાવ્યા પહેલાં તેના પ્રત્યે અનર્થક નિર્દયતા પ્રગટ કરવામાં આવી હતી. તેને જોર જુલમથી ડુક્કરનું માંસ ખવરાવવામાં આવ્યું. હલકી જાતના લોકો પાસે સખત ફટકા મરાવવામાં આવ્યા. આ કાર્ય એક મહાન અને વિજયી જાતિને માટે અયોગ્ય ગણાય."[૩] રેઇકસ સાહેબે લખ્યું છે કે અંગ્રેજોની હત્યા કરવાના ગુના સબબ ૨૬ મી જાન્યુઆરીએ ફરૂક્કાબાદના બે નવાબને ફાંસી મળી. તેઓનાં નામ પ્રગટ કરવામાં આવ્યાં નથી. મેજિસ્ટ્રેટે તેઓને ફાંસી આપી હતી ખરી, પણ તેઓ ખરા ગુનેહગાર હતા કે નહિ તે બાબત પુરતી

---

૧ લેખકે તેને ફરૂક્કાબાદના નવાબ તરીકે ઓળખાવ્યો છે. પરંતુ તે ખરો નવાબ નહોતો, ખરા નવાબ વિષે આગળ જણાવવામાં આવશે.

૨ Reminiscences, &c. P. 168–169.

૩ Martin, Indian Empire. Vol. II P. 476.

ચોકસાઇ થઇ નહોતી.[1] અંગ્રેજ મેજીસ્ટ્રેટે ખરેખર ઉશ્કેરણીને વશ થઇ આ કામ કર્યું હતું. કદાચ તેને એવો સંશય આવ્યો હોય કે આ નવાબ વેશી લોકોએજ મારા જાતિબધુંઓને મારી નાંખ્યા છે. આવા ખૂન કરનારા તો રાક્ષસો ગણાય અને રાક્ષસોને તો આવી રાક્ષસી સજાજ યોગ્ય ગણાય. પરંતુ તેણે જાણવું જોઇતું હતું કે મારા પોતાના જાતિબંધુઓના વિચારો પણ આવા નહોતા અને ઉશ્કેરણીને લીધે અધીરા બની તેઓ મારા જેવા વિચારો કરવાના પણ નથી. ખુદ તેનાજ જાતિ ભાઇઓએ તેનાં કૃત્યને વખોડી કાઢયું છે.[2] અને જો સરકારે

---

૧ Raikes, Notes on the Revolt &c. P. 104 Indian Empire. Vol. II. P. 476.

૨ ટાઇમ્સનો ખબરપત્રી ડોકટર રસલ ઇ. સ. ૧૮૫૮ ના મે માસમાં ફતેહગઢ આવ્યો. તેણે આ બાબતમાં લખ્યું છે, કે " અમે મિલ્ને સાહેબ સાથે ભોજન કરતા કરતા જુની વાતો કહેવા અથવા સાંભળવા લાગ્યા. જે ઘરમાં આપણાં અભાગિઆં બૈરાં છોકરાં માર્યાં ગયાં હતાં, તેજ ઘરમાં અમે બેઠાં હતાં. મિલ્ને સાહેબે કહ્યું કે બે મડઓને તોપ વડે ઊડાડી દેવામાં આવી હતી અને ૧૧ મી અને ૪૧ મી દેશી પલટણના પાયદળ સિપાહીઓએ નિશાનબાજી વખતે બચ્ચાંઓને નિશાનરૂપ ગણ્યાં હતાં. એમાં મને કશો સંદેહ રહ્યો નથી. મારા મત મુજબ આ એક રાક્ષસી કૃત્ય હતું. પરંતુ આજ સ્થળે આપણે ફરૂકાબાદના નવાબના નજીકના સંબંધીને અતિશય ઘૃણા ઉપજાવે તેવી રીતે ફાંસીએ લટકાવ્યો હતો; એક ખ્રીસ્તી પાદરી એ વખતે પ્રેક્ષકો સાથે ઉભો હતો, આપણું આ કૃત્ય શું ખ્રીસ્તી ધર્મ પાળનારી સુધરેલી પ્રજાને યોગ્ય

તેને ન્યાયાસનનો અધિષ્ઠાતા બનાવ્યો હતો તેણે પણ તેનાં વખાણ કરવાને બદલે તેને સજા કરી હતી.[1]

રેઇફ્રસ સાહેબે લખ્યું છે કે નવાબનો મહેલ જુદી જુદી વિલાસની ચીજોથી ભરપૂર હતો. અરીસા, ઝુમર, છબી, પુસ્તક વગેરે બધું વ્યવસ્થિત રીતે ગોઠવેલું હતું. અંતઃપુરમાં બે ત્રણ વૃદ્ધાઓ સિવાય મહેલમાં બીજું કોઈ નહોતું. બિલાડી, મેના, કુતરાં વગેરે ધાંટાધાંટ કરતાં કરતાં વિશાળ ચોકમાં ઘૂમતાં હતાં; ભૂખથી પીડાતા છતાં એ બધાં પશુપક્ષીનું સ્વાભાવિક સૌંદર્ય નાશ પામ્યું નહોતું. એક હાથી

-હતું ? એ ખરૂં છે કે એ શોચનીય દશામાં આવી પડેલ માણસે પોતાના મરણને આગલે દિવસે પોતાના મકાનમાં અંગ્રેજ રેજિમેન્ટના એક અથવા બે ઓફિસરોને ખાણું આપ્યું હતું. તેણે પોતાનાં નિર્દોષપણા વિષે જે કંઇ કહ્યું હતું તે પેલા બે ઓફિસરોને રૂચ્યું હોય એવું તેને જણાયું હતુઃ પરંતુ આ અતિથિ સત્કાર પછી થોડા કલાકમાં તેને મેજિસ્ટ્રેટ સમક્ષ લઇ જવામાં આવ્યો. તેને એવી રીતે ફાંસીએ લટકાવવામાં આવ્યો કે પ્રેક્ષકોમાંનો દરેક તેમાં પણ ખાસ કરીને સર વિલિયમ પીલ બહુ જ અસંતુષ્ટ બની ગયો. ફાંસી પહેલાં મુસલમાનોને ડુક્કરના ચામડામાં સીવવા, ડુક્કરની ચરબી તેના શરીરપર ચોપડવી અને છેવટે તેનાં શબ બાળવાં એ બધાં વૈરભાવ સૂચક કૃત્યો ખરેખર ભયંકર જુલમરૂપ જ ગણાય. Russell, Diary, Vol. II. P. 43-52

૧. મેજિસ્ટ્રેટ પોવર સાહેબે આ કૃત્ય કર્યું હતું. આવી કઠોરતા અને બીજાં કેટલાંક કારણોને લીધે તેને સસ્પેન્ડ કરવામાં આવ્યો હતો. Martin, Indian Empire, Vol. II P. 476, note.

-સાંકળો તોડી પોતાનો ખોરાક મેળવવાના કામમાં લાગી ગયો હતો. પરંતુ સુંદર દેખાવવાળા ઘોડાઓના ભાગ્યમાં આવું સુખ લખેલું હોય એવું જણાતુ નહોતું. તેઓ પોતપોતાને સ્થાને ઉભા ઉભા ચંદી માટે પગ પછાડયા કરતા હતા, અનાજ થોડે દૂર પડયું હતું તે તરફ નજર કરી રહ્યા હતા. મજબુત દોરડાં વડે બાંધેલા હોવાથી તેઓ તે તરફ જઇ શકતા નહોતા. એ બધો ખોરાક પોતાને આપવા માટે કોઇ આવે છે કે નહિ તે તેઓ વારંવાર જોતા હોય એવું જણાતું હતું. નીલગાય, બારશીંગાં, હંસ, વાનર વગેરે ખાદ્યને માટે ચો તરફ ઘુમતાં હતાં. રેઇક્સ સાહેબે એ બધા મુંગા જીવોને ખોરાક આપવાનો બંદોબસ્ત કર્યો.[1]

વડો સેનાપતિ ફતેહગઢમાં છાવણી નાખી પડયો. રોહિલખંડના સંખ્યાબંધ સિપાહીઓ તેની હિલચાલ પર બારીક નજર રાખવા લાગ્યા. જ્યારે તેઓએ સાંભળ્યું કે વડો સેનાપતિ જાતે રામગંગાનો તૂટેલો પુલ તપાસે છે, ત્યારે તેઓ શાંત રહી શક્યા નહિ. ફતેહગઢ તરફથી રોહિલખંડમાં પ્રવેશ કરવો હોય તો રામગંગા ઉતરવી પડે છે. રોહિલખંડના સિપાહીઓએ ધાર્યું કે અંગ્રેજ સેનાપતિ આપણા પર હલ્લો કરવાની તક જુએ છે. આથી સેનાપતિને તેમ કરતો અટકાવવા ૫૦૦૦ સિપાહીઓએ ૫ તોપો લઇ ફતેહગઢથી લગભગ ૧૨ માઇલ ઉપલાણે ગંગા ઉતરી અંગ્રેજના તાબાનાં સામસાબાદ નામના ગામ પર હલ્લો કર્યો. પરતુ તેઓનો ઉદ્દેશ પાર પડયો નહિ. તેઓને હાંકી કાઢવામાં આવ્યા. અંગ્રેજ સેનાપતિએ તેઓની તોપો હસ્તગત કરી. આ વિભાગનું પાલમ્હાઉ નામનું ગામડું કબજે થયું. અહીંનો જુનો તહશીલદાર બંડ ઉઠતાં જ દિલ્હીના શહેનશાહનો નોકર બન્યો હતો,

---

૧. Raikes, Notes on the Revolt &c. P. 107.

તે બિચારાની હવે દશા ફરી બેઠી. સરકારના વિરોધીઓને કેદ કરવામાં આવ્યા. જેઓ પોતાને મોગલ શહેનશાહના તાબાના રાજા કે નવાબ તરીકે ઓળખાવતા હતા તેઓને હવે સાધારણ કેદીઓની સાથે બેડીઓ ખખડાવતાં ખખડાવતાં રાજમાર્ગ પર વિચરવું પડયું. એ લોકો પર કેવી રીતે કામ ચલાવવામાં આવ્યું તે બાબત કંઇ જાણવામાં આવ્યું નથી. ૯૩ મી હાઇલેન્ડર પલ્ટણના સોલ્જર સાર્જન્ટ ફોર્બ્સ મિચેલ વિષે અગાઉ જણાવવામાં આવ્યું છે. એ માણસ અહીં હાજર હતો. તેણે કેવળ એટલું જ જોયું હતું કે કેદીઓનાં ટોળેટોળાંને કોટવાળાના આંગણામાં આવી રહેલાં મોટા વડના ઝાડ તળે લઇ જવામાં આવતાં, તેના ગળામાં દોરી બાંધવામાં આવતી ને પછી તેને ઝાડની ડાળીએ લટકાવવામાં આવતાં. સાંજના ત્રણ વાગતાથી માંડીને બીજે દિવસે સૂર્યોદય સુધી આ કાર્ય ચાલ્યું હતું. છેવટે ઝાડની ડાળીઓ તો શબોના જથાથી ભરપૂર બની ગઇ. આ પ્રમાણે ૧૩ માણસોને ફાંસીએ લટકાવવામાં આવ્યા હતા. કપ્તાન હડસનની કઠોર પ્રકૃત વિષે અગાઉ જણાવવામાં આવ્યું છે. એવા કઠોર માણસને પણ આ કાર્ય તિરસ્કાર-જનક લાગ્યું હતું. મેજિસ્ટ્રેટે ૯૩ મી હાઇલેન્ડર પલ્ટણમાંનો કોઇ આ લોકોને ફાંસીએ લટકાવવાને તૈયાર છે કે નહિ એવો પ્રશ્ન પૂછયો હતો. તેણે એવો લોભ બતાવ્યો હતો કે જે ફાંસીએ ચઢાવવાનું કામ કરશે, તેને ફાંસીએ લટકાવેલ માણસની વીંટી અને પૈસો ટકો મળશે પરંતુ એ પલ્ટણનો એક પણ સોલ્જર આવું કરપીણ કાર્ય કરવા તૈયાર થયો નહિ. છેવટે મેજિસ્ટ્રેટે એ પલ્ટણના એક કદાવર બાંધાના સોલ્જરનો અભિપ્રાય પૂછયો. એ સૈનિકે અતિશય વિરાગ ભરી ભાષામાં જણાવ્યું કે "આપ અમને એવું કેમ પૂછો છો? આ ૯૩ મી

પલ્ટણમાં અમે હથિયારબંધ લોકો સાથે લડવા માટે જોડાયા છીએ. હિંદનું લુટાએલું બધું દ્રવ્ય મળે તો પણ અમે જલ્લાદનું કામ કરવા તૈયાર નથી." કપ્તાન હડસન પણ ત્યાં જ ઉભો હતો. તેણે પેલા સોલ્જરનાં વચનો સાંભળી કહ્યું–" શાબાશ ! બહુ સારૂં બોલ્યા, મને તમારી સાથે હસ્તધૂનન કરવાની ઇચ્છા થાય છે" ત્યાર બાદ તેણે એ સોલ્જર સાથે હાથ મિલાવ્યો અને પાસે ઉભેલા એક કપ્તાન તરફ જોઇ કહ્યું, " આવાં કૃત્યો પર મને બહુ કંટાળો આવ્યો છે. આવાં કામ પર મારી નીમણુક થઇ નથી તેથી મને બહુ સંતોષ વળે છે" એમ કહી તે ઘોડેસ્વાર થઇ ચાલ્યો ગયો. ત્યાર બાદ કેટલાક હલકી વર્ણના હિંદી મળી આવ્યા. તેઓને આ કામ સોંપવામાં આવ્યું. બધા કેદીઓનાં શબો ઝાડની ડાળીઓ પર લટકવા લાગ્યાં.[1]

સર કોલિન કેમ્પબેલ લગભગ એક માસ ફતેગઢ રહ્યો. આટલી બધી મુદ્દત એક જ સ્થળે પડયા રહેવાથી તેના પ્રત્યે કેટલાક અંગ્રેજો-ને ગુસ્સો ચઢયો. અંગ્રેજી વર્તમાન પત્રકારો તો તેને આળસુ અને એદીના નામથી સંબોધવા લાગ્યા. પરંતુ એથી વડા સેનાપતિની શાંતિમાં ખલેલ પહોંચી નહિ. એક ઇતિહાસકારે જણાવ્યું છે કે ગ્રિથેડ વગેરે સેનાનાયકો ટુંક સમયમાં અનેક સ્થળોએ ફરી વળ્યા હતા. તેઓએ શત્રુઓને હરાવ્યા હતા ખરા પણ એથી સંપૂર્ણ શાંતિ જળવાઈ નહોતી. તેઓ ગયા કે તરત પાછું હતું તેમનું તેમ થઇ ગયું. પરંતુ વડો સેનાપતિ એ રીતે ઝપાટાબંધ વધતો નહોતો. તે જ્યાં જ્યાં ગયો ત્યાં સંપૂર્ણ શાંતિ થઇ હતી.[1] ગમે તેમ હો, પણ આટલું તો ખરૂં કે વડા સેનાપતિએ ફતેહગઢમાં લાંબો સમય શત્રુઓની હિલચાલ તપાસવામાં

૧. Reminiscences &c. P. 170-171

કાઢયો. તેની એવી મરજી હતી કે ફતેહગઢથી રોહિલખંડ તરફ કુચ કરવી. પરંતુ આ બાબતમાં ગવર્નર જનરલ વિરૂદ્ધ હતો. લોર્ડ કેનિંગે જણાવ્યું કે "સમગ્ર વાયવ્ય પ્રાંતમાં રોહિલખંડ જીતવાનું કામ ઇચ્છા યોગ્ય છે ખરૂં પરંતુ સૌ પહેલાં લખનોર કબજે કરવું એ વધારે જરૂરનું છે. પહેલાં જેમ બધી પ્રજાની નજર દિલ્હી પર હતી તેમ અત્યારે અયોધ્યા પર છે. અયોધ્યા બળવાનું કેંદ્ર બની રહ્યું છે. એ સ્થળ પર સિપાહીઓની ચઢતી કે પડતી આધાર રાખે છે! વડા સેનાપતિને પણ ગવર્નર જનરલની આ વાત ખરી લાગી. તેણે પોતાનું ધૈર્ય અને ગાંભીર્ય સાચવી જણાવ્યું કે કયે કયે સ્થળે સૈન્ય લઈ જવું, કઇ રીતે યુદ્ધક્ષેત્ર પસંદ કરવું તે બાબતો પર લડાઇ કરતી પલ્ટણો પર ગવર્નર જનરલની સત્તા સર્વોપરિ છે. એમ દર્શાવી સર કોલિન કેમ્પબેલ લખનોર જવા તૈયાર થયો. સૈનિકોના પગાર સંબંધમાં લોર્ડ ડેલ્હાઉઝી સાથે સર ચાર્લ્સ નેપિયરને મતભેદ પડયો હતો, તેથી નેપિયરને રાજીનામું આપી સ્વદેશ જવું પડયું હતું. પરંતુ સર કોલિન કેમ્પબેલ સાથે લોર્ડ કેનિંગને મતભેદ પડયો છતાં વડા સેનાપતિએ ગવર્નર જનરલની સર્વોપરિ સત્તા સ્વીકારવામાં આનાકાની કરી નહિ. ૩ જી ફેબ્રુઆરીએ તેનું સૈન્ય ફતેગઢ તજી લખનોર તરફ રવાના થયું. તે કાનપુર થઇ ૮ મી ફેબ્રુઆરીએ ઉનાવ જઇ પહોંચ્યું. એ વખતે ગવર્નર જનરલ અલાહાબાદ આવી રહ્યો હતો. વડા સેનાપતિએ કાનપુરથી ત્યાં જઈ તેની મુલાકાત લીધી. ત્યારબાદ તેણે ૧૦ મી ફેબ્રુઆરીએ ઉનાવ આવી લખનોર તરફ કુચ કરવાનો હુકમ આપ્યો.

લખનોર કબજે કરવા માટે લશ્કર એકત્ર કરવાના પુષ્કળ પ્રયત્નો કરવામાં આવ્યા હતા. ફેબ્રુઆરીની આખરે ભિન્ન ભિન્ન પલ્ટણે

ઉનાવમાં એકત્ર થઇ અંગ્રેજ, શિખ, વગેરે જુદી જુદી જાતિના વીર પુરુષો લખનોર પાસે રહી પરાક્રમી શત્રુઓની સત્તા તોડવા ખાતર શક્તિ સંઘરવા લાગ્યા. જુદા જુદા અધિનાયકોએ આ મોટાં લશ્કરની જુદા જુદા ભાગને દોરવાની જવાબદારી ગ્રહણ કરી. કપ્તાન પીલ પોતાની તોપો અને નૌકા સૈન્ય લઇ એ લશ્કર સાથે જોડાયો.

ઉનાવમાં જ્યારે આ પ્રમાણે લશ્કર એકત્ર થઇ રહ્યું હતું, સર્વ પ્રકારની વ્યવસ્થા થઇ રહી હતી, તોપો લઈ જવાનો બંદોબસ્ત થતો હતો, સરસામાન એકત્ર થતો હતો, જુદાં જુદાં વાહનો, સંખ્યાબંધ નોકરો, વિવિધ પશુઓ અને મોટા મોટા તંબુઓ એકઠા કરવામાં આવતા હતા, તે વખતે એક બાબતે સત્તાવાળાઓનું લક્ષ ખેંચ્યું. મેલિસન વગેરેના ગ્રંથોમાં આ બાબતનો ઉલ્લેખ નથી. પરતુ ઇતિહાસકારોની દૃષ્ટિએ એ બનાવ ઉપેક્ષા કરવા યોગ્ય નથી. ૯૩ મી હાઇલેન્ડર પલટનના એક સાર્જન્ટે આ બનાવની નોંધ કરી રાખી છે. ઐતિહાસિક સત્ય ખાતર એ બિનાનો સારાંશ અહીં નોંધવામાં આવે છે. ફ્રોર્બ્સ મિચેલ એ બાબત આ રીતે સમજાવે છે–' એ વખતે અમારે ખાસ કામકાજ નહોતું. હું મારા તંબુમાં પડયો પડયો સ્વદેશમાંથી આવેલાં વર્તમાનપત્રો વાંચતો હતો. એ દરમિયાન એક માણસને મેં અમારી છાવણીમાં ઉંચે અવાજે બોલતો સાંભળ્યો કે ' પુરીઓ લો પુરીઓ. સુંદર મઝાની પુરીઓ, ખરીદતા પહેલાં તપાસી જુઓ! × × × વેચનાર હતો પૂર્ણ યૌવન સંપન્ન. જોતાં જ મન પ્રસન્ન થાય તેવો હતો. દાઢી ને મૂછ કાળાં ભમર હતાં. કંપનિના સિપાઇઓ જે રીતે દાઢીમૂછ હોળે છે તે મુજબ્ તેણે પણ હોળેલાં હતાં. તેનું કપાળ વિશાળ, નાક પોપટની ચાંચ જેવું વળેલું અને આંખો તીવ્ર બુદ્ધિ

બતાવનારી હતી. ટુંકામાં કહું તો છાવણીના નોકર ચાકરો કરતાં તે દરેક પ્રકારે જુદો પડતો હતો. પરતુ જે માણસે તેની પુરીઓની ટોપલી ઉપાડી હતી તે બદમાસ જેવો લાગતો હતો. રેજિમેન્ટની ખાસ બજાર હતી. જોઇતો સામાન બધો ત્યાંથી જ લાવવામાં આવતો હતો. જેઓ બજારમાં ન બેસતા તે વેપારીઓ ઉપરી અધિકારીની સહી સાથેનો પાસ મેળવ્યા સિવાય છાવણીમાં કંઇ પણ ચીજ વેચવા આવી શકતા નહિ. મેં તેની પાસેથી પાસ છે કે નહિ તે બાબત પૂછપરછ કરી. તેણે અંગ્રેજીમાં કહ્યું કે 'બ્રિગેડિયર આડ્રિયાન હોપે મને પાસ આપ્યો છે. મારૂં નામ જેમી ગ્રીન છે. હું હોટલમાં નોકરી કરૂં છું. × × × જેમી ગ્રીનનો આકાર જોયા બાદ તેનું શુદ્ધ અને સરલ અંગ્રેજી ઉચ્ચારણ સાંભળી હું વિસ્મય પામ્યો. અંગ્રેજી જાણતો હોવાથી તેણે મારી પાસે બેઠક લીધી અને પાસે પડેલાં વર્તમાનપત્રો જોવા માગ્યાં. મને લાગ્યું કે ચાલુ બળવા વિષે વિલાયતમાં વર્તમાનપત્રો શો મત દર્શાવે છે તે તેને જાણવાનું મન થયું છે. વાતચીત વખતે મેં તેનાં અંગ્રેજી ઉચ્ચારણનાં વખાણ કર્યાં. તેણે કહ્યું કે ' મારો બાપ અંગ્રેજ રેજિમેન્ટની વીશીમાં નોકર હતો. હું બાલપણથી અંગ્રેજી બોલતાં શીખ્યો છું. રેજિમેન્ટની નિશાળમાં હું ભણ્યો છું. લાંબો સમય મેં લશ્કરમાં કારકુનનું કામ કર્યું છે. હિસાબકિતાબ બધો મારે અંગ્રેજીમાં જ લખવો પડતો ! જેમિ ગ્રીનની સાથે મારે આ પ્રમાણે વાતચીત થતી હતી તે દરમિયાન માલની કીંમત સંબંધમાં તેના નોકરને ખરીદનાર સાથે તકરાર થઇ. મેં તેના નોકરની તીવ્ર નજર વિષે બે-ચાર શબ્દો કહ્યા. જેમિ ગ્રીને જવાબ આપ્યો કે ' એના વિષે ખોટો ખ્યાલ લાવતા નહિ. એ જાતે આઇરિશ છે. તેનું નામ મેકિ છે. તેની-

મા ૮૭મી આઇરિશ પલટણના બજારમાં રહે છે. પિતાના સંબંધ તરીકે તે સાર્જન્ટ, મેજરથી માંડીને બાબરચી સુધીના બધા ઉપર તેનો હક છે. હાલમાં એ પંજાબમાં આવ્યો છે. કાનપુરમાં સેનાપતિને એક જુવાન બૈરી છે. તેની આકૃતિ આ ભાઇસાહેબને ગમી ગએલી. એટલે ત્યાંથી તેને રજા મળી છે! ત્યાર બાદ જેમિ ગ્રીને કહ્યું કે 'ગમત તે ગમત, પણ એક માણસની પુરીઓ ખાઇ પછી તેની કીંમત ન આપવી એ પણ હાઇલેન્ડરની ગમત છે.' જેમિ ગ્રીનનો આ કટાક્ષ સાંભળી બીજા સોલજરો જે માણસ પૈસા આપવાની ના પાડતો હતો તેને હિસાબ ચૂકવી આપવાની તાકીદ કરવા લાગ્યા. છેવટે તેને કીંમત ભરપાઇ કરવી પડી. બંને જણા બીજા તંબુ તરફ ચાલ્યા. જતી વેળા મારી પાસેથી થોડાંક વર્તમાન પત્રો માગી લીધાં. આ પ્રમાણે એક ફેરી કરનારા સાથેની મારી પહેલી મુલાકાત પુરી થઇ.

"બીજી વારની વાતચીત આ કરતાં વધારે કૌતુહલજનક હતી અને તેનું પરિણામ અતિ શોચનીય હતું. જે દિવસે એ ફેરીવાળો મારા તંબુમાં આવ્યો હતો તે જ દિવસે સાયંકાળ વખતે હું પહેરા પર હતો. સૂર્યાસ્ત વખતે એક સૈનિકે આવી મને જણાવ્યું કે પેલો ફેરીવાળો લખ્નોરના જાસુસ તરીકે પકડાયો છે. × × × અત્યારે રાત પડી હોવાથી ફાંસી સવાર પર મુલતવી રહી છે. તેને તમારા કબજામાં રાખવાનો છે. છાવણીમાં પહેરો ભરવા માટે સિપાઇઓની સંખ્યા વધારવામાં આવી છે. આ સમાચાર સાંભળી હું અતિશય દુઃખી થયો એ કહેવાની જરૂર નથી. જો કે જાસુસો હમેશાં સિપાઇઓમાં ઘૃણા ને કંટાળો પેદા કરનારા હોય છે. તેના પ્રત્યે કોઇ

દયા પ્રગટ કરતું નથી, છતાં આ માણસ પ્રત્યે મને અતિશય શ્રદ્ધા પેદા થઇ હતી. થોડી વાતચીત પરથીજ હું તેની શક્તિ સમજી ગયો હતો. આવાં સૌમ્ય દર્શન અને કેળવાએલા માણસે સામાન્ય નોકર ચાકરનું કામ શા માટે ગ્રહણ કર્યું હશે એ બાબતનો હું વિચાર કરવા લાગ્યો. મને હવે સમજ પડી કે જાસુસ હોવાથીજ એ એવા સામાન્ય વેશમાં મારી પાસે આવ્યો હતો.

"જેઓ અમારી સાથે લડાઇ ચલાવતા હતા અને અમારો વિરોધ કરવા તત્પર હતા તેઓના ઉપર અમને કેટલો તિરસ્કાર જન્મ્યો હતો તેનું અત્રે વર્ણન કરવું આવશ્યક છે. કોઇ માણસ જાસુસ તરીકે પકડાતો એટલે તે સળગતા અગ્નિમાં ઘી હોમવાનું જ કામ બજાવતો. યુરોપિઅનોની અંદરોઅંદરની લડાઇ કરતાં તેઓની એશિઆ-વાસીઓની લડાઇ હંમેશાં વધુ નિર્દયતાપૂર્વક લડાઇ છે. પરંતુ હું જે બળવાની વાત કરૂં છું તે તો એશિઆવાસીઓ સાથેની લડાઇ કરતાં પણ હલકું કાર્ય હતું. × × × આ યુદ્ધ કેવળ નરહત્યા રૂપજ હતું. જ્યાં કોઇ ખ્રીસ્તી અગર યુરોપિઅન બળવાખોરોના હાથમાં પડયો ત્યાં તરતજ તેને નિર્દયપણે મારી નાખવામાં આવતો. એટલુંજ નહિ પણ તેને આશ્રય આપનાર પણ સુરક્ષિત રહી શકતો નહિ. સામો પક્ષ પણ તેવોજ હતો. લશ્કરી અદાલત હો કે સાધારણ અદાલત હો. ગમે તે સ્થળે ખરો બળવાખોર કે શંકાવાળો બળવાખોર જીવતો જતો નહોતો. સામાન્ય ન્યાયાધીશો અમારી શક્તિ સ્થાપનાની શરુઆતમાં જુદી જુદી પલટનો સાથે રહી જે રીતે ન્યાય ચુકવતા હતા તે રીત ન્યાયદેવતાનું કેવળ અપમાન કરનારી હતી, નિર્દયતાની મૂર્તિરૂપ હતી. લશ્કરી કાયદા અનુસારે જે સજા થતી તે વાજબી હો કે ગેર-

વાજબી છતાં તરત જ તેનો અમલ થતો જ. જે જે ન્યાયાધીશો બળવાખોરોનો ન્યાય ચુકવવા માટે જુદી જુદી પલટનો સાથે હતા તેઓ બધા મારી જાણ મુજબ અતિશય નિર્દયપણે સજા કરતા. એ ન્યાયાધીશો માનતા હતા કે અમે બળવો દાબી દેવા નીમાયા હોવાથી ગમે તેટલી નિર્દયતા દર્શાવીએ તે વાજબી છે. તેજ પ્રમાણે સામો પક્ષ પણ અતિશય પાપજનક કાર્યો કરતાં અચકાતો નહોતો. વડો સેનાપતિ પણ આવી શિક્ષાઓનો વિરોધ કરતો હતો. × × × ફતેહગઢથી કાનપુર ફરતી વેળા રસ્તામાં આવેલ એક બગીચામાં તે આરામ લેવા થોભ્યો. ત્યાં તેણે જોયું કે પ્રત્યેક આંબાની ડાળ પર એકેક મુડદું લટકે છે. તેનું શરીર ખવાઇ ગયું છે, કોહી ગયું છે. આ જોઇ તેણે અતિશય તિરસ્કાર દર્શાવ્યો હતો. થોડા દિવસ પહેલાં ઉપર્યુક્ત શ્રેણીના એક ન્યાયાધીશે કોઇ એક પલટન સાથે જતાં આ બધી ફાંસીને લાકડે લટકાવવાની વ્યવસ્થા કરી હતી.

"હવે હું મારી વાત આગળ લંબાવું છું, જેમિ ગ્રીન જાસુસ તરીકે પકડાયો છે. એ સમાચાર સાંભળ્યા બાદ તરત જ પ્રૉવૉસ્ટ માર્શલ*ના મદદનીશોમાંના કેટલાક તેને મારા તંબુમાં લાવ્યા અને કેદી મને સોંપ્યા બાદ સવાર સુધી સાવધાનપણે તેને સાચવી રાખવાનો ઉપરી અધિકારીઓનો હુકમ કહી સંભળાવ્યો. તેની સાથે પેલો ટોપલી ઉપાડનારો મેકી પણ હતો. નિશ્ચય થયો હતો કે જે જે માણસોએ ૧૮૫૭ ના જુલાઇ માસમાં થએલ યુરોપીઅનોની ખૂનરેજીમાં ભાગ લીધો હતો તેઓમાં આ બંને પણ હતા. × × × મેં

---

* જે અમલદાર પલટણના કેદીઓની સંભાળ લેવા, સત્તાવાળાઓના હુકમ મુજબ અપરાધીઓને શિક્ષા કરવી અને સૈનિક વિભાગના નિયમો મુજબ વ્યવસ્થા જાળવવી વગેરે કામો કરે તે.

એ બંને કેદીઓનો કબજો લીધો કે તરત જ કેટલાક પહેરગીરો તેઓને વટાળવા માટે બજારમાંથી ડુક્કરનું માંસ લાવવા દેવાની વિનંતિ કરવા લાગ્યા. મેં તેમની વિનંતિનો અનાદર કર્યો અને સ્પષ્ટતા-પૂર્વક જણાવી દીધું કે જ્યાં સુધી હું પહેરગીરોનો ઉપરી છું ત્યાં સુધી એવું કૃત્ય થવા દઇશ નહિ. એટલુંજ નહિ પણ મેં બીજા પહેરગીરોને પણ ધમકી આપી કહ્યું કે જો કોઇ સિપાઇ કેદીઓને વટાળવાનો પ્રયત્ન કરશે તેનો પટ્ટો લઇ લેવામાં આવશે. હુકમ અમાન્ય કર્યા બદલ કેદ કરવામાં આવશે, શાંત પહેરગીરોએ મારા આ નિશ્ચયને અનુમોદન આપ્યું. જે અભાગીઆએ પોતાનું નામ જેમિ ગ્રીન રાખ્યું હતું તે મારો આ ઠરાવ સાંભળી શાંત થયો. તેના મુખ પર કૃતજ્ઞતાની જે લાગણી છવાઇ રહી તે હું કદી પણ વિસરી શકીશ નહિ. તેણે કહ્યું કે મેં તમારા તરફથી આવી દયાની આશા કદી રાખી નહોતી. આવી કૃપા ખાતર હું આપનો ઉપકાર માનું છું. હું અલ્લાને વિનંતિ કરૂં છું કે આપને તે આ લડાઇમાં સલામત રાખો. × × × મેં કેદીઓને તેમની આ પ્રાર્થના બાબત ધન્યવાદ આપ્યો. અને સાંજની પ્રાર્થના કરી શકે માટે તેના હાથનાં બંધન ખોલી નાખ્યાં. મારી આવી વર્તણુકથી તેનો સાથી બહુ ખુશ ન જણાયો છતાં તેણે એટલું તો કબૂલ કર્યું કે સાર્જન્ટ સાહેબ મુસલમાનોની કૃતજ્ઞતાને પાત્ર છે. કારણ કે તેમણે અમને ડુક્કરના માંસના મારમાંથી બચાવ્યા છે.

"કેદીઓને તેમની સાંજની પ્રાર્થના પૂરી કરવા દીધી. સમય અને અવસ્થા મુજબ તેને જેટલી છૂટ આપી શકાય તેટલી છૂટ આપવામાં મેં આનાકાની ન કરી. મેં આખી રાત જાગવાનો નિશ્ચય

કર્યો. કારણ કે એમાંથી એક પણ કેદી જો નાસી જાય તે મારે માટે સહીસલામત નહતું. × × × મેં રેજિમેન્ટના બજારમાંથી, એક મુસલમાનને બોલાવ્યો. મારે ખરચે કેદીઓ માટે ઉપયોગી ખોરાક તૈયાર કરવાનું કહ્યું. આ સાંભળી તે મુસલમાને કહ્યું કે 'આપ જ્યારે મુસલમાનોની આવી શોચનીય અવસ્થા વખતે તેના તરફ આવી કૃપા દર્શાવો છો, ત્યારે તે ખાતર અમને પણ થોડું ખર્ચ કરવાની પરવાનગી ન આપો તો અમે કર્તવ્ય ચૂકયા ગણાઇએ!

"બજારમાંથી ખોરાક આવ્યો, જેમિ ગ્રીન તે જમ્યા બાદ એક ચટાઇ ઉપર બેઠો બેઠો હુક્કો પીવા લાગ્યો, અને બોલવા લાગ્યો, 'આપના જેવા કૃપાળુ સાહેબના આશ્રય તળે મારા જીવનની છેલ્લી રાત પસાર થાય છે એ ખુદાની મોટી મહેરબાની છે સાહેબ, ત્યારબાદ તેણે મને સંબોધી કહ્યું કે 'આપે મને મારા જીવનનું વૃત્તાંત કહેવાનું કહ્યું છે. એ ખરૂં છે કે હું જાસુસ છું, પરંતુ સામાન્ય જાસુસ જેવો નથી. હું લખનોરની બેગમનાં સૈન્યનો એક અમલદાર છું. અમારી સામે જે લશ્કર લડવા આવે છે તેનું બલાબલ ને સામગ્રીનો અંદાજ કાઢવા માટે હું અત્રે આવ્યો હતો. હું લખનોરના સૈન્યનો મુખ્ય ઇજનેર છું. તમારી સ્થિતિ ને હિલચાલ જાણવા માટે જ અત્રે આવ્યો છું. પરંતુ ખુદાએ મારી મનની મનમાં રાખી દીધી. હું આજ સાયંકાળ સમયે પાછો ચાલ્યો જવાનો હતો. જો કિસ્મત પાધરૂં હોત તો સૂર્યોદય પહેલાં લખનોર પહોંચી ગયો હોત. કારણ કે બધી જોઇતી માહિતી મેં મેળવી લીધી હતી. પરંતુ ઉનાઓ લખનોર જતાં રસ્તામાં આવતું હોવાથી ત્યાંથી તોપાદિ સામગ્રી લખનોર તરફ જાય છે કે નહિ તે તપાસવા માટે અહીં થોભ્યો હતો. પરંતુ તે દરમિયાન

એક વેસ્યાપુત્રે મને જાસુસ તરીકે પકડાવી દીધો. એ પાખંડીએ પોતે ફાંસીએ લટકતો અટકે તે ખાતર આવું દેશદ્રોહી કૃત્ય કર્યું છે. પરંતુ ખુદા મહેરબાન છે. એ દુષ્ટ નક્કી જહાન્નમમાં જઇ પોતાની વિશ્વાસઘાતકતા માટે જરૂર આગમાં બળશે.*

"આપ મારૂં નામ જાણવા માગો છો. મારા દુર્ભાગ્યની વાત સ્કોટલાંડમાંના આપના મિત્રોને લખી મોકલવા માગો છો. મને તેમાં કંઇ જ હરકત નથી. ઇગ્લાંડના-ઇગ્લાંડમાં અમે સ્કોટલાંડનો પણ સમાવેશ કરીએ છીએ-લોકો ન્યાયી છે. ખુદાના આ નોકરના હિમ્મતની કહાણી વાંચી તેમાંના કોઇ કોઇ દુઃખી થાય એ સ્વાભાવિક છે. મેં બે વાર લંડન ને એડિનબરોની મુલાકાત લીધી છે એ બંને સ્થળોમાં મારા અસંખ્ય મિત્રો છે. મારૂં નામ મહંમદ અલીખાં છે. રોહિલખંડના આબરૂદાર મુસલમાન વંશમાં મારો જન્મ થયો છે. બરેલીની કોલેજમાં મેં વિદ્યા પ્રાપ્ત કરી છે. મેં ત્યાં અંગ્રેજીમાં પહેલે નંબરે પરીક્ષા પસાર કરી છે. ત્યાંથી રૂડકિની એન્જિનીઅરીંગ કોલેજમાં દાખલ થઇ ત્યાં કંપનિની નોકરી મેળવવા માટે ઇજનેરની પરીક્ષા આપી છે. એ કોલેજની છેવટની પરીક્ષામાં મેં સૈનિક ને સામાન્ય વિભાગના બધા યુરોપીઅન વિદ્યાર્થીઓ કરતાં વધારે માર્ક મેળવી પરીક્ષા પસાર કરી છે પણ એ બધાનું પરિણામ શું આવ્યું? મને કંપનિના ઇજનેરમાં જમાદારની નોકરી મળી. એક પહાડ કોરી રસ્તો કરવાના કામ પર મોકલવામાં આવ્યો. એક યુરોપિઅન મારો ઉપરી

* જે માણસે જેમ્સ ગ્રીનને જાસુસ કરી પકડાવી દીધો હતો તેણે બરેલીના બળવા વખતે પોતાના પાળક યુરોપીઅનોનો વધ કર્યો હતો. આ ગુન્હા સબબ પછીના બે માસમાં તેને ફાંસીની સજા થઇ હતી.

થઇ આવ્યો. એક પાસવિક શક્તિ સિવાય દરેક પ્રકારે એ મારો ઉપરી મારા કરતાં ઉતરતો હતો. તે કઇ જ ભણ્યો ન હતો. ઇંગ્લાંડમાં એ માણસ કદી ઉંચે દરજ્જે ચઢી શક્યો ન હોત. મૂર્ખના હાથમાં સત્તા આવતાં જેમ બને તેમ એ માણસ યુરોપિઅનોના સામાન્ય દોષો–ઉદ્ધતાઇ, ગર્વ અને સ્વાર્થપરાયણતાનો એટલો બધો દેખાવ કરતો કે અમે ઉશ્કેરાઇ જતા, તેનાથી કંટાળતા. આવા માણસો વડે આપની જાતિગત આબરૂને કેટલો ધક્કો પહોંચે છે તે અમારી ભાષા ન જાણો અને અમારા દેશના કેળવાએલા વર્ગની સાથે ન ભળો ત્યાં સુધી આપ કદી પણ જાણી શકો તેમ નથી. આપની જાતિગત સ્વાર્થપરાયણતા અને દાંભિકતા વિષે તમારા પરમ શત્રુઓ જે કંઇ કહે છે તે સાબીત કરવા માટે આવું એક જ દષ્ટાંત પુરતું છે. આવા દષ્ટાંતો જોઇ લોકો આપની ઉદારતા અને સમવેદનાને કેવળ દંભ માને છે. હું પૈસા ખાતર કંપનિની નોકરીમાં જોડાયો ન હતો. મારી આબરૂ વધશે એ જ આશાથી મેં નોકરી ગ્રહણ કરી હતી. પરંતુ શરુઆતથી જ જેને હું તિરસ્કારૂં તેના તાબામાં મુકાયાથી મારૂં સ્વમાન ઘવાયું એ સિવાય બીજો કંઇ લાભ મને થયો નહિ. મેં મારા પિતાને આ વાત જણાવી. તેની પાસે નોકરી છોડી દેવાની રજા આપવાની માગણી કરી. તેમણે આ બાબતની રજા આપતાં મને લખી જણાવ્યું કે રાજવંશીઓ આ રીતે કંપનિની નોકરી કરી શકે નહિ. મેં અયોધ્યાના નવાબ નાસિરદ્દીનના દરબારમાં નોકરી કરવાના ઈરાદાથી મારી જગાનું રાજીનામું આપ્યું. નોકરી છોડી ઘેર ગયો. જ્યારે હું લખનૌર પહોંચ્યો ત્યારે નેપાળના જંગ બહાદુર ઇંગ્લાંડ જવાની તૈયારીમાં હતા. તેને એક અંગ્રેજી ભણેલા સેક્રેટરીની જરૂર હતી. મેં તરત જ એ કાર્ય

માટે અરજી કરી. ઘણા રાજાઓ અને અંગ્રેજ અમલદારોએ મારી અરજીનું સમર્થન કર્યું. હું મહારાજાનો સેક્રેટરી બની તેમની સાથે ઇગ્લાંડ ગયો. અમારી મુસાફરી દરમિયાન અમે એડિનબરોની પણ મુલાકાત લીધી હતી. મહારાજાને માન આપવા તમારી ૯૩ મી હાઇલેન્ડર પલટન લશ્કરી પોશાકમાં સજ્જ થઇ ઉભી હતી. મેં જ્યારે એ હાઇલેન્ડના પોશાકવાળી રેજિમેન્ટ જોઇ ત્યારે મને ખ્યાલ પણ ન હતો કે હિંદના મેદાન પર એ જ પલટનના કબજામાં હું કેદી અવસ્થા ભોગવીશ. પરંતુ કિસ્મતની કળા કોણ જાણી શક્યું છે અને એના પંજામાંથી કોણ છૂટી શક્યું છે?

"હિંદમાં આવ્યા બાદ ઇ. સ. ૧૮૫૮ સુધીમાં મેં જુદાં જુદાં રજવાડામાં નોકરી કરી, એ સાલમાં આજિમઉલ્લાની સાથે હું ફરીથી ઇગ્લાંડ ગયો. આપે ચાલુ બળવામાં આજિમઉલ્લાનું નામ તો જરૂર સાંભળ્યું હશે. પેશ્વાના મરણ બાદ નાનાસાહેબે તેને પોતાનો એજન્ટ બનાવ્યો હતો. મારી માફક આજિમ-ઉલ્લાખાં પણ કાનપુરની સરકારી નિશાળના મુખ્ય શિક્ષક ગંગાદીનના પ્રતાપથી અંગ્રેજી ભાષામાં વ્યુત્પન્ન થયો હતો. તેને ખાત્રી હતી કે જો તે ઇંગ્લાંડ જઇ શકે તો પોતાના માલીકના વિરુદ્ધ લોર્ડ ડેલહાઉઝીએ આપેલો ફેસલો અવશ્ય ફેરવાવી શકે. આજિમ-ઉલ્લા હોશિયાર કાયદાશાસ્ત્રીઓને રોકવા માટે અને જરૂર પડે તો ઉંચા દરજ્જાના રાજપુરુષોને લાંચ આપવા માટે પુષ્કળ દ્રવ્ય લઇ ઇંગ્લાંડ ગયો. આપ જાણો છો કે ઇંગ્લાંડની સમાજમાં તેણે ભારે આબરૂ મેળવી હતી. પરંતુ તે પોતાના કાર્યમાં સફળ થઇ શક્યો નહિ. પાંચ લાખ કરતાં પણ વધારે પૈસા વાપરી છેવટે અમે ઇ. સ. ૧૮૫૫ માં કોન્સ્ટાન્ટિનોપલ્લને

રસ્તે હિંદ આવવા ઈંગ્લાંડ છોડયું. કોન્સ્ટાન્ટિનોપલ થઇ અમે ક્રિમિયા જોવા ગયા. એ સ્થળે ૧૮ મી જુનને રોજ અંગ્રેજી લશ્કરનો હુમલો અને તેનો પરાજય અમે નજરોનજર થતાં જોયાં. સેબાસ્ટપૉલની આગળ બંને લશ્કરની શોચનીય સ્થિતિ જોઇ અમારા માનસિક ભાવો બદલાયા. અમે કોન્સ્ટાન્ટિનોપલ પાછા આવ્યા. એ સ્થળે કેટલાંક માણસો અમને મળ્યાં. તેઓ રશિયાના અમલદાર તરીકે અમને ઓળખાણ આપતા હતા. તેઓએ આજિમ-ઉલ્લાને કહ્યું હતું કે જો તમે હિંદમાં બળવો ફેલાવશો તો અમે તમને દરેક બાબતમાં મદદ આપીશું. એજ વખતે આજિમ અને હું હિંદમાંથી કંપનિનું રાજ્ય હાંકી કાઢવાના સંકલ્પમાં જોડાયા. અત્યારે ઇશ્વરનો આભાર માનું છું કે એ કાર્યમાં અમને સફળતા મળી છે. આપે અમને જે વર્તમાનપત્રો આપ્યાં છે તે પરથી મેં જાણ્યું છે કે કંપનિનું રાજ્ય ગયું છે. તેને હવે પારકુ લૂટવા માટે અથવા પરરાજ્ય તાબે કરવા માટે સનંદ આપવામાં નહિ આવે. જો કે અમે આ દેશ અંગ્રેજોના પજામાંથી છોડાવી શક્યા નથી, તો પણ અમે થોડા અંશમાં પણ સુકૃત્ય તો કર્યું જ છે. અમારાં જીવનનાં બલિદાનો વ્યર્થ ગયાં નથી. કારણ કે મને ખાત્રી છે કે કારભાર પાર્લમેન્ટના સીધા અમલ નીચે આવશે ત્યારે તે અવશ્ય કંપનિના અમલ કરતાં વધારે ન્યાયી બનશે, અને હું નજરે જોઇ જઈશ નહિ છતાં મને વિશ્વાસ છે કે મારા દુઃખમાં દબાએલા સ્વદેશબંધુઓ ભવિષ્યમાં ઉન્નતિ પ્રાપ્ત કરી શકશે.

"સાહેબ! આપની ખુશામત ખાતર અથવા આપની કૃપા મેળવવા ખાતર આ બધું કહેતો નથી. આપે મારા પર ભારે કૃપા

દર્શાવી છે. હું જાણું છું કે આથી વધારે કૃપા આપ દર્શાવી શકો તેમ નથી. દર્શાવવાની ઇચ્છા હોય તો પણ આપની કર્તવ્યબુદ્ધિ તેમ કરવા દેશે નહિ. મારે નક્કી મરવું જ પડશે. આપે મારા પ્રત્યે જે અચિંત્યપૂર્વ દયા પ્રગટ કરી છે તેથી મારૂં હૃદય આપોઆપ ખુલી ગયું છે. મારા હૃદયમાં આપના પ્રત્યે તિરસ્કાર ભરાઇ રહ્યો છે. મારા મુખમાં આપના પ્રત્યે વાપરી શકાય તેવા કઠોર શબ્દો પણ ભરાઇ રહ્યા છે. હું એ બધા ભાવો સાથેજ આપની છાવણીમાં આવ્યો હતો, પરંતુ મારા જેવા અભાગી પ્રત્યે આપની આ કૃપા જોઇ હું લખનોર છોડયા બાદ આ બીજી વાર ચાલુ વિપ્લવમાં થયેલા અત્યાચારો માટે શરમાઉં છું. કેટલાક દિવસ પહેલાં કાનપુરમાં હતો ત્યારે એક બનાવને લીધે પહેલી વાર મને શરમ ઉપજી હતી. જ્યારે કર્નલ નેપિયરે કાનપુરના ઘાટ પર આવેલાં કેટલાંક હિંદુ મંદિરો તોપના ગોળાથી ઉડાડી દેવાની તૈયારી કરી ત્યારે પૂજારીઓ તેમની પાસે ગયા. વિનંતિ કરી કે અમારાં મંદિરો સલામત રાખો. કર્નલ નેપિયરે આ વિનંતિના જવાબમાં તેઓને જણાવ્યું કે 'હવે મારી વાત સાંભળો. જ્યારે અમારાં બાલબચ્ચાં, અમારી સાધ્વી સ્ત્રીઓ માર્યા ગયા ત્યારે આપ સર્વ અહીંજ હતા. આપ જાણો છો કે અમે વેર વાળવા ખાતર આ બધાં મંદિરો તોડી પાડતા નથી. નૌકાસેતુ સુરક્ષિત રાખવા ખાતરજ આ બધું અમારે કરવું પડે છે. છતાં આપ લોકોમાંનો કોઇ એવી સાબીતી આપી શકે કે તેણે એકાદ પણ ખ્રીસ્તી પુરુષ, સ્ત્રી કે બાળકને માટે જરા જેટલી પણ દયા પ્રદર્શિત કરી છે, અગર તે જો એક પણ એવી સાબીતી આપી શકે કે તેણે એકાદ પણ ખ્રીસ્તીનો જીવ બચાવવા માટે વચન પણ કાઢયું છે તો હું

ખાત્રી આપું છું કે તે જે સ્થળે દેવની આરાધના કરે છે તે સ્થાન હું સુરક્ષિત રાખીશ.' હું એ વખતે લોકોનાં ટોળાં સાથે કર્નલ નેપિયર પાસે જ ઉભો હતો. કર્નલે સાચી વાત કહી હતી. કોઇએ આ બાબતનો જવાબ આપ્યો નહિ. બ્રાહ્મણો મુંગે મોઢે ચાલ્યા ગયા હતા. કર્નલ નેપિયરે ઇસારો કર્યો. એક ક્ષણમાં મંદિરો આકાશમાં ઉડયાં. નેપિયરની ન્યાયસરની વાત સાંભળી મેં શરમનું માર્યું મોં નીચું કર્યું હતું.

'આ વાત સાંભળી મેં પૂછ્યું કે 'જ્યારે બળવો ફાટી નીકળ્યો ત્યારે આપ કાનપુર હતા કે નહિ?' બંદીવાને જવાબ આપ્યો, 'ના ઇશ્વરનો આભાર માનું છું કે તે વખતે હું રોહિલખંડમાં મારે ઘેર હતો. મેં કેવળ ખુલ્લી લડાઇમાં જ ખુનેરજી કરી છે. દગાબાજીથી કે રણક્ષેત્ર સિવાય બીજે કોઇ સ્થળે મારા હાથ રૂધિરથી ખરડાયા નથી. હું જાણતો હતો કે આંધી ચઢી છે એટલે બૈરાંછોકરાંને સુરક્ષિત રાખવા માટે ઘેર ગયો હતો. જ્યારે હું ઘેર આરામ લેતો હતો. ત્યારે મેં મિરત ને બરેલીના બળવાની વાતો સાંભળેલી. હું તરત જ બરેલી ગયો અને ત્યાંના સિપાઇઓ સાથે જોડાયો. તેઓની સાથે હું દીલ્હી ગયો. મેં દીલ્હીમાં વડા ઇજનેર તરીકે બચાવનાં બધાં બાંધકામો પર નજર રાખી હતી. સપ્ટેમ્બર માસમાં અંગ્રેજોએ શહેર જીત્યું, ત્યાં સુધી હું ત્યાં જ હતો. ત્યારબાદ નાસેકુ સિપાઇઓમાંના જેટલા એકત્ર કરી શકયો તેઓને લઇ લખનોર રવાના થયો. અમે પ્રથમ મથુરા આવ્યા. સૈનિકોને સામે પાર જવા માટે નૌકાસેતુ ન રચાય ત્યાં સુધી અમે ત્યાં રહ્યાં. શાહજાદા ફિરોજશાહ અને સેનાપતિ બખ્તખાંના તાબામાં હજુ ત્રીશ હજાર સિપાઇઓ છે. લખનોરમાં આવ્યા બાદ મને વડા ઇજનેરનો હોદ્દો આપવામાં આવ્યો. નવેમ્બર

માસમાં જ્યારે તમારૂં લશ્કર રેસિડેન્સિના બચાવ માટે આવી પહોંચ્યું ત્યારે હું લખનોરમાં હતો. મેં સિકંદરબાગની ભયંકર ખૂનરેજી નજરો નજર જોઇ છે. જ્યારે તેના પર હલ્લો થવાનો હતો ત્યારે તેના બચાવ માટેની ગોઠવણ મેં જ કરી હતી. જ્યારે આપનાં લશ્કરે શાહનજિર્ પર હલ્લો કર્યો ત્યારે તે સ્થળેથી હું આપની ગતિની તપાસ કરતો હતો. મેં લખનોરના સૌથી શ્રેષ્ઠ સિપાઇઓમાંથી ત્રણ હજારની પસંગી કરી તેઓને સિકંદરબાગના બચાવ માટે રોક્યા હતા. તેમાંનો એક પણ બચ્યો ન હતો. રાત્રે મેં રોપેલા લીલા વાવટાના દંડ પર જ્યારે હાઇલેન્ડની ટોપી ઝુલવા લાગી ત્યારે હું લગભગ બેભાન દશામાં હતો. મારૂં કલેજું પાણી પાણી થઇ જતું હતું. મને જણાતું હતું કે અમારૂં બધું નષ્ટ થવા બેઠું છે. સિકંદરબાગમાં ગોળા ફેંકવા માટે શાહનજિર્માં તોપો ગોઠવી રાખી હતી. તે સમયથી મેં લખનોર શહેરમાં અને તેની ચોમેર જ્યાં જ્યાં દિવાલ વગેરે તૈયાર કરવાનું હતું તે બધું નક્કી કરી રાખ્યું હતું અને તે બધું તૈયાર કરવાને કારીગરો રોકી કાઢયા હતા. આપ લખનોર પહોંચશો ત્યારે એ બધું નજરો નજર જોઇ શકશો. જો સિપાઇઓ અને ગોલંદાજો એ દિવાલો પાછળ દૃઢતાપૂર્વક ઉભા રહેશે તો આપના સૈન્યને ખૂબ સહન કરવું પડશે એમાં કશી શંકા નથી.

ત્યારબાદ મેં તેને પૂછ્યું કે 'આપણે પહેલા મળ્યા ત્યારે તમે જેને મેકિ તરીકે ઓળખાવ્યો હતો તે કાનપુરમાંના હત્યાકાંડ વખતે, નાનાસાહેબનો મદદગાર હતો કે નહિ ?' બંદીવાને જવાબ આપ્યો કે 'એ વાત ખરી છે. પરંતુ જ્યારે મેં તેને મારા કામમાં રોકયો ત્યારે તેની મને ખબર ન હતી. એ વિશ્વાસુ માણસ છે એમ ધારી તેને

-સાથે લીધો હતો. જો જાણતો હોત કે આ માણસે સ્ત્રીઓ અને બાળકોનો વધ કરવામાં ભાગ લીધો છે તો હું કદી તેને સાથે ન રાખત' × × × આ વાત પરથી મેં પૂછ્યું કે માર્યા પહેલાં યુરોપીઅન સ્ત્રીઓની આબરૂ લેવામાં આવી હતી એ વાત સંબંધી તમે શું જાણો છો? બદીએ કહ્યું કે 'સાહેબ, આપ વિદેશી છો, તેમ ન હોત તો આવી જાતનો પ્રશ્ન ઉઠી શકતજ નહિ. જેઓ આ દેશનાં આચારવિચાર જાણે છે, અહીંના રીતરિવાજોની કઠોરતા જાણે છે તેઓ ખાત્રીપૂર્વક કહી શકે છે કે એ વાત તદ્દન જૂઠી છે. કેવળ જાતિગત વૈરવૃત્તિ ફેલાવવા માટેજ એ બનાવટી વાત ફેલાવવામાં આવી છે. હું કબૂલ કરૂં છું કે સ્ત્રીઓ અને બાળકોને મારી નાખવામાં આવ્યાં છે, પરંતુ તેમાંનાં કોઇની આબરૂ લેવામાં આવી નથી. આપણે જંગલીઓની ઇચ્છા પર ટકી રહ્યા છીએ. તેઓએ જુવાન ને વૃદ્ધ સ્ત્રીઓની ઇજ્જત લીધી છે' આવી આવી વાતો કાનપુરના મકાનોની દિવાલો પર લખેલી હતી. એ બધાં વચનો આ દેશમાં અંગ્રેજી વર્તમાનપત્રોમાં છપાયાં હતાં અને ઈંગ્લાંડનાં વર્તમાનપત્રોએ તેમાંથી ઉતારા કર્યા હતા. પરંતુ કાનપુરમાંનાં મકાનો પર લખેલાં આ વચનો તદ્દન બનાવટી છે. સેનાપતિ આઉટ્રામ ને હેવલોકનાં લશ્કરો જ્યારે શહેરમાં પેઠાં ત્યારે આવાં વચનો ઇરાદાપૂર્વક લખવામાં આવ્યાં હતાં. જો કે હું તે વખતે ત્યાં ન હતો તોપણ જેઓ હતા તેઓની વાતો પરથી આ બધું કહું છું, અને હું જે કંઇ કહું છું તે તદ્દન ખરૂં છે.

'નાના સાહેબે આવો નિર્દય જૂલમ શા માટે ગુજાર્યો એ વિષે

બંદીવાનને પ્રશ્ન પૂછ્યો. તેના જવાબમાં તેણે કહ્યું કે 'એશિઆ-
ાીઓ દૃઢ નિશ્ચયી નથી. તેમનાં વચનો પર વિશ્વાસ રાખી શકાય નહિ.
ુ પ્રથમથી ધારી રાખેલા વિશ્વાસઘાતના ઇરાદા પરથી આવું
ાતું નથી. આમ બનવાનું મુખ્ય કારણ કર્તવ્ય પાલન તરફની
ાસીનતા હોય છે. જ્યારે તેઓ કોઇ પણ બાબતનું વચન આપી
ે ત્યારે તેઓને એ વચન પાળવાની ઇચ્છા હોય છે ખરી પરંતુ
ાવડ નજરે પડતાં જ એ બધું વિસરી જાય છે. મને ખાત્રી છે
નાના સાહેબના સંબંધમાં પણ આવું જ બન્યું છે. નાના સાહેબે
ાઓ અને બાળકોને બચાવવાં ધાર્યાં હતાં, પરંતુ તેના અંતઃપુરમાં
ક રાક્ષસી હયાત હતી. એ સ્ત્રી પહેલાં બાંદી હતી. નાના સાહેબના
ાતીઆઓમાંના ઘણા ખરા (અજિમ-ઉલ્લાખાં તેમાંનો એક હતો)
ા આ બળવામાં એવી રીતે સંડોવવા માગતા હતા કે જેથી ઇરાદો
ય છતાં તે છુટો પડી શકે જ નહિ. માટે દૃઢતાપૂર્વક તેઓએ એ
ાક્ષસીના ઠરાવને ટેકો આપ્યો હતો. છેવટે એ રાક્ષસીને અંગ્રેજ સ્ત્રી
ળકોનો વધ કરવાની પરવાનગી મળી. જ્યારે છઠ્ઠી પાયદળ પલટનના
ાપાઇઓ અને નાના સાહેબના પહેરગીરો આ ભયંકર કર્મ પાર
ડવા તૈયાર ન થયા ત્યારે એ રાક્ષસી કેટલાક દુરાત્માઓને લઇ
ાવી. એ લોકો દ્વારા કૃત્ય પૂરૂં થયું. મેં આ વાત સેનાપતિ તાત્યા
પી પાસેથી સાંભળી છે. સંમતિ આપવા બદલ તાત્યા ટોપીને અને
ના સાહેબને ટંટો થયો હતો. હું જે કંઇ કહું છું તે સત્ય છે.
તપુરમાં યુરોપીઅન બૈરાં છોકરાંની કતલ માટે એક સ્ત્રી જ જવા-
ાર છે. નર રાક્ષસ કરતાં નારી રાક્ષસી વધારે ભયંકર છે. પરંતુ
બાઇને આ અંગ્રેજ સ્ત્રીઓ પ્રત્યે આટલી બધી ઘૃણા કેમ હતી

તે હું જાણી શકયો નથી. મેં એ બાબતમાં તપાસ પણ કરી નથી*

'ત્યાર બાદ મેં પૂછ્યું કે સેનાપતિ વ્હીલરની દીકરીએ પિસ્તોલની ગોળીથી ચાર પાંચ જણનાં ખૂન કર્યાં અને પછી કાનપુરના કુવામાં તે કૂદી પડી એ વાત સાચી કે નહિ? બંદીવાને કહ્યું કે 'એ બધી વાતો તદ્દન કલ્પનામય છે. તેના મૂળમાં સત્યનો અંશ પણ નથી. સેનાપતિ વ્હીલરની પુત્રી હજુ જીવે છે. તે અત્યારે લખનૌરમાં છે. જે મુસલમાને તેનો બચાવ કર્યો હતો તેની સાથે તેણે ઇસ્લામી ધર્મની દીક્ષા લઈ લગ્ન કર્યા છે.

'બંદીવાનની સાથે આમ વાતચીત કરતાં કરતાં પ્રભાત થવા આવ્યું. મેં તેને સવારની પ્રાર્થના કરી લેવાનું જણાવ્યું. પ્રાર્થના પૂરી કર્યા બાદ આમ કૃપા દર્શાવવા માટે તેણે વળી મારો આભાર માન્યો. જ્યારે તેણે કહ્યું કે મારી સ્ત્રી અને બે પુત્રો રોહિલખંડમાં બેઠા છે. અત્યારે તેઓ પોતાના અભાગી પિતાના કિસ્મતમાં શું લખાયું છે તે જાણતા નહિ હોય ત્યારે તેનામાં દઢતાને બદલે કંઇક દુર્બળતા આવી જણાતી હતી. પરંતુ એ દુર્બળતા તેણે તરત જ છુપાવી હતી. તેણે કહ્યું હતું કે 'મેં ઈંગ્લાંડના ઇતિહાસની માફક ફ્રાંસનો ઇતિહાસ પણ વાંચ્યો છે. દાંતુન વિષે મને બરાબર ખ્યાલ છે. હું કોઇ પણ જાતનું ઢીલાપણું નહિ બતાવું.' ત્યારબાદ તેણે પોતાના વાળમાં છુપાવેલી એક અંગુઠી બહાર કાઢી અને તે મને કૃતજ્ઞતાના ઇનામ તરીકે આપવાની માગણી કરી તેણે કહ્યું કે

---

* ચાલુ ગ્રંથના બીજા ભાગમાં કાનપુરની આ શોચનીય ઘટના આ પ્રમાણે જ વર્ણવવામાં આવી છે. કહેવાની જરૂર નથી કે ત્યારે ફોર્બ્સ મિરોલ સાહેબનો ગ્રંથ પ્રગટ થયો ન હતો.

અત્યારે કેવળ આટલી મિલકત મારી પાસે રહી છે. બાકી બીજું બધું જપત કરવામાં આવ્યું છે. આ મિલકત બહુ નજીવી છે. દસ રૂપીઆથી વધારે કીંમતની નહિ હોય. પરંતુ કૉન્સ્ટાન્ટિનોપલના એક ફકીરે આ વીંટી આપતાં મને કહ્યું હતું કે આ વીંટી પહેરનારને કોઇ પણ જાતની હરકત નહિ નડે. મેં વીંટી સ્વીકારી લીધી. તેણે મંત્ર ભણી વીંટી મારી આંગળીએ પહેરાવી દીધી પછી કહ્યું કે 'જ્યારે આપ લખનોર પહોંચો ત્યારે આ વીંટી સામે જોઇ મહમદઅલીખાંને યાદ કરજો. આપનો વાળ પણ વાંકો નહિ થાય.' આ વચનો પૂરાં થયાં કે તરત એક પહેરગીર આવી પહોંચ્યો. તેને મેં બહુ જ દીલગીરી સાથે બંદી સોંપી દીધો.

'થોડીવારમાં લખનોર તરફ કુચ કરવાનો હુકમ મળ્યો. મધ્યાહ્ન વખતે અમે છાવણી છોડી દીધી. રસ્તા પર થઇને જતાં જોયું કે રસ્તાની એક બાજુ પર આવેલાં ઝાડની ડાળે મારો બંદી અને તેનો સાથી લટકી રહ્યા છે. આ જોઇ મે અતિ કષ્ટે આંસુ ખાળ્યાં. ૧૧ મી માર્ચને રોજ બેગમકોઠી પર હુમલો કરતી વેળા મેં મહમદઅલીખાંનું નામ યાદ લાવી વીંટીનું દર્શન કર્યું હતું. લડાઇ વખતે મને એક નાનો સરખો પણ ઘા થયો નહોતો. × × × બળવા વખતે ઘણા સિપાઇઓએ લૂટફાટમાં ભાગ લીધો હતો. મારે ભાગે કેવળ આ વીંટી જ આવી હતી.*

આ પ્રમાણે મહમદઅલ્લીખાંની વાત પૂરી થઇ. દુઃખની વાત એ કે તે જેવો કેળવાએલો હતો તેવો દીર્ઘદર્શી ન હતો. તે ઇગ્લાંડ ગયો હતો, કૉન્સ્ટાન્ટિનોપલમાં ફર્યો હતો, ક્રિમિયાની લડાઇમાં વિચર્યો

* Reminiscences EC. P. 174-193.

હતો. આ પ્રમાણે અંગ્રેજોની રાજધાનીમાં, તુર્કોની રાજનગરીમાં અને યુરોપીઅનોની બહાદુરીના ક્ષેત્રમાં તેનું ગમન થયું હતું, પરંતુ તે પોતાની કેળવણીના પ્રતાપે એ બધા સ્થળેથી વાસ્તવિક જ્ઞાન મેળવી શકયો ન હતો. તેની અંતર્દષ્ટિ ઓછી હતી. તે જે વીર પુરુષના સેક્રેટરી તરીકે પહેલી વાર ઈંગ્લાંડ ગયો હતો, તે વીર પુરુષની માફક અંગ્રેજોની શક્તિ અને સામર્થ્યનું માપ કાઢી શકયો નહોતો. ક્રિમિયાની લડાઇમાં બનેલી આકસ્મિક બનાવે તેની મતિ ફેરવી નાખી હતી. આ મતિભ્રમને લીધે જ તે હિંદમાંથી અંગ્રેજોને દૂર કરવા તૈયાર થયો હતો. અંગ્રેજોએ આપેલી નોકરી તેને અપમાનકારક લાગવાથી તે તેના પ્રત્યે દ્વેષી બન્યો હતો. એ દ્વેષભાવે તેને એ સાહસીક કૃત્ય કરવા ઉશ્કેર્યો હતો. જંગબહાદુર વીર પુરુષ હતો. તે વીરની મહત્તા બરાબર સમજ્યો હતો. મહમદઅલી એમાંનું કંઇ ન સમજી શકવાથી અધો-ગતિના માર્ગે ધસડાયો હતો. ભર જુવાનીમાં સુશિક્ષિત અને ધર્મીષ્ટ માણસનું આવું બલિદાન ખરેખર અતિ શોચનીય હતું.



# અધ્યાય ૬ ઠ્ઠો

## લખનૌર જીત્યું—રોહિલખંડ અને બીજાં સ્થળોએ બળવાની શાંતિ

વિષય નિર્દેશઃ—લખનૌર જીત્યું-ફૈઝાબાદનો મૌલવી-તેની સાથે યુદ્ધ-તેનું મૃત્યુ-રૂઇયા-રોહિલખંડ—સાગર અને નર્મદા પ્રદેશ-મુંબઇ ઇલાકો-દક્ષિણ.

સર કોલિન કેમ્પબેલ લખનૌર આવી રેસિડેન્સિમાંની સ્ત્રીઓ, બાળકો, રોગીઓ, ઘાયલો વગેરે લોકોને લઇ પાછો કાનપુર જતો રહ્યો હતો, એ વાત અગાઉ જણાવી દીધી છે. તેણે ફક્ત રેસિડેન્સીના દુઃખી માણસોના બચાવ પુરતી જ આ ચડાઇ કરી હતી. વાજિદ-અલીની રાજધાની હજુ સર્વાંશે અંગ્રેજોના કબજામાં આવી નહોતી. કેમ્પબેલે જીતેલાં સ્થળો પણ પાછાં સિપાઇઓએ જીતી લીધાં હતાં. પદભ્રષ્ટ નવાબની બેગમ હજરતમહલ શાસન ચલાવતી હતી. જેઓએ એક વખતે યુરોપીઅનોને આશ્રય આપ્યો હતો તેઓ પણ આ વખત નવાબની બેગમને મદદ કરવા તૈયાર થયા હતા. મેંદિહુસેન અને તેનો સગો મહંમદહુસેન અંગ્રેજોની સામે પડયા હતા. ફૈઝાબાદના મહારાજા માનસિંહે જો કે અનેક કાર્યમાં અંગ્રેજોને મદદ કરી હતી છતાં તે હજરતમહલનો પક્ષ તદ્દન તજી શકયો નહોતો તેને પણ ઉશ્કેરાએલા સિપાઇઓની તરફેણમાં ઉભું રહેવું પડયું હતું* સેનાપતિ આઉટ્રામ

---

* રેસિડેન્સિના ઘેરા વખતે મહારાજા માનસિંહ જો કે બેગમના પક્ષમાં રહી એક સ્થળનો ઘેરો ટકાવવામાં મદદ કરતા હતા,

આલમબાગમાં છાવણી નાખી પડયો હતો. સિપાઇઓ તેની છાવણી પર પણ છાપો મારતાં અચકાતા નહોતા. રામાયણની વીરત્વમય વાતોએ તેઓનાં હૃદયમાં શૌર્ય રેડયું હતું. તેઓ મહાવીરના વેશમાં સજ્જ થઇ રણક્ષેત્ર પર આવતા હતા અને હારતા છતાં પોતાની બહાદુરી દર્શાવવામાં પાછા પડતા ન હતા.* બેગમ હજરતમહલ દરબારમાં હાજર થઇ તાલુકદારો અને સૈનિકોને ઉશ્કેરતી હતી. ૨૫ મી ફેબ્રુઆરીએ જ્યારે આલમબાગ પર હલ્લો કરવામાં આવ્યો ત્યારે હજરતમહલ હાથી પર ચઢી લડાઇના મેદાન પર હાજર રહી હતી. પરંતુ બેગમની આવી બહાદુરીથી પરિણામ કંઇ જ ન આવ્યું. તેની

---

તો પણ તે હંમેશાં અંગ્રેજોની ખબર અંતર પૂછતા. જો સામા પક્ષના સિપાઇઓ પ્રત્યે તે વધુ પ્રીતિ રાખતા હોત તો અવશ્ય અંગ્રેજોને બહુ ખમવું પડયું હોત. લખનોર અગ્રેજોના કબજામાં આવ્યા બાદ મહારાજા માનસિંહ તેના શાહગંજના કિલ્લામાં ગયા હતા. એ સ્થળે તેના પર મેહદિહુસેન અને મહમદહુસેને ચઢાઇ કરી હતી. સર હૅાપ ગ્રાંટે ઇ. સ. ૧૮૫૮ના જુલાઇમાં એ કિલ્લાને છોડાવ્યો હતો, Carnegy, Historical Sketch of Fyzabad Tersil Purgana Puchhimrath P. 19.

* ૧૬ મી જાન્યુઆરીએ સિપાઇઓએ આલમબાગ પર હલ્લો કર્યો. એ સૈન્યનો નાયક હનુમાનના વેશમાં ઘોડેસ્વાર થઈ આવ્યો હતો. એ નાયકને લડાઇમાં પુષ્કળ ઘા પડયા. તેને પકડી અંગ્રેજી સૈન્યમાં લાવવામાં આવ્યો. તેની વિચિત્ર પાઘડી યુરોપીઅન સૈનિકોએ અને પૂછડી શિખોએ કબજે કરી હતી. Outram at the Alumbagh-Calcutta Review, March 1860 P. 4.

અધોગતિનો કાળ નજીક આવ્યો. સર કૉલિન કૅમ્પબેલ ૩૧૦૦૦નું લશ્કર અને ૧૬૦ તોપો લઇ લખનૌર તરફ આગળ વધ્યો.

સર કૉલિન કૅમ્પબેલ પાસે લશ્કર ને તોપો વધારે હતી ખરી પરંતુ લગભગ વીસ માઇલમાં પથરાએલા શહેરને કબજે કરવા માટે એ પુરતું નહતું. પરંતુ વડા સેનાપતિની ચતુરાઇને લીધે ઇષ્ટસિદ્ધિનો રસ્તો સાફ થતો થયો. સિપાઇઓમાં સંખ્યાબળ હતું, પણ બુદ્ધિબળની ખામી હતી. સેનાપતિ હેવલોક અને આઉટ્રામ જે રસ્તે થઇ લખનૌર આવી પહોંચ્યા હતા, સર કૉલિન કૅમ્પબેલ જે રસ્તે ચાલી તેઓને આવી મળ્યો હતો, તેજ રસ્તે વડો સેનાપતિ પણ બીજી વાર લખનૌર આવશે એમ ધારી સિપાઇઓએ એ રસ્તો રોકવાનો પ્રયત્ન કર્યો, પણ કૅમ્પબેલ ગોમતી નદીના બંને કિનારે લશ્કરો મોકલ્યાં તેથી સિપાઇઓનો વ્યૂહ ભેદવાની અનાયાસે અનુકૂલતા મળી ગઇ. ૨૭ માર્ચે શહેરપર હલ્લો થયો. હલ્લો કરનાર સૈન્યે સિકંદરબાગ અને શાહનજિફ સહેલાઇથી કબજે કર્યા. કૈસરબાગ અને તેની પાસે આવેલી બેગમ કોઠીમાં અસંખ્ય સિપાઇઓ રહેતા હતા. એ બંને સ્થળો કબજે કર્યા પહેલાં અંગ્રેજી લશ્કરે શરતના મેદાન પાસે આવેલું એક મકાન કબજે કર્યું સિપાઇઓનો મોટો ભાગ એ મકાન છોડી ગયા હતા. ફક્ત થોડા સિપાઇઓ તેના બચાવ માટે રહ્યા હતા. પરંતુ એ થોડા સિપાઇઓએ પણ હલ્લો કરનારાઓનો એવો સામનો કર્યો કે અંગ્રેજી સૈન્યને પાછું હઠવું પડયું. છેવટે સેનાપતિ આઉટ્રામના હુકમથી તોપ લાવવામાં આવી. તોપના ગોળાથી સિપાઇઓની શક્તિ ઘટી ગઇ. આ તક મળતાં શિખ સૈનિકોએ હુમલો કર્યો અને લગભગ બધા સિપાઇઓનો વધ કર્યો. કેવળ એક જણને ઘાયલ અવસ્થામાં અંગ્રેજી સૈન્યના ખુશાલીના પોકારો વચ્ચે છાવણીમાં લાવવામાં આવ્યો.

એક અંગ્રેજ ઓફિસરે જાતે આ બનાવ જોઈ કહ્યું છે કે 'કેટલાક શિખ અને અંગ્રેજ સૈનિકોએ પ્રથમ એ ઘાયલના બને પગો પકડી ચીરી નાખવાનો પ્રયત્ન કર્યો. પણ તેમાં ન ફાવવાથી તેના મોં પર સંગીનના ઘા કરતા કરતા તેઓ ઘસડી જવા લાગ્યા. તેઓનો હેતુ પાર પાડવા માટે થોડે દૂર લાકડાં સળગાવવામાં આવ્યાં હતાં. તેમાં એ બિચારાને ઇરાદાપૂર્વક સળગાવી મુકવામાં આવ્યો.' એ અમલદારે છેવટે લખ્યું છે કે 'આ ઓગણીસમી સદીના સુધરેલા જમાનામાં મનુષ્યને સળગતી આગમાં જીવતો સળગાવી મૂકવો અને ચોમેર ઉભા રહી શિખને યુરોપીઅન સિપાઇઓનું એ બધું આનંદથી જોવું એ ઘટના અતિ શોચનીય છે.* ઉદાર દિલના અંગ્રેજ વીર પુરુષો આ રીતે સ્વજાતિ બંધુઓના પાશવિક અત્યાચારોથી સંતાપ પામી વીર પુરુષને ઉચિત વચનો લખી ગયા છે. આ વખતે અનેક સ્થળે દાનવ પ્રકૃતિની પાસે જ આવી દેવ પ્રકૃતિ પણ પ્રગટ થતી હતી.

૧૦ મી માર્ચે બેગમ કોઠી પર હલ્લો કરવામાં આવ્યો. એ જ વખતે સર કોલિન કેમ્પબેલ જંગ બહાદુરના માનમાં દરબાર ભરવાના કાર્યમાં રોકાયો હતો. અગાઉ કહ્યું છે તેમ જંગ બહાદુર ગુરખા સૈન્ય સાથે બ્રિટિશ સૈન્યની મદદમાં આવી પહોંચ્યો હતો. તેના લશ્કરે સંયુક્ત પ્રાંતોના યુદ્ધમાં અતિશય કાર્યદક્ષતા દર્શાવી હતી. ગંભીરસિંહ નામના એક ગુરખા અમલદારે પોતાને હાથે પાંચ ગોલંદાજોને મારી તોપ કબજે કરી હતી. જંગ બહાદુર ગોરખપુર જીતી ફૂલપુરના બળવાખોર સિપાઇઓને હરાવી અયોધ્યા આવી પહોંચ્યો હતો. સર કોલિન કેમ્પબેલ દરબારના સ્થળે જ્યારે તેની અભ્યર્થના કરતો હતો,

* Martin, Indian Empire, Vol. II. P. 478.

બરાબર તેજ વખતે બેગમ કોઠી જીતાયાના સમાચાર તેને મળ્યા. આ સમાચાર સાંભળી સેનાપતિએ પ્રસન્ન વદને નેપાળના મુખ્ય પ્રધાન આગળ પોતાનાં સૈનિકોની બહાદુરીનાં વખાણ કર્યાં.

જેણે દીલ્હીના વૃદ્ધ મોગલ બાદશાહને બંદી બનાવ્યો હતો અને સ્વહસ્તે શાહજાદાઓનો વધ કરી સ્વદેશીઓની પણ અપ્રીતિ વહોરી લીધી હતી, તે આ બેગમ કોઠીની લડાઇમાં મરણ પામ્યો. એ કોઠીનાં જુદાં જુદાં મકાનોમાં સિપાઇઓ ભરાઇ બેઠા હતા. આથી અંગ્રેજી સૈન્ય જુદી જુદી ટુકડીમાં વહેંચાઇ તેના પર હલ્લો કરવા લાગી. એક મકાનના બંધ બારણાની ફાટમાંથી જોતાં જણાયું કે અંદર હથિયારબંધ સિપાઇઓ બેઠા છે. દારૂગોળાથી એ મકાનને ઉડાડી દેવા માટે તૈયારીઓ થવા લાગી. હલ્લો કરનારી ટોળી દારૂના થેલાની રાહ જોવા લાગી. પરંતુ હડસન સાહેબથી આ વિલંબ સહન ન થયો. તેઓ તો ખુલ્લી તરવારે આગળ વધ્યા. સાર્જન્ટ ફોર્બ્સ મિચેલ તેની પાસે જ હતો. તેણે તેને અટકાવ્યો. પરંતુ તેણે તેનું કહ્યું ન માન્યું, તેણે આગળ વધવા પગ લંબાવ્યો. ફોર્બ્સ મિચેલે તેને પાછો ખેંચવા ખભા પર હાથ મૂક્યો, પણ તેનામાં તો કપ્તાન સાહેબ 'ઓ બાપ' કરતા ઢગો પડ્યા. એક સિપાઇની ગોળીથી તેની છાતી વીંધાઇ ગઇ હતી. આ પ્રમાણે કપ્તાન હડસન સાહસ ખેડવા જતાં મરણ પામ્યો.

મૌલવી અહમદ–ઉદ્–દૌલા આ સમયે લખનૌમાં હાજર હતો. અંગ્રેજો પ્રત્યેની ઇર્ષ્યાગ્નિથી તે કેવો પીડાતો હતો તે અગાઉ દર્શાવ્યું છે. અંગ્રેજોની સત્તા તોડી પાડવા માટે તે કટિબદ્ધ થયો હતો. ધર્મને નામે તેણે સિપાઇઓને પુષ્કળ ઉશ્કેર્યા હતા. મુસલમાનો તેની જુસ્સાદાર વાણી સાંભળી સ્વધર્મના રક્ષણ ખાતર જીવ આપતાં પણ

અચકાતા નહતા. એમ કહેવાય છે કે તેના હાથમાં એક ચાબુક માત્ર રહેતો. તે લડાઇના સ્થળે હાજર રહી કેવળ ચાબુકના જોરે જ સિપાઇઓને ઉશ્કેરતો હતો. લખનોરનો લશ્કર શાહ નામનો ફકીર તેની સાથે જોડાયો હતો. એ બે જણની ઉશ્કેરણીથી સિપાઇઓ વધારે બળવાન બન્યા હતા. અંગ્રેજી લશ્કર ૨૧ મી માર્ચને રોજ મૌલવીની વિરુદ્ધ રવાના થયું. મૌલવી એ સમયે સાદતગંજમાં રહેતો હતો. તેણે સામાપક્ષ તરફ એટલી બધી દ્દઢતા દર્શાવી હતી કે સૈનાનાયક લુગાર્ડ એથી અતિશય વિસ્મય પામ્યો હતો. આવી મહેનત અને સાહસિક દ્દઢતા તેણે કદી નજરોનજર નિહાળી નહોતી. તેની ટુકડીના ઘણા સૈનિકો માર્યા ગયા હતા અને ઘણા સખત ઘવાયા હતા. છેવટે મૌલવીનું દળ ભાંગ્યું. અંગ્રેજી લશ્કર તેની પાછળ દોડ્યું. મૌલવી પોતે અક્ષત શરીરે નાઠો.

૨૧ મી માર્ચે સિપાઇઓએ લખનોર છોડ્યું. અંગ્રેજોએ ફરીથી વાજિદઅલ્લીની રાજધાની કબજે કરી. તેજસ્વિની હજરતમહલ રાજધાની તજી બીજે સ્થળે જઈ અંગ્રેજોને હરાવવાના ઉદ્યોગમાં પડી. જે જે તાલુકદારો અંગ્રેજોની વિરૂદ્ધ પડ્યા હતા તેઓ નાના પ્રકારનાં સ્થળોમાં પોતાની સત્તા જમાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. એમ કહેવાય છે કે રાજા માનસિંહે દશ હજારનું લશ્કર એકત્ર કર્યું હતું. એણે અંગ્રેજોની વિરુદ્ધ આચરણ કર્યું નહોતું. લખનોરનો રાજમહેલ કબજે થયો. માનસિંહને ખબર મળી કે અંગ્રેજો અંતઃપુરવાસી વૈરીઓની મર્યાદાનો નાશ કરે છે, તે તરત લખનોર તરફ દોડ્યો. છેવટે તેને સાચી બાતમી મળી કે એ વાત તદ્દન જૂઠી છે. અંગ્રેજી લશ્કરે અસહાય સ્ત્રીઓ તથા બાળકો પ્રત્યે અત્યાચાર કર્યો નથી.

માનસિંહ સંતોષ પામ્યો. તેણે પદભ્રષ્ટ નવાબનું લુણ ખાધું હતું; અને લુણનું ગૌરવ સાચવવા તે સદા તૈયાર રહેતો.

મોગલોની રાજધાનીમાં લૂટફાટનું ભયંકર દશ્ય દષ્ટિગોચર થયું હતું. ત્યાં અંગ્રેજ, શિખ ને ગુરખા સૈનિકો આ ભયંકર દેખાવમાં પ્રધાન પાત્રો હતાં. વાજિદઅલ્લીની રાજધાનીમાં પણ આ દશ્ય ઢાંકયું ન રહ્યું. અહીં પણ અંગ્રેજોની બાજુએ શિખ ને ગુરખા આવી રહ્યા હતા. અહીં પણ મૂલ્યવાન સામગ્રી સૈનિકોની લાલચ રોકી શકી ન હતી. અંગ્રેજ લશ્કરે કૈસરબાગ વગેરે સ્થળોમાં કેવળ પ્રતિપક્ષને હરાવવાનું જ કાર્ય કર્યું નહતું પણ ત્યાં તેણે લૂટફાટ પણ એટલાજ જોરથી ચલાવી હતી. લૂટફાટના દેખાવનું વર્ણન કરી શકાય તેમ નથી. ઉન્મત્ત સૈનિકોએ દ્રવ્યાદિનો ભંડાર તોડીફોડી નાખ્યો હતો. જરીનાં વસ્ત્રો, રૂપાનાં પત્રો, નાના પ્રકારનાં લુગડાં, વાવટા, શાલ, વાજાં, પુસ્તક આંગણામાં ઢગલાના રૂપમાં ગોઠવવામાં આવ્યાં હતાં. બધા એ સમયે લૂટારા બન્યા હતા. પિસ્તોલ, તરવાર વગેરેમાં રત્નો પડયાં હતાં. તે લેવા માટે એ સાધનોને તોડી નાખવામાં આવ્યાં હતાં. સોનેરી તારવાળાં વસ્ત્રોમાંથી સોનું મેળવવા માટે તેની હોળી કરવામાં આવી હતી. ચિનાઇ માટીનાં વાસણો, કાચના વાસણો વગેરેના ચુરેચુરા થવા લાગ્યા હતા.* એક લેખક (સાર્જન્ટ ફૉર્બ્સ મિચેલ) આ લૂટફાટનું વર્ણન આ પ્રમાણે કરી ગયો છે. 'સમગ્ર નગર લુટારાઓના હાથમાં આવી પડયું હતું. યુરોપીઅન, શિખ, ગુરખા સૈનિકો અને છાવણીના નોકરચાકરો એટલું જ નહિ પણ શહેરના બદમાસો લુટફાટમાં મશગુલ બની ગયા હતા. ઇમામવાડી,

* Russell, Diary, Vol. I. P. 330-331.

કૈસરબાગ અને હજરતગંજની દશા અતિ શોચનીય હતી. વ્યવસ્થાનું નામ નહતું, નીતિનું બંધન નહતું. ટુંકામાં કહીએ તો મનુષ્યના ગુણોથી વાતાવરણ વિમુખ બની ગયું હતું. માનવ સ્વભાવ પશુ સ્વભાવના રૂપમાં ફેરવાઇ ગયો હતો. એક યુરોપીઅન સૈનિકે લાખ રૂપીઆથી વધારે કીંમતના કંપનિના કાગળો સળગતી આગમાંથી બચાવ્યા હતા. છેવટે તે તેના ખરા અધિકારીને સોંપવામાં આવ્યા હતા. બચાવનારને આ કીંમત પર સેંકડે પાંચ ટકા પ્રમાણે કમિશન મળ્યું હતું. શિખ અને ગુરખાઓને આ લૂટફાટનો લાભ પુરેપુરો મળ્યો હતો. અંગ્રેજ સૈનિકો દ્રવ્યાદિનું ખરૂં મૂલ્ય જાણવાને સમર્થ ન હતા. તેઓ એક બાટલી દારૂ અગર થોડાક પૈસા ખાતર મૂલ્યવાન પદાર્થ બીજાને આપી દેવા તૈયાર થતા હતા.* લુટફાટમાં મશગૂલ સૈનિકો અને નોકર ચાકર મરેલાના ઉપર પણ પોતાનું બળ અજમાવતાં અટકતા ન હોતા. દારૂના થેલામાં સળગતી દીવાસળી ચાંપી ઘરોમાં ભરાઇ રહેલા સિપાઇઓને ઉડાડી દેવાના પ્રયત્નો થયા હતા. જ્યારે દારૂ સળગી ઉઠે ત્યારે હલ્લો કરનારા ઘરનાં કપડાં ઓઢવાના ગોદડાં વગેરેમાં તથા લક્કડ કામમાં આગ ફેલાવતા હતા. આ પ્રમાણે અગ્નિ દેવને બધા પદાર્થો સમર્પણ કરવામાં આવતાં. જેઓ માર્યા ગયાં હતા તેઓનાં શબ આ આગમાં ભસ્મ થઇ જતાં, જેઓ અર્ધમૃત અવ-

---

* એક સૈનિક કોઇ ઑફિસરને અને ટાઇમ્સના ખબર પત્રી રસલ સાહેબને મણિ-માણિક્ય પૂર્ણ એક રૂપાની પેટી એક બોટલરમ અને બે સોના મહોરના બદલામાં દેવા તૈયાર હતો. પણ તેઓએ એ અદલો બદલો ન કર્યો. છેવટે એક ઑફિસરે એ પેટી ઝવેરીને ૭૫ હજાર રૂપીએ વેચી હતી.-Diary, Vol. I. P. 332.

રચામાં હતા તેઓ પણ મરેલાના શબ સાથે આ પ્રચંડ હુતાશનને શરણ થતા. આવાં ઘરો દુર્ગંધને લીધે અતિશય ભીતિજનક થઇ પડયાં હતાં. ઇતિહાસકારો કહે છે કે ફ્રાંસનો રાજા નવમો ચાર્લ્સ મરેલા શત્રુઓની ગંધ આવતી જોઇ આનંદ પામતો. પરંતુ તે જો ઇ. સ. ૧૮૫૮ ના માર્ચ માસમાં લખનોરના રસ્તાઓ પર ફરવા નીકળ્યો હોત તો જરૂર તેનો મત ફેરવાઇ જાત."*

લખનોર પર હલ્લો કર્યો તે વખતે ગવર્નરજનરલે અયોધ્યા સંબંધમાં પ્રગટ કરેલું એક જાહેરનામું સર જેમ્સ આઉટ્રામના હાથમાં આપ્યું ગવર્નર-જનરલે એ જાહેર નામામાં જણાવ્યું હતું કે સરકારના પક્ષમાં રહેલા છ જમીનદારો સિવાય બીજા બધા જમીનદારોની જમીનો જપ્ત કરવામાં આવશે. જેઓ ખુલ્લી રીતે યુરોપીઅનોમાં ખૂન કરવામાં સામેલ થયા ન હોય તેઓ જો તરતમાં હથિયાર તજશે તો તેઓને ફાંસીની સજામાંથી જતા કરવામાં આવશે. આ મુજબનું જાહેરનામું તૈયાર કરી ગવર્નરજનરલે સર જેમ્સ આઉટ્રામને લખ્યું હતું કે જ્યાં સુધી લખનોર ન જીતાય ત્યાં સુધી આ જાહેરનામું પ્રગટ કરવું નહિ. સર જેમ્સ આઉટ્રામે આ જાહેરનામાની પહોંચ સ્વીકારી ગવર્નર જનરલને લખી મોકલ્યું કે ઇ. સ. ૧૮૫૬ માં જમીનના બંદોબસ્ત કરતી વેળા તાલુકદારો પ્રત્યે અન્યાયી વર્તણૂક ચલાવવામાં આવી હતી. તેઓ મિલકત હાથમાંથી જતી રહી હોવાથી જ સ્વાર્થ સાધવા માટે સરકારની વિરૂદ્ધ પડયા છે. તેઓને બળવાખોર ન ગણતાં વિરોધી કહેવા એ વધારે ન્યાયયુક્ત છે. આ લખાણ પરથી આ જાહેરનામાનો અમુક ભાગ ફેરવવામાં આવ્યો. સર જેમ્સ

* Reminiscences E c P. 229-230

આઉટ્રામે જે દલીલ કરી હતી તે પરથી તેની ઉદારતા અને મહત્વ જણાઇ આવે છે. ઇંગ્લાંડનો રાજા જૉન જો કંઇક અંશે સહાનુભૂતિવાળો હોત તો રનિમીડના મેદાન પર મેગ્નાકાર્ટા પર સહી થઇ ન હોત. અયોધ્યાના તાલુકદારો પ્રત્યે જો થોડા પ્રમાણમાં ઉદારતા દર્શાવવામાં આવી હોત તો આ વખતે લૉર્ડ કેનિંગને આવી સ્થિતિમાં ઉતરવું પડયું નહોત. લૉર્ડ ઑવ કન્ટ્રોલનો પ્રમુખ લૉર્ડ એલેનબરો પણ આઉટ્રામની માફક આ જાહેરનામાનો વિરોધી બન્યો હતો. પરંતુ ઇંગ્લાંડના લોકોએ લૉર્ડ કેનિંગનો પક્ષ લીધો. એટલે તેને પોતાની જગાનું રાજીનામું આપવું પડયું હતું. છેવટે લૉર્ડ કેનિંગ ઇ. સ. ૧૮૫૯ ના અકટોબરમાં લખનોર ગયો ત્યારે તેણે આ જાહેરનામું સર્વ જન સમક્ષ પાછું ખેંચી લીધું હતું. તાલુકદારો સાથે અન્યાયી વર્તણુક ચલાવવામાં આવી હતી એ તે વખતે તેને સ્પષ્ટ જણાયું હતું* ટુંકામાં કહીએ તો આ જાહેરનામું ઘણા લોકોને અપ્રિય થઇ પડયું હતું.

લખનોર કબજે થયું ખરૂં પણ એ જે પ્રદેશની રાજધાની હતું તે પ્રદેશ હજુ સુધી સંપૂર્ણ તાબે થયો નહોતો. વડા સેનાપતિએ અયોધ્યાનાં જુદાં જુદાં સ્થળો તાબે કરવા માટે ત્રણ મદદનીશ સેનાધિકારીઓને જુદાં જુદાં લશ્કર સાથે રવાના કરી દીધા. સેનાનાયક લ્યુગાર્ડને કુમારસિંહ વિરુદ્ધ મોકલવામાં આવ્યો હતો એ હકીકત બીજા ભાગમાં આવી ગઇ છે. એ ત્રણે લશ્કરો પોતાનું કામ પાર પાડી આવે એટલે રોહિલખંડ પર એકત્ર હુમલો કરવો એવું પણ નક્કી કરવામાં આવ્યું હતું. આ બધી વાત ટુંકાણમાં વર્ણવવી યોગ્ય છે.

* Lord Roberts, Forty one years in India Vol. 1. P. 462.

મૌલવી અહમદ–ઉદ–દૌલા લખનૌરથી એકવીસ માઇલ દૂર બારિનામક સ્થળે આવી વસ્યો હતો. એ સ્થળે તેણે જે રીતે સૈન્ય ગોઠવ્યું હતું. તે પર ધ્યાન આપતાં તેની ચતુરાઇની પ્રશંસા કર્યા સિવાય રહેવાય તેમ નહોતું. પરંતુ ઘોડેસ્વાર સૈન્યની બેદરકારીથી એની બધી ચતુરાઇ નકામી ગઇ. મૌલવી બારિ થઇ શાહજહાનપુર ગયો. સર કોલિન આવી પહોંચ્યો છે એવા સમાચાર સાંભળી તેને એ સ્થળ પણ છોડવું પડ્યું. તે ત્યાંથી મોહમદી ગયો. એ સ્થળે તેને બાતમી મળી કે વડો સેનાપતિ શાહજહાનપુર છોડી ગયો છે. આથી મૌલવી પણ મોહમદી છોડી શાહજહાનપુરમાંનાં અંગ્રેજી સૈન્ય સામે લડવા તૈયાર થયો. જો તેણે રસ્તામાં વિશ્રાંતિ લીધી ન હોત તો ધાર્યું કાર્ય પાર પડત. જ્યારે તે શાહજહાનપુરથી ચાર માઇલ દૂર વિશ્રાંતિ લેતો હતો ત્યારે એક રાજભક્ત ગામડિઆએ શાહજહાનપુરમાંના અંગ્રેજ સેનાનાયકને તેની બાતમી પહોંચાડી. સેનાનાયક નગર તજી જેલખાનામાં પેસી બચાવ કરવા લાગ્યો આખું શહેર મૌલવીના કબજામાં આવ્યું. મૌલવીએ ધનવાનો પાસેથી પૈસા પડાવ્યા પણ કોઇને તેણે તે બદલ હેરાન કર્યાં નહિ. યુરોપીઅન સૈન્યની માફક તેણે પણ આ કાર્ય લડાઇના સિદ્ધાંતો લક્ષમાં રાખી કર્યું હતું. તેણે ૧૮ તોપો યોગ્ય સ્થળે ગોઠવી. ૩ જી મે થી ૧૧ મી મે સુધી એ તોપોએ સામાપક્ષ પર ખૂબ ગોળા ફેંક્યા. સર કોલિન કેમ્પબેલને આ સમાચાર મળતાંજ મદદ મોકલી. એ સૈન્ય ૧૧ મી મેએ શાહનજહાનપુર આવી પહોંચ્યું. પરંતુ મૌલવી ઘોડેસ્વાર સૈન્યને લીધે સુરક્ષિત હતો. તેને હરાવવાનું કામ વિકટ હતું. આ તરફ તેની મદદમાં પણ ચોતરફથી સિપાઇ સૈન્ય આવવા લાગ્યું. શાહજાદો ફિરોજશાહ પોતાના લશ્કર સાથે આવી પહોંચ્યો. બેગમ હજરત–

પક્ષમાં આણી અંગ્રેજો સાથે લડાઈ કરવી. પોયાઇન જતા પહેલાં રાજાને તેણે પોતાની આ ઇચ્છા દર્શાવી હતી. રાજાએ પણ તેની સાથે મુલાકાત કરવાનું વચન આપ્યું હતું. આથી મૌલવી મોકળે મને પોયાઇન તરફ રવાના થયો. પરંતુ શહેર આગળ પહોંચતાં જ તેને જણાયું કે કિલ્લાનાં દ્વાર બંધ છે. કોટ પર રાજા, તેનો ભાઇ ને હથિયારબંધ સિપાઇઓ બેઠા છે. આ અણધાર્યું દૃશ્ય જોઇ મૌલવી નવાઇ પામ્યો. તેને સ્પષ્ટ જણાયું કે જ્યાં સુધી પોતાની વક્તૃત્વ શક્તિથી રાજાના હૃદયમાં ભય ને વિસ્મય પેદા નહિ કરે ત્યાં સુધી ઉદ્દેશ સિદ્ધ નહિ થાય. તે જે હાથી પર બેઠો હતો તે હાથી વડે નગરના દરવાજાનાં બારણાં તોડી નાખવા તૈયાર થયો. માવતના ઇસારાથી શક્તિશાલી ગજરાજ બારણાંને ઠેલવા લાગ્યો. થોડીવારમાં કમાડ તૂટવા જેવાં થઇ ગયાં. રાજાના ભાઇએ આ બધું જોઇ મૌલવી તરફ ગોળી છોડી. એ ગોળીના ઘાથી મૌલવી મરણ પામ્યો. તેના અનુચરો નાસી ગયા. રાજા અને તેના ભાઇએ ત્યારબાદ મૌલવીનું માથું કાપી તેને કપડામાં વીંટી શાહજહાનપુર તરફ પ્રયાણ કર્યું. જ્યારે તેઓ આવ્યા ત્યારે મેજિસ્ટ્રેટ સાહેબ મિત્રો સાથે ભોજન કરતા હતા. તરત જ લુગડામાં વીંટાળેલો મૂલ્યવાન પદાર્થ તેને ભેટ કરવામાં આવ્યો. લુગડું દૂર કરતાં જ તેમણે જોયું કે પોતાના પરમ શત્રુ મૌલવીનું માથું પગ તળે રડવડે છે. બીજે દિવસે લોકોને ત્રાસ આપવા માટે એ માથું ખુલ્લી જગાએ ટાંગવામાં આવ્યું. સરકારે રાજાને પચાસ હજારનું ઇનામ આપ્યું. એક અંગ્રેજ ઇતિહાસકાર લખે છે કે ' આ રીતે ફૈજાબાદના મૌલવી અહમદુલ્લાનું મૃત્યું થયું. કોઈ અન્યાય રીતે સ્વતંત્રતાનું ખૂન થતું જોઇ તેના બચાવ માટે યુદ્ધમાં તત્પર બને તો તેને સ્વદેશાભિમાન ગણી શકીએ તો જરૂર

મદદ તેની મદદમાં આવી પહોંચી. નાના સાહેબનું લશ્કર પણ તેના બળમાં વૃદ્ધિ કરવા આવી પહોંચ્યું. મૌલવીએ ૧૫ મી મેએ અંગ્રેજ લશ્કર સામે હલ્લો કર્યો. આખો દિવસ લડાઇ ચાલી. કોઇનો જય-પરાજય થયો નહિ. આ સમાચાર સાંભળી વડો સેનાપતિ લડાઇને સ્થળે આવી પહોંચ્યો. પાનહાટ નામના સ્થળે બહાદુરી દર્શાવી સિપાઇઓ પાછા હટયા ખરા પણ અંગ્રેજી લશ્કરે તેની પૂંઠ પકડી નહિ. મૌલવી હજુ અજેય રહ્યો. વડા સેનાપતિએ પોતાના તાબાના એક સેનાનાયકને આવી પહોંચવાનો સંદેશો મોકલ્યો. તે આવ્યો એટલે ૨૪ મી મેએ તેણે મૌલવી સામે હલ્લો કર્યો. મૌલવી મોહમદીમાં હતો, તેના ઘોડે સ્વારો અંગ્રેજી લશ્કરને અટકાવવા લાગ્યા. તેથી અંગ્રેજ પક્ષના સૈનિકોએ તોપો ચલાવવા સહેજ વિલંબ કર્યો, પણ તે દરમિયાન મૌલવી કિલ્લાનો નાશ કરી નાસી છૂટયો. કાચિયાનીનો જંગલમાં આવેલો માટીનો કિલ્લો કે જે એક સમયે નાસતા યુરોપીઅનોનું આશ્રય સ્થળ હતું તે પણ આ વખતે નષ્ટ થયો.

મૌલવી હવે બળવાન થવા માટે નવા ઉપાયો યોજવા લાગ્યો. અંગ્રેજો પ્રત્યે તેને બહુ દ્વેષ હતો. એમ કહેવાય છે કે યુદ્ધની શરુ-આતમાં તે આખા હિંદમાં ફર્યો હતો અને લોકોને અંગ્રેજો સામે ઉશ્કેરવાને પ્રયત્ન કરી ચૂકયો હતો. અત્યારે તેને અયોધ્યાની બેગમ તરફથી પૈસા મળતા હતા એટલે અર્થબલ અને જનબલથી અટલ બની ૫ મી જુને તે અયોધ્યા અને રોહિલખંડના છેડે આવેલા—શાહજહાનપુરથી તેર માઇલ વાયવ્યમાં આવેલા—પોયાઇન નામના શહેર તરફ ગયો. આ સ્થળનો રાજા જગન્નાથસિંહ સત્તાવાળો અને શક્તિમાન હતો. મૌલવીની ઇચ્છા એવી હતી કે આ રાજાને પોતાના

પક્ષમાં આણી અંગ્રેજો સાથે લડાઈ કરવી. પોયાઇન જતા પહેલાં રાજાને તેણે પોતાની આ ઇચ્છા દર્શાવી હતી. રાજાએ પણ તેની સાથે મુલાકાત કરવાનું વચન આપ્યું હતું. આથી મૌલવી મોકળે મને પોયાઇન તરફ રવાના થયો. પરંતુ શહેર આગળ પહોંચતાં જ તેને જણાયું કે કિલ્લાનાં દ્વાર બંધ છે. કોટ પર રાજા, તેનો ભાઇ ને હથિયારબંધ સિપાઇઓ બેઠા છે. આ અણધાર્યું દૃશ્ય જોઇ મૌલવી નવાઇ પામ્યો. તેને સ્પષ્ટ જણાયું કે જ્યાં સુધી પોતાની વક્તૃત્વ શક્તિથી રાજાના હૃદયમાં ભય ને વિસ્મય પેદા નહિ કરે ત્યાં સુધી ઉદ્દેશ સિદ્ધ નહિ થાય. તે જે હાથી પર બેઠો હતો તે હાથી વડે નગરના દરવાજાનાં બારણાં તોડી નાખવા તૈયાર થયો. માવતના ઇસારાથી શક્તિશાલી ગજરાજ બારણાંને ઠેલવા લાગ્યો. થોડીવારમાં કમાડ તૂટવા જેવાં થઇ ગયાં. રાજાના ભાઇએ આ બધું જોઇ મૌલવી તરફ ગોળી છોડી. એ ગોળીના ઘાથી મૌલવી મરણ પામ્યો. તેના અનુચરો નાસી ગયા. રાજા અને તેના ભાઇએ ત્યારબાદ મૌલવીનું માથું કાપી તેને કપડામાં વીંટી શાહજહાનપુર તરફ પ્રયાણ કર્યું. જ્યારે તેઓ આવ્યા ત્યારે મેજિસ્ટ્રેટ સાહેબ મિત્રો સાથે ભોજન કરતા હતા. તરત જ લુગડામાં વીંટાળેલો મૂલ્યવાન પદાર્થ તેને ભેટ કરવામાં આવ્યો. લુગડું દૂર કરતાં જ તેમણે જોયું કે પોતાના પરમ શત્રુ મૌલવીનું માથું પગ તળે રડવડે છે. બીજે દિવસે લોકોને ત્રાસ આપવા માટે એ માથું ખુલ્લી જગાએ ટોંગવામાં આવ્યું. સરકારે રાજાને પચાસ હજારનું ઇનામ આપ્યું. એક અંગ્રેજ ઇતિહાસકાર લખે છે કે ' આ રીતે ફૈજાબાદના મૌલવી અહમદુલ્લાનું મૃત્યું થયું. કોઈ અન્યાય રીતે સ્વતંત્રતાનું ખૂન થતું જોઇ તેના બચાવ માટે યુદ્ધમાં તત્પર બને તો તેને સ્વદેશાભિમાન ગણી શકીએ તો જરૂર

આ મૌલવી પણ ખરો સ્વદેશાભિમાની હતો. તેણે છૂપી રીતે કોઇનો વધ કરી તલવાર કલંકિત કરી નહોતી. જે વિદેશીઓએ તેનો દેશ તાબે કર્યો હતો તેની સામે લડવામાં તેણે અપૂર્વ દઢતા અને ન્યાય પુરઃસરનું પરાક્રમ દર્શાવ્યું હતું. તે ખરેખર જગતના સાહસિક અને હૃદયવાન લોકોને વંદનીય છે.*

આ પ્રમાણે અંગ્રેજોએ પોતાના પરમ શત્રુની પણ પ્રશંસા કરી અપરિસીમ ઉદારતા દર્શાવી છે. સ્વદેશ પ્રેમી અંગ્રેજે મૌલવીના કાર્યમાં સ્વદેશ પ્રેમનો જુસ્સો જોઈ, બહાદુર અંગ્રેજે સમક્ષ તેની બહાદુરી પ્રશંસા પામે છતાં આ વીરનું મૃત્યુ તે વખતે અંગ્રેજોને માટે આશ્વાસન લેવા લાયક હતું એમાં કંઇ સંદેહ નથી. મૌલવી અતિશય શક્તિશાળી, નિર્ભય, દઢ અને અંગ્રેજોના શત્રુઓમાંનો ઉત્કૃષ્ટ યોદ્ધો હતો. તેનું શરીર લાંબું ને સુગઠિત હતું, તેની આંખો વિશાળ હતી, તેનું લલાટ વિસ્તુત અને નાક ઉન્નત હતું. તેના શત્રુઓ તેની ચતુરાઈ અને સૈન્ય ચાલનાનાં કુશળતાની પ્રશંસા કરા થાકતા નહોતા. તેણે લડાઇના મેદાન પર બે વાર વડા સેનાપતિ સર કોલિન કેમ્પબેલના પ્રયત્નને વ્યર્થ કર્યો હતો. સર કોલિનના જેવા વીર પુરુષને પણ તેની સમયચાતુરીનાં વખાણ કરવાં પડયાં હતાં.

---

* Malleson, Indian Mutiny Vol. II.. P. 544. આ ગ્રંથમાં એક સ્થળે લખ્યું છે કે મૌલવીના હુકમથી લખનોરમાં કેદ પકડાએલા કેટલાક અંગ્રેજોને મારી નાખવામાં આવ્યા હતા. English Captives in Oudh નામના ગ્રંથ લેખકે મૌલવી પર આ આરોપ મૂક્યો હતો. ( P. 35, 38 ) પરંતુ તે વખતે દિલ્હીના સિપાઇઓ લખનોર આવ્યા હતા, તેઓએ આ કામ કર્યું હતું.

આ બનાવ બન્યા પહેલાં અંગ્રેજોના એક પરાક્રમી વીરનું મરણ નીપજ્યું. આ પહેલાં નૌકા સેનાપતિ કપ્તાન પીલની શક્તિ વિષે અમે લખી ગયા છીએ. તે લખનોરમાં ઘાયલ થયો હતો. એ સ્થળ તાબામાં આવ્યા બાદ એનું કાર્ય પુરૂં થયું. તે લખનોર છોડી કાનપુર આવ્યો. આ સ્થળે બળીઆ નીકળવાથી ૨૭ મી એપ્રિલે તેનું મરણ થયું. કપ્તાનનાં નૌકાસૈન્યે આ લડાઇમાં ખૂબ બહાદુરી દર્શાવી હતી કપ્તાન પીલે જાતે એવી વ્યવસ્થા અને શક્તિ સાથે પોતાના સૈન્યને દોર્યું હતું કે તેના સ્વદેશબાંધવો તેની બહાદુરી પ્રત્યે સન્માન દર્શાવ્યા સિવાય રહી શક્યા નહિ. તેની યાદગીરી જાળવવા આરસની મૂર્તિ અત્યારે પણ કલકત્તાના ઇડન ગાર્ડનની શોભામાં અભિવૃદ્ધિ કરી રહી છે.

લખનોર તાબે થયા બાદ વડો સેનાપતિ રોહિલખંડ કબજે કરવા તૈયાર થયો. અનેક સિપાઇઓ લખનોર છોડી રોહિલખંડ રવાના થયા હતા. બરેલીમાં ખાં બહાદુરખાંનું પ્રાધાન્ય હતું. ફિરોજશાહના સૈનિકો તેના બળમાં વૃદ્ધિ કરી રહ્યા હતા. તેઓ જેઓની સાથે લડાઈમાં ઉતાર્યા હતા તેઓની શક્તિ, તેનું લશ્કરી બળ, તેઓની ચતુરાઇ વગેરેથી તેઓ અજાણ્યા નહોતા. એ માટે જ તેણે બરેલીમાં સૈનિકો સમક્ષ આ મુજબ જાહેરનામું પ્રગટ કર્યું હતું કે 'તમે ફ્રાંકરોની સાથે સામી લડાઈમાં ન જોડાઓ કારણ કે તેઓ તમારા કરતાં વધારે વ્યવસ્થિત છે, તેઓની પાસે અગણિત તોપો છે. તમે તેઓને તપાસતા રહેજો. નદીના ઘાટો રોકી રાખજો. તેના રસ્તા રૂંધી દેજો. તેની સામગ્રી અટકાવી રાખજો. તેઓની ટપાલ લૂટજો. તેની છાવણીની ચોમેર રહી તેને સુખે જંપવા દેશો નહિ ! ×

× Russel, Diary, Vol. I. P. 276

ખાં બહાદુરખાં મરાઠા સૈન્યની માફક વર્ત્તવાની સલાહ આપી બુદ્ધિ કૌશલ્ય બતાવી આપે છે. જે સેનાનાયકોને વડા સેનાપતિએ ચોતરફ મોકલ્યા હતા તેઓમાંના બ્રિગેડિયર વોલપોલને રૂઇયા તરફ મોકલવામાં આવ્યો હતો. રૂઇયા લખનોરથી ૫૧ માઇલ દૂર આવેલું છે. તેનો કિલ્લો ઉંચી માટીના દિવાલથી સુરક્ષિત છે. તેનો રાજા નૃપતસિંહ વૃદ્ધ અને અપંગ હોવાથી એટલો બધો શક્તિશાળી નહોતો. અંગ્રેજોની વિરૂદ્ધ વર્ત્તવાની તત્પરતા દર્શાવવા તૈયાર નહતો છતાં તેને કેવળ અયોધ્યાની બેગમના હુકમ ખાતર આ યુદ્ધમાં જોડાવું પડયું હતું. કેટલાક બળવાખોરો તેના કિલ્લામાં આવી ભરાયા હતા. કપ્તાન હડસનની ટોળીમાંનો એક સૈનિક આ કિલ્લામાં કેદ થયો હતો. તે ત્યાંથી નાસી છૂટયો અને બ્રિગેડિયર વોલપોલને તેણે કિલ્લાની સ્થિતિ તથા નૃપતસિંહની ઇચ્છાથી વાકેફ કર્યો. પરંતુ બ્રિગેડિયરને તેની વાત પર વિશ્વાસ ન આવ્યો. તેણે કિલ્લાની તપાસ કર્યાં વિના હલ્લો કર્યો. ૧૫ મી એપ્રિલે કિલ્લા પર હલ્લો કરવામાં આવ્યો. કિલ્લામાંના સૈનિકોની ગોળીઓથી ઘણા સૈનિકો ઘવાયા. કિલ્લાની અંદર એક ઉંચું ઝાડ હતું. એમ કહેવાય છે કે તે ઝાડ પર એક યુરોપીઅન બેઠો હતો. તેની ગોળીથી સેનાનાયક આડ્રિયાન હોપ મરણ પામ્યો. કોઈ કોઈ એમ પણ કહે છે કે આ વિગ્રહમાં સિપાઇઓ સાથે યુરોપીઅનો પણ હતા.×

---

× જેઓએ આ લડાઇના વૃત્તાંતો લખ્યા છે. તેઓમાંના ઘણાખરા એમ માને છે કે બળવાખોર સિપાઇઓમાં યુરોપીઅનો હતા. રીજ સાહેબે ચિનહાટના યુદ્ધ પ્રસંગે લખ્યું છે કે કોકઇલના પુલ પાસે એક યુરોપીઅને સિપાઇઓની આગેવાની લીધી હતી. એ

આ તરફ બાકી રહેલાં માણસો પાછાં ફર્યા. રાત વખતે કિલ્લામાંના માણસો નાસી છૂટયા. બીજે દિવસે અંગ્રેજ લશ્કરે કિલ્લો

---

માણસ સુંદર ને બળવાન હતો. ઉંમર લગભગ ૨૫ વર્ષની હતી. માથાપર જરી ભરેલી ટોપી હતી. રીજ સાહેબ અનુમાન કરે છે કે એ માણસ રશિઅન અગર સ્વધર્મ દ્રોહી ખ્રીસ્તી હોવો જોઇએ.

રૂઇયાના કિલ્લામાં આવેલા વૃક્ષ પરથી જે માણસે આડ્રિયાન હોપને ગોળી મારી હતી તે પણ યુરોપીઅન મનાયો છે. કારણ કે તે ચોકખી રીતે અંગ્રેજી બોલતો હતો. ફોર્બ્સ મિચેલ સાહેબે લખ્યું છે કે બળવા પછી મારા તાબાની એક કોઠી પર દરવાનની જગા ખાલી પડી. જમાદારે એ કામ માટે કેટલાક માણસોને મારી પાસે હાજર કર્યા. તેમાંના દુર્ગાસિંહ નામના એક માણસને એ જગા પર નીમવામાં આવ્યો. દુર્ગાસિંહ ઇ. સ. ૧૮૫૭ના બળવામાં ૯ મી પલટનનો સિપાઇ હતો. એ પલટણે પોતાના અમલદારોને નુકસાન કર્યું નહોતું. દુર્ગાસિંહે કહ્યું હતું કે 'મેં પોતે એક બે યુરોપીઅનોને જોયા હતા. એક મિસ્તના બળવાખોરો સાથે હતો. એ માણસ બુદલેકા સરાઇની લડાઇમાં માર્યો ગયો. બીજો માણસ રોહિલખંડના બરેલીના સિપાઇઓ સાથે દીલ્હી આવ્યો હતો. એ માણસ પદવીમાં સેનાપતિ બખ્તમાં પછીની પદવીનો હતો. દીલ્હીના ઘેરા વખતે તેના ઉપર તોપો ચલાવવાની જવાબદારી નાંખવામાં આવી હતી. કયાં કેવી રીતે તોપો ગોઠવવી, તોપો કેટલી ઉંચે ગોઠવવાથી ગોળા ફેંકવામાં સરળતા થાય, એ બધાં કામો એ યુરોપીઅન કરતો હતો. ૧૮ મી સપ્ટેમ્બરે એ માણસે ભૂતની માફક યુદ્ધ કર્યું હતું. દીલ્હી કબજે થતાં એ માણસે મથુરા જઇ સિપાઇઓને જમના ઉતારવાનો બંદોબસ્ત કર્યો

તોડી પાડયો. તેઓ ૧૭ મી એપ્રિલે વિશ્રાંતિ લઇ બીજે દિવસે રોહિલખંડ તરફ રવાના થયા. ૨૨ મી એપ્રિલે રામગંગાના કિનારે આવેલા શીર્વા નામના સ્થળે તેઓએ શત્રુઓને જોયા. ( તેઓમાં નૃપતસિંહના નોકરો પણ હતા. ) તેઓ નૌકાસેતુ દ્વારા રામગંગા ઉતરી નાઠા. કેટલાક અંગ્રેજ સૈનિકો તેની પાછળ પડયા. આથી તેઓ પરાજય પામી નાઠા. કેટલાક રામગંગામાં ડુબી મુવા. સિપાઇઓની હાર થવાને લીધે નૌકાસેતુ અક્ષત રહ્યો. લગભગ ત્રણેક વાગ્યાને સુમારે અકસ્માત આંધી ચઢી વરસાદ વરસવા લાગ્યો. વજ્રના કડાકા

---

હતો. એ વખતે લગભગ ૩૦ હજાર સૈનિકો બખ્તખાં અને ફિરોજશાહના કબજામાં હતા. વ્યવસ્થાના સંબંધમાં ગડબડ થઇ હતી. પરંતુ સિપાઇઓ બખ્તખાં અને ફિરોજશાહ કરતાં એ યુરોપીઅનને વધુ માન આપતા હતા. એ સિપાઇઓ અયોધ્યા આવ્યા બાદ તે માણસ તેઓની સાથે થોડા રોજ રહ્યો હતો. ત્યારબાદ મેં તેને રૂઇયામાં જોયો હતો. એની ગોળીથી આડ્રિયન હોપ મરણ પામ્યો હતો. રૂઇયાથી એ માણસ બરેલી ગયો. નવાબગંજની લડાઇમાં બખ્તખાં માર્યો ગયો એટલે ઘણા સિપાઇઓ નેપાળમાં નાસી ગયા. ઘણા મહારાણીના જાહેરનામા મુજબ શરણ થવા તૈયાર થયા. એ યુરોપીઅને એ લોકોને ફરીથી યુદ્ધમાં જોડાવાનો આગ્રહ કર્યો. પરંતુ તેનો પ્રયત્ન ફલિભૂત થયો નહિ. છેવટે તેણે આંસુ ઢાળતાં ઢાળતાં કહ્યું હતું કે મારે ઘર નથી, બાર નથી, દેશ નથી, પાછો ફરવાનું કોઇ સ્થાન નથી.' દુર્ગાસિંહની સાથે આ તેની છેલ્લી મુલાકાત હતી. ત્યારબાદ એના અદૃષ્ટમાં શું બન્યું હતું એ જાણી શકાયું નથી. **Reminiscences &c. Appendix. B.**

ચવા લાગ્યા. સતત વૃષ્ટિબળથી રામગંગા બંને કાંઠામાં ભરપૂર થઇ રહી. અંગ્રેજ સૈન્યનો જે ભાગ સામે કિનારે હતો તેને તંબુ અને ખોરાકને અભાવે બહુ હેરાનગતિ વેઠવી પડી. એક ઉજડ ગામ તેમને આશ્રયદાતા થઇ પડયું. સિપાઇઓ જે હોડીઓ વડે નદી પાર ગયા હતા તે બધી હોડીઓ આ વાવાઝોડામાં કોણ જાણે ક્યાં ઘસડાઇ ગઇ. આમ થવાથી રામગંગા ઉતરવામાં અગવડ નડી. આવા સમયમાં કોમિસરિએટનો ગુમાસ્તો હીરાલાલ સામે કિનારે પડેલાં સૈન્યને માટે પીવાના પદાર્થોની ગોઠવણ કરવા ઉપડયો. તે કાપડ, ચા વગેરે બાંધી એ બધું માથા પર જકડી લીધું. પછી તરતો તરતો સામે પાર ગયો. સૈનિકો ચા પી તાજા થયા. અમલદારોએ હીરાલાલને આ પ્રમાણે નદી ઉતરવાની મના કરી હતી પણ તે એમ કરતો અટકયો નહોતો. તરુણ બંગાળી યુવક પોતાની કર્મકુશળતાથી ધાર્યું પાર પાડી શકયો. તેનાં સાહસ ને વફાદારી આ વખતે ખાસ કાર્યકર નીવડી.

૨૭ મી એપ્રિલે બ્રિગેડિયર વોલપોલ વડા સેનાપતિ સાથે જઇ મળ્યો. તેઓ નૌસેતુ દ્વારા રામગંગા ઉતરી રોહિલખંડ જઇ પહોંચ્યા. જે વિશાળ શહેરો અગાઉ પોતાના કબજામાં હતાં તેજ શહેરો ફરી જીતવા માટે અંગ્રેજોને આ પ્રદેશમાં પગ મૂકવો પડયો. અંગ્રેજોના આશ્રિતોને માટે અત્યારે હથિયારોની ખાસ જરૂર હતી. સર કોલિન કેમ્પબેલ નિર્દોષ રહેવાશીઓનાં જીવન તથા સંપત્તિના બચાવ માટે તત્પર બન્યો. તેણે હુકમ ફેરવ્યો કે કોઇએ કોઇની સંપત્તિ લૂટી લેવી નહિ તેમ કોઇના જીવનને વિનાકારણ હાનિ પહોંચાડવી નહિ. રોહિલખંડમાં આવેલા જલાલાબાદમાં એક માટીનો કિલ્લો હતો. સિપાઇઓ આ કિલ્લો છોડી ગયા હતા. કંપનિના અધિકાર વખતે જે આ સ્થળનો તહસીલદાર હતો તે બળવાખોર

ખોપરીઓ પણ તેના ઘાને લીધે બે ભાગમાં વિભક્ત થઇ ગઇ હતી. કોઇ કોઇ તો તેના ઘાથી ખભાથી માંડીને છાતી સુધી ચિરાઇ ગયા હતા. આ પ્રમાણે પાંચ જણ સાહસિક સવારો તરવારના પ્રયોગથી અસાધારણ કુશળતા દર્શાવી રણક્ષેત્ર પર મરણ પામ્યા. અંગ્રેજોના ગોલંદાજોમાંનો એક કેળવાએલો સૈનિક આ સમયે સિપાઇઓની સાથે જઇ ભળ્યો હતો. એ માણસ આ લડાઇમાં ઘવાયો અને તેને એ સ્થિતિમાં અંગ્રેજોની છાવણીમાં લાવવામાં આવ્યો. તેને જોઇ લાગણીવાળા અંગ્રેજ અમલદારો રડતા રડતા બોલ્યા હતા કે આ માણસ એવો કેળવાએલો અને સાહસિક હતો કે જ્યારે અમે તેને શત્રુઓની કોઇ પણ તોપ બંધ કરી દેવાની આજ્ઞા કરતા ત્યારે તે તોપ બંધ કર્યા સિવાય રહેતો જ નહિ. અમારી પાસે કેળવાઇ એ આમ સામા પક્ષમાં ભળ્યો એ અતિશય શોકજનક છે. ૭ મી મેએ બરેલી તાબે થયું. બહાદુરખાં નાસી છૂટયો. આ પ્રમાણે દીલ્હી, લખનૌર, કાનપુર અને બરેલીમાં બ્રિટિશ સિંહની વિજયવંતી ધજા ફરકવા લાગી. ઇ. સ. ૧૮૫૮ ના જુન માસમાં સિપાઇઓને વાયવ્ય પ્રાંતમાંથી હાંકી કાઢવામાં આવ્યા. તેઓ છુટા છવાયા વિખરાઇ ગયા. તેઓનાં મુખ્ય મથકો પર ફરીથી કંપનિના અમલદારો શાસન ચલાવવા લાગ્યા.

રોહિલખંડમાં આવેલા વિજનોર જિલ્લામાં ગડબડ મચી હતી. શેક્સપીઅર આ જિલ્લાનો મેજિસ્ટ્રેટ અને કલેકટર હતો. અલીગઢ નિવાસી સૈયદ અહમદ સબજજનું કામ કરતો હતો. ચાલુ ઉથલપાથલમાં એની રાજભક્તિ અને કર્મકુશળતા પ્રગટ થઇ હતી. એની મદદથી ઘણા અંગ્રેજો બચ્યા હતા. તે અંગ્રેજોની ગેરહાજરીમાં વિજનોરની વ્યવસ્થા જાળવતો હતો. છેવટે વિજનોરની ગડબડ શાંત થઇ.

તોડી પાડયો. તેઓ ૧૭ મી એપ્રિલે વિશ્રાંતિ લઇ બીજે દિવસે રોહિલખંડ તરફ રવાના થયા. ૨૨ મી એપ્રિલે રામગંગાના કિનારે આવેલા શીર્ષા નામના સ્થળે તેઓએ શત્રુઓને જોયા. ( તેઓમાં નૃપતસિંહના નોકરો પણ હતા. ) તેઓ નૌકાસેતુ દ્વારા રામગંગા ઉતરી નાઠા. કેટલાક અંગ્રેજ સૈનિકો તેની પાછળ પડયા. આથી તેઓ પરાજય પામી નાઠા. કેટલાક રામગંગામાં ડુબી મુવા. સિપાઇઓની હાર થવાને લીધે નૌકાસેતુ અક્ષત રહ્યો. લગભગ ત્રણેક વાગ્યાને સુમારે અકસ્માત આંધી ચઢી વરસાદ વરસવા લાગ્યો. વજ્રના કડાકા

---

હતો. એ વખતે લગભગ ૩૦ હજાર સૈનિકો બખ્તખાં અને ફિરોજ-શાહના કબજામાં હતા. વ્યવસ્થાના સંબંધમાં ગડબડ થઇ હતી. પરંતુ સિપાઇઓ બખ્તખાં અને ફિરોજશાહ કરતાં એ યુરોપીઅનને વધુ માન આપતા હતા. એ સિપાઇઓ અયોધ્યા આવ્યા બાદ તે માણસ તેઓની સાથે થોડા રોજ રહ્યો હતો. ત્યારબાદ મેં તેને રૂઇયામાં જોયો હતો. એની ગોળાથી આડ્રિયન હોપ મરણ પામ્યો હતો. રૂઇયાથી એ માણસ બરેલી ગયો, નવાબગંજની લડાઇમાં બખ્તખાં માર્યો ગયો એટલે ઘણા સિપાઇઓ નેપાળમાં નાસી ગયા. ઘણા મહારાણીના જાહેરનામા મુજબ શરણ થવા તૈયાર થયા. એ યુરોપી-[illegible]ને એ લોકોને ફરીથી યુદ્ધમાં જોડાવાનો આગ્રહ કર્યો. પરંતુ તેનો [illegible] થયો નહિ. છેવટે તેણે આંસુ ઢાળતાં ઢાળતાં કહ્યું હતું

ન હોત [illegible]

ગાજીઓ લગભગ હારો [illegible] નથી પાછો ફરવાનું કોઇ સ્થાન

પાંચ હાથમાં ઉઘાડી તરવાર લઇ અંગ્રેજ સૈન્ય પર એવા તૂટી પડયા કે તેઓની તરવારથી અંગ્રેજ પક્ષના લગભગ સો જણા મરણ પામ્યા. તેઓએ એવા બળથી તરવાર વીંઝી હતી કે કોઇ કોઇની

ચવા લાગ્યા. સતત વૃષ્ટિબળથી રામગંગા બંને કાંઠામાં ભરપૂર થઇ રહી. અંગ્રેજ સૈન્યનો જે ભાગ સામે કિનારે હતો તેને તણુ અને ખોરાકને અભાવે બહુ હેરાનગતિ વેઠવી પડી. એક ઉજડ ગામ તેમને આશ્રયદાતા થઇ પડયું. સિપાઇઓ જે હોડીઓ વડે નદી પાર ગયા હતા તે બધી હોડીઓ આ વાવાઝોડામાં કોણ જાણે ક્યાં ઘસડાઇ ગઇ. આમ થવાથી રામગંગા ઉતરવામાં અગવડ નડી. આવા સમયમાં કોમિસરિએટનો ગુમાસ્તો હીરાલાલ સામે કિનારે પડેલાં સૈન્યને માટે પીવાના પદાર્થોની ગોઠવણ કરવા ઉપડયો. તે કાપડ, ચા વગેરે બાંધી એ બધું માથા પર જકડી લીધું. પછી તરતો તરતો સામે પાર ગયો. સૈનિકો ચા પી તાજા થયા. અમલદારોએ હીરાલાલને આ પ્રમાણે નદી ઉતરવાની મના કરી હતી પણ તે એમ કરતો અટકયો નહોતો. તરુણ બંગાળી યુવક પોતાની કર્મકુશળતાથી ધાર્યું પાર પાડી શકયો. તેનાં સાહસ ને વફાદારી આ વખતે ખાસ કાર્યકર નીવડી.

૨૭ મી એપ્રિલે બ્રિગેડિયર વોલપોલ વડા સેનાપતિ સાથે જઇ મળ્યો. તેઓ નૌસેતુ દ્વારા રામગંગા ઉતરી રોહિલખંડ જઇ પહોંચ્યા. જે વિશાળ શહેરો અગાઉ પોતાના કબજામાં હતાં તેજ શહેરો ફરી જીતવા માટે અંગ્રેજોને આ પ્રદેશમાં પગ મૂકવો પડયો. અંગ્રેજોના આશ્રિતોને માટે અત્યારે હથિયારોની ખાસ જરૂર હતી. સર કોલિન કેમ્પબેલ નિર્દોષ રહેવાશીઓનાં જીવન તથા સંપત્તિના બચાવ માટે તત્પર બન્યો. તેણે હુકમ ફેરવ્યો કે કોઇએ [illegible] બાજુ ઉથલ-
લી લેવી નહિ [illegible] ચંકુશળતા પ્રગટ થઇ હતી. એની
મદદથી ઘણા અંગ્રેજો બચ્યા હતા. તે અંગ્રેજોની ગેરહાજરીમાં વિજનોરની વ્યવસ્થા જાળવતો હતો. છેવટે વિજનોરની ગડબડ શાંત થઇ.

મિરતના મેજિસ્ટ્રેટ ડનલોપ સાહેબે ઉશ્કેરાએલા લોકોનો હલ્લો ખાળવા માટે અને પોતાનું પ્રાધાન્ય જાળવી રાખવા માટે નવું ઘોડેસ્વાર સૈન્ય ઉભું કર્યું હતું. એ સૈન્યનો ધુમાડીઓ લશ્કરી પોશાક ખાખી હોવાથી તે ખાખી રસાલાના નામથી પ્રસિદ્ધ થયું હતું.× આ પ્રમાણે ઇ. સ. ૧૮૫૮ ના જુન માસમાં ઉત્તર હિંદમાં શાંતિ ફેલાઇ. સાગર અને નર્મદા પ્રદેશમાં, મધ્ય હિંદ અને મુંબઇ ઇલાકામાં પણ લોકો ઉશ્કેરાયા હતા તેઓ શાંત પડયા અને શાસન વ્યવસ્થામાં જે કંઇ અવ્યવસ્થા મચી હતી તે દૂર થઇ.

સાગર અને નર્મદા પ્રદેશ વાયવ્ય પ્રાંતની નજીક આવેલો છે. ઇ. સ. ૧૮૫૭ માં આ પ્રદેશ સાગર, જબલપુર, હુસંગાબાદ વગેરે અગિઆર જિલ્લામાં વહેંચાએલો હતો. ઇ. સ. ૧૮૪૩ માં ગ્વાલિઅરના સિંધિઆએ અંગ્રેજો સામે જંગ માંડયો તેની પૂર્ણાહુતિ મહારાજપુરની લડાઇમાં થઇ. ત્યારથી આ પ્રદેશનાં રજવાડાંઓ- અંગ્રેજોની શાસન પદ્ધતિના દોષને લીધે હો કે પછી સિંધિઆની ઉશ્કેરણીને લીધે હો-સરકારની વિરુદ્ધ પડયાં હતાં. તે વખતનો ગવર્નર જનરલ લૉર્ડ એલેનબરોએ આ ઉથલપાથલની શાંતિ માટે કર્નલ સ્લિમાનને નીમ્યો હતો. સ્લિમાને સારી શાસન પદ્ધતિ વડે આ પ્રદેશમાં શાંતિ ફેલાવી હતી. લોકો પણ સંતુષ્ટ થયા હતા. પરંતુ છેવટે આ પ્રદેશ વાયવ્ય પ્રાંતના ઉપરીના અધિકાર નીચે આવ્યો. વાયવ્ય પ્રાંતના લેફ્ટેનેન્ટ ગવર્નર ટામ્સન સાહેબની પારકું પડાવી લેવાની નીતિને લીધે વળી લોકોમાં અસંતોષ ફેલાયો. આ સ્થળે એક દૃષ્ટાંત

× Dunlop Service and Adventure with the Kharee Ressalah.

આપીએ. ઇ. સ. ૧૮૪૩ માં સરકારે દિલહરિના ગોંડરાજાની વફાદારીથી સંતોષ પામી તેને એક સોનાનો ચાંદ ભેટ આપ્યો. આ રાજા દેવાળીઓ નીકળ્યો. જ્યારે સાગર ને નર્મદાનો પ્રદેશ વાયવ્ય પ્રાંત સાથે જોડાયો ત્યાર બાદ એ રાજા દેવામાંથી છૂટયો. પરંતુ એ પ્રદેશની સરકારની શાસન પદ્ધતિ જુદી હતી. ઇ. સ. ૧૮૫૫ માં લેફ્ટેનેન્ટ ગવર્નરે દિલહરિના રાજાની પદવી ને જમીન લઇ લેવાની તૈયારી કરી. જે વિભાગમાં રાજાની જમીન હતી તે વિભાગ પર કપ્તાન ટર્ણન નામનો એક લાગણીવાળો અમલદાર શાસન ચલાવતો હતો. વાયવ્ય પ્રાંતના ગવર્નરે નક્કી કર્યું કે રાજા પોતાનું કાર્ય ચલાવવાને નાલાયક છે તેની 'રાજા'ની પદવી લઇ લેવામાં આવે છે. તેની જમીનદારી પ્રજાને વહેંચી આપવામાં આવે છે. તેને પ્રજા પાસેથી સેંકડે કંઇક સાલિયાણું મળશે. કપ્તાન ટર્ણન ઉદાર દિલનો હતો. સરકારની આ રાજનીતિ પ્રત્યે તેને જરાકે શ્રદ્ધા નહોતી. તેણે અનિચ્છા પૂર્વક સરકારનો ઠરાવ રાજાને જણાવ્યો. વૃદ્ધ રાજાએ અતિશય ક્ષોભ સાથે સરકારે આપેલો ચાંદ છાતી પરથી છોડી આપ્યો અને કપ્તાનને કહ્યું કે 'જેઓએ મને ચાંદ આપ્યો હતો તેઓ જ મારી આબરૂ પર છીણી મૂકવા તૈયાર થયા છે તો પછી આ ચાંદ તેને પાછો આપવો એવી મારી ઇચ્છા છે.' કપ્તાને મહા મહેનતે તેને શાંત કર્યો. ગોંડવનના લોકો ધારતા હતા કે આ અપમાનને લીધે રાજા સરકારનો વિરોધી બનશે. પણ એવું કંઇ બન્યું નહિ. રાજાનો પક્ષ લેવા બદલ કપ્તાનને સરકાર તરફથી ઠપકો મળ્યો હતો. તે ખાતર રાજાએ કપ્તાન પ્રત્યે કૃતજ્ઞતાની લાગણી બતાવવામાં બાકી રાખ્યું નહિ. ઇ. સ. ૧૮૫૭ માં જ્યારે નરસિંહપુર જિલ્લામાં બળવાની

શરુઆત થઇ ત્યારે કપ્તાને પોતાનું રહેવાનું સ્થળ બદલવાની આનાકાની કરી. એક દિવસ સવારમાં તેનું ઘર સંખ્યાબંધ બંદુકધારીઓએ ઘેર્યું. કપ્તાને જોયું કે એ દિલહેરિના માણસો હતા. તેણે તરત જ આગેવાનને બોલાવી કારણ પૂછ્યું. આગેવાને ગંભીરપણે જવાબ વાળ્યો કે 'જ્યારે અમારી પદવી અને સંપત્તિ લઇ લેવામાં આવી ત્યારે આપે અમારા પ્રત્યે દયાભાવ બતાવ્યો હતો અને અમારા ખાતર ખાસ પ્રયત્ન કર્યો હતો. એ ખાતર આપને ઠપકો પણ સહન કરવો પડયો હતો. અત્યારે અમે સાંભળ્યું છે કે ગડબડ વધી પડી છે. માટે આપને ખાતર અમે અહીં આવ્યા છીએ. આપ જેમ અમારા પક્ષમાં હતા તેમ અમે પણ અત્યારે આપના પક્ષમાં છીએ. અમારે હવે શું કરવું તે કહો.' કપ્તાને તેઓની મદદ સ્વીકારી. બળવા વખતે આ વંશના બધા લોકો સરકારના પક્ષમાં રહ્યાં.×

દિલહેરિના રાજાના સંબંધમાં જે કંઇ બન્યું હતું તેવું જ આ પ્રદેશના બીજા રાજાઓના સંબંધમાં પણ બન્યું હતું. પણ તેઓ આ રાજાની પેઠે આ વખતે સરકારને વફાદાર રહી શક્યા નહોતા. તેઓની અશાંતિએ ભયંકર ઘટના ઉત્પન્ન કરી. સર હ્યુ રોઝ મધ્ય હિંદનો બળવો સમાવવા રોકાયો હતો. ઇંદોરથી કાલ્પી સુધીની ઉથલપાથલ દાબી દેવા તેને ખાસ પ્રયત્ન કરવા પડયા હતા. રથગડ, સાગર, ચંદેરી, જબલપુર વગેરે સ્થળે સૈનિક બળ વડે બળવો દાબી દેવામાં આવ્યો. રથગડ મધ્ય હિંદનો એક જુનો કિલ્લો છે. એ સાગરથી ચોવીસ માઇલ દૂર આવેલો છે. મહંમદ ફઝિલખાં નામનો

× Malleson, Indian Mutiny of 1857. P. 256 Note

એક માણસ 'મુંદેશ્વરના નવાબ'ની પદવી ધારણ કરી આ કિલ્લામાં બ્રિટિશ સરકારનાં વિરુદ્ધ પક્ષનો નાયક બન્યો હતો. ઇ સ. ૧૮૫૮ ના જાન્યુઆરી માસમાં સર હ્યુ રોમે કિલ્લા પર હુમલો કર્યો. સામા પક્ષના ઘણા ખરા લોકો નાસી ગયા. ફજિલખાં કેદ પકડાયો. કિલ્લાના મુખ્ય દરવાજા આગળ તેને ફાંસી દેવામાં આવી. સાગરના કિલ્લામાં સ્ત્રીઓ અને બાળકો મળી દોઢસોથી વધારે લોકો કેદ હતા. ઇ. સ. ૧૮૫૮ ના ફેબ્રુઆરી માસની શરુઆતમાં આ કિલ્લો જીતાયો અને બંદીવાનો છૂટયા. બાણપુરના સાહસિક રાજાએ એક વખતે અંગ્રેજ નાસેડુઓને આશરો આપ્યો હતો છતાં તે પાછળથી અનિચ્છા પૂર્વક બળવામાં ભળ્યો હતો. શાહગડનો રાજા પણ વિરુદ્ધ પક્ષમાં ભળ્યો હતો. એ બંને હાર્યા. મોગલ સમ્રાટ અકબરના વખતમાં ચંદેરી એક મુખ્ય સ્થળ હતું. 'જો તમે કોઇ એવું શહેર જોવાની ઇચ્છા રાખો કે જેનાં મકાનો મહેલ જેવાં હોય તો તમારે ચંદેરી જોવું' આ વાત અકબરના રાજ્યઅમલમાં કહેવત રૂપ થઇ પડયું હતું. એ વખતે ચંદેરીમાં ૧૪૦૦૦ પત્થરનાં મકાનો, ૩૮૪ બજારો, ૩૬૦ ધર્મશાળાઓ અને ૧૨૦૦૦ મસ્જિદો હતી. આ પ્રસિદ્ધ શહેર બળવાખોરાના હાથમાં આવ્યું હતું. ઇ. સ. ૧૮૫૮ ના માર્ચ માસમાં એ અંગ્રેજોના તાબામાં આવ્યું. સિકંદર બેગમ પોતાની દીકરીના નામે ભોપાળની રાજ્યવ્યવસ્થા ચલાવતી હતી. તેના પ્રયત્નથી ત્યાં શાંતિ જળવાઇ રહી હતી.

મુંબઇ ઇલાકામાં દક્ષિણ મહારાષ્ટ્રના જમીનદારો ઇનામ કમિશનને લીધે નુકસાનમાં આવી પડયા હતા.* તે ઉપરાંત એ સમયે

* આ ગ્રંથના પહેલા વિભાગમાં આ વિષે હકીકત આપી છે.

નાના સાહેબ અને તાત્યા ટોપીનાં કાર્ય પણ તેમના જાણવામાં આવ્યાં હતાં. આથી ઉત્તર હિંદની ઉથલપાથલનો તરંગ તેમને પણ ઉશ્કેરી રહ્યો હતો પરંતુ એ સમયે લૉર્ડ એલ્ફિન્સ્ટન મુંબઈનો ગવર્નર હતો. એની કુશળતાથી શાંતિ ફેલાઇ હતી.

દક્ષિણમાં હૈદરાબાદના નિઝામ અને તેના પ્રસિદ્ધ મંત્રી સાલાર જંગની કુશળતાથી શાંતિ ટકી રહી હતી. આ પ્રમાણે અનેક સ્થળે અંગ્રેજોની માફક દેશી લોકોની કુશળતાથી પણ બળવો શાંત થયો હતો. પરંતુ મધ્ય હિંદના એક સ્થળનો બળવો દાબી દેવા માટે બહુ સૈન્ય અને યુદ્ધ કૌશલની જરૂર પડી હતી. ઝાંસીમાં બળવો પુર બહારમાં ખીલી નીકળ્યો હતો. રાણી લક્ષ્મીબાઇનાં વીરત્વથી અંગ્રેજ સેનાપતિ ગભરાઇ ગયો હતો. હવે પછીના ખંડમાં એ વિષે વિગતવાર વર્ણન કરીશું.

---

Ratilal Ramjee

# ખંડ ૩ જો

## અધ્યાય ૧ લો

### ઝાંસી—લક્ષ્મીબાઇ

**વિષય નિર્દેશ:**—ઝાંસીનું સ્થાન—લક્ષ્મીબાઇ-તેનું બાળપણ—તેનો વિવાહ—તેના પતિનું મરણ-ઝાંસીમાં બ્રિટિશ રાજ્ય અમલની સ્થાપના—ઝાંસીનો બળવો—એ વખતે લક્ષ્મીબાઇનાં કાર્ય—અંગ્રેજ સેનાપતિનું ઝાંસી ગમન—તેની સાથે લડાઇ કરવાની લક્ષ્મીબાઇની તૈયારી-ઝાંસીનાં કિલ્લા પર હલ્લો-લક્ષ્મીબાઇની બહાદુરી—તે ઝાંસી છોડે છે-ઝાંસીનો કિલ્લો અંગ્રેજ સેનાપતિના કબજામાં-રાવ સાહેબ અને તાત્યા ટોપી સાથે લક્ષ્મીબાઇ જઇ મળે છે—કુંચેનું યુદ્ધ-અંગ્રેજ સૈન્ય કાલ્પી જીતે છે-રાવ સાહેબ વગેરેનું ગ્વાલિયર ગમન-મહારાજા સિંધિઆનું પલાયન-ગ્વાલિઅર રાવ સાહેબના કબજામાં—અંગ્રેજ સેનાપતિનું ગ્વાલિઅર ગમન—ગ્વાલિઅરની લડાઇ-લક્ષ્મીબાઇ લડાઇનું સ્થળ તજે છે-તેની પૂઠ પકડી-તેનો દેહત્યાગ-ગ્વાલિઅરમાં મહારાજા સિંધિઆ ફરીથી અમલ સ્થાપે છે-દામોદર રાવ.

ઝાંસી સાગર અને નર્મદા પ્રદેશમાં આવેલું છે. સાગર અને નર્મદા પ્રદેશની ઉત્તરે બ્રિટિશ તાબાના બાંદા, અલાહાબાદ અને મીરજાપુર જિલ્લા, દક્ષિણે નાગપુર અને નિઝામનું રાજ્ય, પશ્ચિમે ગ્વાલિઅર, અને ભોપાળનું રાજ્ય આવેલાં છે. આ પ્રદેશનો ઘણો ખરો ભાગ બ્રિટિશોના તાબામાં આવેલો છે. ઝાંસીમાં લૉર્ડ ડેલહાઉઝીના હુકમથી કંપનિનું આધિપત્ય સ્થપાયું હતું. ઝાંસીના બળવાની હકીકત:

લખતાં ત્યાંની પ્રસિદ્ધ રાણી લક્ષ્મીબાઇની વાત યાદ આવે છે. થર્મોપિલિના નામ સાથે જેમ લિઓનીડાસ, હલદિઘાટના નામ સાથે જેમ પ્રતાપસિંહ, લોકોના માનસ પટ પર આર્વિભૂત થાય છે તેમ ઝાંસીના નામ સાથે લક્ષ્મીબાઇનું નામ લોકોના મનમાં ઉદય પામે છે. અમે પ્રથમ ઝાંસીની એ વીર રમણીનું જીવન વૃત્તાંત વર્ણવીએ છીએ.×

કૃષ્ણરાવ તાંબે નામનો એક મહારાષ્ટ્રિય બ્રાહ્મણ કૃષ્ણ નદીને તીરે આવેલા વાંઇ ગામમાં રહેતો હતો. પેશ્વાના તાબામાં એ મામલતદારની પદવી પર હતો. તેનો પુત્ર બલવંતરાવ પેશ્વા સરકારના સેનાનાયકનું કામ કરતો હતો. બલવંતરાવના બે પુત્રામાંનો મોટો મોરોપંત પિતાની સાથે પુણા રહેતો હતો. એ છેવટે પેશ્વા બાજીરાવના સહોદર ચિમાજી આપ્પાનો અતિ પ્રિયપાત્ર થઇ પડયો હતો. બાજીરાવ બિઠુર ગયો એટલે ચિમાજી કાશી જઇ વસ્યા. તેનો પ્રિય સહચર મોરોપંત તાંબે પણ સહ પરિવાર કાશીવાસી થયો. અહીં તે ચિમાજીના દિવાનનું કામ કરતો હતો.

હિંદુના આ ચિરપવિત્ર ધામમાં ઇ. સ. ૧૮૩૫ ના નવેમ્બર માસની ઓગણીસમી તારીખે મોરોપંત તાંબેને ઘેર એક કન્યા જન્મી. આ કન્યા પિતાને ઘેર મનુબાઇના નામથી ઓળખાતી હતી. મનુની ઉંમર ૩-૪ વર્ષની થઇ ત્યારે તેની મા ભાગીરથીબાઇ મરણ પામી. એ જ વખતે મોરોપંતનો મુખ્ય સહાયક ચિમાજી આપ્પા પણ ગુજરી ગયા.

× શ્રીયુત દત્તાત્રય બલવન્ત પારસનવીસે મરાઠી ભાષામાં લક્ષ્મીબાઇનું જીવન લખ્યું છે. આ બાબતનો સારાંશ એ ગ્રંથ પરથી લીધેલો છે.

આથી મોરોપંત કાશી છોડી બિઠુરમાં બાજીરાવને આશરે જઈ રહ્યો. મા વિનાની મનુબાઇ પિતાને અતિશય વહાલી હતી. તે સર્વદા પિતાની પાસે જ રહેતી, પિતાના અસાધારણ સન્માનને લીધે માતાના વિયોગનું દુઃખ ભૂલી જતી, પિતા સમક્ષ નાના પ્રકારના ખેલો કરી આનંદ પામતી. ઘરમાં બાઇ માણસ ન હોવાથી તેને પુરુષોનાજ સહવાસમાં ઉછરવું પડયું હતું. મનુનું રૂપાળું શરીર, પ્રફુલ્લ દેહકાંતિ, સરલતામય સદાચાર જોઇ બાજીરાવનો અનુચર વર્ગ તેને આદરમાનમાં 'છબેલી' ( મેના ) કહી બોલાવતો. પેશ્વાના દત્તક પુત્ર નાના સાહેબ અને રાવ સાહેબ સાથે આ બાલિકા હંમેશાં નાના પ્રકારની રમતો રમતી. તેના પ્રત્યે બાજીરાવ અતિશય પ્રેમ રાખતો હતો. તેના સ્નેહને લીધે તેની બધી બાલહઠ પુરી થતી હતી. નાના સાહેબ જ્યારે ઘોડા પર ચઢી ફરવા જતો ત્યારે મનુ પણ તેની સાથે ઘોડેસ્વાર થઇ જતી હતી. નાના સાહેબને તરવારના પટ્ટા ખેલતો જોઇ મનુ પણ તેની સાથે પટ્ટા ખેલતી હતી. એ સિવાય તે પતંગો ઉડાડતી, પોતે રાણી બની સોબતણોમાંની કોઇને સખી, કોઇને દાસી બનાવતી અને કોઈ તેનો હુકમ ન માને તેને શિક્ષા કરતી. આવી રમતથી તેને બહુ આનંદ થતો હતો. પદભ્રષ્ટ પેશ્વાના પુત્રો સાથે જેમ તે બહાદુરીના કાર્યોમાં ભાગ લેતી તેમ ભણવા ગણવામાં પણ ભાગ લેતી હતી. બાળપણમાં તે કક્કો બારાખડી શીખી ગઇ હતી. એમ કહેવાય છે કે તે ભાઇબીજને દિવસે નાના સાહેબને અભિનંદન આપતી. અદૃષ્ટના અપરિવર્તનીય વિધાન અનુસાર સંસારક્ષેત્રને વિષે આ બંનેનાં પરિણામ પણ લગભગ એક સરખાં આવ્યાં છે.

એક દિવસ એક જ્યોતિષી મનુની જન્મપત્રિકા જોઇ બોલ્યો

લખતાં ત્યાંની પ્રસિદ્ધ રાણી લક્ષ્મીબાઇની વાત યાદ આવે છે. થર્મોપિલિના નામ સાથે જેમ લિઓનીડાસ, હલદિઘાટના નામ સાથે જેમ પ્રતાપસિંહ, લોકોના માનસ પટ પર આર્વિભૂત થાય છે તેમ ઝાંસીના નામ સાથે લક્ષ્મીબાઇનું નામ લોકોના મનમાં ઉદય પામે છે. અમે પ્રથમ ઝાંસીની એ વીર રમણીનું જીવન વૃત્તાંત વર્ણવીએ છીએ.x

કૃષ્ણરાવ તાંબે નામનો એક મહારાષ્ટ્રિય બ્રાહ્મણ કૃષ્ણ નદીને તીરે આવેલા વાંઇ ગામમાં રહેતો હતો. પેશ્વાના તાબામાં એ મામલતદારની પદવી પર હતો. તેનો પુત્ર બલવંતરાવ પેશ્વા સરકારના સેનાનાયકનું કામ કરતો હતો. બલવંતરાવના બે પુત્રોમાંનો મોટો મોરોપંત પિતાની સાથે પુણા રહેતો હતો. એ છેવટે પેશ્વા બાજીરાવના સહોદર ચિમાજી આપ્પાનો અતિ પ્રિયપાત્ર થઇ પડયો હતો. બાજીરાવ બિથુર ગયો એટલે ચિમાજી કાશી જઇ વસ્યા. તેનો પ્રિય સહચર મોરોપંત તાંબે પણ સહ પરિવાર કાશીવાસી થયો. અહીં તે ચિમાજીના દિવાનનું કામ કરતો હતો.

હિંદુના આ ચિરપવિત્ર ધામમાં ઇ. સ. ૧૮૩૫ ના નવેમ્બર માસની ઓગણીસમી તારીખે મોરોપંત તાંબેને ઘેર એક કન્યા જન્મી. આ કન્યા પિતાને ઘેર મનુબાઇના નામથી ઓળખાતી હતી. મનુની ઉમર ૩–૪ વર્ષની થઇ ત્યારે તેની મા ભાગીરથીબાઇ મરણ પામી. એ જ વખતે મોરોપંતનો મુખ્ય સહાયક ચિમાજી આપ્પા પણ ગુજરી ગયા.

---

x શ્રીયુત દત્તાત્રય બલવન્ત પારસનવીસે મરાઠી ભાષામાં લક્ષ્મીબાઇનું જીવન લખ્યું છે. આ બાબતનો સારાંશ એ જ ગ્રંથ પરથી લીધેલો છે.

આથી મોરોપંત કાશી છોડી બિથુરમાં બાજીરાવને આશરે જઈ રહ્યો. મા વિનોની મનુબાઇ પિતાને અતિશય વહાલી હતી. તે સર્વદા પિતાની પાસે જ રહેતી, પિતાના અસાધારણ સન્માનને લીધે માતાના વિયોગનું દુઃખ ભૂલી જતી, પિતા સમક્ષ નાના પ્રકારના ખેલો કરી આનંદ પામતી. ઘરમાં બાઇ માણસ ન હોવાથી તેને પુરુષોનાજ સહવાસમાં ઉછરવું પડયું હતું. મનુનું રૂપાળું શરીર, પ્રફુલ્લ દેહકાંતિ, સરલતામય સદાચાર જોઇ બાજીરાવનો અનુચર વર્ગ તેને આદરમાનમાં 'છબેલી' ( મેના ) કહી બોલાવતો. પેશ્વાના દત્તક પુત્ર નાના સાહેબ અને રાવ સાહેબ સાથે આ બાલિકા હંમેશાં નાના પ્રકારની રમતો રમતી. તેના પ્રત્યે બાજી-રાવ અતિશય પ્રેમ રાખતો હતો. તેના સ્નેહને લીધે તેની બધી બાલહઠ પુરી થતી હતી. નાના સાહેબ જ્યારે ઘોડા પર ચઢી ફરવા જતો ત્યારે મનુ પણ તેની સાથે ઘોડેસ્વાર થઇ જતી હતી. નાના સાહેબને તરવારના પટ્ટા ખેલતો જોઇ મનુ પણ તેની સાથે પટ્ટા ખેલતી હતી. એ સિવાય તે પતંગો ઉડાડતી, પોતે રાણી બની સોબતણો-માંની કોઇને સખી, કોઇને દાસી બનાવતી અને કોઈ તેનો હુકમ ન માને તેને શિક્ષા કરતી. આવી રમતથી તેને બહુ આનંદ થતો હતો. પદભ્રષ્ટ પેશ્વાના પુત્રો સાથે જેમ તે બહાદુરીના કાર્યોમાં ભાગ લેતી તેમ ભણવા ગણવામાં પણ ભાગ લેતી હતી. બાળપણમાં તે કકો બારાખડી શીખી ગઇ હતી. એમ કહેવાય છે કે તે ભાઇબીજને દિવસે નાના સાહેબને અભિનંદન આપતી. અદષ્ટના અપરિવર્તનીય વિધાન અનુસાર સંસારક્ષેત્રને વિષે આ બંનેનાં પરિણામ પણ લગભગ એક સરખાં આવ્યાં છે.

એક દિવસ એક જ્યોતિષી મનુની જન્મપત્રિકા જોઇ બોલ્યો

હતો કે તે રાજરાણી થશે. મોરોપંતને જોશીના કહેવા પર વિશ્વાસ આવ્યો નહોતો. આ પહેલાં તેણે પુત્રી માટે લાયક મુરતિયો ખોળવાનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ તે સફળ થઇ શક્યો નહોતો. આથી તેને જોશીના કહેવા પર વિશ્વાસ બેઠો નહિ. પરંતુ જોશીએ દ્રઢતાપૂર્વક કહ્યું કે મારી ગણતરી કદી ખોટી પડે જ નહિ. એ સમયે ઝાંસીના મહારાજા ગંગાધરરાવ વિધુર બન્યા. જોશીએ મોરોપંતને તેની સાથે કન્યાનો વિવાહ કરવાનું કહ્યું. મોરોપંતે જોશીની દ્રઢતા જોઇ તેને જ બાજીરાવના ભલામણ પત્ર સાથે ઝાંસીના અધિપતિ પાસે મોકલ્યો.

ગંગાધરરાવે કન્યા જોવા માટે એક અમાત્ય મોકલ્યો. ત્યારબાદ તેણે આ અમાત્યના મુખે મનુના રૂપ, લાવણ્ય અને ગુણોનું વૃતાંત સાંભળ્યાં. એટલે બાજીરાવની ભલામણ સ્વીકારી લીધી. ઇ. સ. ૧૮૪૨ ના વૈશાખ માસમાં ધામધુમ સાથે ઝાંસીના મહારાજા સાથે આઠ વર્ષની મનુબાઇનાં લગ્ન થયાં. જોશી પોતાની ગણતરી સફળ થએ જાણી સંતોષ પામ્યો. મોરોપંત ગંગાધરરાવને કન્યા સંપ્રદાન કરી પોતાને કૃતાર્થ માનવા લાગ્યા. પુરોહિતે જ્યારે ગંગાધરરાવના છેડા સાથે મનુનો છેડો બાંધ્યો ત્યારે મનુએ પુરોહિતને કહ્યું કે 'બરાબર મજબૂત ગાંઠ બાંધજો.' જેણે મોટી ઉમરે અપૂર્વ તેજસ્વિતા સાથે કહ્યું હતું કે 'મેરિ ઝાંસિ નહિ દેઉંગી' અને એમ કહી ઉંચા દરજ્જાના બ્રિટિશ રાજપુરુષને નવાઇ પેદા કરી હતી તેની વાક્ચાતુરી આઠમે વર્ષે પણ આવી સ્પષ્ટ જણાઇ આવતી હતી.

નવી વહુએ રજવાડામાં પ્રવેશ કર્યો એટલે મરાઠી રીત મુજબ તેનું નવું નામ પાડવામાં આવ્યું. મનુના શરીરનું સ્વાભાવિક સૌંદર્ય

વસ્ત્રાલંકારથી વધારે સુશોભિત બન્યું હતું. તેની દિવ્ય કાંતિ જોઇ નગરવાસીઓના આનંદની સીમા રહી નહોતી. તેઓ વહુને મૂર્તિમતી લક્ષ્મી માનવા લાગી, એ માટે લક્ષ્મી સ્વરૂપિણી વહુનું નામ 'લક્ષ્મીબાઇ' રાખવામાં આવ્યું. મોરોપંતની મનુ, પેશ્વાના નોકરોની છબેલી આ રીતે લક્ષ્મીબાઇના નામથી પ્રસિદ્ધ થઇ. વિવાહ બાદ લક્ષ્મીબાઇના પિતા ઝાંસીના દરબારમાં સરદાર બન્યા. તેમણે બીજી વાર લગ્ન કર્યું. તેની બીજી પત્નીનું નામ ચિમાબાઇ હતું. તેનાથી તેમને એક પુત્ર ને એક કન્યા જન્મ્યાં.*

ઇ. સ. ૧૮૫૦ ના માગશર માસમાં લક્ષ્મીબાઇને એક પુત્ર પ્રસવ્યો. કુમારના જન્મથી ગંગાધરરાવ બહુ આનંદ પામ્યો. શહેરમાં ઉત્સવ ચાલ્યો. પરંતુ બાળક ત્રણ માસનો થતા ન થતામાં મરણ પામ્યો. પુત્ર શોકથી લક્ષ્મીબાઇને આઘાત થયો. ગંગાધરરાવ પણ આ આઘાત સમાલી શક્યા નહિ. તેઓ માંદા પડયા. દવાદારૂ કરાવ્યા છતાં પ્રકૃતિ ઘસાતી ચાલી. છેવટે તેઓ એ રોગમાંજ મરણ પામ્યાં. તેના મરણ પછી ઝાંસી કઇ રીતે બ્રિટિશોના પંજામાં આવી પડયું તે વૃત્તાંત પહેલા ભાગમાં આવી ગએલ છે. મરણ પહેલાં ગંગાધરરાવે યથાવિધિ દત્તક લીધો હતો. એ દત્તક દામોદરરાવના નામથી પ્રસિદ્ધ થએલ છે.

ઝાંસી બ્રિટિશોના કબજામાં આવ્યું એટલે જુના અધિકારીઓને રજા આપવામાં આવી. મોરોપંત અને લક્ષ્મણરાવ રાણીના ખાનગી

*આ પુત્ર ને કન્યા જીવતાં છે. પુત્રનું નામ ચિંતામણીરાવ છે. તેની પાસેથી લક્ષ્મીબાઇના જીવન વિષે લખનારે અનેક વૃત્તાંત મેળવ્યા છે.

ગૃહમંત્રી બન્યા. દામોદરરાવ સાત વર્ષનો થયો એટલે ઇ. સ. ૧૮૫૫ ના માઘ માસમાં તેને જનોઇ આપવાનો વિચાર આવ્યો. પરંતુ પૈસા ન હોવાથી લક્ષ્મીબાઇએ તેના નામે સંઘરી રાખેલા પૈસા કંપનિ પાસેથી માગ્યા, પણ કંપનિએ જવાબ આપ્યો કે દામોદરરાવ લાયક ઉમરનો થાય ત્યારે એ પૈસા પાછા માગે તો રાણીએ આપવા અને તે બદલ ચાર આબરૂદાર માણસોના જામીન આપવા. આ સાંભળી રાણી બહુ દુઃખી થઇ પણ પૈસાની જરૂર હતી એટલે છેવટે તેણે આ માગણી સ્વીકારી. એક લાખ રૂપીઆ ઉપાડયા અને ઉત્સવપૂર્વક જનોઇનો વિધિ સંપૂર્ણ કર્યો.

લક્ષ્મીબાઇ ધાર્મિક કાર્યો કરી, પ્રભુ ભજનમાં પોતાનો સંતાપ ભૂલી જવાનો પ્રયત્ન કરતી. તે રાતના ચાર વાગે ઉઠતી, સ્નાનાદિ કાર્યથી પરવારી શિવપૂજામાં બેસતી. આઠ વાગે પૂજા પૂરી થતી. ત્યારબાદ વસ્ત્રાદિ પ્હેરી મહેલના ચોગાનમાં ૪, ૫ ઘોડા ઉપર લગભગ બે કલાક સવારી કરતી. ૧૧ વાગે ફરીથી સ્નાન કરી શાસ્ત્રાનુસાર દાન વિધિ કરી ભોજન કરતી. ભોજન બાદ ૩ વાગ્યા સુધીમાં અગીઆરસો રામનામ આઠ પ્રકારનાં ચંદન વડે નાના નાના કાગળના ટુકડા પર લખતી અને એ કાગળના ટુકડા ઘઉંના લોટની ગોળીઓમાં નાખી એ ગોળીઓ માછલાંને ખવરાવતી; સાયંકાળથી રાતના આઠ વાગ્યા સુધી પુરાણ સાંભળતી. જેઓ તેને મળવા માગતા તેઓ આ સમયે તેની મુલાકાત લઇ શકતા. ત્યારબાદ ફરીથી નાહી દેવસેવામાં બેસતી, ત્યારબાદ રાતના બાર વાગ્યા પહેલાં સૂઇ જતી. મહાલક્ષ્મી પ્રત્યે તેને ખાસ ભક્તિ હતી. તે દર શુક્રવારે ઉપવાસ કરતી. સૂર્યાસ્ત વખતે મહાલક્ષ્મીના મંદિરમાં દર્શન કરવા જતી.

રાણીએદલીલ પૂર્વક જણાવ્યું કે મારા પતિનું દેવું એ તેનું પોતાનું દેવું નહોતું માટે હું તે માટે જવાબદાર ન હોઇ શકું. તેણે ઝાંસી છોડી કાશીમાં જઇ વસવાની સરકારની રજા માગવાની ઇચ્છા દર્શાવી. રાણીની સાથે જે જાતની વર્તણુંક ચલાવવામાં આવી હતી તેનું પરિણામ શું આવવાનું છે તે કહી શકાય તેમ નહોતું, પરંતુ આ સંબંધમાં જે કંઇ બન્યું હતું તે એટલું અનુદાર, એટલું ન્યાય બહિર્ભૂત હતું જે કેલ્વિન સાહેબ જો તેનું પરિણામ વિચારવા બેઠા હોત તો જરૂર તેઓ પણ ચમકી જાત.[1] આ પ્રમાણે સરકાર પ્રત્યે રાણીનો વિરાગ ધીમે ધીમે વધતો ગયો. તેનામાં જેવી પુરુષને લાયકની શક્તિ હતી તેવી જ સ્ત્રીજન ઉચિત વેરવૃત્તિ પણ હતું. તે વાવાઝોડાની તપાસ કરતી બેઠી. રાણીએ નક્કી ધારી લીધું હતું કે સમય આવ્યો છે. ઇ. સ. ૧૮૫૭ માં તેની ઉમર ત્રીસ વરસની થઇ હતી.[2] તેની

૧. માંસમાં વાગેલા કાંટાની માફક નીચે લખેલું પારકાનું હરી લેવાનું કાર્ય પણ કંઇ ઓછી ઉશ્કેરણી ફેલાવે તેવું નહોતું. ઝાંસીની પૂર્વમાં કોટની બહાર લક્ષ્મી દેવીનું મંદિર છે. ગંગાધરરાવના પૂર્વજોએ એ મંદિરના ખર્ચ પેટે બે ગામ લખી આપ્યાં હતાં. ગંગાધરરાવનું મૃત્યુ પછી ડે. કમિશ્નરે એ બંદોબસ્ત ચાલુ રાખવા સરકારને વિનંતિ કરી: પરંતુ બંને ગામ કબજે કરવાનો હુકમ આપવામાં આવ્યો. રાણીએ આ કાર્ય વિરુદ્ધ વાંધો લીધો. આ બાબત ફરીથી સરકારમાં ગઇ. તેનું પરિણામ કંઇ ન આવ્યું. પરંતુ સરકારનો હુકમ અમલમાં આવે તે પહેલાં ઝાંસીમાં બળવો ફાટી નીકળ્યો.

૨. મરાઠી જીવનચરિતમાં રાણીનો જન્મ ૧૮૩૫ માં લખ્યો છે. આથી ૧૮૫૭ માં તેની ઉમર ૨૨ વર્ષની થઇ ગણાય.

તીક્ષ્ણ બુદ્ધિ; કર્ત્તવ્ય પાર પાડવામાં દઢતા, વાક્કૌશલ્ય અને ઉત્કૃષ્ટ દલીલશક્તિ અનુપમ હતાં. તે પોતાનો મુકદમો કમિશનર કે ગવર્નર પાસે બરાબર રજૂ કરી શકતી. જ્યારે તે અંગ્રેજ અમલદારો સાથે વાત કરતી ત્યારે પોતાના અંતરનો જુસ્સો દબાવી દેતી. તેના વિરુદ્ધ નાના પ્રકારની વાતો ફેલાઈ હતી, પરંતુ એ તો આપણી રીત છે. કોઈપણ રાજા પદભ્રષ્ટ થાય તો તેની વિરુદ્ધ નાના પ્રકારની વાતો ફેલાય જ. એમ કહેવાય છે કે રાણીને દોરનારા બીજા હતા. તે ઉડાઉ હતી ને સદા એ જ હાલતમાં મસ્ત રહેતી. પરંતુ એ બંને આરોપ અસત્ય હતા. બીજાની સાથેની વાતચીત પરથી તેની પ્રગલ્ભતા જણાઈ આવતી. અને તેને ઉડાઉ કહેતા એ તો કેવળ કલ્પના સિવાય બીજું કંઇ જ નહોતું. "[૧]

આ વખતે ઝાંસીમાં ૧૨ મી દેશી પલટણનો એક ભાગ, ૧૪ મી અનિયમિત ઘોડેસ્વાર પલટણનો થોડો ભાગ અને કેટલુંક ગોલંદાજ સૈન્ય હતું. કપ્તાન ડનલોપ આ બધાં સૈન્યનો ઉપરી હતો. ઝાંસી ખાલસા થયું ત્યારથી કપ્તાન સ્કીન કમિશ્નરની પદવી પર હતો. ઝાંસીમાં કંઇ ઉથલપાથલ થશે એમ સ્કીને ધાર્યું નહોતું. જ્યારે મિરતમાં બળવો શરુ થયો ત્યારે પણ સ્કીનને ખાત્રી નહોતી કે ઝાંસીના સિપાઇઓ ઉશ્કેરાઇ સરકાર વિરુદ્ધ પડશે, અથવા બહારના માણસો તેને ઉશ્કેરી શકશે. તેણે ૧૮ મી મેએ આગ્રા લખી મોકલ્યું કે 'અહીં કોઇ પણ પ્રકારની શંકાનું કારણ હોય એમ મને લાગતું

---

૧. Kaye, Sepoy War Vol. III P. 562-563 સર જૉન માલકમે પણ રાણીના ચારિત્રની પ્રશંસા કરી છે. આ ગ્રંથના પહેલા ભાગમાં એ વિષે વિસ્તારથી વિવેચન કરેલું છે.

નથી. અહીંના સિપાઇઓ વિશ્વાસુ છે અને મિરત તથા દીલ્હીના બનાવોને તિરસ્કારે છે. તેઓ કપ્તાન ડનલોપ જેવા ઉપરી નીચે સંતુષ્ટ છે અને તેઓને કઇ રીતે વશ રાખવા તે કપ્તાન સારી રીતે જાણે છે. તેમને તેઓમાં કોઇ પણ પ્રકારના અસંતોષનું ચિહ્ન જણાતું નથી.' મે માસ પૂરો થયો. જુન માસની શરુઆતમાં પણ કમિશ્નર સાહેબ સિપાઇઓની રાજભક્તિ પર શંકા લાવી શકયા નહિ, પરંતુ જોતજોતામાં વિપત્તિનું વાદળ ચઢવા લાગ્યું.

કમિશનર સાહેબે ૩ જી જુનને રોજ સિપાઇઓની વફાદારી માટે જરા પણ શક બતાવ્યો નહોતો પણ ત્યારબાદ એકાદ બે દિવસ પછી ધોળે દિવસે છાવણીમાંના બે બંગલા આગથી સળગી ગયા. ૫ મી તારીખે કિલ્લા તરફ બંદુકના અવાજો સંભળાવા લાગ્યા. હવે સત્તાવાળાઓ પોતાનો બચાવ કરવા તૈયાર થયા. લડાઇ કરી શકે તેવા યુરોપીઅનો કુટુંબ ને ધનદોલત સાથે કિલ્લામાં જઇ રહ્યા. સિપાઇ-ઓના અમલદારો છાવણીમાં જ રહ્યા. કપ્તાન ડનલોપ અને તેના અમલદારો સિપાઇઓને શાંત રાખવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પરંતુ સિપાઇઓ નિમકહલાલ ન રહ્યા. બીજે દિવસે સવારમાં કવાયત થશે એવો હુકમ જાહેર કરવામાં આવ્યો. નિશ્ચિત સમયે અમલદારોએ ઝાંસીના સિપાઇઓને કવાયતના મેદાનપર એકત્ર કર્યા. સિપાઇઓએ તે વખતે કશી ઉશ્કેરણી ન દર્શાવી. તેઓ શાંતિથી માનપૂર્વક ઉપરીના હુકમને વશ થયા પરંતુ એ લોકોની શાંતિ ફલદાયી ન નીવડી. વાવાઝોડાની શરુઆતમાં કુદરત જેમ શાંત બની જાય તેમ સિપાઇઓ પણ તોફાન પહેલાંની શાંતિ દર્શાવતા હતા. એ સમયે સ્કીન અને ગૉર્ડન સાહેબે છાવણીમાં જઇ કપ્તાન ડનલોપની મુલાકાત લીધી.

ત્યારબાદ સ્કીન સાહેબ કિલ્લામાં પાછા ફર્યા, ગોર્ડન સાહેબે ઘેર આવી જમ્યા બાદ મદદ માટે આજુબાજુનાં રજવાડાંને પત્રો લખ્યા પરંતુ વિપત્તિ અનિવાર્ય બની બેઠી. એ દિવસે સવારમાં બધા સિપાઇઓ સરકાર વિરુદ્ધ પડી પોતાના અમલદારોપર ગોળી ચલાવવા લાગ્યા. યુરોપીઅનોમાંના લગભગ બધા માર્યા ગયા. કેવળ એક અમલદાર ઘવાયા છતાં ઘોડેસ્વાર થઇ કિલ્લા તરફ રવાના થઇ શક્યો. ઉશ્કેરાએલા સિપાઇઓએ આ પ્રમાણે છાવણી લોહીથી રંગી નાખી. ત્યાર બાદ તેઓએ જેલ તોડી કેદીઓને છોડી મૂક્યા. કચેરી સળગાવી મૂકી. છેવટે તે સિપાઇઓ, કેદીઓ, પોલિસ પહેરેગીરો વગેરે બધાએ મળી કિલ્લાને ઘેર્યો.

૭ મી જુને કિલ્લામાંના યુરોપીઅનોનું નસીબ ફર્યું. ચોમેર વાદળ ચઢી આવ્યું. વાવાઝોડું મચ્યું. આવા પ્રબળ વાવાઝોડામાં યુરોપીઅનોથી નાશી શકાયું નહિ. આથી તેઓ નિરૂપાય બની એક વખતે જેના પ્રત્યે તેઓએ અન્યાયની પરંપરા ચલાવી હતી તેઓની મદદ માગવાનો નિશ્ચય કર્યો. ૭ મી જુને સવારમાં કપ્તાન સ્કીને કિલ્લામાંથી સહીસલામત સુરક્ષિત સ્થળે જવા દેવાનો બંદોબસ્ત કરવા માટે લક્ષ્મીબાઇ સમક્ષ કેટલાક અમલદારોને મોકલ્યા. કહેવાય છે કે તેઓને રસ્તામાં જ પકડવામાં આવ્યા અને રાણી પાસે લાવવામાં આવ્યા. રાણીએ તેને સિપાઇઓના હાથમાં સોંપ્યા. છેવટે તેઓ માર્યા ગયા.[1] ઝાંસીનો વડો સદર અમીન રાણીના નોકરોને હાથે માર્યો ગયો. સ્કીન અને ગોર્ડન સાહેબે તે રાણીપર વારવાર પત્રો લખ્યા.

૧ આ વૃત્તાંત અંગ્રેજોનાં પુસ્તકોમાં છે. લક્ષ્મીબાઇનાં જીવન ચરિત લેખકના વૃત્તાંતમાં આ ઘટનાનો ઉલ્લેખ નથી.

પરંતુ એ પત્રો ક્યાં ગયા તેનો પત્તો લાગ્યો નહિ. એ વાગ્યાને સુમારે લોકોએ કિલ્લાપર હલ્લો કર્યો. પરંતુ તેથી કિલ્લામાંના લોકોને કંઇ નુકસાન ન થયું. ૮ મી જુને ફરી બીજીવાર કિલ્લાપર હલ્લો થયો કિલ્લાની બહારની પેઠે અંદર પણ વિશ્વાસઘાતકોએ પોતાનું કામ બજાવ્યું. બહારના લોકો અંદર પેસી શકે માટે કિલ્લાનો દરવાજો ખોલી નાખવાનો પ્રયત્ન થયો. પરંતુ સુભાગ્યે એ પ્રયત્ન વખતસર નિષ્ફળ ગયો. આથી થોડા વખત સારૂ તો કિલ્લામાંના લોકો અક્ષત શરીરે રહ્યા, પરંતુ હલ્લો કરનારાને હાંકી કાઢવાનું ન બન્યું, કપ્તાન ગોર્ડન માર્યો ગયો. ખોરાક ને દારૂગોળો ખૂટયાં. ચોમેરથી હલ્લો કરનારાનું દળ વધવા લાગ્યું. આથી શરણ થયા સિવાય બીજો આરો રહ્યો નહિ, છેવટે કપ્તાન સ્કીને ધોળો વાવટો ફરકાવ્યો.

સિપાઇઓના આગેવાનો આ પ્રકારે જોઇ કિલ્લાના દરવાજા આગળ એકઠા થયા અને કપ્તાન સ્કીનને સંધિ કરવા માટે ગંભીરપણે શપથ ખાતો જોઇ શાલેમહંમદ નામના એક દેશી દાક્તર દ્વારા તેઓએ તેને જણાવ્યું કે અંગ્રેજો હથિયાર છોડી શરણ થશે તો તેમનો વાળ પણ વાંકો થશે નહિ, આ ઠરાવ કબુલ રાખવામાં આવ્યો. કિલ્લાનાં લોકોએ હથિયાર છોડી દીધાં. કિલ્લો છોડવાની તૈયારી થવા માંડી. પણ એ બેનસિબ લોકોનું નસીબ ફર્યું હતું. કિલ્લાનો દરવાજો પસાર કરે છે ત્યાં સિપાઇઓ તેમના પર કૂદી પડયા. તેઓને કેદ કરવામાં આવ્યા, અશસ્ત્ર લોકો તેમને તેમ કરતા અટકાવી ન શકયા. ઘેટાંની માફક બધા લોકો કેદ પકડાયા. તેઓને રાજ માર્ગ ઉપર થઈ શહેર બહાર લઇ જવામાં આવ્યા. એ સમયે કેટલાક સવારોએ આવી કહ્યું કે રસાલદારના હુકમથી કેદીઓને મારી નાખવામાં આવશે. પછી આ

શોચનીય દશાવાળા જીવોને ઝાડની હાર આગળ હારબંધ ઉભા રાખવામાં આવ્યાં. જેલ સુપ્રિન્ટેન્ડેન્ટનો વિશ્વાસુ દારોગો આ ભયંકર કાર્યની જવાબદારી લેતો ઉભો. જેલના દારોગાએ સૌથી પહેલાં પોતાના જુના માલિકને મારી નાખ્યો સ્ત્રીઓ અને બાળક બાલિકાઓને પુરુષોથી જુદાં રાખ્યાં હતાં. એ બધાં પણ મારાઓને હાથે કતલ થયાં. તેઓનાં શરીર ત્રણ દિવસ સુધી રસ્તા પર રઝળતાં રાખવામાં આવ્યાં. ત્યાર બાદ અતિ સામાન્ય રીતે એક ભાગમાં પુરુષોને અને બીજા ભાગમાં સ્ત્રીઓને દાટવામાં આવ્યાં. આ પ્રમાણે પચાસથી સાઠ નિર્દોષ ખ્રીસ્તીઓના લોહીથી તરતની કબજે થએલી ઝાંસી નગરી કલંકિત થઇ.[૧]

કે સાહેબે આ ભયંકર વૃત્તાંત લખ્યા બાદ જણાવ્યું છે કે ખાત્રીપૂર્વકનાં પ્રમાણો પરથી જણાયું છે કે 'આ ભયંકર કતલ વખતે રાણીના નોકર ચાકરમાંનો એક પણ માણસ હાજર નહોતો. મુખ્યત્વે કરીને આ કૃત્ય આપણા જુના નોકરોનું જ ગણાય. અનિયમિત ઘોડેસ્વાર સેનામાંથી આ કતલનો હુકમ બહાર પડયો હતો. જેલના દારોગાએ એ હુકમ અમલમાં મૂકયો હતો.'[૨] કે સાહેબની આ ઉક્તિ પરથી સાબીત થાય છે કે ઝાંસીની આ કતલ સાથે રાણી લક્ષ્મીબાઇને જરા પણ સબંધ નથી.

મરાઠી લેખકના મત મુજબ ૭૫ સાહેબ, ૧૯ મડમો અને ૨૩ છોકરાં આ વખતે કતલ થયાં. આ નિર્દય કર્મમાં રાણી લક્ષ્મીબાઇનો હાથ

૧ Kaye Sepoy War Vol. III P. 369.
૨ Ibid.

હતો કે નહિ તેના સંબંધમાં તેનો જીવન કથાકાર લખે છે કે[1] 'જુન માસની શરુઆતમાં ઝાંસીના સૈનિકોમાં ઉશ્કેરણી થતી જોઇ ડેપ્યુટિ કમિશનર કપ્તાન ગોર્ડન અને બીજા યુરોપીઅનોએ ઝાંસીની રાણી પાસેથી આશ્રય માટે તથા ઝાંસીના રક્ષણ માટે સૈન્યની માગણી કરી. રાણીએ માગણી પુરી કરવા વચન આપ્યું, પણ તેની પાસે વધુ સૈન્ય નહોતું માટે લશ્કરમાં ભરતી કરવાની સામી માગણી કરી. આ વખતે આ માગણી અમલદારોએ સ્વીકારી પણ ખરી.

પહેલો દિવસ આ પ્રમાણે ગયો. બીજે દિવસે ગોર્ડન સાહેબ એકલા રાણીની મુલાકાતે આવ્યા અને કેવળ સ્ત્રીઓ અને છોકરાંના બચાવની જવાબદારી રાણીએ પોતા પર લેવી એવી વિનંતિ કરી. રાણીએ આ માગણી સ્વીકારી. બીજે દિવસે અંગ્રેજોનાં બૈરાંછોકરાં રાણીના મહેલમાં આવી પહોંચ્યા. રાણીએ તેઓનો આદરસત્કાર કરી તેમને રહેવા માટે જગા કાઢી આપી અને તેના બચાવ માટે પહેરગીરો મૂક્યા. પરંતુ આ બૈરાંછોકરાં લાંબો સમય રાણીના મહેલમાં ન રહ્યાં. સિપાઇઓ સરકાર સામે ઉઠયા. અંગ્રેજો કિલ્લામાં જઈ રહ્યા અને પોતાનું આશ્રય સ્થળ વધારે સુરક્ષિત અને નિરાપદ માની તેઓ પોતાનાં બૈરાંછોકરાંને પણ ત્યાં લઇ ગયા. સ્ત્રીઓ રાણીનો મહેલ છોડી ગઇ છતાં ત્રણ દિવસ સુધી દરરોજ રાત્રે સિપાઇઓ ન જાણે તેમ તેઓને માટે ત્રણ મણ રોટલી કિલ્લામાં પહોંચતી કરવામાં આવતી. રાણીની આટલી મદદ છતાં છેવટે તેઓનું શું થયું તે ઉપર

---

૧. લક્ષ્મીબાઇના એક જુના કામદારે ઝાંસીની લડાઇ નજરે જોઇ હતી,' તે ઉજ્જનમાં રહેતો હતો. ઉજ્જનના જજ રાવ બહાદુર ચિંતામણી નારાયણ વૈદ્યે આ કામદાર પાસેથી આ વિગત મેળવી હતી.

લખેલ કે સાહેબના વૃત્તાંત પરથી સ્પષ્ટ જણાય છે. રાણીની પાસે જો પુરતું લશ્કર હોત તો ૮ મી જુનની કતલ કદી ન થાત. રાણીએ મુન્શી અયોધ્યાપ્રસાદ દ્વારા કપ્તાન ગોર્ડન સાહેબને કહાવી મોકલ્યું હતું કે જો મને હુકમ મળશે તો હું આ વખતે તેમને મદદ કરવા માટે ઠાકુરનું સૈન્ય એકત્ર કરીશ. આના જવાબમા ગોર્ડન સાહેબે કહાવી મોકલ્યું હતું કે 'અમે આપની મદદ સ્વીકારવાની ઇચ્છા રાખતાં નથી. અમારી ચિંતા ન કરતાં તમારો પોતાનો બચાવ કરો ' આથી યુરોપીઅનોના બચાવ માટે રાણી પાસે બીજો કોઇ ઉપાય રહ્યો નહોતો. સિપાઇઓ દિલ્હી તરફ ગયા એટલે રાણીએ યુરોપીઅનોનાં શબોને વિધિપૂર્વક દટાવ્યાં હતાં. બે અંગ્રેજ અને એક મડમ આ ભયંકર બનાવમાંથી કોઈ પણ રીતે નાસી છૂટયાં હતાં. તેઓમાંનો એક માર્ટિન નામનો સાહેબ આગ્રામાં રહેતો હતો. તેણે રાણીના દત્તક પુત્ર દામોદરરાવને સ્પષ્ટ રીતે લખી જણાવ્યું હતું કે 'આપના પ્રત્યે અતિશય ગેરવાજબી અને નિર્દયપણે આ વિષયનો દોષ ચઢાવવામાં આવ્યો છે. મારા સિવાય બીજું કોઇ ખરી વાત જાણતું નથી. આપની ગરીબ માતા ઇ. સ. ૧૮૫૭ ના જુન માસમાં થએલી યુરોપીઅનોની કતલમાં કોઇ પણ પ્રકારે સંડોવાએલી નથી. યુરોપીઅનો કિલ્લામાં ગયા પછી પણ બે ત્રણ દિવસ સુધી તેમણે અમને ખોરાક પુરો પાડયો હતો. કહેરાથી એકસો બંદુકધારી લોકો બોલાવી તેઓને તેમણે અમારી મદદે મોકલ્યા હતા. પરંતુ અંગ્રેજોએ તેઓને એક દિવસ રાખી પાછળથી રજા આપી હતી. ત્યારબાદ રાણીએ મેજર સ્કીન અને કપ્તાન ગોર્ડનને નાસી જઇ દતિયા નામના સ્થળના રાજાને આશરે જઇ રહેવાની વિનંતિ કરી હતી. આ વિનંતિ પણ માન્ય રાખવામાં

આવી નહોતી. છેવટે તેઓ પોતાના સૈન્ય અને પોલીસ પહેરેગીરોને હાથે માર્યા ગયા હતા.*

ઉશ્કેરાએલા સિપાઇઓએ યુરોપીઅનોને મારી નાખ્યા. છાવણી લૂટી લીધી. ઝાંસીના કિલ્લામાં, ઝાંસીની છાવણીમાં સિપાઇઓ બળવાન થઇ પડયા. હવે તેઓનું ધ્યાન રાજમહેલ તરફ દોડયું. તેઓએ રાજમહેલ ઘેર્યો અને રાણીને કહ્યું કે અમે દીલ્હી તરફ જઇએ છીએ. જો અમને ખર્ચ પેટે ત્રણ લાખ રૂપીઆ નહિ આપવામાં આવે તો અમે મહેલ તોપોના ગોળા વડે ઉડાડી દઈશું રાણીમાં પ્રત્યુત્પન્નમતિ હતી. તેણે કહાવી મોકલ્યું કે મારી બધી દોલત તો બીજાના હાથમાં છે. અત્યારે હું અનાથ છું. પારકાપર આધાર રાખી બેઠી છું. મારા જેવી ગરીબ પર જૂલમ ગુજારવો એ તમારા જેવા સ્વદેશ બાંધવોને ન શોભે. પરંતુ સિપાઇઓએ રાણીના કાલાવાલા તરફ લક્ષ ને આપ્યું. આ તરફ રાણીના પિતાએ સિપાઇઓને સમજાવવા માટે તેના આગેવાનોની મુલાકાત લીધી. પણ તેમને કેદ કરવામાં આવ્યા. સિપાઇઓએ કહ્યું કે થોડાઘણા પૈસા નહિ મળે તો અમે ઝાંસીની ગાદીએ રાણીના

---

* કે સાહેબે લખ્યું છે કે (Sepoy War III 365) રાણી ૬ઠી જુને સાંજરે વાવટો ઉડાડી, સંખ્યાબંધ નોકરો સાથે સિપાઇઓની છાવણી પર આવી. આહસન અલી નામના એક મુલ્લાંએ ચુસ્ત મુસલમાનોને ઉપાસના માટે બોલાવ્યા. આ પ્રમાણે અંગ્રેજોની વિરુદ્ધ એકત્ર થવાનો સંકેત કરવામાં આવ્યો. કર્નલ મેલિસન પણ આ બાબતનો ઉલ્લેખ કરે છે. (Indian Mutiny I. 185) પરંતુ રાણીની ઓરમાન માં કહે છે કે આ વખતે રાણીએ એક વાર પણ મહેલ છોડયો નહોતો.

સગા સદાશિવરાવ નારાયણને બેસાડીશું. રાણી નિરૂપાય બની. તેણે પોતાના પિતાને છોડાવવા ખાતર ઘરેણાંગાંઠાં વેંચી એક લાખ રૂપીઆ આપી સિપાઇઓને શાંત કર્યા. સિપાઇઓ પૈસા મળતાં ' મુલક ખુદાકા, મુલક બાદશાહકા, અમલ રાણી લક્ષ્મીબાઇકા ' કહેતા કહેતા દીલ્હી તરફ રવાના થયા, રાણીએ આ બાબત અંગ્રેજ સત્તાવાળાઓને લખી મોકલી.

કર્નલ મેલિસન આ સંબંધમાં લખે છે કે સિપાઇઓને પૈસા જોઇતા હતા ને રાણીને ઝાંસીની ગાદી જોઇતી હતી. આથી તેણે પૈસાના બદલામાં પોતાનું કાર્ય પાર પાડયું. સિપાઇઓ લાંચને વશ થઇ લક્ષ્મીબાઇને ઝાંસીની રાણી જાહેર કરી ગયા.[૧] કે સાહેબ પણ આજ હકીકત લખી ગયા છે. પરંતુ ઉપરની વાત પરથી સાબીત થશે કે રાણી ઝાંસીની ગાદી ખાતર સિપાઇઓને જઇ મળી નહોતી. તે તદ્દન આધાર વિનાની થઇ પડી હતી. પૈસા આપ્યા સિવાય સિપાઇઓના પંજામાંથી તે મુક્ત થઇ શકે તેમ નહોતું. સિપાઇઓની સાથે જોડાઇ હોત તો તેને ઘરેણાં વેચી પૈસા આપવા પડયા ન હોત. તેમ તે બાબત અંગ્રેજોને જણાવવાની પણ જરૂર પડી ન હોત. કેવળ સંજોગોને વશ થઇ તેને આ કૃત્ય કરવું પડયું હતું.[૨]

સિપાઇઓ ચાલ્યા ગયા બાદ રાણીએ સરકારે નીમેલા ફોજદારીના સિરસ્તેદાર ગોપાળરાવ વગેરે આબરૂદાર માણસોને બોલાવી હવે શું કરવું તે બાબત પૂછપરછ આરંભી. સાગર પ્રદેશમાં એ વખતે બહુ ધાંધલ નહોતી. આથી ત્યાંના કમિશનરને સાવચેત કરવા ઝાંસીના

૧ Malleson, Indian Mutimy. Vol. I. P. 190-191

૨ Kaye, Sepoy War. Vol. III. P. 370

બનાવોની ખબર આપવી અને ઝાંસીમાં કઇ રીતે વર્તવું એ બાબતમાં તેની સલાહ માગવી એવો નિર્ણય થયો. આ મુજબ ગોપાળરાવે બધી વિગત સાગરના કમિશનરને લખી મોકલી, રાણીએ પોતે પણ જુદા જુદા સ્થળોના અમલદારોને બધી હકીકત જણાવી પોતાનો બચાવ કર્યો. ઝાંસીના કમિશનર કપ્તાન પિંકન સાહેબ લખી ગયા છે કે 'ખાત્રી લાયક સ્થળેથી જાણવામાં આવ્યું છે કે રાણીએ આપણા સ્વદેશ બાંધવોની હત્યા માટે દુઃખ પ્રગટ કરી જબલપુરના કમિશનર પર એક પત્ર લખ્યો હતો. પત્રમાં જણાવ્યું હતું કે આ વ્યાપારમાં મારો કોઇ પણ પ્રકારનો સંબંધ નહોતો, જ્યાં સુધી અંગ્રેજ સરકાર ઝાંસીનો કબજો ફરીથી ન લે ત્યાં સુધી હું અહીંની વ્યવસ્થા જાળવીશ એવું જણાવી રાણીએ અંગ્રેજો સાથેનો મિત્રતાનો સંબંધ જાળવી રાખ્યો હતો' આ પરથી સાબીત થાય છે કે રાણીએ અંગ્રેજ સરકારના પ્રતિનિધિ રૂપે ઝાંસી પોતાના તાબામાં રાખ્યું હતું× એ સમયે અંગ્રેજ સરકાર તરફથી કંઇ પણ પત્ર આવતો તેનો જવાબ અમલદારોના અવ્યવસ્થિતપણાને લીધે રીતસર આપી શકાતો નહિ, તેથી ઘણી વેળા રાણીનો ઉદ્દેશ અંગ્રેજો જાણી શકતા નહિ. આવી ગડબડમાં પણ રાણીનો પૂર્વોક્ત પત્ર યોગ્ય સ્થળે પહોંચ્યો હતો, પરંતુ વિધાતાએ રાણીનું ભાગ્ય અગાઉથી નક્કી કરી રાખ્યું હતું. આથી એ ભાગ્ય

× કે સાહેબ લખે છે કે મને જબલપુરના કમિશનર મેજર અરસ્કિનના જાહેરનામામાંથી આવી કોઈ પણ પ્રકારની બાતમી મળી નથી. (Sepoy War, III P. 350) પરંતુ આગ્રાનિવાસી માર્ટિન સાહેબે જાતે જોએલી જે ઘટના વર્ણવી છે તેની સાથે પિંકન સાહેબની ઉપલી હકીકત મળતી આવે છે.

ઉલટાવી શકાયું નહિ. માર્ટિન સાહેબના પત્રમાં એક સ્થળે લખ્યું છે કે ' તેણે ( રાણીએ ) જબલપુરના કમિશનર મેજર એરસ્કિન અને આગરાના વડા કમિશનર કર્નલ ફ્રેઝરપર ખરિતો મોકલ્યો હતો. મેં જાતે એ ખરિતો આગરાના વડા કમિશનરને આપ્યો હતો. રાણીનો પત્ર વાંચી કમિશનર શું કહે છે તે જાણવાની મને ખૂબ ઉત્કંઠા હતી, પરંતુ ઝાંસીનું નામ આ અગાઉ તેની આગળ કલંકિત થઇ ચૂકયું હતું. તેણે કંઇ પણ ન સાંભળતાં રાણીને અપરાધી માનવાનું ચાલુ રાખ્યું હતું. ”

આ પ્રમાણે અભાગિનીનું અદૃષ્ટચક્ર વળી નીચું ફરવા લાગ્યું. તેના વિશ્વાસુ કામદારોને કાઢી મૂકવામાં આવ્યા હતા. તેનો પિતા મોરોપંત રાજનીતિ ચતુર નહોતો. તેનો દિવાન લક્ષ્મણરાવ નવો હતો એથી તેનામાં કર્મકુશળતા કે અનુભવ નહોતો. દેશની સ્થિતિથી જાણીતો અને અંગ્રેજી ભાષા જાણતો કોઇપણ માણસ આ સંકટને વખતે તેને સલાહ આપવા હાજર નહોતો. ઝાંસીની નવી રાજ્યવ્યવસ્થા વખતે ઓરછા વગેરે સ્થળે જે લોકો અમલદાર તરીકે નીમાયા હતા તેઓની સાથે રાણીને બહુ બનતું નહોતું. આ પ્રમાણે ચોમેરથી અંધકાર છવાયો હતો. નિસહાય, અનાથ રાણી સંસાર સાગરના પ્રચંડ મોજામાં ઘસડાતી હતી. આ ભયંકર તોફાનમાં પ્રકાશનું એક પણ કિરણ તેની નજરમાં આવ્યું નહિ. કોઇએ તેને આ ભયંકર ઝંઝાવાતમાંથી બહાર કાઢવા હાથ લંબાવ્યો નહિ.

સિપાઇઓના હલ્લાથી ઝાંસીમાં અંગ્રેજોનો અમલ નાશ પામ્યો હતો, રાણીએ આ હકીકત અંગ્રેજ અમલદારોને જણાવી હતી. અંગ્રેજોની ગેરહાજરીમાં તેણે બધી સત્તા હાથમાં લીધી હતી. બરાબર

આજ સમયે તેના સગા સદાશિવરાવ નારાયણે ઝાંસીની ગાદી માટે ઉમેદવારી જાહેર કરી. સદાશિવે ઝાંસીથી ત્રીસ માઇલ દૂર આવેલો કરેરા નામનો કિલ્લો ઝીતી લીધો. ત્યાંથી અંગ્રેજોને હાંકી કાઢ્યા. ત્યાંથી આજુબાજુનાં ગામડાં કબજે કરી સદાશિવે 'ઝાંસીના મહારાજ'નું પદ ધારણ કર્યું લક્ષ્મીબાઇએ તેની સામે લશ્કર મોકલ્યું. લશ્કરે કહેરાના કિલ્લાને ઘેરો ઘાલ્યો એટલે સદાશિવ ત્યાંથી નાસી સિંધિઆના રાજ્યમાં જઇ ભરાયો અને ત્યાં બેઠો બેઠો લશ્કર ભેગું કરી ઝાંસી પર ચઢી આવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તેની સામે એક બીજું લશ્કર મોકલવામાં આવ્યું. આ વખતે સદાશિવ બંદી બન્યો. તેને ઝાંસી લાવવામાં આવ્યો. ત્યાર બાદ આજુબાજુના ઠાકોરો અને બુંદેલાઓ રાણીની વ્યવસ્થા શક્તિથી શાંત બની ચુપચુપ બેસી રહ્યા.[1]

રાણીએ એક શત્રુને તો હરાવી કેદ પકડયો. પણ એક બીજો વધારે પરાક્રમી શત્રુ તેની સામે થયો. ઝાંસીથી દોઢ માઇલ દૂર ઓરછા નામનું ગામ (બીજું નામ તેહરા) આવેલું છે, એ રાજ્યનો દિવાન નાથેખાં ઝાંસી જીતવા માટે વીસ હજારનું લશ્કર લઇ શહેર પાસેની વેત્રવતીને કિનારે આવી ઉભો. આ સમયે રાણી પાસે બહુ લશ્કર નહોતું. અંગ્રેજ સરકારે ઝાંસી કબજે લીધા પછી લશ્કર ઓછું કરી

1 કહેરાને ઘેરો ઘાલવા સબબ તથા ઝાંસી પર હલ્લો કરવાના કારણ સર સદાશિવને ઇ. સ. ૧૮૫૮ ના જુનની ૨૬ મી તારીખે અંગ્રેજ સરકાર તરફથી દેશનિકાલની સજા થઇ. એ સ્થળેથી સાડા આઠ વર્ષ બાદ તેને મુક્તિ મળી. ત્યારબાદ અંગ્રેજ સરકારે તેને માસિક વીસ રૂપીઆનું પેનશન બાંધી આપ્યું. ઇ. સ. ૧૮૮૮ માં તે મરણ પામ્યો.

નાંખ્યું હતું. તોપો અને દારૂગોળો પણ ઓછાં હતાં. પરંતુ રાણી આથી ડરી નહિ. તેણે નવું લશ્કર ઉભું કર્યું. દારૂગોળા માટે કારખાનાં ઉઘાડયાં. કિલ્લામાં દાટેલી ત્રણ અને મહેલમાં છુપાવેલી ચાર તોપો બહાર કઢાવી. જમીનમાં દટાએલાં છતાં, નિર્જન ઘરમાં બંધ રહેલાં છતાં આ હથિયારો આ વખતે ઉપયોગી નીવડયાં. બીજી તરફથી તેણે જુદેલા સરદારોને મદદે બોલાવ્યા. તેના બોલાવવાથી સરદારો ઝાંસી આવ્યા અને અંગ્રેજી સત્તા ટકાવી રાખવા રાણીને જોઇતી મદદ આપવા તૈયાર થયાં. રાણી આથી બહુ સંતોષ પામી. તેના હુકમથી તોપો કિલ્લાની દિવાલો પર ગોઠવવામાં આવી. તેના આમંત્રણથી ઝાંસીના સરદારો હથિયારબંધ નોકરો સાથે આવી પહોંચ્યાં. તેની ઇચ્છાથી વડો સેનાપતિ પસંદ કરવામાં આવ્યો. સેનાપતિએ સૈન્ય ગોઠવ્યું. રાણી પઠાણના પોશાક સાથે કિલ્લાના મુખ્ય બુરજ પર આવી ઉભી. એ સ્થળે અંગ્રેજોનો અને પેશ્વાનો વાવટો ઉડાવવામાં આવ્યો. નથેખાંએ કિલ્લા પર હલ્લો કર્યો પણ તેમાં તેને સફળતા ન મળી. તેનો પરાજય થયો. ત્યારબાદ ઓરછા દરબારની માગણીથી બંને પક્ષ વચ્ચે સંધી થઇ. ઓરછાની રાણી લઢ્યાબાઇ સાથે ઝાંસીની રાણી લક્ષ્મીબાઇને સખીપણાં થયાં. લક્ષ્મીબાઇએ આ બનાવની હકીકત ઇંદોરના એજન્ટ સર રોબર્ટ હેમિલ્ટન આગળ લખી મોકલી. પરંતુ પત્ર હેમિલ્ટન સાહેબને ન મળ્યો. નથેખાંએ સંદેશવાહકને પકડી પત્ર પડાવી લીધો એટલું જ નહિ પણ જુદા પત્રમાં હેમિલ્ટન સાહેબને લખી મોકલ્યું કે રાણી લક્ષ્મીબાઇ બળવાખોર સિપાઇઓ સાથે ભળી હોવાથી હું તેની વિરુદ્ધ લડવા તૈયાર થયો છું. આથી ખરી વાત અંગ્રેજ અમલદારોના જાણવામાં ન આવી. રાણી અંધારામાં જ રહી. નિયતિનું અપરિવર્તનીય વિધાન અચળ રહ્યું.

આગરા નિવાસી માર્ટિન સાહેબે રાણીએ કરેલ ઝાંસીની વ્યવસ્થા સંબંધમાં પોતાના પત્રમાં લખ્યું છે કે 'બળવાખોરો ઝાંસી તજી ગયા બાદ રાણીએ પોતાનું રાજ્ય કબજે કર્યું હતું. દતિયા અને તેહરીના રાજાઓ અનાયાસે આપણા માણસોનું રક્ષણ કરી શકત. જો કે ઝાંસીના કવાયતના મેદાનથી ઓરછા (તેહરી) રાજ્યની સીમા દોઢ માઇલ અને દતિયાની સીમા ૭ માઇલથી વધારે દૂર નથી. તો પણ એ બંને રાજ્યની હદમાં સંખ્યાબંધ હથિયારબંધ માણસો આપણાં સૈન્યની દશા તપાસતા હોવા છતાં એમાંનું કોઇ આપણી મદદે આવ્યું નહોતું. એ બને રાજ્યના રાજાઓ ધારી બેઠા હતા કે લડાઇ માટે રાણીની તૈયારી નથી, માટે અમે અનાયાસે રાજ્ય જીતી શકીશું; એ ખાતર તેઓનાં સમ્મિલિત સૈન્યોએ ઝાંસી પર હલ્લો કર્યો પણ એ તેજસ્વી રાણીના પરાક્રમ આગળ તેઓને વારંવાર હારવું પડયું, આ લખાણ પરથી સ્પષ્ટ સાબીત થાય છે કે રાણીએ પોતાના બાહુબળ વડે રાજ્યનું રક્ષણ કર્યું હતું. પાસેનાં દતિયા ને તેહરીનાં રાજ્યો ઝાંસી ગળી જવા તૈયાર થયા છતાં તેઓનું કંઇ ચાલ્યું નહોતું. છતાં દતિયા અને તેહરી બ્રિટિશ સરકારની કૃપા પ્રાપ્ત કરી શક્યાં ત્યારે ઝાંસીની અદષ્ટ લિપિ અખંડિત રહી.

ઝાંસી અંગ્રેજોના તાબામાંથી ગયા બાદ રાણીએ નવ દસ માસ વ્યવસ્થાપૂર્વક રાજ્ય ચલાવ્યું. સૈનિકોની વ્યવસ્થા, ન્યાય તોળવાનું કાર્ય, શાંતિની સ્થાપના વગેરે પ્રત્યેક કાર્યમાં તેની અસાધારણ પ્રતિભા પ્રગટ થઇ. યૌવનના પૂર્ણ વિકાસને લીધે જેમ તેનું શરીર સુગઠિત અને સૌંદર્યશાલી હતું, તેજ રીતે દયા સૌજન્ય વગેરે ગુણોના સમવાયથી તેનો સ્વભાવ પણ તેટલોજ કમનીય થઇ પડયો હતો. તે કોઇ પણ

બાબતમાં નમતું આપતી નહોતી, કોઇ પણ બાબતમાં દુર્બળતા દર્શાવતી નહોતી, કોઇ પણ પ્રકારનું કર્તવ્ય બજાવવાની આનાકાની કરતી નહોતી. પ્રજા તેના આ ગુણો પર અનન્ય શ્રદ્ધા દર્શાવતી હતી. તે જેના પર શાસન ચલાવતી હતી તેના હૃદય પર તેની પુરેપુરી સત્તા જામી હતી. આ આધિપત્ય અને સાહસમય ચારિત્રને યોગે જ તે હવે પછી ઘટના ચક્રમાં આવી પડી અંગ્રેજ સેનાપતિ સામે થવા શક્તિમાન થઈ હતી. તેની સામે હતો તેના કરતાં સહેજ ઓછો શક્તિશાલી સેનાપતિ હોત તો અવશ્ય તેની જીત થાત એમ અંગ્રેજ ઇતિહાસકાર લખી ગયો છે.[૧] જે યુદ્ધકુશલ સાહસિક સેનાપતિ તેની સામે લડવા આવ્યો હતો, તે પણ તેની શક્તિથી મોહિત થઇ લખી ગયો છે કે 'રાણીનું વંશ ગૌરવ, સૈનિકો અને નોકરો પ્રત્યેની અપરિસીમ ઉદારતા, તેની સર્વ પ્રકારની વિપત્તિમાં ટકી રહેલી અવિચલિત દઢતાએ તેને આપણી અતિશય શક્તિમાન અને ભયંકર હરીફ બનાવી મૂકી હતી.[૨]

રાણી દરરોજ ત્રણ વાગે પુરુષ વેશમાં અગર સ્ત્રી વેશમાં સજ્જ થઇ દરબારમાં આવતી. પાયજામો, રીંગણીઆ રંગનું અંગરખું, ટોપી અને તેના ઉપર પકાણી પાઘડી, કમર પર જરીનો દુપટ્ટો અને તેમાં લાંબી રત્નજડિત અસિ એ પુરુષ વેશ તેની યૌવનથી ઉછળી પડતી ગૌરકાન્તિને અતિશય શોભતો. પતિના મરણ બાદ તે હાથમાં

---

૧ Malleson, Indian Mutiny. Vol I. P. 191.

૨ Sir Hugh Rose's Despetch, April 30th 1858, quoted in chartin's Indian Empire, Vol. II p. 485, note.

હીરાની બંગડી, ગળામાં મોતીની માળા અને આનામિકામાં હીરાની વીંટી સિવાય બીજો એકેય અલંકાર પહેરતી નહિ. તેના વાળ બાંધેલા રહેતા, ધોળી સાડી અને ધોળી કાંચળી તેને હંમેશનો પહેરવેશ હતો. આવા વેશમાં એ મૂર્તિમાન ગૌરી સમાન જણાતી હતી. તે દરબાર ભરવાના ઓરડામાં બેસતી નહિ પણ તેનો એકાંત ઓરડો દરબાર ગૃહ સાથે જોડાએલો હતો. તેના બારણા પર પડદો ઝુલતો આથી બહારના માણસો તેને જોઇ શકતા નહિ. તે ગાદી ઉપર તકીઆને અઢીંગીને બેસતી તથા પાસેના અમલદારોને આજ્ઞા આપતી. કોઇ કોઇ વેળા આજ્ઞા પત્ર લખાવતી. નથેખાં સાથેની લડાઇમાં તેની દયાળુતા અતિશય પ્રગટ થઇ હતી. તે જાતે ઘવાએલાની સેવા કરતી અને સ્નેહમયી જનનીની માફક તેના પર હાથ ફેરવી સાંત્વતાનાં વચનો ઉચ્ચારતી. આ પ્રમાણે દયાળુતા, સ્નિગ્ધ વ્યવહાર અને પ્રીતિ-મય કોમળતાને લીધે તે પ્રજાની મા બની હતી તેની સભામાં નાના દેશના ગુણીજનો એકત્ર થતા. મહાલક્ષ્મી તેની ઇષ્ટદેવી હતી. આ સમયે દર મંગળ ને શુક્રવારે સંધ્યાકાળ વખતે પોતાના પ્રિય પુત્ર દામોદર રાવને સાથે લઇ સરોવર વચ્ચે આવેલાં મહાલક્ષ્મીનાં મંદિરમાં તે દર્શને જતી.

આ પ્રમાણે લક્ષ્મીબાઇએ આઠ દસ માસ ઝાંસીનું રક્ષણ કર્યું. દિવાની ને ફોજદારી સિવાય બીજાં કાર્યો પર પણ તેની નજર રહેતી હતી. તેના હુકમથી ટંકશાળ સ્થપાઇ હતી, કિલ્લાનું સમારકામ થયું હતું, સૈન્ય એકત્ર થયું હતું, તોપો બનાવવામાં આવી હતી. આ પ્રમાણે ઇ. સ. ૧૮૫૭ ના જુન માસમાં સૌથી વિશેષ શક્તિમાન, સૌથી વિશેષ કર્મ કુશળ રાજવી તરીકે તે વિખ્યાત થઇ હતી. તે

અંગ્રેજોની ગેરહાજરીમાં રાજકાર્ય ચલાવતી હતી. તેનો ઉદ્દેશ એક જ હતો કે અંગ્રેજો આવે ત્યારે સુવ્યવસ્થિત સ્થિતિમાં રાજ્ય પાછું સોંપવું. તેણે ઝાંસીની બધી હકીકત અંગ્રેજ અમલદારોને લખી જણાવી હતી. કારણ કે તેને ખાત્રી હતી કે આ બધી વિગત તેઓના જાણવામાં આવતાં તેઓ મારો ઉદ્દેશ સમજી શકે ને મારા પ્રત્યે સંતુષ્ટ રહે. તેણે ઇંગ્લાંડમાં પોતાનો દૂત મોકલ્યો હતો કારણ કે તેને અંગ્રેજોના ન્યાયમાં વિશ્વાસ હતો. તેને ખાત્રી હતી કે પોતાના પુત્રના હક્કમાં જરૂર અંગ્રેજો લાભદાયી ગોઠવણ કરશે. આ પ્રમાણે બધી બાબતમાં તેને આશા હતી. પરંતુ એ આશા ફલવતી ન નીવડી. તેના ઉપર અમલદારોને શંકા જન્મી હતી. એ શંકા શત્રુપણામાં પરિણમી હતી. છેવટે અંગ્રેજ સેનાપતિ સર હ્યુ રોઝ તેના સામો આગળ વધ્યો.

સર હ્યુ રોઝ ઇ. સ. ૧૮૫૮ ના માર્ચની ૧૯ મી તારીખે ઝાંસીથી ૧૯ માઇલ દૂર આવેલાં ચંદનપુર નામના સ્થળે આવી પહોંચ્યો. ત્યાંથી બીજે દિવસે તેણે એક ઘોડેસવાર ટુકડી અને તોપો સાથે એક ગોલંદાજ ટુકડી ઝાંસીની તપાસ માટે મોકલી આપી. અંગ્રેજ લશ્કર ઝાંસી તરફ આવે છે એ સમાચાર રાજમહેલમાં આવી પહોંચ્યા. અગાઉ કહ્યું છે તેમ ઝાંસીના દરબારમાં યોગ્ય કામદાર નહોતો. નવો દિવાન લક્ષ્મણરાવ કર્મકુશળ નહોતો. આથી આ સંકટ વખતે શું કરવું તે સંબંધમાં ગડબડ મચી રહી. એક જુના અમલદારે નવા દિવાનને બહુ સમજાવ્યું, પણ દિવાને તેના કહેવા તરફ લક્ષ ન આપ્યું. છેવટે તે છુપી રીતે રાણીને મળ્યો. તેને સરકાર પાસે પોતાની વફાદારી જાહેર કરવા માટે એક દૂત મોકલવાનું

સમજાવ્યું. રાણીએ એ વાત કબુલ કરી. ઝાંસી ઇંદોરના એજન્ટને તાબે હતું. રાણીએ દિવાનને એ સ્થળના એજન્ટ સર રોબર્ટ હેમિલ્ટન પાસે એક યોગ્ય દૂત મોકલવાનું જણાવ્યું. પરંતુ દિવાને પોતાના માણસોમાંથી એક એવા નમાલા માણસને આ કાર્ય સોંપ્યું કે તે ઇંદોર તો ન જ ગયો પણ ઝાંસીથી બીજે કોઇ ગામ જઇ ઝાંસીના દરબારમાં ગપ્પાં લખી મોકલવા લાગ્યો. દરબારના લોકો આ ગપ્પાં પર વિશ્વાસ રાખી રહ્યા ને અભાગિની રાણીની પડતી નજીક આવતી ગઇ.

અંગ્રેજી લશ્કર ઝાંસી આગળ આવ્યું એટલે દરબારમાં ગડબડ શરૂ થઈ. ઝાંસી બ્રિટિશ સરકારના અધિકારમાં આવતાં જૂના નોકરોને રજા મળી હતી. તે બધા નવેખમાં સાથેની લડાઇ દરમિયાન પાછા નોકરીમાં જોડાયા હતા. અત્યારે એ બધા અંગ્રેજો સાથે લડી લેવા તૈયાર થઇ. નવા અમલદારો પણ તેઓના મતના હતા. જુના અમલ-દારોએ અંગ્રેજો સાથે મિત્રતાનો સંબંધ ટકાવી રાખવાનો આગ્રહ કર્યો. આ બાબતમાં રાણી પણ તેને ટેકો આપવા લાગી પરંતુ આ મત નવા અમલદારોને પસંદ ન પડયો. અંગ્રેજોના અમલમાં તેમને શોષવું પડયું હતું આથી અંગ્રેજો સામે તેઓને અંગત વાંધો હતો. તેઓ અત્યારે દ્વેષથી પ્રેરાઇ અંગ્રેજો સાથે લડાઇ લડવા તૈયાર થવા લાગ્યા. રાણી કિલ્લામાં હતી. વડા અમલદારો સિવાય બીજું કોઇ તેની પાસે જઇ શકતું નહિ. આથી ખરી હકીકત તે જાણી શકી નહિ. આ સમયની હકીકત જુદી જુદી રીતે લખાય છે.[૧] ગમે તેમ

૧. કોઇ કોઇ કહે છે કે આ સમયે અંગ્રેજો તરફથી કહેણ આવ્યું કે રાણી હથિયાર તજી દિવાન વગેરે મંત્રીઓ સાથે અંગ્રેજ

હો પણ છેવટે ઘટના ચક્રમાં પડી રાણીને લડાઇની તૈયારી કરવી પડી. આ બાબતમાં બાબુ કુમારસિંહ સાથે તેનું મળતાપણું જણાઇ આવે છે. જુદી જુદી પ્રતિકૂલ ઘટનાઓએ તેને લડાઇમાં ઉતારી હતી. તેણે જ્યારે જોયું કે અંગ્રેજો સાથે મિત્રતા જાળવવાના પ્રયત્નો થતા કંઇ કારી ફાવતી નથી, જ્યારે તેણે જોયું કે જેને માટે મેં આટલું કર્યું તે મને હેરાન કરવા માગે છે ત્યારે લડાઈ સિવાય બીજો ઉપાય તેને માલમ પડયો નહિ. અભિમાનિની નારી અપમાન વિષથી અકારી બની લડાઇ કરવા તત્પર બની.

બહુ થોડા સમયમાં કેળવાએલાં અંગ્રેજ લશ્કર સાથે લડાઈ કરવી એ કંઇ સહેલું કાર્ય નથી. પરંતુ લક્ષ્મીબાઈ આ દુર્ધર્ષ કાર્ય પાર પાડવા તૈયાર થઈ. રાજકાર્યની જેમ લડાઇના મેદાન પર પણ પોતાનું પરાક્રમ બતાવવાની તેણે શરુઆત કરી. તેની પાસે અફ્ઘાન ને બુંદેલા સૈનિકોનો તોટો નહોતો પણ તેઓ કેળવાએલા નહોતા. ઇતિહાસકાર મેલિસનના મત મુજબ રાણી પાસે અગિઆર હજારનું લશ્કર હતું. રાણી એ સૈનિકોને વ્યવસ્થિત ગોઠવવા લાગી. કિલ્લાને સમરાવવા લાગી અને તોપોને ઉચિત સ્થાને ગોઠવવાના હુકમો

---

છાવણીમાં આવશે તો તેને ક્ષમા મળશે. આ વાત રાણીને ન ગમી. આથી લડાઇની શરુઆત થઈ. કોઈ કોઇ કહે છે કે અંગ્રેજોએ નક્કી કર્યું હતું કે રાણી છાવણીમાં આવે કે તરત તેને કેદ કરવી. આ સમાચાર સાંભળી રાણી લડવા તૈયાર થઇ. વળી કોઇ કહે છે કે રાણીએ અંગ્રેજો સાથે સંધ કરવા દૂત મોકલ્યો હતો. તેને અંગ્રેજોએ ફાંસી આપી તેથી લડાઈ થઇ હતી. આ બાબતમાં આમ જુદી જુદી હકીકતો દર્શાવવામાં આવે છે.

સમજાવ્યું. રાણીએ એ વાત કબુલ કરી. ઝાંસી ઇંદોરના એજન્ટને તાબે હતું. રાણીએ દિવાનને એ સ્થળના એજન્ટ સર રોબર્ટ હેમિલ્ટન પાસે એક યોગ્ય દૂત મોકલવાનું જણાવ્યું. પરંતુ દિવાને પોતાના માણસોમાંથી એક એવા નમાલા માણસને આ કાર્ય સોંપ્યું કે તે ઇંદોર તો ન જ ગયો પણ ઝાંસીથી બીજે કોઇ ગામ જઇ ઝાંસીના દરબારમાં ગપ્પાં લખી મોકલવા લાગ્યો. દરબારના લોકો આ ગપ્પાં પર વિશ્વાસ રાખી રહ્યા ને અભાગિની રાણીની પડતી નજીક આવતી ગઇ.

અંગ્રેજી લશ્કર ઝાંસી આગળ આવ્યું એટલે દરબારમાં ગડબડ શરૂ થઈ. ઝાંસી બ્રિટિશ સરકારના અધિકારમાં આવતાં જૂના નોકરોને રજા મળી હતી. તે બધા નથેખાં સાથેની લડાઇ દરમિયાન પાછા નોકરીમાં જોડાયા હતા. અત્યારે એ બધા અંગ્રેજો સાથે લડી લેવા તૈયાર થઇ. નવા અમલદારો પણ તેઓના મતના હતા. જુના અમલદારોએ અંગ્રેજો સાથે મિત્રતાનો સંબંધ ટકાવી રાખવાનો આગ્રહ કર્યો. આ બાબતમાં રાણી પણ તેને ટેકો આપવા લાગી પરંતુ આ મત નવા અમલદારોને પસંદ ન પડયો. અંગ્રેજોના અમલમાં તેમને શોષવું પડયું હતું આથી અંગ્રેજો સામે તેઓને અંગત વાંધો હતો. તેઓ અત્યારે દ્વેષથી પ્રેરાઇ અંગ્રેજો સાથે લડાઇ લડવા તૈયાર થવા લાગ્યા. રાણી કિલ્લામાં હતી. વડા અમલદારો સિવાય બીજું કોઇ તેની પાસે જઇ શકતું નહિ. આથી ખરી હકીકત તે જાણી શકી નહિ. આ સમયની હકીકત જુદી જુદી રીતે લખાઇ છે.[૧] ગમે તેમ

૧. કોઇ કોઇ કહે છે કે આ સમયે અંગ્રેજો તરફથી કહેણુ આવ્યું કે રાણી હથિયાર તજી દિવાન વગેરે મંત્રીઓ સાથે અંગ્રેજ

હો પણ છેવટે ઘટના ચક્રમાં પડી રાણીને લડાઇની તૈયારી કરવી પડી. આ બાબતમાં બાણુ કુમારસિંહ સાથે તેનું મળતાપણું જણાઇ આવે છે. જુદી જુદી પ્રતિકૂલ ઘટનાઓએ તેને લડાઇમાં ઉતારી હતી. તેણે જ્યારે જોયું કે અંગ્રેજો સાથે મિત્રતા જાળવવાના પ્રયત્નો થતા કંઇ કારી ફાવતી નથી, જ્યારે તેણે જોયું કે જેને માટે મેં આટલું કર્યું તે મને હેરાન કરવા માગે છે ત્યારે લડાઇ સિવાય બીજો ઉપાય તેને માલમ પડયો નહિ. અભિમાનિની નારી અપમાન વિષથી અકારી બની લડાઇ કરવા તત્પર બની.

બહુ થોડા સમયમાં કેળવાએલાં અંગ્રેજ લશ્કર સાથે લડાઈ કરવી એ કંઇ સહેલું કાર્ય નથી. પરંતુ લક્ષ્મીબાઈ આ દુર્ઘર્ષ કાર્ય પાર પાડવા તૈયાર થઈ. રાજકાર્યની જેમ લડાઇના મેદાન પર પણ પોતાનું પરાક્રમ બતાવવાની તેણે શરુઆત કરી. તેની પાસે અફઘાન ને બુંદેલા સૈનિકોનો તોટો નહોતો પણ તેઓ કેળવાએલા નહોતા. ઇતિહાસકાર મેલિસનના મત મુજબ રાણી પાસે અગિઆર હજારનું લશ્કર હતું. રાણી એ સૈનિકોને વ્યવસ્થિત ગોઠવવા લાગી. કિલ્લાને સમરાવવા લાગી અને તોપોને ઉચિત સ્થાને ગોઠવવાના હુકમો

---

છાવણીમાં આવશે તો તેને ક્ષમા મળશે. આ વાત રાણીને ન ગમી. આથી લડાઇની શરુઆત થઈ. કોઈ કોઇ કહે છે કે અંગ્રેજોએ નક્કી કર્યું હતું કે રાણી છાવણીમાં આવે કે તરત તેને કેદ કરવી. આ સમાચાર સાંભળી રાણી લડવા તૈયાર થઇ. વળી કોઇ કહે છે કે રાણીએ અંગ્રેજો સાથે સંધિ કરવા દૂત મોકલ્યો હતો. તેને અંગ્રેજોએ ફાંસી આપી તેથી લડાઈ થઇ હતી. આ બાબતમાં આમ જુદી જુદી હકીકતો દર્શાવવામાં આવે છે.

આપવા લાગી. નાના સાહેબ પાસેથી પણ તેણે મદદ મંગાવી. આ કાર્યમાં તેની કાર્યતત્પરતા પ્રગટ થવા લાગી. ઝાંસીની વીર રમણીઓ પણ તેને મદદ આપવા તૈયાર થઇ. એટલા ટુંકા સમયમાં વ્યવસ્થા થઇ ગઈ કે અંગ્રેજોને પણ આ બાબતમાં નવાઇ દર્શાવવી પડી.

ગવર્નર જનરલ લૉર્ડ કેનિંગ અને મુંબાઇનો ગવર્નર લૉર્ડ એલ્ફિન્સ્ટન બંને ઝાંસીને તાબે કરવાનું કાર્ય મહત્વનું ગણતા હતા. ઝાંસીમાંથી અંગ્રેજી સત્તાનું નામ નિશાન નાશ પામ્યું હતું અને એ સંબંધમાં ઝાંસીની રાણી પર તેમને પુરેપુરો સંદેહ હતો. આથી કોઇ પણ રીતે ઝાંસી કબજે કરવું એવી તેમની મનોભાવના હતી. સેનાપતિ સર હ્યુ રોઝને આ કાર્ય સોંપવામાં આવ્યું હતું. તેણે પહેલાં ઘોડેસ્વારને ગોલંદાજ સૈન્ય ઝાંસી તરફ રવાના કર્યું અને ત્યાર બાદ તે પોતે પાયદળ સેના સાથે ૨૧ મી માર્ચે ઝાંસી આવી પહોંચ્યો.

સર હ્યુ રોઝે જે સ્થળે છાવણી નાખી હતી તે સ્થળ અને નગર તથા કિલ્લા વચ્ચે કેટલાક ભાંગ્યા તૂટ્યા બંગલા હતા. નગર નિકટ કેટલાંક દેવમંદિર અને આંબલીનાં ઝાડ હતાં. અંગ્રેજી છાવણીના જમણા ભાગમાં પહાડોની હાર બહુ દૂર સુધી વિસ્તાર પામી હતી. એ પહાડોમાં થઇ કાલ્પીનો રસ્તો પસાર થતો હતો. ડાબી બાજુએ બીજા પહાડો અને દતિયાનો રસ્તો પસાર થતો હતો ઉત્તર દિશામાં ઉંચા પર્વત પર ઝાંસીનો પ્રસિદ્ધ કિલ્લો પોતાની દઢતા દર્શાવી રહ્યો હતો.

કુદરતી અને માનવી શક્તિથી ઝાંસીનો કિલ્લો અજેય મનાતો હતો. એ ઉંચા પર્વત પર મજબુતાઇથી બાંધેલો હતો. તેની ચોમેર દુર્ભેદ્ય દિવાલો આવી રહી હતી. કિલ્લાની પશ્ચિમ અને દક્ષિણ દિશાના ભાગ સિવાય બીજી બધી બાજુએ ઝાંસી શહેર ફેલાઇ રહ્યું હતું.

ઝાંસી શહેરનો ઘેરાવો સાડાચાર માઇલનો હતો. એ અઢારથી ત્રીસ ફૂટ ઉંચી દિવાલથી ઘેરાએલું હતું. કિલ્લાની દિવાલોની માફક શહેરની દિવાલોમાં પણ ગોળીઓ ફૂંકવા માટે ઠેકઠેકાણે માર્ગો કરી રાખેલા હતા. સર હ્યુ રોઝે ૨૧ મી માર્ચે કિલ્લાને બારીકીથી તપાસ્યો એજ દિવસે સૈનિકોને બરાબર ગોઠવવા માટે અને કિલ્લામાં તપાસ રાખવા માટે એક ઉંચો માંચડો બનાવવામાં આવ્યો. રાત્રે પહેલી ઘોડેસ્વાર બ્રિગેડ બીજે સ્થળેથી છાવણીમાં આવી પહોંચી. બીજે દિવસે ઘોડેસ્વાર ટુકડીઓ વડે શહેર ને કિલ્લાને ઘેરો ઘાલવામાં આવ્યો. રાત્રે લશ્કરે કિલ્લા પર હુમલો કર્યો. લડાઇ પહેલાં રાણીએ એક બાબતમાં ચતુરાઇ દર્શાવી હતી. તેણે આજુબાજુનાં સ્થળોમાંથી ઘાસનું તરણું રહેવા દીધું નહોતું. આથી ઘોડાઓ માટે ઘાસ મળ્યું નહિ પરંતુ તેહરિની રાણી તથા સિંધિયાએ આ અડચણ ટાળી હતી. તેઓના યત્નથી ઘાસ, બળતણ, શાક વગેરે પુરતા પ્રમાણમાં એકત્ર કરવામાં આવ્યું.

આ પ્રમાણે ૨૩ મી માર્ચે બંને પક્ષ વચ્ચે ખરૂં જોતાં યુદ્ધનો આરંભ થયો. પહેલો હલ્લો ઝાંસીના ગોલંદાજોની બહાદુરીથી નિષ્ફળ નીવડયો. રાત્રે અંગ્રેજો તક જોઇ આગળ વધ્યા. પરંતુ રાણી આળસુ નહોતી. તેના સૈન્યમાં આખી રાત લડાઇની તૈયારી થયા કરતી હતી. આખી રાત ચોમેર રણવાદ્યોથી અને સળગતી મશાલોથી ઝળાંહળાં થઇ રહી હતી. સવાર પડતાં જ ગોલંદાજો સાથે કોટ પરથી ગોળા ચલાવવા માંડયા. પરંતુ એ ગોળાઓ કાર્યકર નીવડયા નહિ. એ અંગ્રેજી લશ્કરને માથે થઇ દૂર જઇ પડયા. પરંતુ જ્યારે 'ઘનગર્જ' નામની પ્રસિદ્ધ તોપમાંથી ગોળા પડવા લાગ્યા ત્યારે અંગ્રેજો શાંત

રહી શક્યા નહિ. આ તોપમાંથી એટલા વેગથી ગોળા બહાર પડવા લાગ્યા કે શત્રુઓમાં ગોળો જઇ પડે તે પહેલાં તેનો ધૂમાડો દૃષ્ટિગોચાર થતો નહોતો. અને તેથી સાવધાન રહેવા જેટલો અવસર મળતો નહિ.[1]

૨૪ મી તારીખે અંગ્રેજોએ ચાર માંચડા ઉભા કરી શહેરની દક્ષિણ પાંખ પર ગોળા ચલાવવા શરૂ કર્યા. આ ગોળાથી ઝાંસીના તોપચીઓમાંના થોડા મરણ પામ્યા. તેઓ જે તોપો પર કામ કરતા હતા તે તોપો બંધ પડી અને કોટનો થોડો ભાગ તૂટી પડ્યો. આ પહેલાં અંગ્રેજી લશ્કરે શહેર સન્મુખ માંચડો ઉભો કરવાનો પ્રયત્ન કર્યો હતો પણ તેમાં સફળતા મળી નહોતી. ત્રીજે દિવસે અંગ્રેજ સેનાપતિને સમજ પડી કે પશ્ચિમ દિશામાં હલ્લો કરવામાં આવે તો શહેર સહેલાઇથી તાબે થાય તેમ છે. આથી એ દિશા તરફ હુમલો કરવામાં આવ્યો. અંગ્રેજ લશ્કરે ફેંકેલા 'શેલ્સ' નામના ગોળાઓએ શહેરના લોકોને બહુજ અકળાવ્યા. લોકો રસ્તામાં નીકળતા બંધ થઇ ગયા. કેટલાંક મકાનો સળગી ઉઠયાં. કેટલાક લોકો પણ મરણ પામ્યા. આવા કટોકટીના વખતમાં રાણી અપાર શક્તિ ને ઉદારતા દર્શાવવા લાગી. જ્યાં જ્યાં બળ ક્ષય થતો ત્યાં ત્યાં તે જાતે હાજર રહેતી. તે સૈનિકોને ઉત્સાહ ચઢાવતી, ઘરબાર વિનાને આશ્રય આપતી અને ખોરાક પૂરો પાડવાને અન્નક્ષેત્ર ખોલતી, આ પ્રમાણે દરેક બાબતની સગવડો તૈયાર રાખતી. એક તરફથી ખરા વીરની માફક શત્રુઓ સામે લડતી ત્યારે બીજી તરફથી કોમળ હૃદયની માતાની જેમ સ્નિગ્ધ ભાવ દર્શાવી અનાથોનું રક્ષણ કરતી.

---

૧ એ માટે જ અંગ્રેજોએ એ તોપનું નામ 'વિસલિંડિક' રાખ્યું હતું.

૨૫ મી તરીખે કિલ્લાની દક્ષિણ દિશા પર હુમલો થયો. એ સમયે રાણીનો ગોલંદાજ ગોશખાંએ તે બાજુનાં બુરજ પરથી એવી સખત તોપ ચલાવી કે હલ્લો કરનારાની તોપ બંધ થઇ ગઇ. રાણી આ વીર પુરુષને ઉત્સાહ ચઢાવવા તત્પર થઇ. તેણે તેને રૂપીઆની કોથળી ભેટ આપી અભિનંદન આપ્યું. આ પ્રમાણે ૩૧ મી માર્ચ સુધી બંને પક્ષે અતિ બહાદુરીથી યુદ્ધ કર્યું. જો કે રાણીના સૈનિકો અંગ્રેજી સૈન્ય જેટલા કેળવાએલા નહોતા તો પણ તેઓનું પરાક્રમ એટલું હતું કે અંગ્રેજ સેનાપતિ ચકિત થઇ ગયો. ૩૧ મી માર્ચ સુધી રાણીએ આ રીતે શત્રુઓની બાજી ધૂળમાં મેળવી. તે સર્વદા સૈનિકોને વ્યવસ્થિત રાખતી અને ઉત્સાહ વચનોથી તેમને ઉત્સાહિત કરતી. તેની પ્રેરણાથી સ્ત્રીઓ અને બાળકો પણ ઉત્સાહિત થઇ જતાં હતાં. તેઓ પણ કોટ પર લડતા સૈનિકો માટે ખોરાક ને પાણી લાવજા કરતાં હતાં.

ઝાંસીના એક મોભાવાળા ગૃહસ્થે આ યુદ્ધ નજરો નજર જોયું હતું. તેણે તેનું વર્ણન કરતાં લખ્યું છે કે 'દરરોજ રાતને વખતે શહેરમાં અને કિલ્લામાં અનેક ગોળા પડતા હતા. આ દેખાવ અતિશય ભયાનક હતો. અંગ્રેજોની તોપોમાંથી ૫૦ થી ૬૦ શેર વજનના ગોળા જ્યારે નગર તરફ દોડયા આવતા ત્યારે બળતા અંગારા સમાન લાગતા હતા. દિવસે સૂર્યના તાપમાં તો એ ગોળા સ્પષ્ટ દેખાતા નહિ પણ રાત્રે લાલ રંગના પ્રકાશિત તેજોમય સૂર્યની માફક આમ તેમ દોડા દોડી કરતા એ ગોળા અપૂર્વ લાગતા હતા. કિલ્લામાંનો પ્રત્યેક માણસ એ ગોળો પોતાના ઉપર આવી પડશે એમ માનતો હતો પણ દર વખતે તે સાત આઠસો ડગલાં દૂર જઇ પડતો. રાતે ને દિવસે

સતત યુદ્ધ ચાલ્યા જ કરતું. આ જોઇ નગરવાસી ત્રાસી ગયા હતા. પાંચમે ને છટ્ઠે દિવસે પણ આ પ્રમાણે યુદ્ધ ચાલ્યું હતું. લગભગ દોઢ પહોર સુધી રાણીનો પક્ષ જીતમાં રહેતો. અંગ્રેજોનાં ઘણાં માણસો માર્યા જતાં અને તેઓની તોપો પણ બંધ પડી જતી. પણ ત્યારબાદ વળી રાણીને હાર ખમવી પડતી. તેની તોપો કામ કરતી બંધ પડતી. સાતમે દિવસે સૂર્યાસ્ત પછી કિલ્લાની પશ્ચિમે આવેલી તોપ બંધ પડી. અંગ્રેજોના માંચડા પરથી આવતા ગોળાથી કોઇ શાંત રહી શક્યું નહિ. આ મારાથી રાણીનો માંચડો પણ તૂટી ગયો. રાણીએ રાતોરાત એ માંચડો ઉભો કરવા તૈયારી કરી. મિસ્ત્રી ને મજુરો કાળી કામળોથી શરીર ઢાંકી સૂતા સૂતા ઇંટો ગોઠવવા લાગ્યા. અવાજ ન થાય તેમ થર પર થર ચઢવા લાગ્યા. થોડી વારમાં કામ પૂરૂં થયું ને અચાનક અંગ્રેજ સૈન્યમાં ગોળા જઇ પડવા લાગ્યા. અંગ્રેજો નિશ્ચિંત હતા તેથી અચાનક ગોળાવૃષ્ટિ થતાં ગભરાયા. તેમને બહુ નુકસાન થયું એટલું જ નહિ પણ લગભગ ૭ કલાક તેઓની તોપ બંધ રહી.

'આઠમે દિવસે સવારમાં અંગ્રેજોએ ફરીથી તોપ ચલાવી. તેઓની પાસે કિલ્લો તપાસવા માટે ઉત્તમ પ્રકારનાં દૂરબીનો હતાં તે વડે તપાસ કરી તેઓએ પાણીના હોજ તરફ તોપો છોડવા માંડી. તે વખતે સાત આઠ ભીસ્તી પાણી ભરવા આવ્યા હતા, તેઓમાંના ચાર જણ માર્યા ગયા. બાકી રહેલા મશક ફેંકી નાસી ગયા. પાણી વગર કિલ્લામાંના લોકો નાહ્યા ધોયા વિના બેસી રહ્યા. આમ ત્રણ કલાક ચાલ્યું. ત્યારબાદ કિલ્લાની દક્ષિણ અને પશ્ચિમ બુરજની તોપોએ અંગ્રેજોની તોપ બંધ કરવા તે તરફ ગોળા ચલાવ્યા. અંગ્રેજોની તોપ બંધ પડી. હોજ પર ફેંકાતા ગોળા બંધ પડયા. બધાએ સ્નાનાદિ

ક્રિયા પૂરી કરી. બધા જમવા બેઠા. જમતા હતા તેવામાં એકાએક એક વિકટ નાદ થયો. તે સાથે આકાશ તરફ ધૂમાડાનો સ્તંભ ચઢયો. ચોમેર ધૂમાડો ફેલાઇ ગયો. થોડી વારે ધૂમાડો દૂર થતાં જણાયું કે રાજમહેલની આગળ આવેલા મેદાનમાં દારૂનું કારખાનું હતું. અંગ્રેજોએ તેના પર ગોળો ફેંકયો હતો તેનું આ પરિણામ આવ્યું હતું. આ બનાવથી ત્રીશ પુરુષ ને આઠ સ્ત્રીઓ માર્યા ગયા તથા ૪૦ થી ૫૦ માણસો અર્ધદગ્ધ સ્થિતિમાં આવી પડયાં.

આઠમે દિવસે શહેરમાં અતિશય ખૂમાટો ઉઠયો. તે દિવસનું યુદ્ધ સૌથી ભયંકર હતું વીર પુરુષોના સિંહનાદથી, બદુક, તોપ ને રણવાદ્યોથી ગગનમંડળ છવાઇ ગયું હતું. ધૂળ ને ધૂમાડાથી દિશાઓ ઢંકાઇ ગઇ હતી. અંગ્રેજી લશ્કરે તે દિવસે પરાક્રમની પરાકાષ્ઠા દર્શાવી હતી. શહેરના હજાર કરતાં વધારે માણસો માર્યા ગયા હતા. કોટ પર જે ગોલંદાજો ને સિપાઇઓ હતા તેઓમાંનો મોટો ભાગ નાશ પામ્યો હતો. લક્ષ્મીબાઇએ એ મૃત સૈનિકો ને ગોલંદાજોની જગ્યા નવા માણસોથી પૂરી દીધી હતી. આ ચોડા દિવસનાં યુદ્ધથી તેને અતિશય શ્રમ પડયો હતો. તે ચોમેર દૃષ્ટિ રાખતી અને પોતાના પક્ષની નબળાઇ પૂરવા સતત દૃષ્ટિ દોડાવતી હતી. આ ખાતર જ તેના સૈનિકો જીવ આથો મૂકી લડતા હતા. અંગ્રેજી લશ્કર પણ પરાક્રમ દર્શાવવામાં પાછી પાની કરતું નહોતું છતાં ૩૧ મી માર્ચ સુધી ઝાંસીના લોખંડી સૈનિકાએ તેઓને કિલ્લામાં પેસવા દીધું નહિ.'

જ્યારે ઝાંસીની આ સ્થિતિ હતી ત્યારે અંગ્રેજ સેનાપતિને એક બીજી ચિંતામાં મન પરોવવું પડયું. ૩૧ મી માર્ચે સર હ્યુ રોઝને બાતમી મળી કે ઉત્તર દિશામાંથી ઝાંસીના બચાવ માટે બીજું લશ્કર

આવી પહોંચ્યું છે. એ સૈન્યનો અધિપતિ તાત્યાટોપી હતો. તાત્યાટોપી સેનાપતિ વાઇન્ડહામ સાથેના યુદ્ધમાં જીત્યા છતાં છેવટે વડા સેનાપતિ સર કોલિન કેમ્પબેલને હાથે હાર્યો હતો તે વાંચકોથી અજાણ્યું નથી. છેવટે રાવ સાહેબના હુકમથી તે કાલ્પી આવ્યો. તેણે જ્યારે ચિરકારિ નામનું સ્થળ જીત્યું ત્યારે તેને લક્ષ્મીબાઇ તરફથી મદદ માટેનો સંદેશો મળ્યો. તાત્યા ટોપીએ આ બાબતમાં રાવસાહેબના હુકમની રાહ જોઇ. રાવસાહેબે રાણીને મદદ આપવાનો હુકમ કર્યો. આથી તે વીસ હજારનું લશ્કર અને ૨૮ તોપો લઈ ઝાંસીને ઘેરો ઘાલી પડેલ અંગ્રેજ સૈન્ય વિરુદ્ધ લડવા રવાના થયો.

તાત્યાટોપી મોટું લશ્કર લઇ ઝાંસી તરફ ધસ્યો આવે છે આ સમાચાર સાંભળી સર હ્યુ રોઝ બહુ ચિંતાતુર બન્યો. ઝાંસીનો મજબૂત કિલ્લો હજુ અજેય ઉભો હતો. તેમાંનું સૈન્ય હજુ શરણ થયું નહોતું. તેની રક્ષણહાર વીર રાણી હજુ જેવી ને તેવી અજેય બની ઉભી હતી આવા સંકટ વખતે વળી મોટા સૈન્ય સાથે બીજો એક રણકુશળ સેનાપતિ સાથે લડવું પડે એ અંગ્રેજ સેનાપતિ માટે મુશ્કેલ તો હતું જ છતાં તે કર્તવ્ય બજાવવામાં પાછો પડયો નહિ. આ ઉથલપાથલના ઇતિહાસમાં ઘણી જગાએ માલમ પડયું છે કે સામો પક્ષ સંખ્યાબળ ને અસ્ત્રબલથી બળવાન છતાં અંગ્રેજો સમક્ષ હાર્યો છે. અંગ્રેજો જે ચતુરાઇ દર્શાવી શકયા છે તેવી ચતુરાઇ સિપાઇઓ દર્શાવી શકયા નથી. અંગ્રેજો જેટલો ઉદ્યમ દર્શાવી શકયા છે તેટલી સત્તા સિપાઇઓ દર્શાવી શકયા નથી. તાત્યાટોપી વેત્રવતીને કિનારે આવેલાં મેદાન પર છાવણી નાખી પડયો. અંગ્રેજોના સૈન્યની અલ્પતાએ તેને નિશ્ચિંત બનાવ્યો હતો. ઝાંસીનો ઘેરો ઉઠાડવા માટે તેણે એક લશ્કર

મોકલ્યું હતું; પરંતુ સર હ્યુ રોજ તેની માફક નિશ્ચેષ્ટ બેઠો નહિ. તેની પાસે લશ્કર થોડું હતું છતાં ઘેરા પુરતું લશ્કર રાખી બાકીનું લશ્કર તેણે તાત્યાટોપીના સૈનિકો તરફ દોર્યું. તાત્યાટોપીના અગ્રગામી સૈનિકો એ લશ્કર આગળ પરાજય પામ્યા. તેઓને હાર પામેલા જોઈ તાત્યાટોપીને સંદેહ આવ્યો. તેનું મુખ્ય લશ્કર પણ ભય પામ્યું. તેણે જે સ્થળે છાવણી નાખી હતી તેનો આગલો ભાગ જંગલથી ભરપૂર હતો. સૂર્યના પ્રચંડ તાપથી જંગલ સુકાઇ ગયું હતું. તેણે જંગલને સળગાવી મૂક્યું. ધૂમાડાથી ચો દિશ અંધકાર ફેલાઈ ગયો. તાત્યાટોપી આ પ્રમાણે શત્રુઓના રસ્તાને કંટકમય બનાવી કાલ્પી તરફ રવાના થયો. અંગ્રેજ સૈન્ય આ વિપત્તિમય રસ્તે પણ તેની પાછળ પડયું. લડાઇમાં તાત્યાટોપીના ઘણા સિપાઇઓ માર્યા ગયા. તેની લગભગ બધી તોપો અંગ્રેજોના કબજામાં આવી.

તાત્યાટોપીની આગમન વાર્ત્તા સાંભળી કિલ્લામાંના લોકો આનંદ પામ્યા હતા. તેઓએ આખી રાત મશાલો સળગાવી યુદ્ધની તૈયારી કરી હતી, રાણીએ સૈનિકોને ખૂબ ઉત્સાહ ચઢાવ્યો હતો. તે એટલે સુધી કે તાત્યાટોપીની હારના સમાચાર પણ સૈનિકોને ઉત્સાહહીન બનાવી શકયા નહિ. ૧ લી એપ્રિલે સૈનિકો અગાઉની માફક લડયા. ત્યારપછીના બે દિવસો પણ એવી જ બહાદુરી દર્શાવવામાં પસાર થયા. ત્રીજે દિવસે એટલે ત્રીજી એપ્રિલને રોજ અંગ્રેજી લશ્કરને શહેરમાં પેસવાની સગવડ મળી. અંગ્રેજ સૈન્યે શહેરમાં પેસવાનો મુખ્ય રસ્તો ઓરછા દરવાજો કબજે કર્યો અને નીસરણી દ્વારા કોટ પર ચઢવાની તૈયારી કરી.[1] અંગ્રેજો પાસે જે નીસરણીઓ હતી તે

૧. લક્ષ્મીબાઇનું જીવનચરિત લખનાર કહે છે કે રાણીના પક્ષના

તૂટી પડી. કોઇ કોઇ તો ઉપર ચઢનારાના ભારથી ભાંગી ગઇ. છેવટે એક સૈનિક ઉપર ચઢયો તેની પાછળ બીજા સૈનિકો પણ ચઢયા. આ પ્રમાણે લશ્કર શહેરમાં પેઠું. લશ્કર જે રસ્તે આગળ ચાલ્યું તે રસ્તાની બંને બાજુનાં ઘરોને સળગાવતું ચાલ્યું. આગ પ્રચંડ રૂપ ધારણ કરવા લાગી. આ તરફ લશ્કરનાં હથિયારો નગરવાસીઓનાં શરીરોને મારી નાખવા લાગ્યા. નાનાં બચ્ચાં પણ આ ખૂનરેજીમાંથી છૂટયાં નહિ.[2] લોકો પ્રાણીના ભયથી ચોમેરે નાસભાગ કરવા લાગ્યા. કોઇ કોઇ સાંકડી ગલીઓમાં જઇ છુપાયા. કોઇ કોઇ ઘરના ખુણામાં જઇ ભરાયા. કોઇ કોઇ દાઢીમૂછ મુંડાવી સ્ત્રીનો પહેરવેશ પહેરી બેઠા. આ પ્રમાણે પોતપોતાની બુદ્ધિ પ્રમાણે દરેક પોતાનો બચાવ કરવા લાગ્યા.[3]

સર હ્યુ રોઝે હવે શહેરના મધ્યમાં આવેલા રાજમહેલ પર

દલાજી ઠાકુર નામના એક બુંદેલા સરદારની મદદથી અંગ્રેજી સૈન્ય ઓરછા દરવાજો તાબે કરવા શક્તિમાન થયું હતું.

૨. આ ખૂનરેજી ઝાંસીમાં ' વિજન 'ના નામથી ઓળખાઇ છે.

૩. શહેરમાં ' ભિડેનોબાગ ' નામનો એક બગીચો હતો. ઘણા માણસો તેમાં જઇ ભરાયા હતા. અંગ્રેજ સૈન્ય બગીચામાં પેઠું એટલે તેઓએ હાથ જોડી વિનંતિ કરી કે અમારે આ લડાઇ સાથે કોઇ પણ જાતનો સંબંધ નથી. અમે લડવૈયા નથી, નિરપરાધી, નિર્દોષ પ્રજા છીએ. જીવ બચાવવા માટે અહીં આવી ભરાયા છીએ. અંગ્રેજ સેનાનાયકે આ લોકોને અભય વચન આપ્યું અને ચોમેર પહેરેગીરો ગોઠવી અંદરના લોકોને બહાર અને બહારના લોકોને અંદર આવજા કરવા દેવાનો રસ્તો બંધ કર્યો.

હલ્લો કર્યો. પહેરેગીરો તેને અટકાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પણ અંગ્રેજ લશ્કરે એક પછી એક ઓરડાઓ કબજે કરવા માંડયા. પેહેરેગીરોએ પરાક્રમ દર્શાવવામાં કચાશ રાખી નહિ પણ અંગ્રેજ લશ્કરે સંગીન વડે તેઓને મારી હઠાવ્યા. આ તરફથી સંળગતી આગે પહેરેગીરોને લાચાર બનાવી દીધા. છેવટે મહેલ સેનાપતિના કબજામાં આવ્યો. મહેલની ઘોડારમાં ૫૦ ઘોડેસ્વારો હતા. તેઓએ રાણીના પક્ષમાં લડતાં પ્રાણ ગુમાવ્યા. લોર્ડ વિલિયમ બેન્ટીક રાણીના પતિ ગંગાધર રાવને તેની વફાદારીથી ખુશ થઇ એક રાષ્ટ્રધ્વજ આપ્યો હતો. અને તે ધ્વજ તે જ્યાં જાય ત્યાં લઇ જાય એમાં સંમતિ આપી હતી. રાજમહેલ સાથે એ ધ્વજ પણ અંગ્રેજોના કબજામાં આવ્યો.

અંગ્રેજો શહેરમાં પેઠા એટલે લક્ષ્મીબાઇ કિલ્લામાં જઇ રહ્યા. અંગ્રેજ સેનાપતિનાં ખોરાકપાણી ખૂટયાં હતાં. તાત્યાટોપા સાથેની લડાઇમાં એ બધું તેમને અનાયાસે મળ્યું હતું. આથી હથિયારો ઉપરાંત ખોરાક વગેરેમાં પણ અંગ્રેજ સેના ચઢિઆતી બની હતી. આમ થયું એટલે રાણી સામા પક્ષને અટકાવવા સમર્થ નીવડી નહિ. તેના શહેરનો મોટો ભાગ બળી ગયો હતો. તેના સાહસિક ગોલંદાજો રણભૂમિ પર પડયા હતા. તેના વિશ્વાસુ સૈનિકોનો મોટો ભાગ મરણ પામ્યો હતો. આથી તેણે છેવટના ઉપાય તરીકે પોતાનું વહાલું વતન તજવાનો નિશ્ચય કર્યો. એ નિશ્ચય પાર પાડવામાં કંઈ અડચણ ન નડી. તેના પિતા મોરોપંતે બધી તૈયારી કરી રાખી હતી. તેના વિશ્વાસુ નોકરો સજ્જ થયા. તેની દાસીઓ મુસાફરીની તૈયારી કરવા લાગી. તે પોતે પુરુષ પોશાક પહેરી ઘોડેસ્વાર થઇ મોરોપંત પણ

ઘોડેસ્વાર થયા. એક હાથીના હોદ્દા પર મણિમાણિક્ય લાદી દીધાં. દામોદરરાવને રાણીએ એક રેશમી લુગડાં વડે પોતાની પીઠ સાથે બાંધી લીધો.

આ પ્રમાણેની તૈયારી કરી રાણી પોતાના અનુચરો સાથે અંગ્રેજો ન જાણે તેમ ૪ થી એપ્રિલે મધરાતે કિલ્લાના ઉત્તર દરવાજામાંથી બહાર નીકળી. તેની બાતમી અંગ્રેજ સેનાપતિને મળતાં તેણે લેફ્ટેનેન્ટ વૌકરને પાછળ મોકલ્યો. વૌકર એકવીસ માઇલ પાછળ દોડ્યો પણ તેને પકડી શક્યો નહિ. રાણીનો વેગવાન ઘોડો અદશ્ય થઇ ગયો. અંગ્રેજ સેનાની ધરાઇ પાછો ફર્યો. પરંતુ રાણીના પિતાનું નસીબ એટલું પાધરૂં નહોતું. મોરોપંથ હાથી સાથે જતો હતો. રસ્તામાં અચાનક તેની પોતાની જ તરવારથી તેની જાંઘ ચિરાઇ ગઇ લોહીના સ્રાવથી તેનાં કપડાં ભીંજાઇ ગયાં. આવી સ્થિતિમાં તે દતિયા રાજ્યની હદમાં જઇ પહોંચ્યો. રાજમંત્રીએ તેને પકડી અંગ્રેજોને સ્વાધીન કર્યો. સર રોબર્ટ હેમિલ્ટનના હુકમથી તેને ફાંસીએ ચઢાવવામાં આવ્યો.

રાણીના ગમન પછી વળી ઝાંસીમાં ભયંકર કતલ ચાલી. કાનપુર અને દિલ્હીની માફક ઝાંસી પણ અંગ્રેજોને અતિશય ઉશ્કેરી મૂકતું હતું. કાનપુર અને દીલ્હીની માફક અહીં પણ તેમનાં બૈરાં છોકરાં કપાઇ મૂવાં હતાં; આથી કાનપુર દીલ્હીનું નાટક અહીં પણ ભજવાયું. કહેવાય છે કે અંગ્રેજી લશ્કરે પાંચ હજાર ઝાંસીના શહેરીઓની કતલ કરી.[૧] ઘણાએ તો આબરૂ જવાની બીકે પોતપોતાની મેળે પોતાનાં સંબંધીને મારી નાખ્યાં. ઘણી સ્ત્રીઓએ શિયળ સાચવવા કુવામાં

૧. Martin, Indian Empire Vol. II. P. 485.

ત્રૂટી પડી જાન આપ્યા. પરંતુ એટલું તો કહેવું જોઇએ કે અંગ્રેજ સેનાએ સ્ત્રીઓ પ્રત્યે શસ્ત્ર ચલાવ્યાં નહોતાં. જો કે સંજોગોને વશ થઇ કોઇ કોઇ સ્ત્રીઓ મરી ગઇ હતી પરંતુ સીધી રીતે કોઇ પણ અંગ્રેજ સેનાનીએ વૈરી પર હાથ ચલાવ્યો નહોતો. ઝાંસીનો કિલ્લો તથા શહેર લૂટવામાં આવ્યાં, અંગ્રેજ સેનાપતિએ લૂટફાટની સામગ્રીમાંથી અનાશ્રિત લોકોને અનાજ આપવાની સંમતિ આપી.[૧] ૫ મી એપ્રિલે ઝાંસીના કિલ્લામાં અંગ્રેજ સેના આવી હતી. ઝાંસીના સૈનિકોએ ૧૩ દિવસ સુધી લડાઇ ચલાવી હતી. તેર દિવસ સુધી આ કિલ્લામાંથી અંગ્રેજો પર અગ્નિનો વરસાદ વરસ્યો હતો. એક અંગ્રેજ લેખક[૨] કહે છે કે 'લડાઇ વેળા જાણે સાક્ષાત યમરાજા અને તેની સર્પવેણી ધારિણી, ઉગ્ર દાસીઓ અમારામાં આવી પડતાં ન હોય એવું લાગતું હતું. કિલ્લામાંથી સતત ભેરી, ટમટમ વગેરેના અવાજ આવ્યા કરતા હતા. બહારના ભાગમાં બંદુક અને તોપોના અવાજથી ચોદિશ ધ્રુજી ઉઠતી હતી. આ સાથે યમરાજા અમારા સૈનિકોને ટપોટપ ઉપાડી જતા હતા. આવાં ૧૩ દિવસનાં દારૂણ યુદ્ધ બાદ ઝાંસીનું સૈન્ય હાર્યું.

૧. લડાઇ બાદ દીલ્હી અને લખનૌરમાં લૂટફાટ તથા નાશનું જે તાંડવ મચી રહ્યું હતું તેની નવીન આવૃત્તિ ઝાંસીમાં પણ થઇ. ઉન્મત્ત સૈનિકોએ ભાંગ તોડ શરૂ કરી. આરસી, ઝુમર, ખુરશી, શેતરંજી, સાટિનનાં બિછાનાં, રૂપાના પાયાવાળી ખાટ, હાથીદાંતની બનાવટનો સામાન વગેરે તોડી ફોડી નાખવામાં આવતું. છેવટે આ ઉચ્છૃંખલ સૈનિકોને વશ રાખવામાં આવ્યા અને કંઇક અંશે વ્યવસ્થાની સ્થાપના થઇ.

૨. Lowe, Central India

હાર્યા છતાં તેઓ વીર સમાજમાં વંદનીય છે. જે સ્ત્રીના પ્રભાવથી તેઓ આ લડાઇ લડયા હતા તે પૃથ્વીના પ્રતિભાશાળી વીર પુરુષોમાં સદાને માટે પંકાશે.

હવે રાણી કાલ્પી જઇ પહોંચી. આ સ્થળે રાવ સાહેબ અને તાત્યાટોપી છાવણી નાખી પડયા હતા. રાણીની સાથે લશ્કર નહોતું. આથી તેણે રાવ સાહેબની મદદ માગી. રાવ સાહેબે પણ સૈનિકોની મુલાકાત લઇ તેને લડાઇ કરવા ઉશ્કેર્યા. લશ્કરની સરદારી તાત્યાને સોંપવામાં આવી. જ્યારે બધું સૈન્ય એક સ્થળે એકત્ર થશે ત્યારે તાત્યાએ રાવ સાહેબને જઇ મળવું એવા સંકેત મુજબ હાજર રહેલા સૈનિકો સાથે તાત્યાટોપી કાલ્પીથી ૪૦ માઇલ દૂર કુચ નામના સ્થળે જઇ રહ્યો. આ સ્થળે સર હુ રોઝ સાથે તેને લડાઇ થઇ. લડાઇમાં તાત્યો હાર્યો. રાણી લડાઇના મથક પર હાજર હતી. પરંતુ તાત્યાએ તેની સલાહ લીધી નહોતી. ગમે તેમ થયું તો પણ હાર ખમ્યો છતાં તેના લશ્કરે એવી કુશળતાથી પીછે હઠ કરી કરી અંગ્રેજ સેનાની તેની કુશળતા જોઇ વિસ્મય પામ્યો. કર્નલ મેલિસન સાહેબ લખી ગયા છે કે તે સૈન્ય જે પદ્ધતિથી પાછું હઠયું હતું તે પદ્ધતિથી વધારે સારી પદ્ધતિ બીજી હોઇ શકે જ નહિ.[1] જો કે તેમની હાર બે માઇલ લાંબી ફેલાઇ હતી છતાં તે લાંબા ગાળા વચ્ચે જરા પણ ગાબડું પડવા દીધા સિવાય પાછું હઠવું એ બહાદુરીનું કામ છે. લડાઇ વખતે સૈનિકોની હારમાં જેવી વ્યવસ્થા જળવાઇ રહે છે, તેવી જ વ્યવસ્થા આ લોકોમાં પણ જળવાઇ રહી હતી. એક ટોળી પાછળ પડનાર શત્રુઓ તરફ બંદુકની ગોળી છોડતી, અને

---

૧. Indian Mutiny, Vol. III. P. 178.

તરત જ દોડી બીજી ટોળી પાસે જતી. બીજી ટોળી વળી પહેલી ટોળીની માફક બંદુકો છોડી પાછળ હઠતી. આમ આખું લશ્કર વ્યવસ્થાપૂર્વક પાછું હઠી ગયું.

કુંચની લડાઇ બાદ કાલ્પીથી ૭ માઇલ દૂર યમુનાના કિનારે આવેલાં ગલાવલી નામના સ્થળે યુદ્ધ થયું. આ લડાઇમાં બાંદાનો નવાબ બે હજાર ઘોડેસ્વારો અને કેટલીક તોપો સાથે હાજર હતો. આ પહેલાં લક્ષ્મીબાઇએ રાવ સાહેબને લશ્કરને વ્યવસ્થિત કરવા માટે કહ્યું હતું. પરંતુ રાવ સાહેબ બાઇ માણસ પ્રત્યે અવિશ્વાસ હોવાથી આખાં લશ્કરની સરદારી લક્ષ્મીબાઇને સોંપવા તૈયાર નહોતા. યશ મેળવવા ખાતર એ કાર્ય તેમણે પોતે હાથમાં લીધું હતું. રાણીને કેવળ અઢીસો ઘોડેસ્વારની સરદારી મળી. તેને યમુનાની દિશા સાચવવાનું કામ સોંપવામાં આવ્યું. તે પોતાના સવારો એ દિશામાં ગોઠવી તૈયાર ઉભી. અંગ્રેજ સેના ગલાવલીની લડાઇમાં જય પામી. મે માસના છેલ્લા દિવસોમાં કાલ્પી આવી પહોંચી. તેણે કાલ્પી છતયું. ગલાવલીના યુદ્ધમાં હાર પામ્યા બાદ રાવ સાહેબ, બાંદાનો નવાબ વગેરે નાસવાની તૈયારીમાં હતા પણ કેવળ લક્ષ્મીબાઇના અટકાવવાથી જ સ્થિર થઈ રહ્યા હતા. લક્ષ્મીબાઇના સૈનિકોએ કાલ્પીની લડાઇમાં ભારે શૌર્ય દર્શાવ્યું હતું. તેના પરાક્રમથી અંગ્રેજ સેના ભારે મુંઝવણમાં આવી પડી હતી. લક્ષ્મીબાઇના સવારો એટલી ઝડપથી વધતા જતા હતા, એટલું યુદ્ધકૌશલ બતાવતા હતા કે અંગ્રેજો લગભગ હારવાની અણી પર આવી ગયા હતા. લક્ષ્મીબાઇએ જાતે અંગ્રેજોની દક્ષિણ પાંખ પર એવો સખત હુમલો કર્યો હતો કે ત્યાંથી અંગ્રેજોને પાછા હઠવું પડયું હતું. તે એટલા વેગથી આગળ વધી હતી કે અંગ્રેજોની તોપોથી કેવળ વીસ ગજ

દૂર રહી હતી. પરંતુ એવામાં અંગ્રેજ સેનાને કુમક મળી આથી રાણીની જીતની આશા ગઈ. એક અંગ્રેજ સેનાનાયક આ લડાઇમાં હાજર હતો. તેણે કર્નલ મોલસન આગળ આ યુદ્ધને પ્રસંગ લખી મોકલતાં દર્શાવ્યું છે કે 'અમે લગભગ હારવાની અણી પર હતા. એવા વખતે ઉંટવાહી સૈનિક ટુકડી[1] અને લગભગ દોઢસો નવા સૈનિકો આવી પહોંચ્યા અને સંજોગો બદલાઇ ગયા. ઉંટવાહી સૈનિક ટુકડીએ સર હ્યુ રોઝના સૈન્યની રક્ષા કરી. શત્રુઓ અમારી તોપોથી વીસ ગજ દૂર આવી પહોંચ્યા હતા. પંદર મિનિટ વધારે ગઈ હોત તો અમે કપાઈ જાત. આ દિવસથી મને ઉંટ પ્રત્યે બહુ માન ઉપજ્યું છે.' વાસ્તવિક રીતે લડાઇમાં લક્ષ્મીબાઇએ કોઇ પણ રીતે શત્રુઓ આગળ હાર સ્વીકારી નથી. તે પહેલેથી તે છેલ્લે સુધી એક સરખી રીતે પરાક્રમ દર્શાવી ગઇ છે. છેવટે રાવ સાહેબ લશ્કર સાથે નાઠા એટલે તેને પણ નાસવું પડયું. તાત્યાટોપીએ કાલ્પીમાં દારૂગોળો બનાવવાનું કારખાનું કાઢયું હતું. તોપો, દારૂ વગેરે પુરતા પ્રમાણમાં સંઘરેલું હતું. આ સ્થળ અંગ્રેજોના કબજામાં આવ્યું એટલે રાવ સાહેબ વગેરે ગ્વાલીઅરથી ૪૬ માઇલ દૂર આવેલ ગોપાલપુર જઇ રહ્યા.

હવે શું કરવું તે બાબતની મસલત ચાલી. રાવ સાહેબ, બાંદાનો નવાબ, તાત્યાટોપી અને રાણી ચારે એકત્ર મળી વિચાર કરવા લાગ્યાં. પહેલા બે જણા કોઈ પણ પ્રકારની હિકમત દર્શાવી શકયા નહિ. ત્રીજા માણસમાં પણ તેવી જાતની શક્તિ નહોતી. પરંતુ રાણી લક્ષ્મીબાઇમાં શૌર્ય ને બુદ્ધિ બંનેનો સમાવેશ થયો હતો.[2] તેણે એક નવો

---

૧ તેઓ મોટે ભાગે તીરકામઠાં વાપરી લડાઇ કરે છે.

૨ મેલિસન સાહેબે આ પ્રમાણે રાણીનાં વખાણ કર્યાં છે. Indian, Mutiny Vol. III P. 204.

ઉપાય શોધી કાઢ્યો. હાર ખમવાથી તેની બુદ્ધિ ઉલટી વધારે તીક્ષ્ણ બની હતી. તેણે કહ્યું કે કિલ્લાની ઓથે લઢયા સિવાય આપણે શત્રુને અટકાવી શકીશું નહિ. ગ્વાલિઅરનો કિલ્લો તાબે કરી ધર્મ અને સ્વદેશભક્તિ દ્વારા ત્યાંના સૈનિકોને ઉશ્કેરીશું તો અંગ્રેજો સામે ટકી શકીશું એવી સંભાવના છે. આવી યુક્તિ સાહસિક રણકુશળ વીરપુરુષના મગજમાંથી જ પેદા થઇ શકે. ગ્વાલિઅરમાં મહારાજ જયાજીરાવ સિંધિઆ રાજ્ય કરતા હતા. વિચક્ષણ મંત્રી દિનકરરાવ તેનો મંત્રી હતો. ગ્વાલિઅરનો કિલ્લો ન ચઢી શકાય તેવા પર્વત પર આવેલો છે. કર્મદક્ષ મંત્રી વડે રક્ષાએલા મહારાજા પાસેથી કિલ્લાનો કબજો લેવો એ સાહસિકતાની પરાકાષ્ઠા ગણાય. પરંતુ રાણી આ કાર્ય અમલમાં મૂકતા ન અટકી. રાવસાહેબ પણ રાણીના નિશ્ચયથી સંતોષ પામ્યા. તાત્યાટોપીએ પણ આ કાર્યમાં સંમતિ આપી. ૩૦ મી મેએ તેઓએ ગ્વાલિઅર જવા ગોપાલપુર તજ્યું.

ગ્વાલિઅરના વિચક્ષણ મંત્રી દિનકરરાવે આ વખતે આત્મ-રક્ષણ માટે ફૂટ રાજનીતિનો આશ્રય લીધો. તે જાણતો હતો કે ખુદ પેશ્વાનો ભાઇ આવી પહોંચશે એટલે સૈન્ય ઝાલ્યું નહિ રહે, માટે રાવ સાહેબ સાથે ખુલ્લો વિરોધ જાહેર ન કરવો. એમ ધારી તે રાવ સાહેબના સૈનિકો તરફ લાગણી દર્શાવવા લાગ્યો. પરંતુ અંદર-ખાનેથી તેઓને હાંકી કાઢવા માટે અંગ્રેજોની મદદ માગવા તત્પર થયો. તાત્કાલિક તો આવેલા સૈનિકોના તરફ હલ્લો ન લઇ જતાં આત્મરક્ષણ કરવું એવી તેની નીતિ હતી. મહારાજા સિંધિઆએ પણ તેમાં સંમતિ દર્શાવી હતી. ૩૧ મી મેએ મધરાતે મંત્રી મહેલ છોડી પોતાને ઘેર ગયો. મહારાજા પણ મંત્રીની વાત વિસરી રાવ-

સાહેબના સૈનિકો સમક્ષ પોતાની સત્તા દર્શાવવા તૈયાર થયા. જોઇ લીધું હતું કે દીલ્હી અંગ્રેજોના તાબામાં આવ્યું છે. લખનોર વગેરે મથકોએ પણ પાછી અંગ્રેજોની સત્તા સ્વીકારી છે. મધ્ય હિંદનો મોટો ભાગ પાછો અંગ્રેજી વાવટા નીચે આવ્યો છે. આથી અંગ્રેજો આખરે છતરી જ એવી તેને ખાત્રી થઇ ચૂકી હતી. આથી નિસંદેહ ચિત્તે અંગ્રેજ સરકાર પ્રત્યે પોતાની પ્રીતિ એટલું જ નહિ પણ અંગ્રેજો આગળ પોતાની બહાદુરી દર્શાવવા તેઓ સજ્જ થયા. બીજે દિવસે સવારમાં તેના સંકલ્પ મુજબ તૈયારી થઈ ચુકી. તેજ દિવસે (૧ લી જુન) તેઓ ૬૦૦૦ પાયદળ, ૧૫૦૦ ઘોડેસ્વારો અને પોતાના ૬૦૦ અંગરક્ષકો તથા આઠ તોપો સાથે મોરારથી બે માઇલ પૂર્વમાં આવી ઉભા, લગભગ ૭ વાગ્યાને સુમારે તેમની તોપો ગોળા ફેંકવા લાગી. રાવસાહેબે ધાર્યું કે મહારાજા મને માન આપવા આવ્યા છે અને માન ખાતર જ આ તોપોના અવાજ થાય છે. આથી તેઓ નચિંત રહ્યા. પરંતુ લક્ષ્મીબાઇ નિશ્ચિંત બેઠી નહિ. તે કેવળ બસો સૈનિકો સાથે એવા વેગથી ગોલંદાજો પાસે જઇ પહોંચી કે તોપચીઓ બિચારા તેનો પ્રતાપ ન સહેવાથી નાસી છૂટયા. આ તરફ ગ્વાલિઅરના સૈનિકો રાવસાહેબના લશ્કર પ્રત્યે લાગણી દર્શાવવા લાગ્યા. ઘણા ખરા તો સામા પક્ષમાં ગયા પણ ખરા. ઘણાખરા લડાઇનું મેદાન તજી તરણુચના ક્ષેત્ર પર જઇ પોતાની તરસ ને ભૂખ મટાડવા લાગ્યા. મહારાજાના શરીર રક્ષકો વફાદાર રહ્યા ખરા પણ લક્ષ્મીબાઇના ધસારા આગળ મહારાજા હાર્યાં. તેના અનેક સૈનિકો માર્યા ગયા. તેમને થોડા સૈનિકો સાથે નાસવું પડયું. તે એટલા જોરથી કે આગ્રાના ઝાંપામાં પગ મૂકયા પહેલાં ઘોડાની લગામ ખેંચી શકયા નહિ.

આ રીતે ગ્વાલિઅરના રણક્ષેત્ર પર વીરાંગના લક્ષ્મીબાઇની ગર્જના વ્યાપી રહી.

દિનકરરાવે આ સમાચાર સાંભળી રાણી વગેરેને નરવર નામના સ્થળે મોકલી. પોતે પણ મહારાજાનું અનુસરણ કર્યું. રાવસાહેબ વિજયના ઉલ્લાસમાં શહેરમાં પેઠા. શહેર સાથે કિલ્લો, ખજાનો, હથિયાર વગેરે બધું કબ્જામાં આવ્યું. તેના હુકમથી લશ્કર લૂટફાટ કરતું અટકયું. નાના સાહેબને પેશ્વા તરીકે અને રાવસાહેબને તેના પ્રતિનિધિ તરીકે જાહેર કરવામાં આવ્યા. ગ્વાલિઅરના અને રાવસાહેબના સૈનિકોને પુરતા પ્રમાણમાં બક્ષીશ મળી એટલે તેઓ સંતોષ પામ્યા. રામરાવ ગોવિંદ નામના ગ્વાલિઅર દરબારના પદભ્રષ્ટ માણસને મંત્રી બનાવવામાં આવ્યો. બાણપુર અને શાહગઢના રાજાને ગ્વાલિઅર આવવાનાં ફરમાનો છૂટયાં.

આ વખતે એક બાબતમાં રાવસાહેબ તદ્દન બેદરકાર રહ્યા. ગંગાદશહરાના પર્વ નિમિત્ત તેઓ સૈન્યની વ્યવસ્થા કરવાનું કામ મૂકી બ્રહ્મભોજન તરફ લક્ષ આપવા લાગ્યા. હજારો બ્રાહ્મણો જમવા લાગ્યા. આ તરફ સર હ્યુ રોઝ સિંધિઆને ગ્વાલિઅર આવવાનું નિમંત્ર મોકલી પોતે તે તરફ આવવા નીકળ્યો. પરંતુ રાવસાહેબ તો બ્રહ્મ-ભોજનમાંથી પરવાર્યા નહિ. રાણીએ એક બે વાર તેમનું ધ્યાન ખેંચ્યું પણ તે તરફ ધ્યાન ન અપાયું એ જોઇ તે પણ બહુ જ અસંતોષ પામી. અંગ્રેજ સેનાપતિ આવે છે એવા સમાચાર મળ્યા છતાં રાવસાહેબને અક્કલ ન આવી. તેઓ તો કેવળ તાત્યાટોપીને લડાઇની તૈયારી કરવાનો હુકમ આપી નિશ્ચિંત રહ્યા. તાત્યાટોપી પોતાનું સૈન્ય લઇ અંગ્રેજ સેનાપતિ તરફ ચાલ્યો. પરંતુ તેનું કાર્ય

સિદ્ધ થયું નહિ. ૧૬ મી જુને મોરાર સર થઇ રોઝના કબજામાં આવ્યું. રાવસાહેબે હવે આ બાબતમાં રાણીની સલાહ માગી. રાણી રાવસાહેબના આ વ્યવહારથી પ્રથમથી જ કંટાળી ગઇ હતી છતાં આ વખતે પણ તેનું કર્તવ્ય જ્ઞાન નષ્ટ થયું નહોતું. તેણે રાવસાહેબને કહ્યું કે તમારી નિષ્કાળજીથી સોનાની તક જતી રહી છે. હવે તો સૈનિકોને વ્યવસ્થિત બનાવી અંગ્રેજોનો હલ્લો અટકાવવા સિવાય બીજો કોઇ ઉપાય રહ્યો નથી. તાત્યાટોપીએ પણ આ બાબતમાં સંમતિ આપી. ગ્વાલિઅરનો પૂર્વ ભાગ રાણીએ સાચવવો એવું કર્યું. રાણી વીરપુરુષના વેશમાં સૈનિકોને ગોઠવવા લાગી.

૧૮ મી જુને ( અંગ્રેજ ઇતિહાસકારોના મત મુજબ ૧૭ મી જુને ) ફુલબાગના રાજમહેલ નિકટ આવેલા ડુંગરી પ્રદેશમાં અંગ્રેજ સેનાનાયક સ્મિથ સાથે રાવસાહેબના સૈનિકોને લડાઇ થઈ. એ સ્થળ કોકાકી સરાઇના નામથી પ્રસિદ્ધ છે. તેનો ઘણો પ્રદેશ સાંકડી ખાઇથી છવાઇ ગયો છે. આથી આવે સ્થળે ઘોડેસ્વાર સેનાને હલ્લો કરવો ફાવે તેમ ન હોતું. આ સ્થળે લગભગ આખો દિવસ લડાઇ ચાલી. રાણી આખો દિવસ સૈનિકોને ઉત્સાહ ચડાવતી હતી.. છતાં એ બધું નિષ્ફળ નીવડયું. તેને પોતાની વિશ્વાસુ દાસી અને કેટલાક નોકરો સાથે મેદાન છોડવું પડયું.

પોતાનો ઘોડો બહુ થાકી ગયો હોવાથી લક્ષ્મીબાઇએ સિંધિ-આની ઘોડારમાંથી એક ઘોડો લીધો હતો.[1] આ ઘોડો જ છેવટે

---

[1] અશ્વ પરીક્ષામાં રાણી બહુ ઉસ્તાદ હતી. આ સ્થળે અમને લાગે છે કે ઉત્તમ અશ્વની ગેરહાજરીમાં આ ઘોડો પસંદ કરવાની રાણીને ફરજ પડી હશે.

તેને માટે કાળ સ્વરૂપ નીવડયો. આખો દિવસ રાણીએ આ ઘોડા પર ગાળ્યો હતો. આ ઘોડા સાથે જ તેણે લડાઇનું મેદાન છોડયું હતું. ઘોડો વેગથી દોડતો હતો. રસ્તામાં 'મરી ગઇ રે મરી ગઇ રે' એવો અવાજ સંભળાયો. રાણીએ પાછું વાળી જોયું તો પોતાની પ્રિય દાસી સુંદરાને એક અંગ્રેજ ઘોડેસ્વારના પંજામાં સપડાએલી જોઇ. રાણીએ વીજળીના વેગે પોતાનો ઘોડો તેના તરફ ચલાવ્યો અને તરવારના વારથી હુમલો કરનારને મારી ફરીથી ઘોડો દોડાવી મૂકયો. સામે એક સાંકડું નાળું હતું. ઘોડો નાળામાં પાણીનો પ્રવાહ વહેતો જોઇ સ્થિર થઇ ઉભો. રાણીએ નાળું કુદાવવા ઘણા પ્રયત્નો કર્યાં છતાં નઠોર પ્રાણી જેમનું તેમ ઉભું. એ દરમિયાન કેટલાક અંગ્રેજ ઘોડેસ્વારો આવી પહોંચ્યા. તેઓની સાથે રાણી તરવારના દાવ ખેલવા લાગી. એક શત્રુની તરવારના આઘાતથી રાણીના માથાનો જમણો ભાગ કપાઇ ગયો. ત્યારબાદ શત્રુએ તેની છાતી પર સંગીનનો ઘા કર્યો. આમ ઘવાયા છતાં રાણીએ એ હલ્લો કરનારને તો પુરો જ કર્યો. ત્યારબાદ તેના ઇસારા મુજબ તેનો વિશ્વાસુ નોકર સરદાર રામચંદ્ર રાવ દેશમુખ તેને પાસેની એક પર્ણકુટિમાં લઇ ગયો. કુટિરસ્વામી ગંગાધર બાબાજીએ ગંગાજળ વડે તેની અંતિમ તૃષા શાંત કરી. મુહૂર્ત્તકાળ પછી એ પર્ણકુટિરમાં શત્રુના જીવલેણ આઘાતથી રાણીનો અંતિમ કાળ નજીક આવ્યો. તે પોતાના પ્રિય પુત્ર દામોદર રાવ તરફ છેલ્લો દષ્ટિપાત કરી અનંત નિદ્રાને વશ થઇ.[1]

આ પ્રમાણે ઝાંસીની વીર રાણી મરણ પામી. ત્રેવીસ વર્ષની

૧ રાણીની બે દાસીઓ મુંદરા ને કાશી તેની સાફક વીરપુરુના વેશમાં સજ્જ થઇ લડાઇના મેદાનપર હાજર હતી.

ઉંમરે આ બાઇએ જે કૌશલ બતાવ્યું હતું તે જોઇ મોટા મોટા અંગ્રેજ સેનાનાયકો પણ વિસ્મય પામ્યા હતા. સેનાપતિ સર હ્યુ રોઝે રાણીના સંબંધમાં લખ્યું છે કે તે સ્ત્રી હતી છતાં શત્રુઓમાં તે સૌથી અધિક દક્ષ હતી.[૧] નાની ઉંમરની વીરાંગનાના વીરત્વે આમ અંગ્રેજ સેનાપતિને પણ ચકિત બનાવ્યો હતો. આવી બહાદુરીથી મુગ્ધ થઇ અંગ્રેજ સેનાનાયકોએ તેને જીવતી પકડવાનો પ્રયત્ન કર્યો હતો, પરંતુ તેઓનો એ પ્રયત્ન નિષ્ફળ નીવડયો હતો. રાણી પુરુષ વેશમાં હોવાથી જે યુરોપીઅન ઘોડેસ્વાર તેની પાછળ પડયો હતો તે તેને ઓળખી શકયો નહોતો. છેવટે અંગ્રેજ સેના રાણીના દેહનો સ્પર્શ ન કરી શકે એ ખાતર રામચંદ્રરાવે પાસેના સુકાએલા ઘાસના ગંજમાં ચિતા ખડકી રાણીના દેહને સુવાડયો. જોત જોતામાં એ ત્રેવીસ વર્ષની લાવણ્યમયી વીરાંગનાનો દેહ ભસ્મીભૂત થઇ ગયો.[૨]

મેલિસન સાહેબ આ વીરાંગના વિષે લખી ગયા છે કે અંગ્રેજોની દૃષ્ટિએ રાણી ગમે તેટલી દોષ પાત્ર લેખાય છતાં તેના સ્વદેશ બાંધવો તો હમેશને માટે યાદ રાખશે કે અંગ્રેજોના અન્યાયથી જ તે બળવામાં ભળી હતી. તેણે તેના દેશ ખાતર જન્મ લીધો હતો અને દેશ ખાતર પ્રાણ તજ્યો હતો.[૩] અલબત્ત રાણીએ વેર વાળવા ખાતર

---

૧. Martin, Indian Empire Vol. II, P. 489

૨. કોઈ કોઇ લખે છે કે શત્રુઓની ગોળીના આઘાતથી રાણી મરણ પામી પરંતુ વિશ્વાસ રાખવા લાયક પ્રમાણ પરથી માલમ પડે છે કે તરવારના આઘાતથી જ તેનું મૃત્યુ નીપજ્યું હતું.

૩. Maileson, Indian Mutiny, Vol. I. P. 196-197.

હથિયાર સજ્યાં હોય એ શક્ય છે પરંતુ તેણે જે શક્તિ દર્શાવી છે તે પ્રત્યે શત્રુ કે મિત્રમાંનો કોઇ અસન્માન દર્શાવી શક્યો નથી.

૧૮ મી જુને ગ્વાલિઅરના મહારાજનો વસવાટ લશ્કર અને પુક્ષબાગ તાબે થયાં. એ જ દિવસે રાત્રે સિપાઇઓ કિલ્લો છોડી નાઠા. ૨૦ મી જુને મહારાજ જયાજીરાવ પોતાની રાજધાનીમાં પાછા આવ્યા.

અને દામોદરરાવ? જે બાળક લક્ષ્મીબાઇનું પ્રાણપ્રિય ધન હતું. તેનું શું થયું? દામોદરરાવ કેટલાક વિશ્વાસુ નોકરો સાથે જંગલમાં જઇ છુપાયો. બે વરસ આમ સંતાકુકડીની રમતમાં વીતાવ્યાં. ત્યાર બાદ તે અંગ્રેજોના હાથમાં સપડાયો. ઇંદોરના તે વખતના રેસિડંટ સર રિચમન્ડ શેક્સપીઅરે તેના પ્રત્યે સુજનતા દર્શાવવામાં બાકી રાખ્યું નહિ. રેસિડંટની નીમણુક મુજબ એક કાશ્મીરી બ્રાહ્મણ તેનો રક્ષક બન્યો. સરકારે તેને માસિક દોઢસોનું પેન્શન બાંધી આપ્યું. ત્યારબાદ લૉર્ડ નૉર્થબ્રુકે તેની નિર્ધનાવસ્થા તરફ જોઇ તેનું દેવું પતાવવા માટે દશ હજાર રૂપીઆ આપ્યા. તેનું પેનશન પર દોઢસોથી વધારી બસોનું કરવામાં આવ્યું. ઝાંસી સાથે ગંગાધરરાવની બધી સ્વોપાર્જિત મિલકત પણ સરકારે લઇ લીધી હતી. તેનો પુત્ર અત્યારે બસો રૂપીઆનું માસિક પેન્શન ભોગવતો ઇંદોરમાં રહે છે. લક્ષ્મીબાઇએ સરકાર વિરુદ્ધ હથિયાર પકડયાં હતાં, પણ તેના પુત્રને આશ્રય આપવામાં સરકારે બધી બાજુનો વિચાર કરી જોયો હતો.

## અધ્યાય ૨ જો

### ઝાંસીની પાસેનાં સ્થાન

વિષય નિર્દેશઃ—નવગાંના સિપાઇઓની ઉશ્કેરણી—ત્યાંના યુરોપીઅનોની નાસ ભાગ—તેઓની સાથે વફાદાર સિપાઇઓનું ગમન—રસ્તામાં તેઓની દુર્દશા—તેઓના પ્રત્યે છત્રપુરની રાણી અને ચિરકારીના રાજાનો સદ્વ્યવહાર—બાંદાની ઘટના—નાગોદના વફાદાર સિપાઇઓ—નાસેડુઓનું નાગોદમાં આગમન.

ઝાંસીમાં ઉથલપાથલ મચી રહી હતી તે દરમિયાન આજુબાજુના પ્રદેશમાં શું શું બન્યું હતું તે અત્રે જણાવવામાં આવે છે.

ઝાંસીથી લગભગ બસો માઇલ પૂર્વમાં નવગાં આવેલું છે. ઝાંસીમાં જે બારમી પલટણ હતી તેનો થોડો ભાગ નવગાંમાં રહેતો હતો. તે સિવાય ૧૪ મી અનિયમિત ઘોડેસ્વાર પલટણનો એક ભાગ અને કેટલાક ગોલંદાજો પણ ત્યાં રહેતા હતા. મેજર કિર્કે નામનો એક સૈનિક પુરુષ ત્યાંની છાવણીનો અધ્યક્ષ હતો. ઇ. સ. ૧૮૫૭ ના મે માસની ૩૦ મી સુધી અહીંના સિપાઇઓમાં કોઇ પણ જાતની અશાંતિ જોવામાં આવી નહોતી. મે માસ ગયો. જુન માસની શરુઆતમાં તાપ વધવા લાગ્યો. તે સાથે સિપાઇઓની શાંતિ પણ ધીરે ધીરે પીગળવા લાગી. ૫ મી જુને નવગાંના અધિનાયકે પોતાના સૈન્યને કવાયતના મેદાન પર એકત્ર કરી તેમની વફાદારી બાબત વખાણ કર્યાં. સિપાઇઓ પોતાના ઉપરીને મુખે આવાં વર્ણ સાંભળી આનંદથી એટલા તો ઉન્મત્ત બની ગયા કે જે

ચલાવવા તૈયાર થઇ ઉભા. પાયદળ સેના હથિયાર લઇ સજ્જ થઇ ઉભી. ઘોડેસ્વારો નિમકહલાલી કરવા આગ્રહ દર્શાવવા લાગ્યા. ઓફિસરો આ બધું જોઇ સંતોષ પામ્યા. પરંતુ આ બધી તોફાન પહેલાંની શાંતિ હતી એ તેઓ સમજી ન શકયા. થોડા દિવસ તો શાંતિમાં પસાર થયા. ૧૦ મી જુને ભયંકર મુશ્કેલી ઉભી થઇ. એક કદાવર શિખે બે નોકરો સાથે જે સ્થળે સિપાઇઓના પહેરા બદલાતા હતા ત્યાં જઇ એકાએક હવાલદારને ગોળીથી ઠાર કર્યો, ત્યારબાદ તરત જ છાવણી તરફ બંદુકના બાર થયા. આ પરથી સ્પષ્ટ સમજાઇ ગયું કે સિપાઇઓમાં અસંતોષ પ્રબળ પ્રમાણમાં ફેલાઇ રહ્યો છે.

હવે નાસવા સિવાય યુરોપીઅનો માટે બીજો એકેય ઉપાય રહ્યો નહિ. ભૂતકાળની સુજનતા અને માયાળુપણાની વાતો, ભવિષ્યમાં ઇનામો આપવાની લાલચો આ વખતે કાર્ય કરી નીવડશે એવું કોઇએ ન જ ધાર્યું. અંગ્રેજો કોઇ સુરક્ષિત સ્થળે જવાની તૈયારી કરવા લાગ્યા. બાળકો ને સ્ત્રીઓ તેઓને માટે મોટી ચિંતાનું કારણ થઇ પડયાં. ૮૭ વિશ્વાસુ સિપાઇઓ આ બધાંના રક્ષક બન્યા. નાસેડુઓએ પ્રથમ અલાહાબાદ જવાની ઇચ્છા દર્શાવી. પરંતુ રસ્તામાં મુશ્કેલી ઉભી થશે એવા ભયથી છેવટે તેઓએ કલિંજર અને મીરજાપુર તરફ પ્રયાણ કર્યું. રસ્તામાં તેઓને ખૂબ અડચણો પડી. તેઓમાંના જેઓ જીવતા રહ્યા હતા તેઓ પોતાની દારૂણ વેદનાનું વર્ણન કરી ગયા છે. સિપાઇઓ ઉશ્કેરાયા તે વખતે મેજર કિરકેનું મગજ બગડી ગયું હતું. હવે આ અને દારૂ વિના તેની તેજસ્વિતા પણ નષ્ટ થઇ ગઇ. તે વખતોવખત આંબાની વાત બોલવા લાગ્યો. વખતોવખત કોઇ પદાર્થ એ રીતે ખાવા લાગ્યો કે એ જાણે તેના જીવનની મુખ્ય

## અધ્યાય ૨ જો

### ઝાંસીની પાસેનાં સ્થાન

વિષય નિર્દેશઃ—નવગાંના સિપાઇઓની ઉશ્કેરણી-ત્યાંના યુરેપીઅનોની નાસ ભાગ-તેઓની સાથે વફાદાર સિપાઇઓનું ગમન-રસ્તામાં તેઓની દુર્દશા-તેઓના પ્રત્યે છત્રપુરની રાણી અને ચિરકારીના રાજાનો સદ્‌વ્યવહાર-બાંદાની ઘટના-નાગોદના વફાદાર સિપાઇઓ-નાસેડુઓનું નાગોદમાં આગમન.

ઝાંસીમાં ઉથલપાથલ મચી રહી હતી તે દરમિયાન આજુબાજુના પ્રદેશમાં શું શું બન્યું હતું તે અત્રે જણાવવામાં આવે છે.

ઝાંસીથી લગભગ બસો માઇલ પૂર્વમાં નવગાં આવેલું છે. ઝાંસીમાં જે બારમી પલટણ હતી તેનો થોડો ભાગ નવગાંમાં રહેતો હતો. તે સિવાય ૧૪ મી અનિયમિત ઘોડેસ્વાર પલટણનો એક ભાગ અને કેટલાક ગોલંદાજો પણ ત્યાં રહેતા હતા. મેજર કિર્કે નામનો એક સૈનિક પુરુષ ત્યાંની છાવણીનો અધ્યક્ષ હતો. ઇ. સ. ૧૮૫૭ ના મે માસની ૩૦ મી સુધી અહીંના સિપાઇઓમાં કોઇ પણ જાતની અશાંતિ જોવામાં આવી નહોતી. મે માસ ગયો. જુન માસની શરુઆતમાં તાપ વધવા લાગ્યો. તે સાથે સિપાઇઓની શાંતિ પણ ધીરે ધીરે પીગળવા લાગી. ૫ મી જુને નવગાંના અધિનાયકે પોતાના સૈન્યને કવાયતના મેદાન પર એકત્ર કરી તેમની વફાદારી બાબત વખાણ કર્યાં. સિપાઇઓ પોતાના ઉપરીને મુખે આવાં વખાણ સાંભળી આનંદથી એટલા તો ઉન્મત્ત બની ગયા કે ગોલંદાજે તોપો

ચલાવવા તૈયાર થઇ ઉભા. પાયદળ સેના હથિયાર લઇ સજ્જ થઇ ઉભી, ઘોડેસ્વારો નિમકહલાલી કરવા આગ્રહ દર્શાવવા લાગ્યા. ઓફિસરો આ બધું જોઇ સંતોષ પામ્યા. પરંતુ આ બધી તોફાન પહેલાંની શાંતિ હતી એ તેઓ સમજી ન શકયા. થોડા દિવસ તો શાંતિમાં પસાર થયા. ૧૦ મી જુને ભયંકર મુશ્કેલી ઉભી થઇ. એક કદાવર શિખે બે નોકરો સાથે જે સ્થળે સિપાઇઓના પહેરા બદલાતા હતા ત્યાં જઇ એકાએક હવાલદારને ગોળીથી ઠાર કર્યો, ત્યારબાદ તરત જ છાવણી તરફ બંદુકના બાર થયા. આ પરથી સ્પષ્ટ સમજાઇ ગયું કે સિપાઇઓમાં અસંતોષ પ્રબળ પ્રમાણમાં ફેલાઇ રહ્યો છે.

. હવે નાસવા સિવાય યુરોપીઅનો માટે બીજો એકેય ઉપાય રહ્યો નહિ. ભૂતકાળની સુજનતા અને માયાળુપણાની વાતો, ભવિષ્યમાં ઇનામો આપવાની લાલચો આ વખતે કાર્ય કરી નીવડશે એવું કોઇએ ન જ ધાર્યું. અંગ્રેજો કોઇ સુરક્ષિત સ્થળે જવાની તૈયારી કરવા લાગ્યા. બાળકો ને સ્ત્રીઓ તેઓને માટે મોટી ચિંતાનું કારણ થઇ પડયાં. ૮૭ વિશ્વાસુ સિપાઇઓ આ બધાંના રક્ષક બન્યા. નાસેડુઓએ પ્રથમ અલાહાબાદ જવાની ઇચ્છા દર્શાવી. પરંતુ રસ્તામાં મુશ્કેલી ઉભી થશે એવા ભયથી છેવટે તેઓએ કલિંજર અને મીરજાપુર તરફ પ્રયાણ કર્યું. રસ્તામાં તેઓને ખૂબ અડચણો પડી. તેઓમાંના જેઓ જીવતા રહ્યા હતા તેઓ પોતાની દારૂણ વેદનાનું વર્ણન કરી ગયા છે. સિપાઇઓ ઉશ્કેરાયા તે વખતે મેજર કિરકેનું મગજ બગડી ગયું હતું. હવે ચા અને દારૂ વિના તેની તેજસ્વિતા પણ નષ્ટ થઇ ગઇ. તે વખતોવખત આંબાની વાત બોલવા લાગ્યો. વખતોવખત કોઇ પદાર્થ એ રીતે ખાવા લાગ્યો કે એ જાણે તેના જીવનની મુખ્ય

પરંતુ ન હોય! તેણે પોતાના પીવાના પદાર્થો ને ખાવાની ચીજો લાવવા માટે નવગાં બે અમલદારોને મોકલ્યા. વખતોવખત તેના મુખમાંથી અસંબદ્ધ વચનો બહાર પડવા લાગ્યાં. નાસેડુઓ પ્રથમ છત્રપુર આવી પહોંચ્યાં. આ રાજ્ય લૉર્ડ ડેલહાઉઝીના કરાલ પંજામાંથી મુક્ત રહ્યું હતું. વિધવા રાણી પોતાના બાળકુંવરના વાલી તરીકે રાજ્યના ચલાવતી હતી. નાસેડુઓને તેણે જોઇતી ચીજો પુરી પાડી. ત્યાંથી તેઓ રવાના થયા. એ દરમિયાન સેનાપતિ કિરકે અદશ્ય થઇ ગયો. મગજ નબળું પડી જવાથી તે એમ માનવા લાગ્યો કે આ સિપાઇઓ મને મારી નાખવાનું કાવતરૂં કરે છે. આ કાલ્પનિક ભયથી તે ક્યાંક છુપાઇ બેઠો હતો. ૧૬ મી જુને તે વળી નવગાંથી મોકલવામાં આવેલી. ચા ને દારૂની ગાડી સાથે પોતાની ટુકડીને જઇ મળ્યો. ઇચ્છિત વસ્તુ મળતાં તેને કંઇક દરજ્જે શાંતિ મળી. ત્યાંથી તેઓ બુંદેલખંડમાંના વરકારી ગામ તરફ ચાલ્યા. એ સ્થળના રાજાએ તેમને ખેરાકી આપી. તથા જોઇતા પૈસા આપી સગવડ કરી આપી. પરંતુ આવી શાંતિ ક્ષણજીવી નીવડી. કેટલાક હથિહારબંધ લોકોએ તેઓને કલિંજર પહોંચાડી આવવાનું વચન આપ્યું એટલે તેઓ બધા એ સ્થળ ભણી આગળ વધ્યા. છેવટે એ હથિયારબંધ લોકોએ તેમના પર હલ્લો કર્યો. કેટલાક માર્યા ગયા. હલ્લો કરનારાઓએ ગાડીઓ અટકાવી હતી. આથી નાસેડુમાંના કોઇ કોઇ પગપાળા કે ઘોડેસ્વાર થઇ નાઠા. હવે બાકી રહેલાંઓ મહોબા તરફ ચાલ્યા. પરંતુ તેના ઉપરીનું નસીબમાં ત્યાં પહોંચવાનું લખ્યું નહોતું. આ દુર્ઘટનાથી કિરકેનું હૃદય અશાંત બની ગયું હતું. થોડાક માઇલ દૂર ગયા બાદ તે ઘોડા પરથી પડી ગયો અને મરણ પામ્યો.

હવે કમાન સ્કોટ એ ટોળીનો ઉપરી બન્યો. એ કિરકે કરતાં હતો, તથા આ તથા મદિરાનો ઓછો ભક્ત હતો. પોતાના નીચેનાં માણસોને બચાવવા તે ખૂબ પ્રયત્ન કરવા લાગ્યો. આ સમયે મૃત્યુ અનિવાર્ય થઇ પડયું હતું. જુન માસનો અસહ્ય થઇ પડયો હતો. તાપથી ઘણા લોકો ઉન્મત્ત બની ગયા. કેટલાક મરણ પામ્યા. મરણ પામેલાનાં શબો રસ્તા પર પડયાં રહ્યાં. આવું દુઃખ વેઠતી વેઠતી આ ટોળી આજીગઢ તરફ ગઇ. આજીગઢની રાણી અને બાંદાના નવાબે આવા સમયમાં તેઓની ખાસ મદદ કરી. તેઓની મદદ ન મળી હોય તો આ ટોળીમાંના લગભગ દરેક માણસને મોતને ભેટવું પડત. કેવળ આ રાજવંશીઓની મદદથી જ આ નાસેડુ ટોળી બચી હતી.[૧]

આ સ્થળે બાંદાની ઘટનાનો ટુંકામાં સમાવેશ કરવામાં આવે છે. બીજાં સ્થળોની જેમ બાંદામાં પણ લશ્કરી છાવણી હતી. આ સ્થળની ૫૬ મો પલટણ નવગાંના સમાચાર સાંભળી ૧૪ મી જુનને રોજ સરકાર વિરુદ્ધ બાંદાના સૈન્ય સાથે જઇ ભળી હતી. તેઓએ તેજુરી લૂટી હતી. આ સમયે નવાબે અમલદારોના પ્રાણ બચાવ્યા હતા. બીજાં સ્થળોના નાસેડુઓને પણ તેણે આશરો આપ્યો હતો. પરંતુ છેવટે ઘટના ચક્ર એવું ગોઠવાયું કે નવાબને સરકાર વિરુદ્ધ પડવું પડયું. તે રાવસાહેબ અને તત્યાટોપીને જઇ મળ્યો હતો તે અગાઉ જણાવ્યું છે.

બુંદેલખંડની લગભગ બધી છાવણીઓમાં આ દાવાનળ ફાટી નીકળ્યો હતો. કેવળ નાગોદના સિપાઇઓ શાંત રહ્યા હતા. જ્યારે

---

૧ Malleson, Indian Mutiny. Vol. I. P. 196–197.

બીજી પલટણોના સિપાઇઓ ખ્રીસ્તિઓના જીવ લેવા તૈયાર થયા હતા ત્યારે નાગોદના સિપાઇઓ ( ૫૦ મી પલટણની પાયદળ સેના ) અંગ્રેજોના પક્ષમાં તૈયાર ઉભી હતી. તેમાંથી કેવળ ૧૪ સિપાઇઓએ જ અસંતોષનાં ચિન્હો બતાવ્યાં હતાં.[૧]

અગાઉ કહ્યું છે તેમ કેટલાક સિપાઇઓ નવગાંના નાસેડુઓ સાથે રક્ષક તરીકે ગયા હતા. એ સમયે આજુબાજુના પ્રદેશમાં લગભગ બધે બ્રિટિશ સત્તા નાશ પામી હતી. સિપાઇઓએ દીલ્હીના બાદશાહની સત્તા જાહેર કરી હતી. ઉપલા સિપાઇઓને અંગ્રેજોને ખાવાપીવાની જોગવાઇ કરી આપતા હતા તેથી લોકો બહુ ગુસ્સે થતા હતા. આથી એ સમયે નાસેડુઓનો સાથ તજવો એ તેઓને ઉત્તમ લાગ્યું. કેમાન સ્કોટે આ લોકોને સારૂં સર્ટિફિકેટ લખી આપ્યું અને રાજીખુશીથી છુટા કર્યા. સિપાઇઓ સંતુષ્ટ ચિત્તે અલાહાબાદ ગયા. નાસેડુઓ પોતાના આત્મીય સ્વજનોના મરણથી હેરાન હેરાન થઇ ગયા અને છેવટે આજીગઢથી નાગોદે જઇ પહોંચ્યા.[૨]

---

૧ Malleson, Indian Mutiny. Vol. I. P. 198.

૨ Kaye, Sepoy War, Vol. III. P. 377.

## અધ્યાય ૩ જો

### તાત્યાટોપી

વિષય નિર્દેશ:—તાત્યાટોપીની પીછે હઠ—તે જુદે જુદે સ્થળે ભટકે છે—પકડાય છે—ફાંસીએ લટકે છે.

ગ્વાલિઅર જીતાયું અને મહારાજા સિંધિઆ ફરીથી રાજા બન્યા એટલે સર હ્યુ રોઝે ૨૯ મી જુનને રોજ મધ્યહિંદના સેનાપતિનો ઓદ્ધો છોડયો. તેણે ૭ માસ સુધી મધ્યહિંદમાં લડાઇઓ પર લડાઇઓ જીતી હતી. બ્રિગેડિયર જનરલ રૉબર્ટ નેપિયરની તેની જગ્ગા પર નીમણુંક થઈ. આ તરફ તાત્યાટોપી, રાવસાહેબ અને બાંદાનો નાવ ૨૨ મી જુને ઉત્તર પશ્ચિમ દિશામાં રવાના થયા. શરમથુરા આગળ તેમને બાતમી મળી કે બ્રિગેડિયર સૉવર્સ તેમની સામે લશ્કર મોકલ્યું છે. આથી તેઓ જયપુર જવા માટે પશ્ચિમ તરફ વધ્યા. તેઓને ખાત્રી હતી કે એ સ્થળે તેમની મદદમાં સૈન્ય તૈયાર રહેશે. પરંતુ ૨૭ મી જુને જયપુરના પોલિટિકલ એજન્ટ કપ્તાને ઇડને સાહેબે રજપુતાના સેનાપતિ રોબર્ટસને સમાચાર મોકલ્યા કે નાસતા ફરતા મરાઠા સેનાપતિએ જયપુરમાં અસંતોષ ફેલાવવા જાસુસ મોકલ્યા છે. સમાચાર મળતાં જ રોબર્ટસ ૨૮ મી જુને એ સ્થળ ભણી રવાના થયો. અને તાત્યાટોપી પહેલાં ત્યાં જઇ પહોંચ્યો. આ સ્થળે કહી રાખવું જોઇએ કે તાત્યાટોપીને પકડવા માટે અંગ્રેજોએ અપાર પ્રયત્નો કર્યા હતા; આ હેતુ પાર પાડવા ગ્વાલિઅર, ઝાંસી, સિપ્રિ, ગુણા અને નસિરાબાદ આમ પાંચ સ્થળે પાંચ લશ્કરો રાખવામાં

આવ્યાં હતાં. ભરતપુરમાં પણ પુરતું લશ્કરી બળ રાખવામાં આવ્યું હતું અને બીજા ઘણા સ્થળોમાં પણ પોતાના ચતુર પ્રતિપક્ષી શત્રુને પકડવા માટે ગોઠવણ કરવામાં આવી હતી. આ રીત તાત્યાટોપી જે દિશામાં જાય, જે દિશામાં આવી પહોંચે, જે જગલમાં આશ્રય લે, તે દિશા, તે ગામ, તે સ્થાન જુદાં જુદાં લશ્કરોને માટે તપાસણીનો વિષય થઇ પડયાં હતાં, પરતુ આ મરાઠા સેનાપતિ એવો શક્તિ-સંપન્ન, એવો બુદ્ધિશાળી, એવો રણ ચતુર હતો કે નવ નવ માસ સુધી બ્રિટિશ સરકારની બધી ચેષ્ટા વિફળ ગઇ હતી. ચોમેર લશ્કરોથી ઘેરા-એલો છતાં તે ક્યારે એક ગામથી બીજે ગામ જઇ પહોંચે છે, ક્યારે કયા-જંગલમાં જઇ છુપાય છે, ક્યારે બંદુકો, તોપો ને લશ્કર લઇ સામો લડવા આવે છે તે અંગ્રેજ સેનાપતિઓ જાણી શકતા નહિ. ઉપર કહ્યું તેમ અંગ્રેજ સેનાપતિ બાતમી મળતાં જયપુર આવી પહોંચ્યો. પણ તત્યાટોપી આ સમાચાર મળતાં જ જયપુરને બદલે ટોંક જઇ ઉભો. કર્નલ હોલ્મ્સ તેની પાછળ પડયો. તાત્યાટોપી મધુપુર અને ઇંદ્રગઢ તરફ ગયો. આ વખતે પુષ્કળ વરસાદથી ચંબળ નદી બે કાંઠામાં ભરપૂર બની ગઇ હતી. આથી તાત્યાટોપીને દક્ષિણ પૂર્વ દિશામાં થઇ બુંદી જવું પડયું. બુંદીના મહારાવ રામસિંહ તેના પક્ષમાં ન ભળ્યા. તેમણે કિલ્લાના દરવાજા બંધ કર્યા. તાત્યાટોપી તરતજ દક્ષિણ દિશા તરફ વળ્યો. ૭ મી ઑગસ્ટે કોટારિયા નદીને કાંઠે આવેલા ભીલવાડા નામના સ્થળે તેમને રોબર્ટ્સ સાથે લડાઇ થઇ. છેવટે તે પોતાનું સૈન્ય અને તોપો સાથે અક્ષત શરીરે લડાઇનું મેદાન તજી ગયો. આ લડાઇમાં તેણે પોતાનું બુદ્ધિ કૌશલ પુષ્કળ બતાવ્યું હતું. તેના લશ્કરનો એક ભાગ શત્રુઓ સાથે લડતો રહ્યો ને

બીજો મોટો ભાગ તોપો લઇ નદી પર જતા રહ્યો. ઘોડેસ્વાર સેના ન હોવાથી રોબર્ટસ તેની પાછળ પડી શક્યો નહિ. બીજે દિવસે ઘોડેસ્વાર સેના આવી પહોંચી. અંગ્રેજ સેનાપતિ પાછળ પડવા તૈયાર થયો. પરંતુ તે દરમિયાન તાત્યાટોપી આબાદ છટકી ગયો હતો.

તાત્યાટોપી સ્વધર્મમાં નિષ્ઠાવાળો હતો. તે ૧૩ મી ઑગસ્ટે નાથદ્વારા ગયો. દેવદર્શન કરી મધરાતે તીર્થસ્થળ છોડતો હતો ત્યાં તેને બાતમી મળી કે અંગ્રેજો નજીક આવી પહોંચ્યા છે. તરતજ તે બીજે સ્થળે જવા તૈયાર થયો. પરંતુ તેની પાયદળ સેનાએ જણાવ્યું કે થાકને લીધે હવે અમારાથી ચલાય તેમ નથી. તેઓએ જણાવ્યું કે આવતી કાલે સવારમાં તોપો પણ અમારી સાથે આવશે. અલબત ઘોડેસ્વારો મરજી મુજબ કરી શકે છે. આથી તાત્યાટોપીને માટે લડાઇ સિવાય બીજો રસ્તો રહ્યો નહિ.

બીજે દિવસે સવારમાં તાત્યાટોપીએ સ્થળની સ્થિતિ નિહાળી જે પ્રમાણે સૈન્ય ગોઠવવું જોઇએ તે પ્રમાણે ગોઠવણી કરી. આ બાબતમાં તેણે કુશળ સેનાપતિની પેઠે કંઇ પણ ભૂલ ન કરી. ૧૪ મી ઑગસ્ટે સવારના ૬ વાગ્યાના વખતે બનાસ નદીને કિનારે તેની સાથે અંગ્રેજ સેનાપતિને લડાઇ થઇ. પરંતુ તાત્યાટોપીનું સૈન્ય અંગ્રેજોને હઠાવી શક્યું નહિ. તેને ૧૪ તોપો છોડી લડાઇનું સ્થળ છોડવું પડ્યું. શત્રુઓ ચંબલ નદી ઉતરી જશે એવી કલ્પનાથી એક અંગ્રેજ સેનાનાયક નદી તરફ દોડ્યો પણ તે નદી પાસે આવી પહોંચે તે દરમિયાન તાત્યાટોપી પેલી પાર આવેલાં મકાનમાં અદૃશ્ય થઇ ગયો હતો. આ કિનારે કેટલાંક નકામાં ટટ્ટુ ચરતાં જોઇ અંગ્રેજ સેનાનાયક પાછો ફર્યો. ચતુર મરાઠા સરદાર અંગ્રેજોને હાથતાળી આપી નાસી ગયો.

તાત્યાટોપી ચંબલ ઉતરી ઝાલરાપટ્ટણ આવી પહોંચ્યો. પ્રસિદ્ધ જાલિમસિંહનો વંશધર પૃથ્વીસિંહ આ સમયે ઝાલરાપટ્ટણનો અધિપતિ હતો. બ્રિટિશ સરકાર પ્રત્યે તેનો અનુરાગ અસીમ હતો. તેણે મરાઠા સેનાપતિને પોતાની હદમાંથી હાંકી કાઢવા લશ્કર તૈયાર કર્યું. પરંતુ તેના લશ્કરે ગ્વાલિઅરના લશ્કરનું અનુકરણ કર્યું. તે લશ્કર પોતાના રાજાનો પક્ષ તજી તાત્યાટોપીના પક્ષમાં જઇ ઉભું. તાત્યાટોપીએ રાજાની તોપો, દારૂગોળો, ઘોડા, બળદ વગેરે કબજે કરી તેનો મહેલ ઘેર્યો. બીજે દિવસે તેની રાજા સાથે મુલાકાત થઇ. તેણે રાજા પાસે લડાઇના ખર્ચ પેટે પૈસા માગ્યા. રાજાએ પાંચ લાખ રૂપીઆ આપવા માંડયા. પરંતુ એ તાત્યાટોપીને પુરતા ન લાગ્યા. રાવસાહેબે પેશ્વાના પ્રતિનિધિ તરીકે હાજર થઇ રાજા પાસે પચીસ લાખ રૂપીઆ માગ્યા. રાજાએ છેવટે પંદર લાખ આપવા કબુલ કર્યા. તેમાંના પાંચ લાખ અપાયા પણ ખરા. પરંતુ તેજ રાત્રે રાજા રાજધાની તજી મહુની છાવણીમાં જતો રહ્યો. એવું કહેવાય છે કે તેણે જતી વખતે રાણી અને કુટુંબનાં બીજાં માણસોને થોડો દારૂગોળો આપ્યો હતો અને કહ્યું હતું કે જો કોઇ તમારાં પ્રત્યે ખરાબ વર્તણુક ચલાવે તો આ દારૂગોળા વડે તમારે તમારી જાતનું બલિદાન આપવું.[1]

તાત્યાટોપી પાંચ છ દિવસ ઝાલરાપટ્ટણમાં રહ્યો. વરસાદને લીધે ચંબલમાં પૂર આવ્યું હતું તેથી શત્રુઓની પાછળ પડવાની બીક નહોતી. તેણે ઝાલરાપટ્ટણના વસવાટ દરમિયાન પોતાના લશ્કરનો પગાર

---

૧. Pursuit of Tantia Topee–Black wood's Magazine, August 1860 P. 180.

ચુકવી આપ્યો. આ સમયે તેના સહચર રાવસાહેબ અને બાંદાના નવાબ એક સાહસિક કૃત્ય કરવા તૈયાર થયા. તેઓએ તાત્યાટોપીને કહ્યું કે અંગ્રેજો આવી પહોંચે તે પહેલાં જો આપણે હોલકરની રાજધાનીમાં જઇ પહોંચીએ તો ત્યાંનું સૈન્ય આપણા પક્ષમાં આવે ખરૂં. આમ થાય તો ત્યાંની પ્રજા પણ પેશ્વાના પક્ષનું સમર્થન કરે. રાવસાહેબના ઠરાવ મુજબ તાત્યાટોપી ઇંદોર તરફ રવાના થયો, પરંતુ નલકેરા નામના સ્થળે અંગ્રેજી લશ્કરની બે ટુકડી પડી છે એવી બાતમી મળતાં તેને કિલ્લેબંધી રાજગઢ શહેર પાસે છાવણી નાખી. અંગ્રેજો તો તેની પાછળ જ પડયા હતા. બાતમી મળતાં એક અંગ્રેજ સેનાનાયક બીજી સવારે રાજગઢ આગળ આવી જોયું પણ મરાઠા સેનાપતિ અદૃશ્ય થઇ ગયો હતો. અંગ્રેજ સેનાપતિ તોપોના ચીલા જોઇ આગળ ચાલ્યો. થોડે દૂર શત્રુઓ જતા જણાયા. તેણે હુમલો કર્યો. તાત્યાટોપી તોપ પડતી મૂકી નાસી ગયો. આ પછી તે વેત્રવતી નદીના બંને કિનારે આવેલાં જંગલોમાં થોડી મુદ્દત અટકયો. છેવટે પૂર્વ તરફ રવાના થઇ શિરોજ નામના સ્થળે આવી પહોંચ્યો.

વરસાદને લીધે જુલાઇ માસમાં અંગ્રેજ સેનાએ વિશ્રાંતિ લીધી. રાજગઢમાં તાત્યાટોપીના પરાજય પછી એક નવીન બનાવ બન્યો. ગ્વાલિઅરથી ૪૪ માઇલ દક્ષિણમાં નરવર નામનું ગામ આવેલું છે. એ ગામ સિંધિઆના કબજામાં છે. નરવરના સરદાર માનસિંહે સિંધિઆ સામે હથિયાર ઉચક્યાં. તેણે પાવરી નામનો કિલ્લો જીતી લીધો. તેને હરાવવા અંગ્રેજ સેનાનાયક આવી પહોંચ્યો. માનસિંહે જણાવ્યું કે મારે ગ્વાલિઅર દરબાર સાથે વેર છે, અંગ્રેજો સાથે

નહિ. પણ અંગ્રેજ સેનાનાયકે કહાવ્યું કે હું આ પ્રદેશમાં શાંતિ જાળવવા નીમાયો છું માટે તમારે તાબે થવું. આ રીતે યુદ્ધ અનિવાર્ય થઇ પડયું. યુદ્ધ સ્થળે માનસિંહના કાકા અજિતસિંહ હાજર હતા. અંગ્રેજ સેનાનાયક પાસે પુરતું લશ્કર નહોતું. તેની મદદમાં બીજું સૈન્ય આવ્યું એટલે કિલ્લા પર હુમલો કરવામાં આવ્યો. ૨૩ મી ઑગસ્ટે રાતને વખતે માનસિંહ અને અજિતસિંહ ગાઢ જંગલમાં થઇ દક્ષિણ તરફ નાઠા. અને ટોળીના કેટલાક સૈનિકો તાત્યાટોપીને જઇ મળ્યા.

આ તરફ મરાઠા સેનાપતિએ શિરોજમાં આઠ દિવસ વિશ્રાંતિ લીધી. આ સ્થળેથી જંગલમાં થઇ તે ઇશાગઢ જઇ પહોંચ્યો. આ સ્થળે ખોરાકી વગેરે એકઠી કરવામાં આવી. ત્યારબાદ તાત્યાટોપીએ ચંદેરીના કિલ્લા પર હુમલો કર્યો. મહારાજા સિંધિઆનો એક વફાદાર સેનાનાયક આ કિલ્લાનું રક્ષણ કરતો હતો. તેણે તાત્યાટોપીની તાબેદારી સ્વીકારી નહિ. તાત્યાટોપી નિષ્ફળ નીવડયો. ત્યાંથી તે મંગ્રાવલી તરફ ગયો. આ સ્થળે તેની સાથે અંગ્રેજ સેનાનાયકને થોડી લડાઇ થઇ. તે તોપ છોડી અક્ષત શરીરે નાસી છૂટયો; ત્યાંથી તે વેત્રવતી ઉતરી પ્રથમ જાકલોન ને ત્યારબાદ લલિતપુર આવી પહોંચ્યો. આ સ્થળે તેને રાવસાહેબ આવી મળ્યા. તાત્યાટોપી લલિતપુર રહ્યો. બીજે દિવસે રાવ સાહેબ પોતાની તોપો અને લશ્કર લઇ મહામહેનતે જાકલોનનું ગાઢ જંગલ ઓળંગી વેત્રવતીની લગભગ ત્રીસ માઇલ પૂર્વમાં આવેલાં એક ગામડામાં જઇ પહોંચ્યા. અંગ્રેજ સેનાપતિએ તેનાં પર હલ્લો કર્યો. રાવસાહેબ [illegible] તજી ફરીથી લલિતપુર જઇ તાત્યાટોપી [illegible]

હવે પછી શું કરવું તે નક્કી કરવા બંને સેનાપતિ મસલત કરવા લાગ્યા. નર્મદાની ઉત્તરે આવેલાં ગામડાંનો રસ્તો તેઓને માટે બંધ હતો; અંગ્રેજ સેનાપતિ જુદે જુદે સ્થળે આવી પહોંચ્યો હોવાથી તેનો પ્રદેશ ઘેરાતો જતો હતો. આથી તેઓએ નર્મદાને દક્ષિણ કિનારે ગમે તે રીતે પહોંચવાનો નિશ્ચય કર્યો. અંગ્રેજ સેનાપતિ તેના પર ચોતરફથી દૃષ્ટિ રાખતો હતો. તેની નજરે ચૂકવી દક્ષિણમાં જવું એ અતિ સાહસનું કાર્ય હતું પણ એ કાર્ય પાર પાડ્યા સિવાય છૂટકો નહોતો.

છેવટે એ બંને સરદારોએ લલિતપુર છોડયું. અંગ્રેજે તેઓનો રસ્તો રૂંધવા માટે અને કયે સ્થળે જાય છે તે નક્કી કરવા માટે તનતોડ પ્રયત્નો કરતા હતા: નદીના ઘાટો, ગાઢ જંગલના છેડા, રસ્તા પર આવેલાં ગામો વગેરે જે જે સ્થળો તેના ચતુર પ્રતિસ્પર્દ્ધિનાં આવજા કરવાનાં સ્થળો હતાં તે તેઓ રોકી બેઠા. પરંતુ તેઓની બધી ચેષ્ટા નકામી નીવડી. રાવ સાહેબ અને તાત્યાટોપી નર્મદા નદી ઉતરી ચૂક્યા. પરાક્રમી પેશ્વાઓએ જે ભૂમિ પર પરાક્રાંત રાજ્ય ચલાવ્યું હતું તે ભૂમિ પર તેઓએ પોતાનાં પગલાં મૂક્યાં. નાના સાહેબના ભાઈ તથા સેનાપતિના આગમન સાથે આખો મુંબાઇ ઇલાકો ખળભળી ઉઠ્યો. પરંતુ લૉર્ડ એલ્ફિન્સ્ટન શાંતિ જાળવવા તત્પર હતો. મદ્રાસનો ગવર્નર લૉર્ડ હેરિસ પણ ઉથલપાથલ દાબી દેવા તૈયાર હતો. ગમે તેમ હો પણ તાત્યાટોપીનો રસ્તો કોઇથી રોકાયો નહિ. તાત્યાટોપીએ નર્મદા ઓળંગી ખરી, પણ અંગ્રેજ લશ્કર આવી પહોંચવાની બાતમી મળતાં ફરી તેને નર્મદા ઓળંગી ગાયકવાડની હદમાં જવું પડ્યું. કારગામ નામના સ્થળે એક અંગ્રેજ સેનાપતિએ તેના પર

હલ્લો કર્યો. પરંતુ તે તેને પકડી શક્યો નહિ. તેણે વડોદરા તરફ ૫૦ માઇલનો રસ્તો કાપ્યો હશે ત્યાં પાછળ પડેલી અંગ્રેજ સેના આવી પહોંચી. એટલે તે પાછો નર્મદા ઉતરી છોટાઉદેપુર આવી પહોંચ્યો. એ સ્થળે પણ એક સેનાપતિએ તેના પર હલ્લો કર્યો પણ તે પકડાયો નહિ. બાણેશ્વરનું ગાઢું જંગલ હવે તેના રક્ષણનું સ્થળ બન્યું. અંગ્રેજ સેનાપતિ ત્યાં આવી પહોંચ્યો એટલે તે સાહસપૂર્વક ઉદયપુર તરફ રવાના થયા. અરવલ્લીની હારોમાં તે થોડા દિવસો વિશ્રાંતિ લઈ શકતા પરંતુ એક બીજો અંગ્રેજ સેનાપતિ રસ્તામાં નડવાથી તેને ફરીથી જંગલમાં પાછું આવવું પડયું. ત્યાંથી તે મુંદેસર તરફ ગયો. આ સ્થળથી ૭ માઇલ દૂર રાત ગાળી નીમચથી એક સો માઇલ દૂર જીરાપુર નામના સ્થળે આવી પહોંચ્યો. અંગ્રેજ લશ્કરે કોઇ પણ રીતે તેનો પીછો ન છોડયો. છેવટે તે જીરાપુરથી વડોદ નામના સ્થળે નાઠો.

ત્યારબાદ તે ડીસા ગયો. જાસુસે બાતમી આપી એટલે અંગ્રેજ સેનાપતિ ત્યાં જઇ પહોંચ્યો. રાવસાહેબ અને ફિરોજશાહ તેની સાથે હતા. તેઓ નવાઇ જેવી રીતે શત્રુઓના હાથમાં જતા બચ્યા. તાત્યાટોપીના કુશળતાથી અંગ્રેજ સેનાપતિનો પ્રયત્ન નકામો ગયો તત્યાટોપી અહીં પકડાતો બચ્યો ખરો પણ હવે કઈ તરફ જવું તે તેને ન સૂઝયું. લગભગ બધા રસ્તા બંધ હતા. કેવળ જયપુર ને મારવાડનો રસ્તો મુક્ત હતો. જેથી તે રસ્તા તરફ ગયો. અલવાર થઇ ૨૧ મી જાન્યુઆરીએ શિકર નામના સ્થળે જઇ પહોંચ્યો. એક અંગ્રેજ સરદારને ખબર મળતાં તેણે તેના પણ હલ્લો કર્યો. આ હુમલાથી તાત્યાટોપીનું લશ્કર વિખેરાઇ ગયું. લડાઇના દિવસે ફિરોજશાહે

તાત્યાટોપીનો સાથ તજ્યો. બાણેશ્વરની જંગલમાં તાત્યાટોપી સાથે રાવસાહેબને અણબનાવ થયો હતો. આ અણબનાવ અત્યારે વિખવાદના રૂપમાં ફેરવાઇ ગયો હતો. અને કહેવાય છે કે તાત્યાટોપી આ વખતે અતિશય થાકી ગયો હતો. તેને રાવસાહેબને જ્યાં જ્યાં સગવડ પડતી ત્યાં છોડી દેવાની ફરજ પડતી હતી. હવે રાવસાહેબ પણ તેને છોડી પોતાના અનુચરો સાથે રવાના થયા. અત્યાર સુધીમાં રાવસાહેબ, ફિરોજશાહ, માનસિંહ અને અજિતસિંહ તાત્યાટોપીના સાથીઓ હતા. અત્યારે ફિરોજશાહ અદૃશ્ય થઇ ગયો. તેનો પત્તો ખોળ કરતાં છતાં ન લાગ્યો. તાત્યાટોપીનો સાથ તજી રાવસાહેબ જુદે જુદે રસ્તે ગયા ખરા, પરંતુ છેવટે તેમણે પણ ફિરોજશાહનો રસ્તો પકડયો. તેઓ પણ અદૃશ્ય થઇ ગયા. બાકીના ત્રણ જણાની વાત ટુંકાણમાં લખવા જેવી છે. તાત્યાટોપી પોતાનું સૈન્ય તજી પારણ નામ સ્થળના ગીચ જંગલમાં ગયો. એ વખતે બે રસોઇઆ, એક સહિસ, બે ઘોડા અને એક ટટ્ટુ એટલી સામગ્રી તેની સાથે હતી. છેવટે સહિસ પણ તેને તજી ચાલ્યો ગયો. આવી સ્થિતિમાં આ ગીચ અરણ્યમાં તેને માનસિંહ મળ્યો. માનસિંહે કહ્યું, ' આપે લશ્કરને શા માટે રજા આપી ? આ આપે ઠીક કર્યું નહિ.' તાત્યાટોપીએ કહ્યું કે જુદે જુદે ઠેકાણે દોડાદોડ કરી થાકી ગયો છું. સારૂં કર્યું કે ખોટું કર્યું પણ હવે તમારી સાથે જ રહેવાનો વિચાર છે. થાકેલા મરાઠા સેનાપતિએ કંટાળેલા વદને માનસિંહને આ વાત જણાવી.

પરંતુ તાત્યાટોપીએ જેને પોતાનો મુખ્ય મદદગાર માન્યો, જેની સાથે રહેવામાં આનંદ માન્યો, તે માણસ વફાદાર નીવડયો નહિ. માનસિંહ પોતાના મિત્રને પકડાવી દેવા માટે સેનાનાયક મીડની સાથે

મસલત કરવા લાગ્યો. માનસિંહ પોતાના કુટુંબ સાથે અંગ્રેજોને શરણે ગયો હતો. અંગ્રેજોએ તેનો વાળ વાંકો નહિ થાય તેવું વચન આપ્યું હતું. અંગ્રેજોની મદદથી તેણે પોતાની મિલકત પાછી મેળવવાની ઇચ્છા રાખી હતી. હવે તે અંગ્રેજ સેનાપતિને સલાહ મુજબ પોતાના મિત્ર, પોતાના વિપત્તિ કાળના સાથીને પકડાવવા તૈયાર થયો. અજિતસિંહ તેનો કાકો હતો, લડાઇમાં મુખ્ય મદદગાર હતો; તેની સંપત્તિ પાછી અપાવવામાં મુખ્ય સહાયક હતો. સ્વાર્થાંધ માનસિંહ આવા સહાયકને પણ અંગ્રેજના કબજામાં સોંપવા તૈયાર થયો. પણ એ પ્રયત્ન નિષ્ફળ ગયો. અજિતસિંહે ભત્રિજાનો ઉદ્દેશ સમજી ગયો. અને તેને છોડી નાસી ગયો. હવે માનસિંહ પોતાના બીજા મિત્રનું કાટલું કાઢવા તૈયાર થયો. તાત્યાટોપીના જાસુસો અંગ્રેજોની છાવણીમાં ભટકતા હતા. તે જેના પર વિશ્વાસ રાખતો હતો તે અંગ્રેજો સાથે મળી ગયા છે એવી તેને બાતમી મળી હતી. તો પણ તેને માનસિંહ પર બહુ વિશ્વાસ હતો. તેની સલાહ પ્રમાણે જ તે પોતાના છુપાવાનાં સ્થળો નક્કી કરતો હતો. જ્યારે માનસિંહ સેનાનાયક મીડની સાથે કાવતરૂં રચતો હતો ત્યારે તાત્યાટોપી પારણના જંગલમાં નિશ્ચિંત બની બેઠો હતો. આ સ્થળે તેને તેના જુના મિત્રોના સમાચાર મળતા હતા. કોઇએ તેને પોતાની પાસે બોલાવ્યો હતો. આ બાબતમાં શું કરવું તેની મસલત કરવા તેણે માનસિંહને બોલાવ્યો. માનસિંહ બીજે સ્થળે ગયો હતો. તાત્યાટોપીનો સંદેશો મળતાં કહાવી મોકલ્યું કે ત્રણ દિવસમાં હું આપને આવી મળીશ.

માનસિંહે પોતાનું વચન પાળ્યું. પરંતુ તે જુદી રીતે. ૭ મી એપ્રિલે ત્રીજા દિવસની મધરાતે માનસિંહ તાત્યાટોપીના છુપાવાના સ્થળે પારણના ગીરા અરણ્ય પ્રદેશમાં આવ્યો; તેની મદદમાં થોડે

દૂર મુંબઈના સિપાઇઓ છુપાઇ રહ્યા હતા. તાત્યાટોપી ઉંઘતો હતો. ઉંઘતી સ્થિતિમાં જ તેને પકડવામાં આવ્યો. પકડતી વખતે તેના વિશ્વાસઘાતી મિત્રની કઠોરતાથી તેની ઉંઘ ઉડી ગઇ. તેને ૮ મી એપ્રીલે સવારમાં સેનાનાયક મીડ સમક્ષ ઉભો કરવામાં આવ્યો.[1]

સેનાનાયક મીડે સિપ્રિમાં લશ્કરી કાનુન મુજબ તાત્યાટોપી પર કામ ચલાવ્યું. ઇ. સ. ૧૮૫૭ ના જુન માસથી માંડીને ઇ. સ. ૧૮૫૮ ના ડિસેમ્બર સુધી તેણે સરકાર સામે લડાઇ ચલાવી હતી તેથી તેને ગુનેહગાર ઠરાવવામાં આવ્યો. તાત્યાટોપીએ પોતાનો બચાવ કરતાં કહ્યું કે કાલપી જીતાયું ત્યાં સુધી મેં મારા માલીક નાનાસાહેબના હુકમ મુજબ કામ કર્યું છે. ત્યારબાદ રાવસાહેબને હુકમ મુજબ અનુસર્યો છું. આ ઉપરાંત કેવળ એક જ વાત સિવાય મારે મારા બચાવમાં કંઇ જ કહેવું નથી. મેં કોઇ પણ યુરોપીઅન સ્ત્રી પુરુષ કે બાળકની ખૂનરેજીમાં ભાગ લીધો નથી. અથવા કોઇ પણ વખતે કોઇને પણ ફાંસીએ લટકાવવામાં સંમતિ આપી નથી. ' આ દલીલ ન્યાયાસનને રૂચી. ન્યાયાધીશે ગુનેહગારને ફાંસીની સજા કરી. ઇ. સ. ૧૮૫૯ ના એપ્રિલ માસની ૧૮ મી તારીખે આ હુકમ અમલમાં આવ્યો.

કર્નલ મેલિસન આ બાબતમાં લખે છે કે[2] ' એ વખતે સામાન્ય રીતે આ શિક્ષા વાજબી ગણાઇ હતી પણ મને લાગે છે કે ભવિષ્યમાં આ શિક્ષા સમર્થન કરવા યોગ્ય ગણાશે કે નહિ તે શંકાભરેલું છે. તાત્યાટોપી બ્રિટિશ પ્રજામાં ગણાતો નહોતો. તે

૧. Pursuit of Tantia Topee Blackwood's Magazine August 1860. P. 172–174

૨. Indian Mutiny Vol. III P. 380–381

અંગ્રેજોનો નોકર પણ નહોતો. ઈ. સ. ૧૮૧૨ માં જ્યારે તે જન્મ્યો ત્યારે તેનો માલીક પશ્ચિમ હિંદના વિશાળ ભાગ પર રાજ્ય ચલાવતો હતો. જે જાતિએ તેના માલિકને પદચ્યુત કર્યો હતો તેની સાથે વફાદારી રાખવાને તે કદી બંધાયો નહોતો. તેનો માલીક પણ તેની માફક અંગ્રેજોની સાથે કોઈ પણ બંધનથી બંધાયો નહોતો. જ્યારે એ માલેક, પેશ્વાઈના પુનરુદ્ધારની તક સાંપડેલી જોઇ તેનો લાભ લેવા તૈયાર થયો ત્યારે તેના હજુરીઆ ને નોકરો તેના અનુગામી થાય એ સ્વાભાવિક છે. તાત્યાટોપીએ સ્પષ્ટ રીતે જણાવ્યું હતું કે મેં ખૂનરેજીમાં ભાગ લીધો નહોતો. તેને ખૂનરેજી સબબ ગુન્હેગાર પણ ઠરાવવામાં આવ્યો નહોતો. તે જુના પેશ્વાનો અનુચર હતો. અંગ્રેજ સામે લડાઇ કરવાના અપરાધ સબબ તેને અપરાધી ઠરાવવામાં આવ્યો હતો. તે કેવળ આ એક જ અપરાધને લીધે ફાંસીએ લટકયો હતો. આ બધી બાબતનો સમગ્ર વિચાર કરતાં જણાય છે કે તેની શિક્ષા તેના ગુન્હાના પ્રમાણમાં વધુ પડતી છે. તેણે તો કેવળ માલેકનો હુકમ પાળી સન્મુખ યુદ્ધમાં ભાગ લીધો હતો.

હોફરને ગોળાથી મરાવી નાખવા માટે પાછળથી નેપોલિઅનને દોષીત બનવું પડયું હતું.[1] હોફર ને તાત્યાટોપી વચ્ચે ઘણું મળતાપણું

---

૧. ઍન્ડ્રિસ હોફર ઑસ્ટ્રિયામાંના ટાઇરોલનો રહેવાશી હતો. નેપોલિઅને ઑસ્ટ્રિઆ પર હલ્લો કર્યો ત્યારે ટાઇરોલના શહેરીઓ તેની સામા થયા. હોફરે તેની સરદારી લીધી. તેણે લડાઇમાં એવી કુશળતા દર્શાવી કે ત્રણ દિવસમાં શત્રુઓને એ પ્રદેશ છોડી જવું પડયું. છેવટે નેપોલિઅને ઑસ્ટ્રિઅન સૈન્યને હરાવી આ પ્રદેશ કબજે કર્યો. હોફર છુપાઇ બેઠો. તેના એક જુના મિત્રે તેને નેપોલિઅનને

છે. બંનેએ જે જાતિ સાથે લડાઇ કરી હતી તેનાં કબજામાં તેઓ નહોતા. હારેલી પ્રજાએ જે ઉથલપાથલમાં ભાગ લીધો હતો તે ઉથલપાથલ સાથે બંનેને સ્વાર્થનો સંબંધ નહોતો. બંનેએ અસાધારણ વીરતાથી શત્રુઓનો સામનો કર્યો હતો. બંને પોતાના સ્વદેશ બાંધવોમાં મહા પુરુષ ગણાયા હતા. એક જણ હજી પણ પૃથ્વીના મહાપુરુષોમાંનો એક ગણાય છે અને બીજો પણ હિંદના પ્રજાના હૃદયમાં એ જ સત્તા ભોગવે છે. કોણ કહી શકે તેમ નથી કે અત્યારે પણ ચંબલ, નર્મદા અને વિંધ્યાચલની બંને બાજુએ આવેલા પ્રદેશોમાં તાત્યાટોપીનું નામ સંપૂર્ણ માન ને પ્રેમપૂર્વક લેવાતું નથી ?"

ટુંકામાં કહીએ તો તાત્યાટોપી વીર પુરુષ હતો. બંડ યુદ્ધમાં તેની અદ્ભુત શક્ત પ્રગટ થઇ હતી. તે વારંવાર રજપુતાના ને માળવામાં ઘૂમ્યો હતો. એ બંને પ્રદેશનો વિસ્તાર ૧,૬૧,૭૦ માઇલ છે. આ વિશાળ પ્રદેશમાં ભટકતી વેળા તે એક પણ વાર શત્રુઓના હાથમાં સપડાયો નહોતો. અનેક અંગ્રેજ સેનાપતિઓ તેની પાછળ પડયા હતા, અનેક અંગ્રેજ સેનાપતિઓએ તેની સાથે લડાઇઓ કરી હતી, અનેક યુદ્ધમાં તે હાર્યો હતો, તેની તોપો અંગ્રેજોના કબજામાં ગઇ હતી, તેનું સૈન્ય વીખેરાઇ ગયું હતું, છતાં એ વીર નર તો સદા અંગ્રેજોને હાથતાળી આપી નાસી છૂટતો હતો. તેને પકડવા માટે બ્રિગેડિયર પાર્કે નવ દિવસમાં ૨૪૦ માઇલની સતત મુસાફરી કરી

---

સોંપ્યો. ન્યાયાસન આગળ કામ ચાલ્યું. હોફરને ગોળીએ ઉડાવી દેવાની સજા થઇ. તેને ઇ. સ. ૧૮૧૦ ના ફેબ્રુઆરી માસમાં ગોળીથી વીંધી નાંખવામાં આવ્યો. તેના સગાંવહાલાંઓએ તેના પ્રત્યે માન દર્શાવવા તેની કબર પર તેની પ્રતિમૂર્તિ સ્થાપી છે.

હતી. બ્રિગેડિયર સમરસેટે નવ દિવસમાં ૨૩૦ માઇલની અને ફરીથી ૪૮ કલાકમાં ૭૦ માઇલની મુસાફરી કરી હતી. કર્નલ હોલમેને ૨૪ કલાકમાં ૫૪ માઇલનો રેતાળ રસ્તો કાપ્યો હતો. બ્રિગેડિયર હોનરે ચાર દિવસમાં ૧૪૫ માઇલ કાપ્યા હતા. છતાં તેઓમાંના કોઇના હાથમાં તાત્યાટોપી સપડાયો નહોતો. તે એવી કુશળતાથી ગાઢ જંગલમાં ભરાઇ બેસતો, વહેતી નદીઓ પાર ઉતરતો, એક જગાએથી બીજી જગાએ જતો કે અંગ્રેજો પુષ્કળ સૈન્ય છતાં તેને પકડી શકતા નહિ. છેવટે તેના વફાદાર મિત્રે જ તેને પકડાવ્યો. તે પકડાયો તે સાથે મધ્યહિંદની લડાઇ પૂરી થઇ. હજુ એ ભાગમાં તાત્યાટોપીનું નામ વિલુપ્ત થયું નથી.[૧]

૧. આ ઇતિહાસના બીજા ભાગમાં લખ્યું છે કે સાહેબે સતી ચૌરાની ખૂનરેજીમાં તાત્યાટોપીને દોષીત ઠરાવ્યો છે. પરંતુ એ સામે બીજાં પ્રમાણો છે. લખનોરના જાસુસ મહંમદઅલીખાને ફોર્બસ મિચેલને જે કહ્યું હતું તે પરથી સ્પષ્ટ જણાય છે કે કોઇ પણ પ્રકારની ખૂનરેજીમાં તાત્યાટોપીનો હાથ નહોતો.

# અધ્યાય ૪ થો.

**વિષય નિર્દેશ:** *સિપાઇ યુદ્ધના છેવટના ભાગના બનાવો—યુદ્ધની પૂર્ણાહુતિ—ઉપસંહાર.*

ઇ. સ. ૧૮૫૮ ની આખરે વડો સેનાપતિ સર કૉલિન કેમ્પબેલ લખનોર જીત્યું માટે લૉર્ડ બન્યો અને લૉર્ડ ક્લાઇડના નામે પ્રસિદ્ધ થયો. લૉર્ડ ક્લાઇડે અયોધ્યામાં શાંતિ ફેલાવવા માટે પુષ્કળ પ્રયત્નો કર્યા અને તે બધા સફળ થયા. છતાં ઇ. સ. ૧૮૫૯ સુધી તે ભાગમાં સંપૂર્ણ શાંતિ ફેલાઇ નહિ. આમિયેહિનો રાજા લાલમાધવસિંહ અને શંકરપુરના રાજા બેનીમાધવ અયોધ્યાની બેગમનો પક્ષ લઇ અંગ્રેજો સામે પડ્યા હતા. રાજા લાલમાધવસિંહને શરણે આવવાનું કહેણ મોકલવામાં આવ્યું. ઇ. સ. ૧૮૫૮ ના નવેંબરની ૬ ઠ્ઠી તારીખે એ કહેણ મુજબ ન વર્તવાથી અંગ્રેજી સૈન્યે તેના પર ચઢાઇ કરી. લાલમાધવ બીજો કંઇ ઉપાય ન જોતાં નવેંબરની દસમી તારીખે શરણ થયો. તેનો કિલ્લો કબજે કરવામાં આવ્યો.

રાજા બેનીમાધવને પણ શરણે આવવાનું કહેણ મોકલ્યું હતું. પરંતુ તેણે બેગમ હજરતમહલની ખાતર તે નાકબૂલ કર્યું. લૉર્ડ ક્લાઇડે નવેમ્બરની ૧૫ મી તારીખે તેની સામે ચડાઇ કરી. બેનીમાધવ પોતાના લશ્કર, કુટુંબ અને દોલત લઇ બીજે સ્થળે ચાલ્યો ગયો. અંગ્રેજો જુદી જુદી ટોળીમાં વહેંચાઇ તેની પાછળ ચાલ્યા. બેનીમાધવ ડન્ડિયાખેરા નામના સ્થળે રહેતો હતો. અંગ્રેજ સૈન્ય એ સ્થળની પાસે આવેલ બિધોરા નામના ગામડા આગળ જઇ પહોંચ્યું. બેનીમાધવને વળી શરણ થવાનું કહેણ મોકલ્યું. પરંતુ દોઢ કલાક

વીતી ગયા છતાં જવાબ ન મળ્યો, આથી અંગ્રેજ સૈન્યે હલ્લો કર્યો.[૧] ડન્ડિયાખેરાની લડાઇમાં રાણા બેનીમાધવે બહાદુરી બતાવી પણ છેવટે તેનું સૈન્ય છિન્નભિન્ન થઇ ગયું, તોપણ બેનીમાધવ તાબે ન થયો. અંગ્રેજ સરકાર ઉપર તેને બહુ દ્વેષ હતો. અયોધ્યા ખાલસા થયા બાદ જમાબંધી થઇ ત્યારે તેને પોતાનાં ૨૨૩ ગામમાંથી ૧૧૯ ગામો ગુમાવવાં પડયાં હતાં.[૨] નવાબના વખતમાં તેની જમીન સુ-રક્ષિત હતી, આથી તે નવાબના પક્ષમાંથી તસુભર ખસ્યો નહિ. તે વફાદારી ખાતર સ્વાર્થ ત્યાગની છેવટની હદ દર્શાવવા લાગ્યો. હજ-રતમહલનો હુકમ માથે ચઢાવવામાં તેણે કદી ઉદાસીનતા દર્શાવી નહિ. તેની ખાતર આ પરાક્રમી જમીનદાર પોતાના કિલ્લા, પોતાની દોલત, પોતાના નોકરો વગેરે બધું છોડી જંગલોમાં છુપાઇ રહ્યો.

જેઓ આ ભયંકર નાટકના મુખ્ય નેતા હતા તેઓ આ રીતે ધીમે ધીમે એક પછી એક અદ્રશ્ય થવા લાગ્યા. કોઇને મૃત્યુએ તેના રૂધિરમય ભયંકર કર્મસ્થળેથી દૂર કર્યા, તો દુર્ગમ અરણ્ય અગર દુરારોહ પર્વતમાળાએ કોઇ કોઇને પોતાની ગોદમાં છુપાવી દીધા. ફૈઝાબાદના મૌલવીની અને તાત્યાટોપીની શી દશા થઇ તે અગાઉ કહ્યું છે. ગંડાનો રાજા દેવીબક્ષ નેપાળની લડાઇમાં નાઠો હતો.[૩] પૃથ્વીપાલસિંહ વગેરે યોદ્ધાના બીજા જમીનદારો બ્રિટિશ સરકારને તાબે થયા હતા. ફરુકાબાદનો નવાબ ક્ષમાની ખાત્રી મળતાં તાબે થયો હતો. ગવર્નર-

૧ Lient. General Shadwell, Life of Lord Clyde. Vol. II. P. 342

૨ Indian Empire, Vol. II, P. 497; Note

૩. એમ કહેવાય છે કે નેપાળની લડાઇમાં ઇ. સ. ૧૮૫૯ના નવેમ્બરમાં જંગબહાદુર સાથેની લડાઇમાં બેનીમાધવ મરણ પામ્યો.

જનરલે તેને ક્ષમા આપી હતી અને તે પોતાની પુણ્યભૂમિ મક્કામાં જવા તૈયાર થયો હતો. ઇ. સ. ૧૮૫૯ના જાન્યુઆરીની ૭મી તારીખે મેંહિદુસેન શરણ થયો હતો.[1] બાલારાવ નેપાળના પ્રદેશમાં છુપાઇ રહ્યો હતો.[2] એ દુર્ગમભૂમિ બેગમ હજરતમહલનું પણ આશ્રયસ્થાન બની હતી. ઇ. સ. ૧૮૫૮ના જુલાઇ માસમાં બરેલીના કોટવાળ તાહિરબેગે ખાં બહાદુરખાંને પકડયો હતો. થોડા દિવસ બાદ બરેલીની કોટવાલીમાં તેને ફાંસીએ લટકાવવામાં આવ્યો હતો.[3] બાણપુર તથા શાહગઢના રાજાઓ શરણ થયા હતા અને સરકારના હુકમથી લાહોર જઇ રહ્યા હતા. મિથૌલીના વૃદ્ધ રાજાને અંડામાન દેશનિકાલ કર્યો હતો. બાંદાનો નવાબ શરણ થયો ત્યારે તેને ચાર હજારનું વાર્ષિક પેન્શન આપવાનો ઠરાવ થયો હતો. કુમારસિંહના ભાઇ અમરસિંહને પણ શરણ થવું પડયું હતું. નાનાસાહેબ તથા આજિમુલ્લા અદ્રશ્ય થઇ ગયા હતા. નાનાસાહેબને પકડવા માટેના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા હતા. તે ક્યાં રહેતા હતા, ક્યાં છાવણી નાખી પડતા, એ વાત કોઇ કહી શકતું નહિ. તે છાવણીમાં છે કે નહિ એમ પૂછનારને પણ મૃત્યુ દંડ મળતો[4] હોવાથી

---

ગંડાનો રાજા પણ મરણ પામ્યો. તેની સ્ત્રી શરણ થઇ. એટલું જ નહિ પણ બાલારાવ પણ એજ અરસામાં મરણ પામ્યો હતો. Martin, Indian Empire, Vol. II P. 498 note.

૧. Shadwell, Life of Lord Clyde, Vol. II P. 370.

૨. Life of Lord Clyde, P. 371.

૩. માર્ટિન સાહેબે લખ્યું છે કે જંગબહાદુરે બહાદુરખાંને પકડયો હતો. પરંતુ ફોર્બ્સ મિચેલ ઘટના સ્થળે હાજર હતો. તેણે લખ્યું છે કે તાહિરઅલીએ તેને પકડયો હતો. દિલ્હીની નજીકના ઝમરના નવાબ અને બલરામગઢના રાજાને પણ દીલ્હીમાં ફાંસી દેવામાં આવી હતી.

૪. Raikes, Notes on the Revolt &c. P. 117

કોઇ એ બાબતની બાતમી મેળવી શક્યું જ નહોતું. ઈ. સ. ૧૮૫૯ની શરૂઆતમાં અયોધ્યામાં કોઇ કોઇ સ્થળે અશાંતિ રહી હતી ખરી; પણ સર હોપ ગ્રાંટના પ્રયત્નથી એ દૂર થઇ. એ સાલના મે માસમાં આ ભયંકર ઉથલપાથલ સર્વાશે શાંત થઇ ગઇ.

આ બનાવને લીધે અંગ્રેજોનો અસીમ પ્રતાપ દૃષ્ટિગોચર થયો. બસો વર્ષ પહેલાં જેઓ આ વિશાળ ભરતખંડની પંદર કરોડના પ્રજાના અદ્વિતીય પ્રભુ હતા, ઇસ્ટ ઇંડિયા કંપનીના એજંટો હિંદના સાગર તટપરના એકાદ નાના શહેરમાં વસવાની રજા માગવા માટે જેની આગળ હાથ જોડી ઉભા રહેતા હતા, તેના જ વંશધરો એ અદ્વિતીય પ્રભુના ચિરપ્રસિદ્ધ દરબારગૃહમાં-દિવાન-ઇ-ખાસમાં-તેઓની જ અનુગૃહીત ઇસ્ટ ઇંડિયા કંપનીના હલકા અમલદારો સમક્ષ ન્યાય માગતા ઉભા. ઇ. સ. ૧૮૫૮ ના જાન્યુઆરીની ૨૧ મીએ અંગ્રેજી સેનાના અમલદારો વૃદ્ધ બહાદુરશાહનો ન્યાય ચુકવવા એકત્ર થયા. તેના ઉપર ચાર ગુન્હા મૂકવામાં આવ્યા. ૪૦ દિવસે ન્યાય તોળાયો. ન્યાયાધીશોએ મુખ્ય મુખ્ય અપરાધોમાં બહાદુર-શાહને દોષિત ગણ્યો. તેને દેશનિકાલની સજા થઇ.[1] તેને એકાંત નિર્જન સ્થાનમાં પોતાના પરિવાર સાથે મોકલવામાં આવ્યો. પેગુમાં (કોઇ કહે છે કે રંગુનથી ત્રણસો માઇલ દૂર આવેલા ટંઘુ નામના સ્થાનમાં) એના છેવટના દિવસો ગુજારવા લાગ્યા.

આ મહાવિપ્લવના ઘર્ષણથી કંપનીનું રાજ્ય ગયું. મહારાણી વિક્ટોરિઆએ ભારતવર્ષની સત્તા હાથમાં લીધી. જે કાયદા મુજબ આ ફેરફાર થયો તે કાયદાપર ઇ. સ. ૧૮૫૮ના ઑગસ્ટની બીજી

---

૧. Trail of Ex-King of Delhi.

તારીખે રાણીએ સહી કરી. તે પછીના નવેંબરની ૧ લી તારીખે એક જાહેરનામું પ્રગટ કરી મહારાણીએ સામ્રાજ્ય શાસન હાથમાં લીધું. આ જાહેરનામું પ્રગટ થયું ત્યારે લોર્ડ ડર્બિ ઇંગ્લાંડનો વડો પ્રધાન હતો. જાહેરનામાંનો પહેલો મુસદ્દો મહારાણી કે તેમના પતિ આલ્બર્ટને પસંદ ન પડયો. મહારાણીએ પોતાને ખરડો પસંદ ન પડવાનાં કારણો દર્શાવી લખ્યું કે આપે આપની ઉત્કૃષ્ટ ભાષામાં એ વાત ધ્યાનમાં રાખીને ખરડો લખવાનો છે કે એક રાણી રૂધિરથી ખરડાએલા યુદ્ધને અંતે પૂર્વની એક વિશાળ જનતાનો શાસનભાર લેતી વખતે ભાવી રાજ્યમાં પ્રજાના ન્યાય પૂર્વકના હક્કોની સ્થાપના કરતી વેળા પોતાની રાજ્યનીતિ સમજાવે છે. માટે આવા જાહેરનામામાં મહત્વ, દયાશીલતા, ધાર્મિક ઉદારતા વગેરેનાં નિદર્શન હોવાં જોઇએ. તે ઉપરાંત હિંદી પ્રજા બ્રિટિશ પ્રજા જેવા જ હકો ભોગવશે એ બાબત પણ એમાં જાહેર કરવી જોઇએ. જે મહારાણી હિંદની કરોડો પ્રજા-પ્રત્યે હમેશાં આદરમાન પામતી આવી છે તેણે પોતાનો ઢંઢેરો પ્રગટ કરતી વેળા આવી સમવેદના દર્શાવી હતી. છેવટે જાહેરનામું ફરીથી લખાયું અને તે મહારાણી વિક્ટોરીઆની અસામાન્ય મહાનુભવતાનું નિદર્શન બની રહ્યું. મહારાણીએ હિંદની પ્રજાને અભય-વચન આપ્યું, અને જણાવ્યું કે જેઓએ યુરોપીઅનોની ખૂનરેજીમાં પ્રત્યક્ષ રીતે ભાગ લીધો નહિ હોય તેઓ જો ઇ. સ. ૧૮૫૯ ના જાન્યુઆરીની ૧ લી તારીખ પહેલાં શરણ થશે તો તેના ગુન્હા માફ કરવામાં આવશે.

આ પ્રમાણે ઇ. સ. ૧૮૫૭–૫૮ના ભયંકર નાટક પર છેવટનો પડદો પડયો. આ મહાન વિપ્લવ પૃથ્વીના ઇતિહાસની એક ચિર-

સ્મરણીય મુખ્ય ઘટના છે. આ ઘટનામાં જેમ માનવના મહત્તર ગુણોનો પરિપૂર્ણ વિકાસ થયો છે તેમ નીચ પ્રવૃત્તિ પણ પુરેપુરા રૂપમાં પ્રગટ થઇ છે. આ વખતે અંગ્રેજોએ પોતાની અસાધારણ શક્તિ બતાવી આપી છે. દીલ્હી તાબે કરતાં, લખનૌરમાં સપડાએલાં પોતાનાં સ્વદેશ બાંધવોને છોડાવવામાં ઉત્તર પશ્ચિમ પ્રદેશ, રોહિલખંડ અને મધ્ય હિંદમાંની ઉથલપાથલ સમાવવામાં તેઓએ જેવી એકાગ્રતા, જેવો અધ્યવસાય, જેવો ઉત્સાહ દર્શાવ્યો છે તેવું વીરત્વ, સાહસ દર્શાવી વીરેન્દ્ર સમાજમાં તેઓ પૂજનીય ગણાયા છે. તેથી ઉલટું આ બળવા વખતે સિપાઇઓમાં પણ ખરા વીર પુરુષો, ખરી વીર રમણીઓ પેદા થઇ હતી. તેઓએ પણ પોતાના અપૂર્વ વીરત્વ વડે ઇતિહાસમાં પ્રસિદ્ધિ મેળવી છે.

આ ઘટના હિંદીઓની અપરિસીમ રાજભક્તિના સાક્ષી રૂપ છે. આ ગ્રંથમાં અનેક સ્થળે એના દાખલા મળી આવશે. સિપાઇઓનો મોટો ભાગ બળવામાં ભળ્યો હતો ખરો, પણ તેઓમાં પણ વફાદાર સૈનિકોનો તોટો નહોતો. ઘણા સૈનિકો અંગ્રેજોના પક્ષમાં રહી પોતાના સ્વદેશ બાંધવો સાથે લડયા હતા. લોર્ડ રોબર્ટસ્ લખી ગયો છે કે શિખ અને ગુરખા સૈનિકોની મદદ વિના દીલ્હી જીતાવું મુશ્કેલ હતું. સર હેનરિ લોરેન્સના આદરમાનપૂર્વક બોલાવવાથી હિંદુસ્થાની સૈનિકો હાજર ન થાત તો લખનૌર કદી ન બચત. પંજાબને સિંધુ નદીની પેલી પારના લોકો વફાદાર ન રહ્યા હોત તો સર જોન લોરેન્સ કલકત્તાની ઉત્તરેથી સમગ્ર જનપદ અધિકારમાં લેવા સમર્થ થાત નહિ.૧

૧. Forty one years &c. Vol. I. Preface P. VIII. IX.

આ ઘટનાને લીધે પરિણામે નુકસાન થયું નહોતું. પ્રબળ વાવાઝોડું જેમ ચોમેરથી દુષિત વાયુને ઘસડી જાય ને છેવટે પ્રકૃતિને શાંત સ્વચ્છ બનાવે તેમ આ ભયંકર બળવા પછી બધા નુકસાનકારક વિષયો નષ્ટ થઇ શાંતિ સ્થપાઇ. બળવા પહેલાં બ્રિટિશ સરકાર દેશી રાજ્યોના સંબંધમાં કંઇ ચોક્કસ નિયમ જાળવતી નહોતી. ગવર્નર જનરલના પોતાના અભિપ્રાય ઉપર દેશી રાજ્યોનું નિર્માણ થયું હતું. આથી રજવાડાઓનાં ચિત્ત હંમેશાં ઉદ્વેગમાં જ રહેતાં. પોતાના વારસના હક્ક વિષે તેઓ સદા શંકાશીલ રહેતાં. આ બનાવ પછી મહારાણીએ જે ઢંઢેરો પ્રગટ કર્યો તે વડે રાજાઓની આ શંકા નિર્મૂળ થઇ. અમલદાર વર્ગ પણ તેઓની પ્રત્યે લાગણીવાળો બન્યો અને આનાં પરિણામ લૉર્ડ લિટનના વખતમાં પહેલા દીલ્હી દરબાર વખતે પ્રત્યક્ષ થયાં. જેઓ વંશપરંપરાગત સંપત્તિ ગુમાવી ભિખારી બન્યા હતા અથવા દેશુની જવાબદારીમાં સઘળાયે જમીન ગુમાવી બેઠા હતા તેઓએજ તક સાધી આ ઉથલપાથલને ભયંકર બનાવી મૂકી હતી, એ વાત ઉપર આવી ગઇ છે. આ લોકોને શાંત કરવા તરફ આ ઘટનાના છેવટના ભાગમાં અધિકારી વર્ગની નજર ખેંચાઇ અને તે વર્ગ હવે તેઓની સંપત્તિનું સંરક્ષણ કરવા માટે, તેઓના હક્ક જાળવી રાખવા માટે તૈયાર થયો હતો. જે સિપાઇઓ વડે આ ભયંકર ઘટના ઉદ્ભવી હતી તે ઘટનાએ જ સરકારને સિપાઇઓના હક્કોના સંરક્ષણ માટે તથા તેના હક્કો સાચવવા માટે પ્રેરી હતી. લૉર્ડ ડેલહાઉઝીના સમયમાં જેની શરૂઆત થઇ હતી તે બધી વસ્તુ આ બનાવ પછી સુવ્યવસ્થિત ને વિસ્તૃત બની હતી. રેલ્વે, તાર વગેરેએ દેશના છુટા છુટા ભાગોને જોડી દીધા હતા અને એ બધાનો મૂળ પાયો આ બનાવ જ ગણી શકાય. આ બનાવ પછી રાજ્યનો અમલદાર વર્ગ પ્રજાજનોના હક્ક,

પ્રકારનાં આવાં ઘણાં કારણોને યોગે બળવો ફાટી નીકળ્યો હતો અને તે આ દેશના ને પરદેશના અનેક સાહસિક લોકોનાં અસાધારણ પરાક્રમોને સ્થાન આપી શાંત પડયો હતો. અંગ્રેજોએ આ મહા વિપ્લવની કથા વિસ્મૃતિ સાગરને વિષે ડૂબી જવા દીધી નથી. વસ્તુતઃ આ ઘટના નરશોણિત સાથે જડાએલી છતાં માનવોને માટે શીખવા જેવી અનેક વસ્તુથી ભરપૂર છે. આ ઘટનાએ રાજા ને પ્રજા બંનેને કર્તવ્યનું ભાન આપ્યું છે. એથી લોકોનાં ચારિત્ર્યમાં જુદા જુદા ફેરફારો વ્યક્ત થયા છે. એની વિચિત્રતા ઇતિહાસકારોને વર્ણન-ચાતુરી દર્શાવવામાં જેવી સહાયક નીવડી છે, તેવીજ વાચકોને કૌતુહલદીપક નીવડી છે. જુદી જુદી ભાષામાં તેના ગ્રંથો લખનાર અને વાંચનારનો તોટો નથી. આ ગ્રંથનો મૂળ બંગાળી લેખક વીસ વર્ષની જહેમત બાદ આ ગ્રંથ લખી શક્યો હતો અને તેમ કરવામાં તેને પુષ્કળ લખાણોનું વાચન કરવું પડયું હતું. છેવટે એ સ્વાતંત્ર્ય યુદ્ધનું હિંસાત્મક પ્રકટીકરણ પોતાનું કાર્ય સાધી ઇતિહાસના ઉદરમાં વિલીન થયું અને ભાવિને માટે અનુભવોનાં બિંદુડાં મૂકતું ગયું.

---

આ સ્થળે એક બીજી વાતનો પણ ઉલ્લેખ કરવો જોઇએ. કોઇ કોઇ લખે છે કે અંગ્રેજોના રાજ્યમાં ધર્મ નષ્ટ થાય છે એ જણાવવા ખાતર એક ગામથી બીજે ગામ ચપાટી મોકલવામાં આવતી હતી. પરંતુ સર સૈયદ અહમદખાને દર્શાવ્યું છે કે આમ કહેવાનો હેતુ કોલેરા એક ગામમાંથી બીજે ગામ જાય અને એ રીતે પોતાનું ગામ રોગમુક્ત થાય એ જ છે. આવા વહેમને લીધે જ ચપાટી એક ગામથી બીજે ગામ મોકલવામાં આવતી.—Causes of the Indian Revolt P. 3.

સમાજિક વ્યવસ્થા, ધાર્મિક નિયમો વગેરેનું માન જાળવતાં શીખ્યો એમ કહીએ તો ચાલે.

આ ભયંકર બનાવની ઉત્પત્તિનાં કારણો યોગ્ય સ્થળે ચર્ચેલાં છે. બીજાનાં રાજ્ય ખાલસા કરવાની નીતિ, બીજાના હક્ક લૂંટી લેવાની લાલસા અને યુરોપીઅન સંસ્કૃતિનાં અદષ્ટપૂર્વ અને અચિંત્યપૂર્વ ફલ-દર્શનથી લોકોનાં મન આંદોલિત થઇ ચૂક્યાં હતાં. આવા સમયમાં ચરબીવાળા ટોટાની વાત ફેલાઈ. આથી લોકોનાં અંતઃકરણમાં ધુંધવાતી ધર્માગ્નિએ પ્રજ્વલિત રૂપ ધારણ કર્યું હતું. ટોટામાં અપવિત્ર પદાર્થો હોય એ સંભવિત છે. એમાં કયા કયા પદાર્થો વાપરવામાં આવતા તે સરકારે કદી જાહેર કર્યું નથી.[1] ગમે તેમ હો પણ નાના નાના

૧. ફોર્બ્સ સાહેબે ઇ. ૧૮૫૭–૫૮ ના બળવા વિષેના સૈનિક વિભાગમાંના જરૂરી પત્રો સંઘર્યા હતા. તેમાં ચરબીવાળા ટોટા વિષે પુષ્કળ વાતો મળી આવે છે. ઇ. સ. ૧૮૫૭ ના માર્ચની ૫ મી તારીખે ૭૦ મી પાયદળ સેનાના જમાદાર શાલિકરામસિંહે બરાકપુરમાં સૌ પહેલાં આવા ટોટા વાપરવાની ના પાડી હતી. આ અપરાધને લીધે ૨૧ મી માર્ચે તેના પર લશ્કરી કોર્ટમાં કામ ચલાવવામાં આવ્યું હતું. એ સમયે કર્નલ એબટની સાક્ષી પરથી જણાય છે કે ટોટામાં સિપાઇઓ ન અડકી શકે તેવો પદાર્થ વપરાયો હોય એ સંભવિત છે. Forrest, Selections from the Letters, Despatches and other State Papers, Preserved in the Military Department of the Government of India, 1857–58. Appendix, P. 67. Comp. Lord Roberts, Forty-one years in India. Vol. I, P 431. એ સંગ્રહમાં બીજે કેટલેક સ્થળે પણ આ વિષયનો ઉલ્લેખ છે. Selections &c. P. 3. (આગળ પાના ૫૨૧ ઉપર જુઓ.)

પ્રકારનાં આવાં ઘણાં કારણોને યોગે બળવો ફાટી નીકળ્યો હતો અને તે આ દેશના ને પરદેશના અનેક સાહસિક લોકોનાં અસાધારણ પરાક્રમોને સ્થાન આપી શાંત પડયો હતો. અંગ્રેજોએ આ મહા વિપ્લવની કથા વિસ્મૃતિ સાગરને વિષે ડૂબી જવા દીધી નથી. વસ્તુતઃ આ ઘટના નરશોણિત સાથે જડાએલી છતાં માનવોને માટે શીખવા જેવી અનેક વસ્તુથી ભરપૂર છે. આ ઘટનાએ રાજા ને પ્રજા બંનેને કર્તવ્યનું ભાન આપ્યું છે. એથી લોકોનાં ચારિત્રમાં જુદા જુદા ફેરફારો વ્યક્ત થયા છે. એની વિચિત્રતા ઇતિહાસકારોને વર્ણન-ચાતુરી દર્શાવવામાં જેવી સહાયક નીવડી છે, તેવીજ વાચકોને કૌતુ-હલદીપક નીવડી છે. જુદી જુદી ભાષામાં તેના ગ્રંથો લખનાર અને વાંચનારનો તોટો નથી. આ ગ્રંથનો મૂળ બંગાળી લેખક વીસ વર્ષની જહેમત બાદ આ ગ્રંથ લખી શક્યો હતો અને તેમ કરવામાં તેને પુષ્કળ લખાણોનું વાચન કરવું પડયું હતું. છેવટે એ સ્વાતંત્ર્ય યુદ્ધનું હિંસાત્મક પ્રકટીકરણ પોતાનું કાર્ય સાધી ઇતિહાસના ઉદરમાં વિલીન થયું અને ભાવિને માટે અનુભવોનાં બિંદુઓ મૂકતું ગયું.

---

આ સ્થળે એક બીજી વાતનો પણ ઉલ્લેખ કરવો જોઇએ. કોઇ કોઇ લખે છે કે અંગ્રેજોના રાજ્યમાં ધર્મ નષ્ટ થાય છે એ જણાવવા ખાતર એક ગામથી બીજે ગામ ચપાટી મોકલવામાં આવતી હતી. પરંતુ સર સૈયદ અહમદખાને દર્શાવ્યું છે કે આમ કહેવાનો હેતુ કોલેરા એક ગામમાંથી બીજે ગામ જાય અને એ રીતે પોતાનું ગામ રોગમુક્ત થાય એ જ. છે. આવા વહેમને લીધે જ ચપાટી એક ગામથી બીજે ગામ મોકલવામાં આવતી.—Causes of the Indian Revolt P. 3.

## પરિશિષ્ટ ૯

### મહારાણીનો ઢંઢેરો.

'હું વિક્ટોરિયા, જગદીશ્વરના પ્રસાદથી ગ્રેટબ્રિટન અને આયર્લેંડનાં સંમિલિત રાજ્યની અને યુરોપ, એશિયા, આફ્રિકા, અમેરિકા અને ઑસ્ટ્રેલિયામાંનાં એ સંમિલિત રાજ્યનાં જે સંસ્થાનો અને તાબાનાં રાજ્યો છે તે બધાંની અધીશ્વરી અને ધર્મરક્ષાકારિણી.

'હિંદના જે પ્રદેશમાં મારો અધિકાર છે, તે પર અત્યાર સુધી ઇસ્ટ ઇંડિઆ કંપની રાજ્ય ચલાવતી હતી. હવે મેં પાર્લમેંટની સંમતિથી એ બધા પ્રદેશનો શાસનભાર ગ્રહણ કર્યો છે.

'આ જાહેરનામા દ્વારા સાધારણ પ્રજાને જણાવું છું કે મેં પાર્લમેંટની સલાહ અને સંમતિથી હિંદ સામ્રાજ્યનો શાસનભાર મારા હાથમાં લીધો છે. હિંદની પ્રજા પ્રત્યે મારો આદેશ છે કે તેણે પ્રજાના યથાર્થ ધર્મો પાળવા, મારા અને મારા વંશજો તરફ શ્રદ્ધા રાખવી. હું હિંદનો કારભાર ચલાવવા માટે જે અમલદારો નીમું તેના પ્રત્યે સન્માન દર્શાવવું અને તેઓના હુકમ મુજબ ચાલવું.

'મારા વિશ્વાસુ અમાત્ય અને પ્રિયપાત્ર શ્રીયુત ચાર્લ્સ જૉન વાઇકાઉન્ટ કૅનિંગ બહાદુરની પ્રભુભક્તિ, કાર્યદક્ષતા અને સદ્વિવેચના ઉપર સંપૂર્ણ આધાર રાખી હું તેમને હિંદના રાજ્યના મારા પહેલા વાઇસરોય (રાજ પ્રતિનિધિ અને ગવર્નર જનરલ)ની પદવી પર નીમું છું. હું, મારા કોઇ પ્રધાન સેક્રેટરી દ્વારા વખતો વખત જે નિયમો ને આજ્ઞાઓ જાહેર કરીશ, તે બધા નિયમો ને હુકમોને વશ થઇ વાઇકાઉન્ટ કૅનિંગ બહાદુર હિંદ સામ્રાજ્યની વ્યવસ્થા ચલાવશે.

'ઇસ્ટ ઈંડિઆ કંપનીના સમયમાં જે માણસો રાજ્યના કામમાં જોડાયા છે, તેઓને પોતપોતાના કામપર બહાલ રાખવામાં આવે છે. પરંતુ ભવિષ્યમાં મારી ઇચ્છા મુજબ અથવા જે નિયમો પસાર કરવામાં આવશે તે મુજબ એ બધા અમલદારોને રાખવા કે ન રાખવા તે એ ઇચ્છા અને નિયમો મુજબ નક્કી થશે.

'આ દ્વારા હિંદના રાજાઓને જણાવવામાં આવે છે કે ઇસ્ટ ઇંડિઆ કંપનીએ તેઓની સાથે જે સંધિ અને પ્રતિજ્ઞા કરી છે તે બધી સંધિ ને પ્રતિજ્ઞા હું પાળીશ. હું આશા રાખું છું કે હિંદના રાજાઓ પણ મારી પેઠે સંધિ પાળશે અને પ્રતિજ્ઞાપાલન કરી બતાવશે.

'હિંદમાં અત્યારે મારી જેટલી સત્તા છે તેમાં વધારો કરીશ નહિ. બહારનો શત્રુ મારા રાજ્ય પર ચઢી આવશે તો તેને ઉચિત બદલો આપવાનું નહિ ચુકું. જેઓ મારા પક્ષમાં છે તેને બીજાના રાજ્ય પર હુમલો કરવા નહિ દઉં. હું હિંદના રાજાઓના અધિકાર, પદ અને મર્યાદા મારા પોતાના અધિકાર, પદ ને મર્યાદા પ્રમાણે માની જાળવીશ. દેશમાં શાંતિ હોય તે વખતે જે સુખ અને સૌભાગ્ય થઈ શકે તેવાં જ સુખ અને સૌભાગ્યમાં હિંદના રાજાઓ અને મારી પ્રજા પોતાનો કાળ ગાળી શકશે.

'રાજધર્મના પાલન માટે હું બીજી પ્રજાઓ સાથે જેવી પ્રતિજ્ઞાથી બંધાએલ છું તેવીજ પ્રતિજ્ઞાથી હિંદની પ્રજા સાથે પણ બંધાઉં છું. સર્વશક્તિમાન જગદીશ્વરના પ્રસાદથી હું એ પ્રતિજ્ઞા યથાર્થ રીતે પાળીશ.

'ખ્રિસ્ત ધર્મમાં મારો દૃઢ વિશ્વાસ છે. એ ધર્મનો આશ્રય લેવાથી સુખ અને સંતોષ પ્રાપ્ત થાય છે એ પણ હું કૃતજ્ઞચિત્તે સ્વીકારૂં છું. પરંતુ હું મારી પ્રજાના સંબંધમાં આ વિશ્વાસ મુજબ

કોઇપણ કાર્ય કરીશ નહિ. હું જાહેર કરૂં છું કે કોઇપણ વ્યક્તિ તેના વિશ્વાસ મુજબ કોઇપણ ધાર્મિક કાર્યનું અનુષ્ઠાન કરતાં અનુગૃહીત, નિગૃહીત કે ઉત્પીડિત થશે નહિ. બધાં પોતાના વિશ્વાસ મુજબ પોત પોતાના ધાર્મિક અનુષ્ઠાન કરી શકશે અને બધા મારા તાબા નીચે સરખી રીતે રક્ષણ પામશે. જેઓ મારા તાબા નીચે હિંદનો કારભાર ચલાવવા માટે નીમાશે તેઓને હું આજ્ઞા કરૂં છું કે તેઓએ મારી પ્રજાના ધર્મમાં કોઇપણ પ્રકારનો હસ્તક્ષેપ કરવો નહિ. જે હસ્તક્ષેપ કરશે તે મને અપ્રિય થશે અને મારા ક્રોધને પાત્ર થશે.

'મારી પ્રજા, પછી તે ગમે તે ધર્મ પાળતી હશે છતાં પોતાની વિદ્યા, શક્તિ અને ચરિત્રના બળવડે સરકારી ખાતામાં બધાં કામો કરી શકશે. તેઓને વિના પક્ષપાતે નોકરી આપવામાં આવશે.

'હિંદીઓને પોતપોતના બાપદાદાઓ તરફથી મળતી જમીન પર કેટલી માયા હોય છે, કેટલો પ્રેમ હોય છે, તે હું જાણું છું. એ જમીન, એ સંપત્તિ પરથી તેઓના અધિકાર જાળવી રાખવામાં આવશે. પરતુ તેઓને સરકારી ભાગ નિયમ મુજબ આપવો પડશે. કાયદા તૈયાર કરતી વેળા અને કાયદા મુજબ વર્તન ચલાવતી વેળા હિંદના પ્રાચીન અધિકાર અને પ્રાચીન રીત રિવાજો પર ધ્યાન રાખવામાં આવશે.

'કેટલાક દુષ્ટ બુદ્ધિવાળા લોકો અમૂલક જનરવ પેદા કરી પોતાના સ્વદેશ બાંધવોને છેતરી શકયા છે અને તેઓને રાજદ્રોહી બનાવી શકયા છે તેથી દેશને પુષ્કળ નુકસાન થયું છે. હું તે માટે અતિશય દુઃખી છું. રાજદ્રોહનું નિવારણ થવાથી મારો પ્રભાવ અને પરાક્રમ ખુલ્લું થયું છે. જે લોકો છેતરાયા હતા તેઓ જો હવે ફરીથી પાછા

પ્રજાધર્મનું પાલન કરશે તો તેઓના ગુન્હા માફ કરવામાં આવશે અને તેઓના પ્રત્યે દયા તથા સુજનતા દર્શાવવામાં આવશે.

'હિંદ સામ્રાજ્યને નિરૂપદ્રવી કરવા માટે આ પહેલાં મારા પ્રતિનિધિ અને ગવર્નર જનરલ વાઇકાઉન્ટ કેનિંગ બહાદુરે એક પ્રદેશના અપરાધીઓને તેઓના ગુન્હા માફ કરવાની આશા આપી છે. જેઓના અપરાધ માફ કરવા જેવા નથી તેઓને ઉચિત સજા કરવામાં આવશે એમ પણ તેઓએ દર્શાવ્યું છે. હું ગવર્નર જનરલના આ કાર્યને અનુમોદન આપું છું. તે ઉપરાંત સામાન્ય પ્રજાની જાણ માટે પ્રગટ કરૂં છું કે—

'જેઓ મારી બ્રિટિશ પ્રજાની ખૂનરેજી કરવામાં પ્રત્યક્ષ-રીતે જોડાયા હતા તે સિવાય બીજા પ્રત્યે દયા બતાવવામાં આવશે.

'એ ખૂનીઓ પ્રત્યે ન્યાયાનુસાર દયા દર્શાવી શકાશે નહિ.

'જેઓએ જાણી જોઇને પોતાની ઇચ્છાથી ખૂનીઓને આશરો આપ્યો છે, અથવા જેઓએ ગયા બળવામાં સત્તા ભોગવી છે તેઓને પ્રાણદંડની શિક્ષા નહિ થાય, પણ બીજી યોગ્ય શિક્ષા થશે. એ બધા લોકોને ઉચિત શિક્ષા કરતી વેળા વિચાર કરીશું કે તેઓએ કઇ સ્થિતિમાં બીજાઓની ઉશ્કેરણીથી ભૂલ ખાઇ રાજદ્રોહીઓને આશરો આપ્યો હતો. છેતરાઇ જઇ જેઓએ જૂલમો ગુજાર્યા છે તેઓ પ્રત્યે યથોચિત અનુગ્રહ દર્શાવવામાં આવશે.

'એ સિવાય જેઓએ સરકાર વિરુદ્ધ હથિયારો પકડયાં હતાં, તેઓ જો પોતપોતાને ઘેર જઇ શાંતિપૂર્વક ધંધે લાગશે તો તેઓને માફી બક્ષવામાં આવશે, અને તેઓએ ગુન્હો કર્યો હતો તે મનમાં રાખવામાં આવશે નહિ.

'અપરાધની માફી અને દયા સંબંધમાં જે નિયમોનો ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે નિયમોનું પાલન આવતી જાન્યુઆરીની તા. ૧ લી દરમિયાન જે કરશે તેઓને માફી આપવામાં આવશે અને તેમ કરનાર પ્રત્યે અનુગ્રહ દર્શાવવામાં આવશે.

'ઇશ્વરના આશીર્વાદથી શાંતિ સ્થપાશે એટલે હિંદની ખેતી, વ્યાપાર સંબંધી ઉચિત ઉત્સાહ આપવા, પ્રજાના ઉપકાર અને ધન વૃદ્ધિસાધક વિષયોનો ઉત્કર્ષ સાધવા અને હિંદની પ્રજાના ઉપકાર માટે હિંદ સામ્રાજ્ય શાસન કરવામાં આવશે. હિંદની પ્રજાની ઉન્નતિ થતાં હું મને પોતાને પ્રબળ અને પરાક્રાંત માનીશ. પ્રજા સંતુષ્ટ થશે તો હું મને પોતાને નિશંક અને નિરાપદ માનીશ. અને પ્રજા સંતુષ્ટ બની જે કૃતજ્ઞતા તથા રાજભક્તિ દર્શાવશે તેને જ હું સર્વોત્કૃષ્ટ પુરસ્કાર માનીશ.

'છેવટે પ્રાર્થના એ જ છે કે પ્રજાના ભલા માટે આ બધા સંકલ્પ જે વડે હું કાર્યમાં ઉતારી શકું તે ખાતર સર્વશક્તિમાન જગદીશ્વર મને અને મારા હુકમથી જેઓ રાજ્ય ચલાવે છે તેને એવી શક્તિ આપો.'

